[illegible]



॥ श्रीकृष्णाय नमः ॥ ग्रन्थाङ्क १८.

॥ श्रीमद् विठ्ठलेशचरणकमलेभ्यो नमः ॥



श्रीमद् विठ्ठलनाथजीना निजसेवक

# ॥ २५२ वैष्णवनी वार्ता ॥

ઘણા પ્રાચીન ગ્રન્થોના આધારે, અનેક ટિપ્પણ, તથા ઐતિહાસિક પ્રાચીન અને નવિન માહિતી, દ્રષ્ટાન્તો અને સિદ્ધાન્તો સહિત, ફુટનોટમાં અનેક ગ્રન્થોના દાખલાઓ બતાવી સંશોધન કરી, વ્રજભાષામાંથી ગુજરાતીમાં અનુવાદ કરી છપાવી છે.

અનુવાદક:-


જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ.
પ્રોફેસર ગુજરાત મહિલા પાઠશાળા,
અમદાવાદ.



પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦

વલ્લભાબ્દ ૪૪૫
સં. ૧૯૭૯

પ્રકાશક:

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.

ગાંધીરોડ, ગાલાની પોળ પાસે, નં. ૧૧૮ અમદાવાદ.

વ્યવસ્થાપક.
" શ્રીભક્તિ ગ્રન્થમાલા "
કાર્યાલય.





ન્યોછાવર રૂ. ૬-૦-૦

ધી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.
ઠે. કાળુપુર, ટંકશાળ—અમદાવાદ.




॥ श्रीकृष्णाय नमः ॥ ग्रन्थाङ्क ३८.

॥ श्रीमद् विट्ठलेशचरणकमलेभ्यो नमः ॥



श्रीमद् विट्ठलनाथजीना निजसेवक

# ॥ २५२ वैष्णवनी वार्ता ॥

ઘણા પ્રાચીન ગ્રન્થોના આધારે, અનેક ટિપ્પણ, તથા ઐતિહાસિક પ્રાચીન અને નવિન માહિતી, દ્રષ્ટાન્તો અને સિદ્ધાન્તો સહિત, ફુટનોટમાં અનેક ગ્રન્થોના દાખલાઓ બતાવી સંશોધન કરી, વ્રજભાષામાંથી ગુજરાતીમાં અનુ-વાદ કરી છપાવી છે.

અનુવાદક:-

જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ.
પ્રોફેસર ગુજરાત મહિલા પાઠશાળા,
અમદાવાદ.

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦

શ્રીવલ્લભાબ્દ ૪૪૫
સં. ૧૯૭૯

પ્રકાશક:-

લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.

રીચીરોડ, ફતાસાની પોળ પાસે, નં. ૧૧૦ અમદાવાદ.

વ્યવસ્થાપક:-
" શ્રીભક્તિ ગ્રન્થમાલા "
કાર્યાલય.



ન્યોછાવર રૂ. ૪-૦-૦

ધી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.
ઠે. કાલુપુર, ટંકશાળ—અમદાવાદ.

# પ્રકાશકની વિજ્ઞપ્તી.

વૈષ્ણવો ! આ ગ્રન્થ ૨૫૨ વૈષ્ણવની વાર્તા તૈયાર કરી વૈષ્ણવોના કર-કમલમાં મુકતાં આનંદ થાય છે.આ ગ્રન્થ કેવા સંયોગોમાં પ્રગટ થાય છે તે માટે વાચકવૃન્દને વિજ્ઞપ્તી કરવાની કે મારા તરફથી સં. ૧૯૭૭ ની સાલમાં ૮૪ વૈષ્ણવની વાર્તા વ્રજભાષા ઉપરથી ગુજરાતીમાં ટીકા તેમાં અનેક પ્રકારની ફુટનોટમાં જુદા જુદા ગ્રન્થો ઉપરથી દ્રષ્ટાન્તો, સિદ્ધાન્તો, બીજા ગ્રન્થોનાં અવતરણો, ઐતિહાસિક માહીતી વગેરે તેમજ વાર્તાના અંતે તેમાંથી લેવો જોઈતો ટુંક સારાંશ સાથે પ્રગટ થઈ ત્યારથીજ આવા પ્રકારની ૨૫૨ વૈષ્ણવની વાર્તા પણ પ્રગટ કરો. એવી વૈષ્ણવોની વારંવાર આજ્ઞાઓ થતી હતી,પણ જ્યાં સુધી તેવું સાધન એકત્ર થઇ શકે નહી ત્યાં સુધી એમજ ગ્રન્થ પ્રકટ કરી દેવો એ તો ભાર વહન કરવા જેવું છે. તે માટે જ્યારે ૮૪ વૈષ્ણવની વાર્તા પ્રગટ થઇ ત્યારથીજ સાધન એકત્ર થતું હતું.તે આજે ગ્રન્થરૂપે પ્રગટ થાય છે. ( વિશેષ માટે ૮૪ વૈષ્ણવની વાર્તાની પ્રસ્તાવના જુઓ. )

અત્યાર સુધીમાં આ વાર્તાનાં પુસ્તકો ફક્ત ચાર છપાયાં છે.

૧ વૈ. ઠાકોરદાસ સુરદાસ તરફથી વ્રજભાષામાં છપાયો છે. હવે તે મળતો નથી.
૨ ડાકોરના બાવા રામદાસજી તરફથી ,, ,, હવે મળતો નથી.
૩ પેટલાદના વૈષ્ણવ તરફથી ગુજરાતીમાં છપાયો છે. હવે તે મળતો નથી.
૪ રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી ગુજરાતીમાં છપાયો છે.

અને આ એક પાંચમો મારા તરફથી પ્રગટ થાય છે. ઉપરોક્ત કોઇપણ પુસ્તકમાં આવા પ્રકારની હકીકત જોવામાં આવતી નથી. વૈષ્ણવોએ તો જ્યારે ૮૪ વૈષ્ણવની વાર્તા વાંચી ત્યારથીજ તેવાજ રૂપમાં ૨૫૨ વૈષ્ણવની વાર્તા થાય તો અમારે તો લેવી છે. જ્યારે તમો તેવી છપાવશો ત્યારે લેઇશું. એમ કહેતા તેથીજ આ ગ્રન્થ વૈષ્ણવોની કૃપાથી તેમની ઉતાવળથીજ તૈયાર થાય છે જેથી તેમનો આભાર માનું છું.

વાર્તાના અંતે સાર આપ્યો છે, તેમાં માર્ગની હદમાં રહીને બે શબ્દો લખાયા છે. તે યોગ્ય લાગે તો ગ્રહણ કરવાના છે નહિતો તે તરફ દૃષ્ટિપાત કરવાનો નથી. એમ વિનંતી છે.વૈષ્ણવના સેવ્ય શ્રીઠાકોરજી હાલ ક્યાં બિરાજે છે તે પણ હકીકત મળી તેટલી જણાવી છે. અને કેટલીક અપૂર્ણ છે, માટે તેવી કેટલીક હકીકત અમને કોઇ વૈષ્ણવ જણાવશો તો બીજી આવૃત્તિ વખતે ઉમેરો કરીશું.શ્રીગુસાંઈજીના જીવનચરિત્રનો ઉલ્લેખ આ પુસ્તકની પ્રસ્તાવનામાં કર્યોછે. તથા આપશ્રીનું એક સુંદર ચિત્ર આપ્યું છે.તે વૈષ્ણવોને ખાસ જાણવાની જરૂર છે. તેમાં કેટલી વધારાની હકીકત કોઇ જાણતા હો તો જણાવવા વિનંતી છે.

ફાલ્ગુન કૃષ્ણ અષ્ટમી
સં. ૧૯૭૯
અમદાવાદ.

લી. આપનો કૃપાકાંક્ષી, દાસાનુદાસ,
વૈષ્ણવ. લલ્લુભાઇ છગનલાલ દેસાઇના
જયશ્રીકૃષ્ણ.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો (આ. ૪ થી) | ૧—૪—૦ |
| ૨ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો (આ. ૨ જી) | ૧—૦—૦ |
| ૩ | શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ | ૧—૦—૦ |
| ૪ | નિત્યનિયમના પાઠ તથા ધોળ (આવૃત્તિ ૫ મી) | ૦—૪—૦ |
| ૫ | શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (ગુજરાતી) | ૦—૪—૦ |
| ૬ | બ્રહ્મસંબંધ કાવ્ય (આવૃત્તિ ૩ જી) | ૦—૪—૦ |
| ૭ | શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર. મુળશ્લોક સાથે ગુજરાતી ટીકા | ૦—૧૨—૦ |
| ૮ | શ્રીપુરૂષોત્તમ સહસ્ત્ર નામ સ્તોત્ર (મુળ શ્લોક સાથે ગુ. ટીકા) | ૨—૦—૦ |
| ૯ | શ્રીમદ્ ભગવદ્‌ગીતા (તત્વદિપિકા અમૃતતરંગીણીના આશય સાથે) | ૧—૮—૦ |
| ૧૦ | શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય (આવૃત્તિ ૨ જી) | ૦—૬—૦ |
| ૧૧ | શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા (આવૃત્તિ ૨ જી) | ૧—૪—૦ |
| ૧૨ | શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ | ૦—૫—૦ |
| ૧૩ | શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (વ્રજભાષા) | ૦—૫—૦ |
| ૧૪ | શ્રીમદ્દુજી મહારાજ કૃત ૩૨ વચનામૃત, તથા મહારાજશ્રીએ કરેલાં દીનતા આશ્રયનાં ૭૫ પદ, તથા શ્રીદ્વારકામાં કરેલા છપ્પન ભોગનું ધોળ, તથા મહારાજશ્રીના જીવનચરિત્ર સહિત વ્રજ ભાષા (આવૃત્તિ ૨ જી) | ૦—૬—૦ |
| ૧૫ | નિત્ય નિયમના ૨૮ પાઠ (મુળ સંસ્કૃત) | ૦—૬—૦ |
| ૧૬ | ૮૪ વૈષ્ણવનીવાર્તા (ગુજરાતીભાષામાં મોટાઅક્ષરથી (આવૃત્તિ ૨ જી) | ૨—૮—૦ |
| ૧૭ | શ્રીયમુનાસ્તોત્ર રત્નાકર | ૦—૪—૦ |
| ૧૮ | શ્રીસ્વરૂપદર્શન ૧૪૦ ફોટાવાળું (આવૃત્તિ ૪ થી) | ૩—૦—૦ |
| ૧૯ | કીર્તન સંગ્રહ ભા. ૧ લો. વર્ષોત્સવકે કીર્તન (ઘણા મોટા અક્ષરથી) | ૧૦—૦—૦ |
| ૨૦ | શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ (ગુજરાતી) | ૦—૧—૦ |
| ૨૧ | શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ (વ્રજભાષા) | ૦—૨—૦ |
| ૨૨ | શ્રીયમુનાજીનાં ૪૦ પદ (વ્રજભાષા) | ૦—૨—૦ |
| ૨૩ | વનયાત્રાનું ધોળ (વ્રજભાષા) | ૦—૧—૩ |
| ૨૪ | શ્રીગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક | ૦—૧૦—૦ |
| ૨૫ | શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર (બે ભાગમાં સંપૂર્ણ માળાપ્રસંગ સાથે) | ૪—૦—૦ |
| ૨૬ | શ્રીહરિરાયજી કૃત બડેશિક્ષાપાત્ર (મૂળ શ્લોક સાથે ગુજરાતી ટીકા) | ૪—૦—૦ |

| | |
|---|---|
| ૨૭ તીર્થયાત્રાનો હેવાલ (આખા હિંદુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં તીર્થોની સંપૂર્ણ માહીતીવાળું) | ૩—૦-૦ |
| ૨૮ ભાવસિન્ધુ વ્રજભાષા | ૧—૪-૦ |
| ૨૯ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વિગેરે બાળકોની બેઠકો તથા શ્રીનાથજીની ચરણચોકી, બેઠકોના વર્ણન સાથે | ૩—૮-૦ |
| ૩૦ શ્રી સર્વોત્તમ સ્તોત્ર સટીક | ૦—૨-૦ |
| ૩૧ શ્રીપુરૂષોત્તમ સહસ્રનામ સ્તોત્ર મુળમાત્ર. | ૦—૨-૦ |
| ૩૨ શ્રીવલ્લભાષ્ટક. સંસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર, શ્રી ચતુઃશ્લોકી ગ્રન્થની ટીકા સાથે | ૦—૬-૦ |
| ૩૩ શ્રી અષ્ટાક્ષરનિરૂપણ અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર શ્રીગુસાંઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર | ૦—૬-૦ |
| ૩૪ પંચામૃત | ૦—૮-૦ |
| ૩૫ નિત્ય નિયમના ૨૪ પાઠ ( મૂળ સંસ્કૃત ) | ૦—૪-૦ |
| ૩૬ રાસપંચધ્યાયી ( નંદદાસજીકૃત ગાવાના રાગમાં ) | ૦—૨-૦ |
| ૩૭ શ્રીગિરિધરલાલજી કાંકરોલીવાળાનાં ૧૨૦ વચનામૃત | ૩—૦-૦ |
| ૩૮ બસોબાવન વૈષ્ણવની વાર્તા. અનેક ટીપ્પણ, ટીકા સાથે ગુજરાતી ભાષામાં | ૪—૦-૦ |
| ૩૯ ષોડશ ગ્રન્થો ઘણા મોટા અક્ષરથી | ૦—૮-૦ |

રીચીરોડ, પતાસાની પોળ પાસે
નં. ૧૧૦, મેડા ઉપર—અમદાવાદ.

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.
વ્યવસ્થાપક—' શ્રીભક્તિ ગ્રંન્થમાળા '
કાર્યાલય.

॥ श्रीकृष्णाय नमः ॥




વંદુ શ્રીવિઠ્ઠલવર સુન્દર નવ ઘનશ્યામ તમાલ,
જગતીતલ ઉદ્ધાર કરવા પ્રકટ્યા પરમ દયાળ.

* * * * * * *

પૂર્ણબ્રહ્મ શ્રીલક્ષ્મણસુત પુરૂષોત્તમ શ્રીવિઠ્ઠલનાથ
શ્રીગોકુલમાં પ્રગટ પધાર્યા સ્વજન કીધા સનાથ.

( શ્રીવલ્લભાખ્યાન )

પરમભગવદીય, મહાનુભવી, ભક્ત કવી શ્રીગોપાલદાસભાઇની કમનીય અમૃતાતિશાયિ રસપ્રચુર વાણીનું પાન કયા વૈષ્ણવોએ કર્યું નહિ હોય ? તે ભક્ત કવીએ પોતાના શ્રીવલ્લભાખ્યાનમાં,શ્રીમહાપ્રભુજી તથા શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપનું વર્ણન જેવું કર્યું છે તેવું અન્ય કોઈ પ્રાકૃત વાણી કરી શકશે ? સંપ્રદાયની દૃષ્ટિએ કોટિકંદર્પ લાવણ્ય, પૂર્ણ પુરૂષોત્તમ, રસેશ્વર, શ્રીકૃષ્ણચંદ્રજ દૈવીજીવોના ઉદ્ધારાર્થે તથા શ્રીમદાચાર્યજીએ પ્રકટ કરેલા શ્રીપુષ્ટિમાર્ગનો વિસ્તાર કરવાને માટે, શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપે પુન: પ્રકટ થયા છે. તો આવા નિર્દોષ, પુર્ણ ગુણ વિગ્રહ તથા પુણ્ય શ્રવણ કીર્તન શ્રીવિઠ્ઠલેશ પ્રભુના વિષે આહંઆં "બે શબ્દ" પ્રસ્તાવના રૂપે લખવા, તે મારા જેવા પ્રાકૃત, દોષપૂર્ણ જીવને માટે નિ:સંદિગ્ધ અશકય છે! કાલીદાસ જેવા કવિને પણ રઘુવંશનું વર્ણન કરતાં એ ભય ઉત્પન્ન થયો હતો, અને તેથી તેણે કહ્યું કે "કયાં આ સૂર્ય પ્રભવ વંશ, અને કયાં મારી અલ્પ મતિ, ખરેખર! હું ઉડુપથી (નાનો તરાપો) મોટા સાગરને તરવાને ઉદ્યુક્ત થયો છું" તો પછી જે પ્રાકૃત ધર્મના વિષય નથી, જ્યાં વાણી પણ પહોંચી શકતી નથી ( यतो वाचो निवर्तन्ते यद्धाम तत्परमं मम ) એવા નિકુન્જનાયક, તેજોપુન્જ, શ્રીકૃષ્ણના પ્રકટ સ્વરૂપ શ્રીવિઠ્ઠલનાથજી સંબંધી "બે શબ્દ" લખવા તે મારી વૃથા ધૃષ્ટતાજ છે; ખરેખર તે મૌર્ખ્ય છે. પણ આ પુસ્તકમાં જે મહાનુભાવી અંતરંગ ભક્તોની વાર્તાના પ્રસંગો આપ્યા છે. તેમને જે જે મહાનુભવો થયા છે, તે જેમની કૃપાથી થયા છે, તે ભક્તજનના કલ્પ વૃક્ષ સમ, ભક્તિમાર્ગ પ્રવર્તક, કલિમલ સંહતિ કલનયશ: પુન્જ શ્રીમદ્‌વિઠ્ઠલેશજી સંબંધિ કંઇક અત્ર જણાવવું જોઈએ, એ શિષ્ટાચારને અનુસરીને, "બે બોલ" લખવામાં આવે છે.

શ્રીમદ્‌વિઠ્ઠલનાથજી તે શ્રીકૃષ્ણાસ્ય, ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ, રાસસ્ત્રીભાવ પૂરિત વિગ્રહ, માયાવાદનાતૂલાગ્નિ, ત્રિલોકીભૂષણ, તથા વાક્પતિ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર હતા. શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને બે પુત્ર હતા, એક શ્રી

ગોપીનાથજી અને બીજા શ્રીવિઠ્ઠલનાથજી. દ્વિતીય પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીનું પ્રાકટ્ય, સંવત્ ૧૫૭૨ ના વ્રજ પૌષ કૃષ્ણપક્ષની નવમી તીથિને રોજ હતું. ગોપાલદાસજીએ પણ એમના જન્મ દિવસનો ઉલ્લેખ દ્વિતીય વલ્લભાખ્યનમાં કર્યો છે.

આ પોષ મધ્યાને નોમે શ્રીનાથજી એ, અંકાજી ઉર ઉપન્યો આનંદ.
આ ચંદ શ્રીવૃન્દાવન તણો પ્રકટીઓએ.

ખરેખર? પોષ માસની નવમીને રોજ મધ્યાહ્ન સમયે, તેમનું પ્રાકટ્ય થયું છે, તેમાં પણ ખાસ સંકેત છે. પોતે પોતાના પ્રાકટ્યથી પોષણ-અનુગ્રહાત્મક પુષ્ટિ પંથનો વિસ્તાર કરવાના હોવાથી, પોષ માસમાં તેમનો પ્રાદુર્ભાવ થયો છે. મધ્યાહ્નસમયે સૂર્ય પૂર્ણ તેજોયુક્ત હોય છે, તેજ રીતે પૂર્ણ તેજોયુક્ત; પૂર્ણ કળાથી સાક્ષાત્ પરમ બ્રહ્મ તેજ શ્રીવિઠ્ઠલનાથજી તરિકે પ્રકટ થયા છે, એમ તેથી ફલિત થાય છે. નવમી તીથિનું પ્રયોજન એ સૂચવે છે કે સ્વ પિતૃચરણ પ્રકટિત ભક્તિમાર્ગનો વિશેષ પ્રચાર કરવાને આ નૂતન અવતાર છે. વૃન્દાવનચંદ્ર એમ કહેવાનું કારણ એ છે કે પોતે વૃષલગ્નમાં પ્રકટ્યા છે. ચંદ્ર પણ વૃષલગ્નનો આધિપતિ છે. પોતે હસ્ત નક્ષત્રમાં પ્રકટ થયા હતા તેથી પોતાના ભકતો ઉપર હસ્ત કમલ ધરીને તેમને સ્વપ્રાકટ્યથી પોતે નિર્ભય કર્યા.

સંવત ૧૫૬૪માં શ્રીમહાચાર્યજીએ પોતાની ત્રીજી પૃથ્વી પરિક્રમા પુરી કરીને પછી ૨૭ દિવસ કાશીમાં માયાવાદી પણ્ડિતોની સાથે વાદ કરીને તેમને જીત્યા હતા અને તે સમયે પોતે 'પત્રાવલંબન' નામનો ગ્રંથ રચ્યો હતો, ત્યારપછી પોતે ચરણાટ અગર ચરણાદ્રિમાં રહેવાને માટે ગયા. ત્યાં સંવત્ ૧૫૬૭ના આસો વદ ૧૨ ને રોજ પોતાના પ્રથમ પુત્ર શ્રીગોપીનાથ (બલભદ્રજીનો અવતાર વ્યુહાત્મક) પ્રકટ થયા અને શ્રીવિઠ્ઠલનાથજી સંવત ૧૫૭૨માં વ્રજ પોસ વદ ૯ને શુક્રવારને દિવસે હસ્ત નક્ષત્ર, શોભનયોગ, સૂર્યોદય પછી ૨૧ ઘડી ૨૫ પળે પ્રકટ્યા હતા. એમનો જન્મોત્સવ ઘણા આનંદથી ઉજવવામાં આવ્યો હતો. ભગવદીયોએ "જીુરચલિહેં બધાયે શ્રીવલ્લભગૃહ સુંદર વ્રજકી બાલા" "જીુરિચલિહેં બધાયે શ્રીવલ્લભગૃહ પ્રગટે શ્રીવઠુલરાય" "શ્રીવિઠ્ઠલ પ્રભુ પ્રકટ ભયે શ્રીગોકુલ સુખદાઈ" વગેરે વગેરે અનેક વધાઇઓ ગાવામાં આવી. પછી કુલ ગુરૂ ગર્ગાચાર્યે આવીને તેમની જન્મપત્રિકા કરી. તેમાં એવું લખ્યું હતું કે શ્રીવિઠ્ઠલનાથજી અનેક કામના પૂર્ણ કરશે. તે બે વહુજી સાથે લગ્ન કરશે, અને તેમને સાત પુત્ર રત્ન થશે. તેમના વંશના બધા પુરૂષોત્તમ થશે. તે માયામતનું ખણ્ડન કરીને બ્રહ્મવાદનું સ્થાપન કરશે. અને દૈવીજીવોનો ઉદ્ધાર કરશે.

શ્રીવિઠ્ઠલનાથજીના પ્રાકટ્ય પછી શ્રી મહાચાર્યજી કેટલાક વખત પછી ગુજરાતમાં પધાર્યા, અને ત્યાંથી પાછા અડેલ પધાર્યા. અડેલમાં શ્રીવિઠ્ઠલનાથજીને ઉપયન સંસ્કાર લૌકિક રીતિ પ્રમાણે કરવામાં આવ્યા હતા. પછીથી માધવ સરસ્વતી પાસે તેમને વિદ્યાર્જન માટે વારાણસીમાં મૂકવામાં આવ્યા હતા.

આ મધુસૂદન અગર મધુપૂરી સરસ્વતીની વાર્તા આ પુસ્તકમાં આપવામાં આવી છે. શ્રીવિઠ્ઠલનાથજી જયારે એમની પાસે અધ્યયન કરતા હતા, ત્યારે તેમને એવો ચમત્કાર થયો કે શ્રી વિઠ્ઠલનાથજી ભગવાનનો સાક્ષાત્ અવતાર છે. કારણ કે જે જે વિષયનું તે અધ્યયન કરતા, તે અતિત્વરાથી તેમને કંઠાગ્ર થઇ જતો, એટલુંજ નહિ પણ તેમના વિદ્યા ગુરુ સરસ્વતીને જે વિષયનું જ્ઞાન થતું નહિ, તે પોતે તેમને સ્ફુટ કરતા આથી સરસ્વતીએ ગુરુપદનો ત્યાગ કરીને, તેમના શિષ્ય થવાનો વિચાર કર્યો; અને તે પ્રમાણે તેમણે શ્રી વિઠ્ઠલ નાથજીને વિનતિ કરી, વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી સંવત ૧૫૮૨ ના વૈશાખ વદ ૧ ને રોજ આચાર્ય શ્રી એ શ્રી વિઠ્ઠલનાથજીનો વિવાહ વિશ્વનાથ ભટ્ટની કન્યા શ્રી રૂકિમણી સાથે કર્યો, ત્યાર પછી શ્રી આચાર્યશ્રીએ સંવત ૧૫૮૭ના વૈશાખ વદ ૧૦ ને રોજ પૂર્ણાનંદ નામ ગ્રહણ કરીને સંન્યાસ ગ્રહણ કર્યું, તે સમયે શ્રીગોપીનાથજીને પોતે ગાદી સોંપી, અને શ્રી વિઠ્ઠલનાથજીને શ્રીકંઠની માલા પહેરાવી. આ સંન્યાસ ગ્રહણ થોડા સમય માટે હતું, કારણ કે તેજવર્ષ એટલે સંવત ૧૫૮૭ના અષાડ સુદ ૩ ને દિવસે શ્રીમહાપ્રભુજીએ અસુરવ્યા મોહ લીલા કરી. આ સમયે શ્રી વિઠ્ઠલનાથજીનું વય ૧૭ વર્ષનું હતું. તે અડેલમાં નિવાસ કરતા હતા. બાલ્યાવસ્થાથીજ તે આ માર્ગ ખેલવાનો નથી પણ તાપ કલેશનો છે. તેથી તેમણે સર્વ પ્રકારના ક્રીડન વિનોદોનો ત્યાગ કર્યો અને ધર્મ શાસ્ત્રો તથા વેદાદિ તત્ત્વજ્ઞાનના ગ્રન્થોનું સૂક્ષ્મ દૃષ્ટિથી અધ્યયન કરવા માંડયું. પોતાના પિતૃ ચરણના શ્રીમદણુભાષ્ય, તત્ત્વદીપનિબંધ, તથા શ્રીસુબોધિની આદિ ગ્રંથોનું અધ્યયન તેમણે આરંભ્યું.

પોતે અડેલમાં બિરાજતા હતા તે સમયે તેમની પાસે ઘણા વૈષ્ણવો આવતા તે સર્વને આપ આ માર્ગનું પરમ રહસ્ય પ્રેમ પૂર્વક સમજાવતા, કેટલાક પંડિતો વાદ કરવાને પણ આવતા હતા, તે સર્વેને એવી રીતે ઉત્તર આપતા કે જેથી તેઓ આપશ્રીના સેવક થતાહતા. અહિંઆ આપશ્રીએ શ્રીમદાચાર્યજીના ગ્રંથો જે અપૂર્ણ હતા તેમને પૂર્ણ કરવાની ઇચ્છા કરી તેમનાં પ્રથમ પત્નીથી તેમને નવ પુત્ર તથા નવ પુત્રી મળીને કુલ અઢાર સંતાન થયાં હતાં. તેમાંથી ત્રણ પુત્રો એ ન્હાનપણમાંજ લીલા પ્રવેશ કર્યો. અને પાંચ પુત્રીઓએ પણ પાછળથી લીલા પ્રવેશ કર્યો તેમનાં બાકીનાં પુત્ર રત્નો શ્રી ગિરિધરજી. શ્રીગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી શ્રીરઘુનાથજી તથા શ્રીયદુનાથજી હતા. પુત્રીઓમાં શ્રીશોભાજી, શ્રી યમુનાજી, શ્રી કમલાજી, તથા શ્રી દેવકાજી હતાં.

સંવત્ ૧૬૧૭ની સાલમાં દિલ્હીના અકબર પાદશાહે દેશનો કબજો લેવાને અડેલપર લશ્કર મોકલ્યું હતું. આથી ગામમાં ત્રાસ ફેલાયો, અને લોકો આમ તેમ નાસવા લાગ્યા. આખું ગામ ભાગવા માંડયું શ્રીગુસાંઇજીએ તો અડેલની આ સ્થિતિ થશે એમ પહેલેથી જાણીજ મૂકયું હતું, તેથી તેઓશ્રી આ ગામનો ત્યાગ કરવા ઇચ્છતા હતા. તેમનો વિચાર ગઢા જવાનો હતો, તેથી આ નિમિત્ત મળી આવતાં આપશ્રીએ ગઢા જવાનો સંકલ્પ કર્યો. તે પછી પોતે ટીકડી, ખરીફ

તથા બાંધેગઢ થઇ સંવત ૧૬૧૯માં ગઢે પધાર્યા.ગઢામાં તેમનાં પરમ ભક્ત દુર્ગાવતી રાણી રહેતાં હતાં તેમની ઇચ્છાને માન આપીને પોતે અંહિંઆં નિવાસ કર્યું. તે અરસામાં તેમનાં વહુજી શ્રીરૂકિમણીજીએ લીલામાં પ્રવેશ કર્યો. પોતે ફરીથી લગ્ન કરવાને ઇચ્છતા નહોતા, રાણી દુર્ગાવતીએ અત્યન્ત આગ્રહ કર્યો તેથી, ભક્તના મનોરથને માન આપી પોતે ફરીથી લગ્ન કર્યું. આ લગ્ન સંવત ૧૬-૨૦ના વૈશાખ શુકલ પક્ષની તૃતીયાને રોજ સાયંકાળે, કૃષ્ણરાય દુસેરીની દિકરી પદ્માવતી વેરે થયું હતું.શ્રીપદ્માવતી વહુજીથી તેમને એક પુત્ર પ્રકટ થયા હતા. તેમનું નામ શ્રીઘનશ્યામજી હતું. તેમનું પ્રાકટ્ય સંવત ૧૬૨૮ના વ્રજ માર્ગશીર્ષ વદ ૧૩ ને રોજ હતું.

શ્રીવિઠ્ઠલનાથજીએ સ્વમાર્ગનો પ્રચાર કરવાને ઘણોજ પરિશ્રમ કર્યો હતો. ફક્ત ગુજરાતનેજ આપે લગભગ છ વખત પધારીને પાવન કર્યું હતું.ગુજરાતમાં સંવત ૧૬૧૩, ૧૬૧૬, ૧૬૧૯, ૧૬૨૩, ૧૬૩૧, અને ૧૬૩૯માં એમ છ વખત પધાર્યા હતા. ફક્ત ગુજરાતનેજ આપશ્રીએ પાવન કર્યું છે એટલુંજ નહિ પણ અખિલ ભારત વર્ષમાં પણ પોતે પર્યટન કર્યું છે. તેમની એકંદરે ૨૮ બેઠકો છે. તેમાં ગુજરાતમાં આઠ બેઠકો છે. અડેલ, ગોધરા, અલીણા, અસારવા, ખંભાત, જામનગર, દ્વારકા, અને રામજીમંદિરમાં દ્વારકા પાસે–આ સ્થળોની બેઠકો અદ્યાપિ પણ બિરાજે છે, આ દરેક બેઠકનાં સ્થળો પ્રકૃતિના સૌન્દર્યથી ભક્તોના મનને પ્રસન્ન કરે એવાં છે જ્યાં જ્યાં આપ પ્રવાસ કરતા તે તે દરેક સ્થળે આપને રાજા રાણાઓ, પંડિતો, શ્રીમન્તો તથા અન્ય સર્વ તરફથી અપૂર્વ માન મળતું,આપશ્રી પોતાનો સમય પ્રભુ સેવામાં,શાસ્ત્રાધ્યન કરવામાં, તથા સ્વપિતૃચરણ વિરચિત ગ્રંથો ઉપર વિવૃત્તિ અગર ટીકાઓ, તથા સ્વતંત્ર ભાવાત્મક ગ્રંથો રચવામાં તેમજ ભક્તોને પોતાના વચન સુધાનું પાન કરાવવામાં વ્યતીત કરતા હતા. પોતાને શરણે આવેલા ભક્તો ઉપરજ પોતાને દયા હતી એટલુંજ નહિ પણ સર્વ કોઇ પ્રાણીઓ ઉપર તેમને દયા હતી. તેથીજ આપણે વાર્તાના સંગ્રહમાંથી જોઇ શકીએ છીએ કે કબુતર તથા કબુતરી, હંસ, હંસની જેવાં અવાચક પ્રાણીઓને પણ પોતે શરણે લઇને ઉદ્ધાર કર્યો છે.

આપશ્રીને હૃદયમાં અહોનિશ શ્રીઠાકોરજીને માટે વિપ્રયોગની જવાળાઓ પ્રકટી રહેતી આપનું અખિલ જીવન તે રસની ભક્તિમાંજ વ્યતીત કર્યું છે.રસેશ્વર શ્રીકૃષ્ણચંદ્રની રતિ શી રીતે જીવોને પ્રાપ્ત થાય, તેને માટે અહોનિશ પોતે ચિન્તન કર્યું છે. આ રસ શું છે તે આપે શૃંગારરસમણ્ડન, ગુપ્તરસ, વિજ્ઞપ્તિ, ઇત્યાદિ ગ્રંથો પ્રકટ કરીને વ્યક્ત કર્યું છે.

આપને અધિકારીજી શ્રીકૃષ્ણદાસજીની આજ્ઞાથી,લગભગ છમાસ દૂર રહેવું પડ્યું હતું. આ સમયને પોતે અન્તઃ સ્થિત વિપ્રયોગ રસના તાપ કલેશાનન્દના અનુભવ માટે ઘણોજ અનુકુળ કરી લીધો. વૈષ્ણવોમાં પ્રસિદ્ધ થયેલી આપની વિજ્ઞપ્તિ આ સમયના હૃદયોદ્‌ગાર છે.તેમના હૃદયમાં પ્રભુની રતિ

માટે કેટલી તીવ્ર અભિલાષા હતી, તે એ ઉપરથી જણાઈ આવે છે! જ્યારે એ કૃષ્ણદાસજીને છમાસ પછી બાદશાહે દૂર કર્યા તે સમયે આપે તેમનો દોષ નહિ કહાડતાં, તેમનું સંરક્ષણ કર્યું છે.આવા અનેક અપરાધ યુકત જીવોના ઉપર આપે અત્યન્ત કૃપા કરી છે તેથીજ આપનું નામ કૃપાસિંધુ કહેવાય છે.

સંવત ૧૬૨૧માં ગાઢામાં ઉપદ્રવ થવાનો સંભવ આપશ્રીને જણાવાથી આપે મથુરામાં આવીને રહેઠાણ કર્યું આ સ્થળને સતઘરા કહે છે ને તે રાણી દુર્ગાવતીએ બંધાવ્યું છે.

શ્રીવિઠ્ઠલનાથજીનું પ્રાકટ્ય પુષ્ટિમાર્ગનો વિસ્તાર કરવા માટે હતું.આ કામ તેમણે પોતાના પિતૃચરણ શ્રીઆચાર્યજીની આજ્ઞાનુસાર પૂર્ણ કર્યું. પછી પોતે સંન્યાસ લેવાની ઇચ્છા કરી. અને વસ્ત્રાલંકાર સર્વ ઉતારીને કમંડલું હાથમાં ગ્રહણ કર્યું તે સમયે રામદાસજી તેમની પાસે આવ્યા અને ચતુર્થાશ્રમ ગ્રહણ નહિ કરવા કહ્યું. શ્રી વિઠ્ઠલનાથજીએ કહ્યું કે માત્ર વૈદિક મર્યાદાની ખાતરજ સંન્યાસ ગ્રહણ કરાય છે તો પણ રામદાસજીના અત્યન્ત આગ્રહને વશ થઇને શ્રીઠાકોરજીની સેવા માગનીરીતિ પ્રમાણે બરાબર બની આવે તેટલા માટે, તે વિચાર માંડી વાળ્યો. આ પ્રસંગથી આપનું ભકતાધીનત્વ કેટલું બધું હતું તે જણાઇ આવે છે.

જ્યારે પોતાનો અસુરવ્યામોહલીલાનો સમય પાસે આવ્યો ત્યારે સર્વ બાળકોને પાસે બોલાવીને આ માર્ગમાં શ્રીઠાકોરજીની સેવા કેવી રીતે કરવી, તથા માર્ગનું સંરક્ષણ કેમ કરવું, ઈત્યાદિ બાબતો વિષે બોધ આપ્યો પછી શ્રીશોભાબેટીજી તથા જયેષ્ઠ પુત્ર શ્રીગિરિધરજીને સાથે લઇને શ્રીવિઠ્ઠલનાથજી શ્રીજીદ્વાર પધાર્યા.ત્યાં જઇને નિજપુત્ર શ્રીગોકુલનાથજીને પાછા બોલાવ્યા અને તેમને શ્રીનાથજીની સેવા સોંપી અને આજ્ઞા કરી કે શ્રીઆચાર્યજીની મેંડ મર્યાદામાં ન્યૂનતા ન થાય તેમ સંભાળજો. આ પ્રમાણે પોતે અસુરવ્યામોહ લીલા માટે તૈયારી કરવા માંડી. પછી સંવત ૧૬૪૨ના માહમાસની મકરસંક્રાંત પછી સાતેમને રોજ તેલ મંગાવીને પોતે અભ્યંગ સ્નાન કર્યું. પછી ભોજન કર્યું અને ગાદી તકીએ બિરાજીને બે પત્રો ગુપ્ત લખીને ગાદી નીચે રાખ્યા.એક પત્રમાં સર્વ બાલકોને પોતે શિખામણ આપી હતી કે પોતાની પછી તેમણે કેવી રીતે વર્તવું અને બીજામાં તે પ્રસંગે અસુરવ્યા મોહલીલા વખતે તેમણે આક્રન્દ નાહ કરતાં કેવી રીતે વર્તવું એ લખ્યું હતું. આ પછી લગભગ સાયંકાળે સંવત ૧૬૪૨ના મહાવદ ૭ ના રોજ ૭૦ વર્ષ અને ૨૮ દિવસની ઉમરે આ ભૂતલનો ત્યાગ કરીને નિજધામમાં આપશ્રીએ પ્રવેશ કર્યો.

શ્રીવિઠ્ઠલનાથજીએ પોતાના સાત પુત્ર વચ્ચે શ્રીઆચાર્યજીનાં સેવ્ય સ્વરૂપોને દાયભાગમાં પધરાવી દીધાં હતાં. શ્રીગિરિધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રી બાલકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી,શ્રીરઘુનાથજી,શ્રીયદુનાથજી તથા શ્રીઘનશ્યામજીને અનુક્રમે શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલેશજી, શ્રીદ્વારકાધીશજી, શ્રીગોકુલેશજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીમદનમોહનજીનાં સ્વરૂપ પધરાવી આવ્યાં હતાં.

શ્રીનાથજી તથા શ્રીનવનીતપ્રિયાજી એ બે સ્વરૂપો શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજીનાં હોવાથી તેમની સેવાનો અધિકાર સર્વ બાળકોને આપ્યો.

શ્રીવિઠ્ઠલનાથજી આ સંપ્રદાયમાં શ્રીમત્પ્રભુચરણ એ નામથી પણ ઓળખાય છે. સામાન્ય વૈષ્ણવો તેમને શ્રીગુસાંઇજી—ગોસ્વામિ એ નામથી ઓળખે 'વિઠ્ઠલ' શબ્દનો અર્થ એવો થાય છે કે "જ્ઞાન રહિત જીવ ઉપર અનુગ્રહ કરનાર" આ નામ આપનું યથાર્થ છે.

## શ્રીવિઠ્ઠલનાથજીએ રચેલા ગ્રંથો

શ્રીવિઠ્ઠલનાથજીએ રચેલા ગ્રંથોની નામાવલી વૈષ્ણવધર્મપતાકા વર્ષ ૧ના અંક પ્રથમમાં પ્રકટ થઈ છે. અને તે અહિંઆં નીચે પ્રમાણે ઉતારવામાં આવે છે.

૧ વિદ્વન્મણ્ડન
૨ અણુભાષ્ય-અંતિમ ૧ાા અધ્યાય
૩ નિબંધ પ્રકાશ-૩ સ્કંધથી ૫ સુધી
૪ શ્રીસુબોધિનીજી ઉપર ટિપ્પણી
૫ ભક્તિ હંસ
૬ ભક્તિ હેતુ
૭ ભક્તિ જીવન
૮ ગીતા પ્રથમ અધ્યાય ટીકા
૯ ગીતા તાત્પર્ય
૧૦ ન્યાસા દેશ વિવૃત્તિ,
૧૧ ગીતા હેતુ
૧૨ ગાયત્રી કારિકા
૧૩ ષોડશ ગ્રન્થ ટીકા
સિદ્ધાન્ત મુક્તાવલી
યમુનાષ્ટકટીકા
નવરત્ન પ્રકાશ
સિદ્ધાન્તરહસ્ય વિવરણ
૧૪ શૃંગારરસમણ્ડન
૧૫ રસ સર્વસ્વ
૧૬ વ્રતચર્યા
૧૭ સ્વપ્ન દર્શન
૧૮ ગુપ્તરસ
૧૯ સેવાહ્નિક
૨૧ શ્રી સર્વોત્તમસ્તોત્ર
૨૨ શ્રી વલ્લભાષ્ટક
૨૩ શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત
૨૪ શ્રી ગોકુલાષ્ટક
૨૫ સ્વામિન્યષ્ટક
૨૬ સ્વામિની સ્તોત્ર
૨૭ ભુજંગ પ્રયાતાષ્ટક
૨૮ લલિત ત્રિભંગ સ્તોત્ર
૨૯ શ્રીયમુનાષ્ટપદી
૩૦ આર્યા
૩૧ વિજ્ઞપ્તિ
૩૨ પ્રબોધ
૩૩ ચતુઃશ્લોકી
૩૪ પ્રેમામૃતભાષ્ય
૩૫ વૃત્રાસુરચતુઃશ્લોકી ટીકા
૩૬ પ્રેખ પર્યંકશયનમ (પલના)
૩૭ મંગલ મંગલમ્
૩૮ ભાવેરંકુરિતમ્
૩૯ સૌન્દર્ય નિજહૃદ્ગતમ્
૪૦ ગદ્યાર્થ
૪૧ જન્માષ્ટમી નિર્ણય
૪૨ રામનવમી નિર્ણય
૪૩ ગીતગોવિન્દ પ્રથમાષ્ટપદી ટીકા
૪૪ અષ્ટાક્ષર નિરૂપણ
૪૫ પત્રો
૪૬ રક્ષા સ્મરણમ્

આ ઉપરાંત બીજા પણ સ્વતંત્ર લેખો શ્રીમદ્‌ભાગવત્ તથા શ્રીસુબોધિનીજી ઉપર પોતે લખ્યા છે. આમાંથી મુખ્ય મુખ્ય ગ્રન્થનો સ્વલ્પ પરિચય અહિંઆં કરાવીશું.

## શ્રીવિઠ્ઠલનાથજી રચિત ગ્રન્થોનો સ્વલ્પ પરિચય.

વિદ્વન્મંડન:-આગ્રન્થમાં શુદ્ધ અદ્વૈતતત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોનું બહુજ સુંદર શૈલીમાં, સ્ફુટન કરવામાં આવ્યું છે.સર્વત્ર શુદ્ધ બ્રહ્મજ આ બ્રહ્માણ્ડમાં વિલસી રહ્યા છે, તેમના સત્ ચિત્ અને આનંદ એ ત્રણ ગુણમાંથી, ચિત્ અને આનંદનું તિરોધાન થવાથી, જગત્ થયું છે. આનંદનું તિરોધાન થવાથી જીવ થયા છે. અને પોતાના અગણીત આનંદનું કંઇક તિરોધાન કરીને, ગણિતાનંદમાંથી પોતે અંતર્યામિ થાય છે. જગત્ એ સત્ય છે, બ્રહ્મ તે જગતનું સમવાયિ અને નિમિત્ત કારણ છે. જીવો અને બ્રહ્મનો અંશાંશિભાવનો સંબંધ છે. બ્રહ્મ સાકાર અને નિરાકાર ઉભય છે. તે આનંદ સ્વરૂપે સાકાર છે અને પ્રાકૃત ધર્મથી રહિત હોવાથી નિરાકાર છે. વળી તે વિરૂદ્ધધર્મ શ્રયી છે બ્રહ્મમાં પરિણામ દેખાય છે, છતાં પણ તે પરિણામ વિકાર વગરનો છે, જગત્ સત્ય છે, કારણકે તે બ્રહ્મની કૃતિ છે, પણ સંસાર જે જીવની અંહતા મમતાથી ઉત્પન્ન થયો છે, તે મિથ્યા છે. અનિત્ય છે. ભગવાનના ઐશ્વર્યાદિ છ ગુણોનું તિરોધાન થવાથી જીવ દુ:ખાદિ છદોષને પ્રાપ્ત થયો છે, પણ પ્રભુની ભક્તિ કરવાથી તે મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે બ્રહ્મ પ્રાપ્તિનું મુખ્ય સાધન જ્ઞાન નહિ, પણ ભક્તિજ છે, ઇત્યાદિ અનેક સિદ્ધાન્તોનું સૂક્ષ્મ નિરૂપણ આ ગ્રંથમાં કરેલું છે. તે ગ્રંથ સંસ્કૃતમાં કાશીની ચૌખમ્બા ગ્રન્થમાળા તરફથી પ્રકટ થયો છે. તેનો ગુજરાતી રા. રા. અનુવાદ નાનુલાલ નારાયણદાસ ગાંધીએ છે. કર્યો ખરેખર વિદ્વન્મણ્ડન ગ્રંથ તે વિદ્વાનોનું ભૂષણજ છે.

અણુભાષ્ય:-આ ગ્રંથને શ્રીમદાચાર્યજીએ ૨॥ અધ્યાય સુધી લખ્યો છે. આ ગ્રંથ તે પૂર્વમીમાંસા અગર બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય છે. શ્રીમદ્‌બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો ઉપર શંકરાચાર્ય, રામાનુજ, મધ્વ, નિંબાર્ક વગેરે એ પોતાના સિદ્ધાન્તને અનુકુળ આવે તેવાં ભાષ્યો લખ્યાં છે, શ્રીમદાચાર્ય ચરણનું છેલ્લું ભાષ્ય હોય એમ જણાય છે. શ્રીમદાચાર્ય ચરણે ફક્ત ૨॥ અધ્યાય સુધી ભાષ્ય કર્યું હોય એમ લાગે છે. કારણકે બાકીના ૧॥ અધ્યાયમાં ભાષ્યની શૈલી તથા ભાષા એકદમ ભિન્ન પડી જાય છે શ્રીમદાચાર્ય ચરણનું ભાષ્ય સરલ ગંભીર અને સંક્ષિપ્ત હોય છે, પણ શ્રીમદ્‌વિઠ્ઠલનાથજીનું ભાષ્ય ભાષાની ઠાક તથા પાણ્ડિત્યથી ભરેલું તેમ લંબાણ પૂર્વક છે. વળી ચતુર્થ અધ્યાયમાં લાંબી કારિકાઓ શ્રીવિઠ્ઠલનાથજી યોજે છે. વળી ભાષ્યના અન્તમાં " भाष्य पुष्पाञ्जलिः श्रीमदाचार्य चरणांबुजे । निवेदितस्तेन तुष्टा भवन्तु म य ते सदा ॥ એ શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આ ભાષ્ય શ્રીમદ્‌વિઠ્ઠલેશજીએજ પાછલા ભાગમાં-૧॥ અધ્યાયમાં કર્યું છે. આ ભાષ્ય ઉપર લગભગ સાતેક ટીકાઓ છે. કાશીની ચૌખમ્બારા ગ્રંથમાળામાં ભટ્ટ રત્નગોપાળે

આ ગ્રંથ જૂદા જૂદા ભાગોમાં છપાવ્યો છે. તેમજ હમણા મુંબાઈ સરકાર તરફ થી પણ્ડિત શ્રીધરત્ર્યમ્બક પાઠકે પણ એ ગ્રંથને અધિકરણમાળા સહિત છપાવ્યો છે.

નિબંધ પ્રકાશ:-( ૩ સ્કંધથી પાંચ સુધી ) શ્રીમદાચાર્યજીએ તત્ત્વદીપ નિબંધ રચ્યો છે. તેના પ્રથમ ભાગનું નામ શાસ્ત્રાર્થ પ્રકરણ છે. અને ત્રીજા નું નામ ભાગવતાર્થ પ્રકરણ. ત્રીજા ભાગમાં પોતે બે સ્કંધ સુધીજ પ્રકાશ સહ રચી શકયા છે.આ અપૂર્ણ ભાગને પૂર્ણ કરવાનું કામ શ્રાવિઠુલનાથજીએ શરૂ કર્યું તેમણે સ્કંધ ત્રણથી તે પાંચ સુધીના ભાગનો નિબંધ પ્રકાશ પોતે લખ્યો. આ ભાગ છપાયો હોય એમ મારા જાણવામાં નથી.

ભક્તિહંસ ગ્રંથ:-ભટ્ટ બલભદ્રે છપાવ્યો છે. તેનો ગુજરાતી અનુવાદ પણ રા. રા. ધીરજલાલભાઇએ કર્યો છે.આ ભક્તિહંસ તથા ભક્તિહેતુ, ભક્તિ નિર્ણય અને ભક્તિજીવન ગ્રંથમાં ભક્તિનું સ્વરૂપ સમજાવ્યું છે. કર્મ તથા જ્ઞાન ક-રતાં ભક્તિ શ્રેષ્ઠ છે. ભક્તિ એટલે નવધા ભક્તિ કહેવામાં આવે છે તે નહિ. તે તો સગુણા ભક્તિ છે. અને તેથી તે સાધન રૂપ છે, પણ દશમી જે પ્રેમલક્ષણા અગર નિર્ગુણ ભક્તિ, એનાથીજ બ્રહ્મપ્રાપ્તિ આ માર્ગમાં થઇ શકે છે. નિર્ગુ-ણ ભક્તિ એજ સાધ્ય ભક્તિ છે. ભક્તિ એટલે માહાત્મ્યજ્ઞાન પૂર્વક સર્વથી અ ધિક અને નિરૂપધિ સ્નેહ જે ભગવાનમાં રાખવામાં આવે છે તે. આવી ભક્તિ જે ભકતોમાં હોય છે. તેમને મુક્તિની પણ દરકાર નથી. પુષ્ટિમાર્ગ એટલે અ-નુગ્રહનો માર્ગ. આ પુષ્ટિભક્તિમાં પણ પ્રવાહ, મર્યાદા, પુષ્ટિ અને શુદ્ધ પુષ્ટિ એવા ચાર ભાગ છે. સર્વથી શ્રેષ્ઠ ભક્તિની પરાકાષ્ઠા વ્રજસિમન્તિનીઓમાં હતી. વગેરે પુષ્ટિભક્તિનો ભાવ અને નિષ્કર્ષ આ ગ્રંથોમાં આપ્યો છે.

ષોડશગ્રંથ ટીકા:-શ્રીમદાચાર્યજીએ વૈષ્ણવોને માટે સોળ મુખ્ય ગ્રંથ કર્યા છે. તેમાંના સિદ્ધાન્ત મુક્તાવલી, યમુનાષ્ટક, નવરત્ન તથા સિદ્ધાંત રહસ્ય ગ્રં-થો ઉપર પોતે ટીકાઓ લખીને તે ગ્રંથના આશયોને વિશદિતકર્યા છે.

શૃંગારરસમણ્ડન: આ માર્ગમાં પરમબ્રહ્મને રસાત્મક સ્વરૂપે ગણવામાં આવ્યા છે. વેદની શ્રુતિઓમાં તે બ્રહ્મનું રસ તરિકે વર્ણન કર્યું છે.रसो वै सः रसंलब्ध्वानन्दी भवति । રસાત્મક બ્રહ્મને કૃષ્ણ કહેવામાં આવે છે. આઠ પ્રકારના રસમાં શૃંગારરસ સર્વથી શ્રેષ્ઠ છે. શૃંગારરસના અધિષ્ઠાતા વિષ્ણુ છે, એમ વાત્સ્યાયન સૂત્રમાં કહ્યું છે. તો તે રસાત્મક કૃષ્ણચંદ્રની જીવને પ્રાપ્તિ શી રીતે થઇ શકે તે સંબંધી ગુપ્ત રહસ્યનો બોધ આપવા, આ ગ્રંથ પોતે રચ્યો છે. જયદેવના ગીત ગોવિંદ માફક આમાં પણ રસેશ કૃષ્ણચંદ્રની રસ-લીલાનું વર્ણન કર્યું છે. ભક્ત ભાવને પોષણ આપવાને માટે ભકતોને આ રસ શું છે તે સમજવું જોઇએ, માટે પદ્યાત્મક કાવ્યદ્વારા તેનું સવિસ્તર નિરૂપણ આમાં કરેલું છે. મૂળ સંસ્કૃત તથા સમશ્લોકી અનુવાદ સહ આ ગ્રંથનું મુદ્ર-ણ રા.રા. મૂળચંદભાઈ તુલસીદાસે કર્યું છે. શૃંગારરસમણ્ડન ગ્રન્થ અમદાવાદ પાસેના અસારવાની બેઠકે આપે લખેલો છે, એમ શ્રીગિરિધરલાલજીનાં ૧૨૦ વચનામૃત ઉપરથી જણાય છે.

કૃષ્ણપ્રેમામૃત:-આ ગ્રંથ કૃષ્ણચૈતન્યનો રચેલો હોય તેમ જણાય છે. તેના ઉપર શ્રીમદ્વિઠ્ઠલેશજીએ સંપૂર્ણ ભાવોદ્બોધક વિવૃત્તિ લખી છે. આ ગ્રંથમાં રાધિકાજીએ વિપ્રયોગ સ્થિતિમાં જે નામોચ્ચારણ કર્યાં હતાં તેનું નિરૂપણ છે. આ ગ્રંથ અસલ સંસ્કૃતમાં રા. રા. મૂળચંદભાઇએ મૂદ્રિત કર્યો છે.આ વિવૃત્તિ શ્રીપ્રેમ સરોવરની બેઠકમાં કરવામાં આવી હતી.

શ્રીરાસપંચાધ્યાયીની શ્રીસુબોધિનીજી ઉપર શ્રીટિપ્પણીજી:-શ્રીવિઠ્ઠલનાથજીએ શ્રીકરહલાની બેઠકમાં કરી હતી.શ્રીવેણુગીતની શ્રીસુબોધિનીજી ઉપરનો શ્રીટિપ્પણીજીનો ભાગ શ્રીકરહલાની બેઠકમાં લખેલો છે. આ શ્રીટિપ્પણીજીનું મુદ્રણ પણ રા.મૂળચંદભાઈએ કર્યું છે.આમાં શ્રીસુબોધિનીજીના ગૂઢ અને સુંદર ભાવોને કમનીય ભાષામાં સ્ફુટ કર્યા છે.શ્રીસુબોધિનીજીના વાંચકોને શ્રીટિપ્પણીજીના વાંચનની ખાસ આવશ્યક્તા છે.

વ્રતચર્યાગ્રંથ:-શ્રીચીરઘાટની બેઠકમાં, શ્રીપુરૂષોત્તમ ઉલ્લાસ શ્રીવેલવનની બેઠકમાં, અને દાનલીલા ગ્રંથ શ્રીરીઠોરાની બેઠકમાં લખાયા હતા.

ગુપ્તરસગ્રંથમાં પ્રભુનારસનું ગુપ્તરીતે વર્ણન કરવામાં આવ્યું છે,દાખલાતરિકે.

रजतमयेन तिसूक्ष्मेपात्रे नवनीतमति नवं निहितं ।

शोणे शिक्ये मुक्ता गुच्छावति त्वं गृहाणेदं ॥

અહિંઆં શ્રીઠાકોરજીને એમ કહેવામાં આવે છે કે મોતીના ગુચ્છવાળા શોણ સીંકામાં,રજતમય અતિ સૂક્ષ્મપાત્રમાં નવનીત મૂક્યું છે તે આપ આરોગો, તેનો ગૂઢભાવ નીચે પ્રમાણે છે. રસશાસ્ત્રમાં મુગ્ધા, મધ્યા અને પ્રગલ્ભા એ ત્રણ પ્રકારની નાયિકાઓ કહી છે, તેમાં વળી અજ્ઞાત યૌવના, જ્ઞાતયૌવના, અને જ્ઞાતાજ્ઞાતયૌવના એમ પ્રકાર છે. તેમાં અહિંઆં જ્ઞાતાજ્ઞાતયૌવના મધ્યા નાયિકા છે. વળી તે સાત્વિકી છે. તે મધ્યા હોવાથી રજતના સ્વભાવવાળી તે છે, તથા ચાતુર્યથી અનભિજ્ઞ છે. તેના સ્વરૂપનું જ્ઞાન કરવાને પાત્રને રજતમય કહ્યું છે. તથા તેને અનતિસૂક્ષ્મ કહ્યું છે. નવનીતને અહિંઆં ઘનીભૂત ઘટ્ટ જામેલું) એમ કહ્યું છે. ઘનિભૂત હોવાથી તેનો બહાર પ્રસર થઈ શકે નહિ, આથી એમ સૂચન કરાય છે કે તે મધ્યાનાયિકામાં પણ ભય અને લજ્જા પ્રધાનપણે હોવાથી તે બહિ:પ્રસરણ શીલ નથી. સીંકાને શોણ કહીને લીલા અને કાલકૃત વય સંબંધિ શ્રીયુક્ત અંગની રક્ત શોભાને વર્ણી છે. સીંકાની આજુબાજુએ મોતીનાં ગુચ્છ છે એમ કહીને શિર, કણ્ઠ, કર્ણ, ભુજ વગેરે ઉપર કહેલાં આભૂષણોનું વર્ણન કર્યું છે અને " આ નવનીત" એવા સર્વ નામના પ્રયોગથી પોતાની સંગમાં સ્થિત્ તે નાયિકાને કટાક્ષેપથી દર્શાવીને, તેમાં રહેલા નવીનરસનું ગ્રહણ કરો એમ સૂચવ્યું છે. આથી તાદૃશી પ્રગલ્ભા પણ સ્વસંગમાં તેમને લઇ જઇને વિનતિ કરે છે એવું લક્ષિત થાય છે. જેમ સિંકામાં સ્થાપિત કરેલું નવનીત દુષ્ટ જીવના ગ્રહણને યોગ્ય બનતું નથી, તેમ આ સ્વામિનીઓમાં સ્થાપિત ભગવદ્ભોગ્ય રસ અન્યને અયોગ્ય છે એમ

સૂચવ્યું છે. સીકું બહુ દોરડાંથી ગુંથેલું હોય છે. તેમ આ સ્વામિનીઓ પણ ભય લજ્જા અને રસભાવાદિ અનેક ભાવથી ગુફિત છે." આવી રીતે ગુપ્ત રસનું વર્ણન નવનીત પદ્યઃ ઇત્યાદિરૂપે કર્યું છે. એકંદરે છરસો શ્રીઠાકોરજીના વર્ણવ્યા છે. આ ગ્રંથ ઉપર શ્રીગોકુલનાથજીની ટીકા છે તે હજી મુદ્રિત થઇ નથી. તેની હસ્ત લીખિત પ્રત મારા જોવામાં આવી છે.

શ્રીસ્વામિની પ્રાર્થનાષ્ટકઃ–જો કે રાધાવલ્લભીય સંપ્રદાયમાં કૃષ્ણચૈતન્યાદિકોએ શ્રીરાસેશ્વરી શ્રીસ્વામિનીને પ્રાધાન્ય પદ આપીને નિકુંજનાયક શ્રીકૃષ્ણમાં પ્રિયાજીના પ્રેમનો ચિતાર આપ્યો છે, તથા જયદેવકૃત ગીત ગોવિંદ કાવ્યમાં પણ શ્રીપ્રિયાજીના અપૂર્વ સ્નેહનું સ્વરૂપ દર્શાવ્યું છે, તો પણ જે અખંડ અને અભેદ રસાત્મક શુદ્ધ નિર્ગુણ પ્રેમનું વર્ણન શ્રીવિઠ્ઠલનાથજીએ આ અષ્ટકમાં કર્યું છે તેવું અન્યત્ર કંઈ થયું નથી. આ પ્રાર્થનાષ્ટક ગુર્જરગિરાનુવાદ સહ પુષ્ટિ ભક્તિ સુધાના વર્ષ ૪થાના અંકોમાં પ્રકટ થયું છે.

શ્રીગુસાંઇજીની વિજ્ઞપ્તિઓઃ–વૈષ્ણવોમાં ઘણાજ પ્રેમથી વંચાય છે એ વિજ્ઞપ્તિઓ આપે શ્રીચંદ્રસરોવરની બેઠકમાં લખી હતી. જ્યારે કૃષ્ણદાસ અધિકારીને લીધે પોતાને શ્રીની સેવાથી થોડો સમય દૂર રહેવું પડ્યું, તે સમયે આ લખી હતી. એમાં આપશ્રીનું હૃદય શ્રીઠાકોરજી માટે કેટલા રસથી પૂર્ણ છે તે જણાઈ આવે છે. આ સમયની તેમની વિપ્રયોગ સ્થિતિ સમયના શ્રીઠાકોરજી પ્રતિ પોતાના હૃદયોદ્દગાર છે. આમાં વિપ્રયોગનો વિરહ, તાપ, તથા કલેશનો આનંદાનુભવ તેમને થયેલો જણાય છે.

આ સિવાય આપે પોતાના પુત્રાદિને લખેલા પત્રો તે પણ સુંદર અને રસિક ભાષામાં લખેલા છે. તે પત્રો શ્રીપુષ્ટિભક્તિ સુધામાં પ્રકટ થયા છે. શ્રીજન્માષ્ટમી નિર્ણય ઉપરનો પોતાનો લેખ શ્રીવેણુનાદ માસિકમાં પ્રકટ થયો છે, આ ઉપરાંત બીજા ઘણાએ એમના રચેલા ગ્રંથો છે. જો કે તે બધા હજી મુદ્રિત થયા નથી, પણ સમય આવે પ્રભુ કૃપાએ તે પ્રકાશમાં મૂકાશે, ત્યારેજ શ્રીગુસાંઇજીએ આ માર્ગનું સંપૂર્ણ રીતે રક્ષણ કરવાને કેટલો અગાધ પરિશ્રમ પોતે લીધો છે તેનો ખ્યાલ આપણને આવી શકશે.

## ૨૫૨ વૈષ્ણવની વાર્તાઓનું વિહંગાવલોકન.

હવે આપશ્રીના અન્તરંગ વૈષ્ણવો સંબંધિ કંઇક, હું જણાવીશ. આ પુસ્તકમાં જો કે ૨૫૨ વૈષ્ણવોનીજ વાર્તાઓ આપી છે, તેથી એમ સમજવાનું નથી કે તેઓશ્રીના ફક્ત એટલાજ વૈષ્ણવ સેવકો હતા. આ ઉપરાંત બીજા ઘણા એ હતા. પણ અહિંઆં તો જે અન્તરંગ લીલાના સાક્ષી ગણાય તેટલા ભક્તોનીજ વાર્તાઓ આપી છે. આ વાર્તાએ મૂળ શ્રીગોકુલનાથજીએ અન્ય વૈષ્ણવ સમાજને કહી બતલાવી હતી. આ વાર્તાઓ ઉપરથી જણાશે કે તેમના વૈષ્ણવ ભક્તો અમુકજ પ્રદેશના અને અમૂકજ વર્ણના હતા એવું નથી. પણ

ભારત વર્ષના દરેક વિભાગમાંથી અને સર્વ વર્ણોમાંથી છે. આથી ભક્તિ માર્ગની વ્યાપકતા સૂચવે છે. અન્યમાર્ગની માફક આમાં સ્ત્રી શુદ્ર અગર મ્લેચ્છ વર્ણોને બાધિત કરી નથી. આ માર્ગ સર્વને માટે છે, ખાસ કરીને નિ:સાધન જીવોને માટે પ્રકટ કરવામાં આવ્યો છે, તો કોઇપણ સાધનથી જીવ આ માર્ગનું સુખ મેળવી શકતો નથી. જેટલાઓને ભગવાનને માટે આર્તિ હોય તે સર્વે આ માર્ગમાં પ્રવેશ કરવાને અધિકારી થાય છે. પછી ગમે તે વર્ણનો તે હોય તેને માટે કોઇપણ વાંધો લેવામાં ચાવતો નથી. ભગવાન જે જીવના ઉપર અનુગ્રહ કરવા માગે છે તેનો અંગીકાર આ માર્ગમાં કરે છે, માટેજ મ્લેચ્છ અને અંત્યજ જેવી જ્ઞાતિના વૈષ્ણવો આ માર્ગમાં પરમ ભગવદીય ગણાયા છે, વાર્તાઓ ઉપરથી જણાશે કે આ ભગવદીઓમાં ૩ મ્લેચ્છ, ૪ અન્ત્યજ ૧ પારધી (વાઘરી) ૧ હજામ, ૧ ધોબી, ૧ સોની, ૧ માલી, ૧ છીપા, ૧૬ ક્ષત્રિઓ, ૫ રજપૂત ગરાસીયા, ૧ લુહાણા, ૮ કાયસ્થ અને બાકીના બ્રાહ્મણ, વણિક તથા પાટિદાર કોમના હતા. તેમાં પાટિદાર કોમના વૈષ્ણવો વધારે છે. વળી ૨ વેશ્યાઓ ૨ ચોર તથા ઠગ જેઓ પાપથી ભરેલાજ હોય છે અને જેમના દોષનું નિવારણ શાસ્ત્રો ભાગ્યેજ કરી શકે છે તે પણ શ્રીવિઠ્ઠલનાથજીના પરમ ભગવદીયો થઈ ગયા છે. વળી શાસ્ત્રો કહે છે કે, સ્ત્રીઓને ધર્મમાં અધિકાર નથી, પણ અહિંઆં તો તેમના ઉપર પણ કૃપા કરેલી છે. લગભગ વીસ કરતાં વધારે સ્ત્રીઓએ પરમ વૈષ્ણવનું પદ પ્રાપ્ત કર્યું છે. આમ છતાં શ્રીમન્તો, અને રાજારાણાઓ પણ આ માર્ગનું પરમ રહસ્ય જાણવાને શ્રીગુસાંઇજીની કૃપાથી અધિકારી થયા હતા. લગભગ ૧૭ રાજાઓ આ વાર્તાઓમાં આવે છે, તેમાંના રાજા જોધસિંહ,માનસિંહ ભીમસીંહ તથા આશકરણ છે. બીરબલ અને ટોડરમલ જેવા સત્તા અધિકારીયો તથા કેટલાક રાજ્યના દિવાનો પણ આ ભક્તિ માર્ગનું સુખ પ્રાપ્ત કરી શકયા છે.

વિશેષે કરીને આ વાર્તા સંગ્રહમાં ગુજરાતના વૈષ્ણવો વધારે હોય એમ જણાય છે, જો કે કાબુલ, આગ્રા, લાહોર, ઉજ્જન, તથા ગૌડ દેશના વૈષ્ણવો છે. છતાં પણ ગુજરાતના વૈષ્ણવોની સંખ્યા બહોળી છે, તેનું કારણ એ છે કે શ્રીગુસાંઇજીએ આ દેશને છ છ વખત મૂલાકાત આપીને પાવન કર્યો હતો. ગુજરાતમાં રાજનગર, વડનગર, કપડવણજ, અલીણા, સુરત, ખંભાત, પોરબંદર, ગોધરા અને ખંભાળીઆ વગેરે ગામના છે તેમાં ખંભાત અને તે કરતાં અમદાવાદના વૈષ્ણવોનો મોટો ભાગ છે. પણ ઘણા ખરા વૈષ્ણવોનાં નામો, તથા ગામનું નામ ચોક્કસ નહિ મળી આવતા હોવાથી, આ સંબંધિ કોઈપણ નિર્ણય આપી શકાય નહિ.

હિન્દુ મુસલમાન સર્વેને માટે શ્રીગુસાંઈજીનો પ્રેમ હતો. તેમને મન તો સર્વ ભક્તિ માર્ગનું સુખ પ્રાપ્ત કરવાને અધિકારી હતા. આથી જે કોઇ જીવ શુદ્ધભાવથી એમને શરણે આવતા તેમને પોતે આ માર્ગનું સુખ આપતા. મ્લેચ્છ વિષે પણ એમનો ભાવ નીચેના પત્રની પંક્તિ ઉપરથી જણાઇ આવે છે.
" अन्यश्च यवनादयो भगवद्द्वारे आगच्छन्ति तदा यथा पूर्वकं भाषण विज्ञन

प्रसादादिकं कार्यं यद्यपि हार्दं न भवति तथापि बाह्यतोपि कार्यम्॥ વળી જો યાવન વગેરે ભગવાનના દ્વારમાં આવે તો યોગ્ય રીતે ભાષણ મેળાપ તથા પ્રસાદ વગેરે આપવો, જો હૃદય ન મળે તો પણ બહારથી તો કરવું. શ્રીગુસાંઇજીના સમયે યવનોનો ત્રાસ અત્યન્ત હતો છતાં પણ તેઓ હૃદયની કેટલી સામ્યતા સાચવી શક્યા છે, તે એમના પુત્ર ઉપર લખેલા આ પત્ર ઉપરથી જણાશે.

આ ગ્રંથની વાર્તાનો ભાગ હસ્ત લીખિત વ્રજભાષામાંથી લીધેલો છે, તેને અનુવાદાત્મક કરી નાખવામાં જો કે ભાષા જોઇએ તેવી સચવાઇ નથી પણ વ્રજભાષાનું માધુર્ય તેમાં સચવાય તેવો પ્રયત્ન કર્યો છે, જો કે એ વાર્તાઓ સ્વતંત્ર રીતે લખી હોત તો સારી ભાષામાં મૂકાત, પણ તેથી વૃથા કલ્પનાના દોષ આવી જવાનો સંભવ રહે છે, જો કે આવી વાર્તાઓનો સાર પુસ્તકમાં નજ આપવો જોઇએ, કારણ કે તેનું હાર્દ અનુભવથીજ સંવેદ્ય છે, અને તે પ્રભુ કૃપાથી હૃદયારૂઢ થઇ શકે છે, છતાં પણ તે ભગવદીયોના જીવનના સામાન્ય પ્રસંગોમાંથી સામાન્ય વૈષ્ણવોને શો બોધ લેવા જેવો છે, તે અહિંઆં આપ્યો છે. લીલાનુભવ વિષયને સારથી દૂર રાખ્યો છે, તો તે પ્રભુ કૃપાથીજ સંવેદ્ય બને છે આ ઉપરાંત વિશેષમાં ઉપયોગી ટિપ્પણ પણ આપેલું છે.

આ ગ્રન્થ માટે નિચેનાં પુસ્તકોનું અવલોકન કર્યું છે.

૧ ભાવસિન્ધુ
૨ તીર્થયાત્રાનો હેવાલ
૩ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૧
૪ " " " ભા. ૨
૫ પુષ્ટિભક્તિસુધાની ફાઇલ.
૬ દયારામકૃત કાવ્યસંગ્રહ
૭ શ્રીવલ્લભાખ્યાન
૮ નંદદાસજીકૃત ભ્રમરગીત
૯ રાગરત્નાકર
૧૦ કીર્તન રત્નાકર
૧૧ શ્રીમદ્ભાગવત્
૧૨ શ્રીમદ્ભગવદ્ગીતા
૧૩ નારદપંચરાત્ર
૧૪ મદનપારિજાત
૧૫ શ્રીઅણુભાષ્ય
૧૬ બાલપ્રસંગ
૧૭ ષોડશગ્રંથ
૧૮ વેદાન્ત ચિન્તામણી
૧૯ ગૌતમીય તંત્ર
૨૦ પદ્મપુરાણ
૨૧ આદિત્ય પુરાણ
૨૨ સ્કંધ પુરાણ
૨૩ બ્રહ્માણ્ડ પુરાણ
૨૪ વૈષ્ણવધર્મપતાકામાસિક
૨૫ વેણુનાદ
૨૬ શ્રીગોકુલેશજીનું જીવન ચરિત્ર

અન્તમાં કૃષ્ણલીલા રસાવિષ્ટ, ભક્તશોકાપહ, ભક્તનેત્રસુધાકર, કથનીયગુણાકર. દિક્ચક્રવર્ત, મહાપતિતપાવન, ક્ષિતિમંડલ મંડન એવા શ્રીકૃષ્ણ સ્વરૂપ શ્રીવિઠ્ઠલનાથજીના આ પરમ ભગવદીયોના વાર્તા રસનું પાન ભગવદીયો ભાવ પૂર્વક કરશે, એવા ઇચ્છાથી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

હોલોત્સવ
ફાલ્ગુન કૃષ્ણ ૨
૧૯૭૯
અમદાવાદ.

ભગવદીય કૃપાકાંક્ષી,
જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ.
ના જયકૃષ્ણ.

# અનુક્રમણિકા.

## ॥ श्रीकृष्णानुगृह्यैक प्रार्थनीय पदाम्बुज श्रीमत्प्रभुचरण–श्रीगुसांईजी ॥



प्राकट्य, सं. १५७२ (व्रज) पौष कृष्ण ९ शुक्रवार.

आसुरव्यामोह (व्रज) माघ कृष्ण ७ सं. १६४२, स्थिति ७०-०-२८.

सायं कुञ्जालयस्थासनमुपविलसत्स्वर्णपात्रं सुधौतं
राजद्यज्ञोपवीतं परितनुवसनं गौरमम्भोजवक्त्रम् ।
प्राणानायम्य नासापुटनिहितकरं कर्णराजद्विमुक्तं
वन्देऽर्धोन्मीलिताक्षं मृगमदतिलकं विट्ठलेशं सुकेशम् ॥४॥

A3370 Lakshmi Art, Bombay 8.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

॥ श्रीमत्प्रभुचरणकमलेभ्यो नमः ॥



॥ श्रीरासलीलारसमहोदधि-भक्तिकल्पद्रुमनवाङ्कुर-
श्रीमद्विट्ठलनाथजी ( श्रीगुसांईजी ) ना

# २५२ वैष्णवनी वार्ता ॥

॥ अथ मंगलाचरणम् ॥

कालिन्दीकूल कल्पद्रुमतलविलसत्पद्मपादारविन्दो ।
  मन्दान्दोलाङ्गुलीभिर्मुखरितमुरलीमन्द्रगीताभिनन्दः ।
राधावक्त्रेन्दुमन्दस्मितमधुरसुधास्वादुसंदोहसान्द्रः ।
  श्रीमद्वृन्दावनेन्दुः प्रभवतु भवतां भूतले कृष्णचन्द्रः ॥१॥

नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा ।
  मुरारिपदपंकजस्फुरदमन्दरेणूत्कटाम् ।
तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना ।
  सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥२॥

[1]श्रीगोवर्धननाथ पादयुगलं [2]हैयंगवीन प्रियं ।
  नित्यं [3]श्रीमथुराधीपं सुखकरं [4]श्रीविठ्ठलेशं मुदा ।
[5]श्रीमद्[illegible] [6]गोकुलपतिं [7]श्रीगोकुलेन्दुं विभुं ।
  [8]श्रीमन्मन्मथमोहनं [9]नटवरं श्रीबालकृष्णं [10]भजेत् ॥३॥

संसारार्णवमग्नजन्तुनिकरस्योत्तारणप्रक्षमां ।
  यः प्रादुः कृतवान्दृढां करुणया श्रीभक्तिनावं प्रभुः ।
यत्पादाब्जरजः स्मृतिर्जनमनःसंतापकुल्यावनी ।
  गोपीवल्लभवल्लभस्य चरणौ श्रीवल्लभस्याश्रये ॥४॥

यो रासलीलाकुमदौषधीशा भक्तार्थमाविष्कृतगोकुलेशः ।
  तिरस्कृतानेकमहासुरेश स्तं वह्निसूनुं शरणं प्रपद्ये ॥५॥

सदानंदरूपः सदानंदरूपात्मनानंदलीलारसं यो ददाति ।
  गतिर्विठ्ठलेशो रतिर्विठ्ठलेशो मतिर्विठ्ठलेशो सदा वै ममास्तु ॥६॥
[11]श्रीमद्गिरिधर [12]गोविंद [13]बालकृष्णारव्य [14]वल्लभान् ।
  [15]रघु [16]यदुकुलाधीशो [17]घनश्यामान्नमाम्यहम् ॥७॥



---

૧ શ્રી નાથજી, ૨ શ્રી નવનીતપ્રિયાજી, ૩ શ્રી મથુરેશજી, ૪ શ્રી વીઠ્ઠલેશરાયજી. ૫ શ્રી દ્વારકાનાથજી, ૬ શ્રી ગોકુલનાથજી, ૭ શ્રી ગોકુલચન્દ્રમાજી, ૮ શ્રી મદનમોહનલાલજી, ૯ શ્રી નટવરલાલજી, ૧૦ શ્રી બાલકૃષ્ણલાલજી, ૧૧ શ્રી ગિરિધરજી, ૧૨ શ્રીગોવિંદજી, ૧૩ શ્રી બાલકૃષ્ણજી, ૧૪ શ્રી ગોકુલનાથજી, ૧૫ શ્રી રઘુનાથજી, ૧૬ શ્રી યદુનાથજી, ૧૭ શ્રી ઘનસ્યામજી. એ રીતે શ્રી નાથજી આદિ સાતે સ્વરૂપ, શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાંઇજી, આદિ સાતે બાલકોને દંડવત્ પ્રણામ કરવા.

આ પ્રમાણે આ બધા મંગલાચરણના શ્લોક બોલી વાર્તા વાંચવાનો આરંભ કરવો.

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमद्भक्तिमार्गाब्जमार्तण्डाय नमः ।

श्रीकृष्णभक्ति प्रवर्तक–भक्तरत्नपरीक्षक–श्रीगुसांइजीना निजसेवक

# २५२ वैष्णवनी वार्ता.

## વાર્તા ૧ લી, વૈષ્ણવ ૧ લા.

### श्रीगुसांइजीना सेवक गोविंदस्वामि सनोडिया ब्राह्मण महावनमां रहेता हता तेमनी वार्ता.

આ ગોવિંદદાસ પ્રથમ[1] આંતરી ગામમાં રહેતા હતા. ત્યાં તે ગોવિંદસ્વામી કહેવડાવતા, વળી તે સેવક કરતા, તે ગોવિંદદાસ પરમ ભગવદ્ ભક્ત હતા. શ્રી ભગવાનના ચરણારવિંદની પ્રાપ્તિ કેવી રીતે થાય તે વાતની તે શોધ કરતા હતા અને તે રીતે રહેતા હતા. આ ગોવિંદદાસ આંતરી ગામથી વ્રજમાં આવ્યા. અને મહાવનમાં આવીને રહ્યા, કારણકે તે વ્રજધામ છે. અહિંઆં ભગવાનના ચરણાવિંદની પ્રાપ્તિ બની આવે. આ ગોવિંદદાસ કવિ હતા. તે પદ બનાવતા; જે કોઇ એમનાં પદ શીખીને શ્રી ગુંસાઇજી પાસે આવીને ગાય તેના ઉપર શ્રી ગુંસાઇજી પ્રસન્ન થતા. તે ગાનારાઓ ગોવિંદસ્વામી સમક્ષ આવીને કહેતા કે "તમારાં પદ સાંભળીને શ્રી ગુંસાઇજી બહુજ પ્રસન્ન થાય છે" આ વાત સાંભળીને શ્રી ગોવિંદસ્વામીએ એવો વિચાર કર્યો કે જો શ્રી ગુંસાઇજીને મળાયતો ઠીક. પછીથી એક સમય શ્રી ગુસાંઇજીનો સેવક મહાવન ગયો હતો તેથી ભગવદિચ્છાથી શ્રી ગુસાંઇજીના સેવકનો અને ગોવિંદસ્વામીનો મેળાપ થયો. તે વૈષ્ણવને ગોવિંદસ્વામીની સાથે વાતચિત થઇ ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું "શ્રી

[1] આંતરી—દક્ષિણમાં સતારા જીલ્લામાં કરાડ પાસે આ આંતરી ગામ આવેલું છે.

ઠાકોરજીનો અનુભવ કેવી રીતે થાય. કારણકે મને બહુ દિવસથી આ વાતની આતુરતા છે તેથી કહો. ત્યારે તે વૈષ્ણવે ગોવંદદાસની આતુરતા જોઇને કહ્યું. " શ્રીઠાકોરજીને આજકાલ શ્રીગુસાંઇજી–શ્રીવિઠ્ઠલનાથજીએ વશ કર્યા છે. તેથી શ્રી ઠાકોરજી બીજી જગ્યાએ જઇ શકે તેમ નથી. શ્રી ઠાકોરજીતો શ્રી ગુસાંઇજીને હાથ છે." આ સાંભળીને ગોવિંદસ્વામીને આતુરતા થઇ. ત્યારે ગોવિંદસ્વામીએ તે વૈષ્ણવને કહ્યું. મને શ્રીગોકુલમાં શ્રીગુસાંઇજી પાસે લઈ જાઓ. પછીથી ત્યાંથી ઉઠીને તે શ્રીગોકુળમાં આવ્યા. તે વખતે શ્રીગુસાંઇજી ઠકુરાણી ઘાટ ઉપર સંધ્યા તર્પણ કરતા હતા. આ વૈષ્ણવે ગોવિંદસ્વામીને શ્રીગુસાંઇજીનાં દર્શન કરાવડાવ્યાં. ગોવિંદસ્વામી દર્શન કરીને મનમાં સમજ્યા કે આતો કર્મમાર્ગીય લાગે છે, તો એનું કારણ શું ? ત્યારે ગોવિંદ સ્વામીને જોઇને શ્રીગુસાંઇજી બોલ્યા. " અરે ગોવિંદસ્વામી આવો, બહુ દિવસેતમને જોયા" ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું "મહાપ્રભુ, હમણાંજ આવ્યો છું" પછીથી ગોવિંદસ્વામીએ વિચાર કર્યો કે આપે તો કોઈ દિવસ મને જોયો નથી તો શી રીતે જાણી ગયા. આનું કંઇક કારણ હશે. પછીથી શ્રીગુસાંઇજી મંદિરમાં પધાર્યા. પછી ગોવિંદસ્વામીએ વિનતિ કરી કે 'હે મહાપ્રભુ મને કૃપા કરીને શરણ લ્યો.' ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું નાહી આવો પછીથી તે નાહી આવ્યા. પછી શ્રી નવનીતપ્રિયાજીની સમક્ષ નામ નિવેદન કરાવ્યું. પછી ગોવિંદસ્વામીને સાક્ષાત્ કોટિકંદર્પલાવણ્ય પૂર્ણપુરૂષોત્તમનાં દર્શન થયાં અને સર્વ લીલાનો અનુભવ થયો. જ્યારે શ્રી ગુસાંઇજી શ્રીનવનીતપ્રિયાજીને અનોસર કરીને બહાર નીકળ્યા ત્યારે ગોવિંદસ્વામીએ વિનતિ કરી કે " આપતો કપટરૂપ દેખાડો છો. સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમરૂપ હોઇને વેદોક્ત કર્મ કરો છો, તેથી અમારા જેવાને મોહ થાય છે." ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " આ ભક્તિ માર્ગ છે તે ફુલનું ઝાડ છે. અને જે કર્મમાર્ગ છે તે કાંટાની વાડ છે. તેથી કર્મમાર્ગની વાડ સિવાય ભક્તિ માર્ગ જે ફુલનું ઝાડ છે તેનું રક્ષણ ન થાય." આ સાંભળીને ગોવિંદસ્વામી બહુજ પ્રસન્ન થયા. ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

* પ્રસંગ ૨ * આ ગોવિંદદાસ મહાવનના ટેકરા ઉપર રહેતા હતા, અને નવાં કીર્તન કરીને ગાતા હતા. શ્રીઠાકોરજી તે સાંભળવાને પધારતા હતા. ત્યાં મદન ગોપાલદાસ કાયસ્થ કીર્તન લખવાને આવતો હતો. તેથી એક દિવસે શ્રીઠાકોરજીને ગોવિંદસ્વામીએ કહ્યું, અહિંઆં આપ નિત્ય શ્રમ લ્યોછો

તેથી આપની ગાન સાંભળવાની બહુજ ઇચ્છા દેખાય છે. આપને ગાનમાં અભ્યાસ છે માટે આપ થોડું ગાન કરો પછી આપે થોડું ગાન કર્યું. તે ગાન સાંભળીને શ્રી સ્વામિનીજી પધાર્યાં, પછીથી જ્યારે તાલ સ્વર બરોબર બજાવવા લાગ્યા ત્યારે ગોવિંદસ્વામી ધન્ય ધન્ય કહેવા લાગ્યા. અને પોતાના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. ત્યારે મદનગોપાળ કાયસ્થ બોલ્યા. અહિંઆં કોઈ માણસતો જણાતો નથી, તમે કોની સાથે વાત કરો છો. ત્યારે ગોવિંદસ્વામી કશું બોલ્યા નહિ, વાત છાની રાખી. પછીથી એક દિવસ શ્રીગુસાંઇજીએ પૂછયું કે "શ્રીઠાકોરજી કેવી રીતે ગાય છે? ત્યારે ગોવિંદ સ્વામીએ કહ્યું " શ્રી ઠાકોરજી ઘણી સરસ રીતે ગાય છે, પણ તાલ સ્વર શ્રી સ્વામિનીજી બહુ સરસ આપે છે." તે સાંભળીને શ્રીગુસાંઇજી હસીને ચૂપ રહ્યા.

* પ્રસંગ—૩ * આ ગોવિંદસ્વામી જ્યારે શ્રીગોકુળમાં રહેતા હતા ત્યારે આંતરી ગામમાં જે ગોવિંદસ્વામીના સેવક હતા તે શ્રી ગોકુળ આવ્યા, તે પૂછતા પૂછતા તેમને ઘેર ગયા અને જઇને પૂછયું "ગોવિંદસ્વામી કયાં છે?" ત્યારે તેમણે કહ્યું. ગોવિંદસ્વામી મરી ગયા છે. " તે ત્રણમાંથી એક ઓળખતો હતો. તેણે કહ્યું" શા માટે તમે અમારી મશ્કરી કરો છો ? ત્યારે ગોવિંદ સ્વામીએ કહ્યુ " મેં સ્વામીપણું છોડી દીધું છે. તેથી તમે એમ સમજો કે મરી ગયા છે" ત્યારે તેમણે વિનતિ કરી " અમે સેવક કોના ગણાઇએ ?" ત્યારે ગોવિંદસ્વામી તેમને લઈ જઈને શ્રીગુસાંઇજીના સેવક બનાવડાવ્યા આ ગોવિંદસ્વામીના સંગથી તેમને પણ ભગવત્પ્રાપ્તિ થઈ. એમના સંગથી સહજ ભગવત્પ્રાપ્તિ થઈ તો તેમની સેવાથી શું ન થાય ? સર્વ કંઇ થાય.

* પ્રસંગ—૪ * આ ગોવિંદસ્વામી ગોકુલમાં રહેતા હતા. પણ કોઈ સમય શ્રીયમુનાજીમાં પગ દેતા નહોતા. શ્રીયમુનાજીને સાક્ષાત્શ્રીસ્વામીનીજી અષ્ટસિદ્ધિના દાતા છે એમ જાણતા—જેવું સ્વરૂપ શ્રીમહાપ્રભુજીએ શ્રીયમુનાષ્ટકમાં વર્ણવ્યું છે તેવું શ્રીગુસાંઇજીની કૃપાથી ગોવિંદસ્વામી જાણતા હતા. તેથી શ્રીયમુનાજીમાં પગ મૂકતા નહિ. શ્રીયમુનાજીનાં દર્શન કરીને દંડવત્ કરતા અને પાન કરતા. એક દિવસ[1]શ્રી બાલકૃષ્ણજી અને [2]શ્રી ગોકુલનાથજી ગો-

---

૧–૨ શ્રી બાળકૃષ્ણજી અને શ્રી ગોકુળનાથજી—શ્રીગુસાંઇજીના લાલજી હતા, શ્રીગુસાંઇજીને સાતલાલજી હતા. શ્રી ગિરિધરજી, શ્રીગોવિંદજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રી ગોકુળનાથજી, શ્રી રઘુનાથજી, શ્રી યદુનાથજી, શ્રી ઘનસ્યામજી. શ્રી બાળકૃષ્ણજીની ગાદીનું ધામ કાંકરોલી છે, તેમના સેવ્ય શ્રી દ્વારકાધીશજી છે. શ્રી ગોકુળનાથજીનું ધામ શ્રીગોકુળ છે અને તેમના સેવ્ય શ્રી ગોકુળનાથજી છે.

વિંદસ્વામીને પકડીને શ્રી યમુનાજીમાં ન્હાવા લાગ્યા ત્યારે ગોવિંદસ્વામી-એ કહ્યું કે આ મલમૂત્રનો ભરેલો દેહ શ્રી યમુનાજીને લાયક નથી. શ્રી યમુનાજી તો સાક્ષાત્સ્વામિનીજી છે, જેથી આ અધમ દેહ સ્પર્શ કરવાને યોગ્ય નથી. શ્રી યમુનાજીને તો ઉત્તમ સામગ્રી સમર્પવી જોઇએ. આ સાંભળીને શ્રી બાલકૃષ્ણજી અને શ્રી ગોકુલનાથજી ચૂપ થઇ ગયા એ ગોવિંદસ્વામી શ્રી યમુનાજીનું એવું સ્વરૂપ જાણતા હતા.

* प्रसंग—५ *

**गां गोपकैरनुवनं नयतोरुदारवेणुस्वनैः कलपदैस्तनुभृत्सुसख्यः ।**
**अस्पंदनं गतिमतां पुलकस्तरूणां निर्योगपाशकृतलक्षणयोर्विचित्रं ॥**

આ શ્લોકનું વ્યાખ્યાન શ્રીગુસાંઇજી ગોવિંદસ્વામી આગળ કરવા લાગ્યા. કહેતાં કહેતાં જયારે અડધી રાત પસાર થઇ ત્યારે શ્રીગુસાંઇજી પોઢયા. ગોવિંદસ્વામી ઘેર ગયા, તે વખતે શ્રીબાલકૃષ્ણજી, શ્રી ગોકુલનાથજી તથા શ્રીરઘુનાથજી ત્રણ ભાઇ વૈષ્ણવના મંડળમાં બિરાજતા હતા. ગોવિંદસ્વામીએ જઇને દંડવત્ કર્યા. ત્યારે શ્રીગોકુલનાથજીએ પૂછયું કે "શ્રીગુસાંઇજીની પાસે કયો પ્રસંગ ચાલતો હતો." ત્યારે ગોવિંદ સ્વામીએ એ શ્લોકનો [1]શ્રીસુબોધનીજીનો પ્રસંગ કહ્યો. ફરીથી કહ્યું આપનું વ્યાખ્યાન આપ કરે તેમાં શું કહેવા જેવું હોય ? જેના સ્વરૂપને વેદ પણ જાણતા નથી, તેનું વ્યાખ્યાન તો આપ કરે તોજ થાય, જયારે આ પ્રમાણે કહ્યું ત્યારે શ્રીગોકુલનાથજીએ બન્ને ભાઇઓને કહ્યું કે ગોવિંદસ્વામીએ શ્રીગુસાંઇજીના સ્વરૂપને શી રીતે જાણ્યું ? તેના ઉપર આપે કેવી કૃપા કરી છે! તેના ભાગ્યનું શું વર્ણન કરીએ! આ કહિને શ્રીગોકુલનાથજી ચુપ થઈ ગયા.

* प्रसंग—६ * આ ગોવિંદસ્વામિ શ્રીનાથજીની સાથે ખેલતા હતા. એક દિવસે અપ્સરા કુંડ થઇને તથા ગોવર્ધન પર્વત ઉપર થઇને શ્રીગોવર્ધન નાથ-જીની સંગ ગોવિંદદાસ આવતા હતા. તેમણે ત્યાંથી રાજભોગની આરતીનો અવાજ સાંભળ્યો, ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું "શ્રીનાથજી તો હમણાં આવે છે. રાજભોગ કોણ આરોગે છે ? ગોવિંદસ્વામીએ જઇને શ્રીગુસાંઇજીને વિનતિ કરી ત્યારે શ્રીગુસાંઇજીએ બીજો રાજભોગ સિદ્ધ કરીને ધરાવ્યો.

---

૧ શ્રી સુબોધિનીજી. શ્રી મહાપ્રભુજીએ શ્રીમદ્ભાગવતના અર્થ અને આશયને વિસ્તાર પૂર્વક સમજાવવાને જે ટીકા લખી છે તે શ્રીસુબોધિનીજી કહેવાય છે.

ગોપાળદાસ ભીતરીઆએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી. કે " એક દિવસ [૧]પુછરીપર થઇને ગોવિંદદાસને શ્રીનાથજીની સંગે આવતા મેં જોયા હતા." ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું " કુંભનદાસ, ગોવિંદસ્વામી તથા ગોપીનાથદાસ ગ્વાલ એ ત્રણે શ્રીનાથજીના એકાંતના સખા છે. તેથી શ્રીમહાપ્રભુજીએ તેમને અધિકાર આપ્યો છે. આ વાત સાંભળીને ગોપાળદાસજી બહુજ પ્રસંન્ન થયા. અને પોતાના મનમાં કહેવા લાગ્યા, જો હું ભીતરીઓ થયો તેથી શું થયું ? એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ—૭ *એક દિવસ ગોવિંદસ્વામી ઉત્થાપનના સમયે શ્રીનાથજીના દર્શન માટે ગયા. ત્યારે જોયું તો માલુમ પડયું કે શ્રી નાથજીની પાઘડીનો પેચ ખુલ્લો રહી ગયો હતો, ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું " પાઘડીનો પેચ શા માટે ખુલ્લો રહ્યો છે "? શ્રી નાથજીએ કહ્યું "તું પાઘડીનો પેચ સમો કર" તેથી ગોવિંદસ્વામીએ અંદર જઇને પાઘડીનો પેચસમો કર્યો. ત્યારે ભીતરીઆએ શ્રીગુસાંઇજીને કહ્યું "ગોવિંદદાસે અપરસને છુવાઇ નાખી છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે ગોવિંદદાસથી શ્રીનાથજી છુવાતા નથી એતો શ્રીનાથજીની સાથે હમેશાં ખેલે છે. એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ—૮ * એક દિવસે શ્રીગુસાંઇજી શ્રી નાથજીનો શૃંગાર કરતા હતા. ત્યારે ગોવિંદસ્વામી જગમોહનમાં કીર્તન કરતા હતા. ત્યારે શ્રી નાથજીએ ગોવિંદદાસને આઠ કાંકરી મારી. પછી ગોવિંદસ્વામીએ એક [૨]કાંકરી મારી. તેથી શ્રી નાથજી ચમકી ઉઠયા. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું " અરે ગોવિંદદાસ આ શું કર્યું ?" ગોવિંદસ્વામીએ કહ્યું "અરે મહારાજ ! તમારો તો પુત્ર અને બીજા તો વેચાણ. આઠ વખત મને કાંકરી મારી ત્યારે આપ કશું બોલ્યા નહી," આ સાંભળીને શ્રીગુસાંઇજી ચૂપ થઇ ગયા. આ ગોવિંદદાસને એવો સખા ભાવ સિદ્ધ થયો હતો.

* પ્રસંગ—૯ * એક દિવસ ગોવિંદદાસની દીકરી દેશમાંથી આવી. પરંતુ કોઇ દિવસ ગોવિંદસ્વામી તેની સાથે બોલતા નહી, ત્યારે [૩]કાન્હબાઇએ કહ્યું

૧ પુછરી—વ્રજયાત્રાના તીર્થ સ્થળોમાં ગોવિંદકુંડ આવે છે ત્યાંથી પૂછરી જવાય છે.

૨ આ કાંકરીના ભાવથી હાલ પણ શ્રીનાથજી મિશ્રી—સાકરની ગોળ કાંકરી અંગીકાર કરે છે—આરોગે છે. એવા ભગવદીયની કાંકરીની પણ પોતે સેવા માની છે. છે સખ્ય ભક્તિના સ્નેહની સીમા ! ! !

૩ એ ગોવિંદદાસની બ્હેન હતાં. તે પરમ વૈષ્ણવ હતાં, તેમની વાર્તા હવે પછી આવે છે.

કે દીકરીની સાથે એક દિવસ તો બોલો. ત્યારે તેમણે કહ્યું મનતો એકજ છે. આમાં લગાવું કે એનામાં (દીકરીમાં) લગાઉં. પછી થોડા દિવસ રહીને દીકરી દેશ જવા લાગી. ત્યારે શ્રીવહુ બેટીજીએ સાડી તથા ચોળી મોકલી. ત્યારે ગોવિંદસ્વામીના મનમાં દયા આવી જે ગુરૂના ઘરની અણપ્રસાદી લેતો તેનો બગાડ થાય. ગોવિંદસ્વામી દીકરી સાથે કોઇપણ દિવસ બોલતા ન હતા તોપણ દયાને લીધે બોલ્યા કે "જો તું આ લઇશ તો તારૂં બૂરૂં થશે" ત્યારે દીકરીએ કહ્યું " મને અત્યાર સુધી કશી સમજણ નહોતી તમે મારા ઉપર ઘણી કૃપા કરીને રસ્તો દેખાડયો. પછી એ બધાં કપડાં પાછાં મોકલ્યાં. દીકરી પોતાને ઘેર ગઇ. આ ગોવિંદસ્વામી ગુરૂ અંશથી એવા બીતા હતા.

* પ્રસંગ–૧૦ * એક વખત ફાગણના દિવસ હતા, તેથી સેનભોગ સરાવીને શ્રીગુસાંઇજી બીડો આરોગાવતા હતા, ત્યારે ગોવિંદસ્વામી [1]ધમાર ગાતા હતા. તે ધમાર "શ્રીગોવર્ધનરાયલાલા" પૂરી કર્યા વગર ગોવિંદસ્વામી ચુપ થઇ ગયા. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી; "ગોવિંદદાસ ધમાર પૂરી કરો." ત્યારે ગોવિંદદાસે કહ્યું " મહારાજ ધમાર તો અટકી ગઈ છે. એ તો ઘરમાં જઇને ઘૂસી ગયો છે. ખેલતો બંધ પડયો છે. હવે હું શું ગાઉં? તે સાંભળીને શ્રીગુસાંઇજી ચૂપ થઇ ગયા. પછી બેઠકમાં પધાર્યા અને એક તુક બનાવીને ગોવિંદસ્વામીના નામની એ ધમારમાં ધરી. તે દિવસથી ગોવિંદસ્વામીની ધમાર સાડાબાર કહેવાય છે. એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા, લીલાનાં દર્શન કરીને તે ગાન કરતા હતા.

* પ્રસંગ–૧૧ *આ ગોવિંદસ્વામી મહાવનના [2]ટેકરા ઉપર નિત્ય ગાન કરતા હતા, શ્રી નાથજી નિત્ય સાંભળવાને આવતા હતા. વળી શ્રી નાથજીની સાથે ગાન પણ કરતા હતા, આ ગોવિંદસ્વામી અષ્ટસખામાંના એક હતા. કોઈ વખત શ્રી નાથજીની ચૂક પડતી તો ગોવિંદસ્વામી ભૂલ કાઢતા હતા. શ્રી નાથજી અને ગોવિંદસ્વામીનાં ગાન સાંભળવાને માટે શ્રી ગોકુલનાથજી નિત્ય પધારતા હતા અને એક મનુષ્યને બેસાડી રાખતા કે જેથી જયારે શ્રીગુસાંઇજી ભોજન કરવા પધારે ત્યારે તેમને બોલાવે. એક દિવસ

---

૧ ધમાર. હોળીમાં ગવાતાં પદ. જેમ—
" બરસાનેકી નવલ નાર મીલ,હોરી ખેલન આઇહો;
વરવટ ધાય જાય યમુના તટ, મેરે કુંવર કન્હાઇહો "

૨ શ્રી રમણરેતીથી શ્રીગોકુળ આવતાં આ સ્થળ આવે છે. તેને ગોવિંદસ્વામીનો ટીલો કહે છે.

આ માણસના મનમાં એવું થયું કે શ્રી ગોકુલનાથજી હમેશાં શ્રી ગુસાંઇજીથી છાના પધારે છે. એક દિવસ જો હું ન બોલાવું તો શ્રી ગુસાંઇજી સર્વ વાત જાણી જશે. તેથી શ્રીગોકુલનાથજીનું નિત્ય જવાનું બંધ થઇ જશે. એમ સમજીને આ માણસ એક દિવસ બોલાવા ન ગયો. જ્યારે શ્રીગુસાંઇજી ભોજન માટે પધારવા લાગ્યા. ત્યારે બધા લાલજી આવ્યા. શ્રી ગોકુલનાથજી ન આવ્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ બીજા માણસને આજ્ઞા કરી કે ગોવિંદસ્વામીની પાસે વલ્લભજી બેઠા છે તેમને બોલાવી લાવો. જ્યારે બીજો માણસ બોલાવી લાવ્યો, ત્યારે જે માણસ જાણી જોઇને બોલાવા નહોતો ગયો તેને પશ્ચાત્તાપ થયો. " અરેરે શ્રીગુસાંઇજી તો સર્વ જાણે છે. મેં શા માટે શ્રી ગોકુલનાથજી તરફ કુટિલતા કરી એવો પશ્ચાત્તાપ થયો. એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા, કે તેમની સાથે શ્રીનાથજી ક્ષણે ક્ષણે આવીને બિરાજતા.

* પ્રસંગ ૧૨ * આ ગોવિંદસ્વામી પાઘડી સુંદર બાંધતા હતા. પાઘડીમાં કકડા હોય તોપણ એવી રીતે બાંધતા કે કોઇને ખબર પડતી નહિ. એક દિવસે એક વ્રજવાસીએ ગોવિંદસ્વામીની પાઘડી સુંદર જાણીને ઉતારી લીધી. ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું "આ કડકા સંભાળીને રાખજે. કાલે તારે ઘેર આવીને હું લઈ જઇશ " આ વ્રજવાસીએ પગે લાગીને પાઘડી પાછી આપી દીધી. આ ગોવિંદદાસની પાઘડી બાંધવામાં એવી ચતુરાઈ હતી.

* પ્રસંગ ૧૩ * આ ગોવિંદદાસ નિત્ય જસોદા ઘાટપર જઇને બેસતા. અહિંઆં એક દિવસ એક વૈરાગી ગાવા લાગ્યો તે ગાન રાગને તાલ વગરનું હતું. ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું. "તું ગાઇશ નહિ. આવા ગાનથી શું ? " વૈરાગીએ કહ્યું "હું તો રામને પ્રસન્ન કરૂં છું." ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું "રામતો ચતુર શિરોમણિ છે. આમ તે કેવી રીતે પ્રસન્ન થાય ? જો તારો સાચો ભાવ હોય તો મનમાં નામ લે તો પ્રસન્ન થાય." આ ગોવિંદસ્વામી એવા નિઃશંક હતા.

* પ્રસંગ ૧૪ *એક દિવસ શ્રીનાથજી[1] શ્યામઢાક ઉપર ચઢીને બિરાજતા હતા અને મુરલી બજાવતા હતા. ગોવિંદદાસ દૂરથી ટેકરા ઉપર બેસીને જોતા. આ વખતે શ્રીગુસાંઇજી સ્નાન કરીને ઉત્થાપન કરવાને માટે શ્રી ગિરિરાજ ઉપર પધાર્યા. શ્રીનાથજીએ શ્યામઢાક પરથી તેમને દીઠા એટલે ઉતાવળથી કુદ્યા તેથી વાઘો ફાટયો અને તેનું ચિંદરડું ઝાડ ઉપર રહી

---

૧ શ્યામઢાક–વ્રજભૂમિમાં શ્રીગિરિરાજ સુરભીકુંડથી બે ગાઉ દૂર છે ત્યાં શ્યામ તલાવ અને ગોપાલ સાગર નામે બે કુંડ છે.

ગયું. શ્રીગુસાંઈજીએ કમાડ ખૂલ્લાં કર્યાં અને ઉત્થાપન કરાવ્યાં જુએ છે તો વાઘો ફાટી ગયો છે. પછી માણસોને પૂછયું "અહિં કોઈ આવ્યું તો નહોતું ?" ત્યારે બધાએ ના કહી. પછીથી આપ વિચાર કરવા લાગ્યા ત્યારે ગોવિંદદાસે કહ્યું આપ આ વાતમાં વિચાર શો કરો છો ? પુત્રનો સ્વભાવ જાણતા નથી. એ બહુ ચંચળ છે. શ્યામઢાક ઉપરથી કૂદીને વાઘાને ફાડી નાંખ્યો છે. આપ આવો તો દેખાડું કે ચીંદરડું લટકી રહ્યું છે. પછીથી શ્રીગુસાંઈજી પધારીને તે ચીંદરડું ઉતરાવી લાવ્યા. શ્રીગુસાંઈજીએ શ્રીનાથજીને પૂછયું "આપે ઉતાવળ શાથી કરી." ત્યારે શ્રીનાથજીએ કહ્યું "ઉત્થાપનનો સમય થયો હતો તેથી. વળી આપ ન્હાઇને પધાર્યા હતા. તેથી ઉતાવળ થઇ તે દિવસથી એવો બંદોબસ્ત કર્યો કે ત્રણવાર ઘંટાનાદ તથા ત્રણવાર શંખનાદ કરી અને વીસ પળ રહીને મંદિરનાં કમાડ ખોલીને ઉત્થાપન કરાવવાં. એ ગોવિંદદાસ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

* પ્રસંગ ૧૫ * એક દિવસે આગ્રામાં અકબર બાદશાહે સાંભળ્યું કે ગોવિંદસ્વામી બહુજ સુંદર ગાય છે, વળી તેમને કોઈની અપેક્ષા પણ નથી તેમ નિઃશંક છે. તો એમના મુખનો રાગ કેવી રીતે સંભળાય ? આ વિચાર કરીને બાદશાહ વેશ બદલીને એકલો શ્રીગોકુળમાં આવ્યો. આ વખતે ગોવિંદદાસ જસોદાઘાટ પર બેસીને ભૈરવ રાગ ગાતા હતા. ત્યારે બાદશાહે "વાહ વાહ" કહ્યું. એટલે ગોવિંદદાસે કહ્યું "આ રાગ છૂવાઇ ગયો." આ સાંભળીને તેણે કહ્યું "હું બાદશાહ છું," ત્યારે તેમણે કહ્યું "જો તમે બાદશાહ હો તો તમારી બાદશાહી કરો, પણ આ રાગ તો તમારા સાંભળવાથી છૂવાઇ ગયો." ત્યારે બાદશાહે વિચાર કર્યો કે હું એક દેશનો રાજા છું જયારે આને તો ત્રણ લોકનો વૈભવ પણ ફીક્કો લાગે છે. તો શી રીતે એ આપણા હુકમમાં રહે ? એમ વિચાર કરીને બાદશાહ જતો રહ્યો. અને ગોવિંદસ્વામીએ તે દિવસથી ભૈરવ રાગ ગાયો નહી. આ ગોવિંદસ્વામી એવા ટેકી ભગવદીય હતા.

* પ્રસંગ ૧૬ * ગોવિંદસ્વામીની સાથે શ્રીનાથજી હમેશાં વનમાં ખેલતા. કોઈ વખત ગોવિંદદાસને ઘોડો બનાવે અગર કોઇ દિવસ હાથી બનાવે. આ પ્રમાણે હમેશાં ક્રીડા કરતા. એક દિવસ શ્રી નાથજીએ ગોવિંદસ્વામિને ઘોડો બનાવ્યો અને પોતે ઉપર અસ્વાર થયા તે વખતે ગોવિંદસ્વામીએ ઘોડાની માફક લઘુશંકા કરી આ વાત એક વૈષ્ણવે જોઈ તેણે જઇને શ્રીગુ-

સાંઇજીને કહ્યું ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું જો ગોવિંદસ્વામી હાથી, ઘોડા થાય તો તે હાથી, ઘોડાનો વેષ પૂરો ન કરે તો કેમ બને? આ વાતમાં તમારે પડવું નહિ. આ વાત સાંભળીને તે વૈષ્ણવ ચૂપ થઇ ગયો. એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૧૭ * એક દિવસ ગોવિંદદાસ શ્રીગુસાંઇજીની સાથે મથુરાજીમાં કેશવરાયજીનાં દર્શન કરવાને ગયા. તે વખતે ઉન્હાળો હતો. સર્વ જરીના વાઘા અને જરીની ઓઢણી જોઇને ગોવિંદદાસે કેશવરાયને પૂછ્યું "કેમ ઠીક છે ને?" તે સાંભળીને કેશવરાયજી હસ્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું "અરે ગોવિંદદાસ એવું ન બોલો." ત્યારે ગોવિંદદાસે કહ્યું મહારાજ માંદા માણસનો પોષાક પહેર્યો છે તો શા માટે ન પૂછાય?" આ સાંભળીને શ્રી ગુસાંઇજી ચુપ રહ્યા.

* પ્રસંગ ૧૮ * એક દિવસ શ્રીનાથજીનો રાજભોગ આવતો હતો, ત્યારે ભીતંરીયાને ગોવિંદસ્વામીએ કહ્યું કે રાજભોગ ધર્યા પહેલાં મને પ્રસાદ લેવડાવો. ત્યારે ભીતરીઆએ થાળ ફેંકી દીધો અને શ્રીગુસાંઇજીને બોલાવ્યા. શ્રીગુસાંઇજીએ ગોવિંદદાસને પૂછયું "આ શું?" ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું કે આપ પોતાની સાથે મને ખેલવા લઇ જાય છે. જો પ્રસાદ લેવાને હું પાછળ રહી જાઉં તો વનમાં પછીથી મને શ્રીનાથજી ના મળે, તો હું શું કરૂ. તે સાંભળીને શ્રીગુસાંઇજીએ એવો બંદોબસ્ત કર્યો કે રાજભોગ આવવાને વખતે ગોવિંદદાસને પ્રસાદ લેવડાવવો એવી ભંડારીને આજ્ઞા આપી. એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા. જેમના વગર શ્રી નાથજી રહી શકતા નહોતા.

* પ્રસંગ ૧૯ * એક દિવસ શ્રીનાથજી ગોવિંદસ્વામી સાથે ખેલતા હતા. જ્યારે શ્રી નાથજીનો દાવ આવ્યો, ત્યારે ઉત્થાપનનો વખત થયો હતો. શ્રી નાથજી નાશીને મંદિરમાં પેસી ગયા. તેથી મંદિરની અંદર જઇને શ્રીનાથજીને ગીલ્લી મારી, એટલે ટહેલ કરનારા સેવકોએ ગોવિંદસ્વામીને ધક્કો માર્યો અને બહાર કાઢ્યા. પછી ઉત્થાપન ભોગ ધર્યો. તેથી ગોવિંદસ્વામી જઇને રસ્તામાં બેઠા અને કહ્યું કે હમણાં ગાયની સાથે શ્રીનાથજી આ રસ્તા ઉપર આવશે, તે વખતે હું એમને માર મારીશ. પછીથી શ્રીગુસાંઇજી સ્નાન કરીને મંદિરમાં પધાર્યા અને જોયું તો શ્રીનાથજી રીસમાં હતા. ઉત્થાપનની સામગ્રી આરોગતા નહોતા. ત્યારે શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીને

પૂછયું "આજ કેમ છે ? ત્યારે શ્રીનાથજીએ કહ્યું જયાં સુધી ગોવિંદદાસ-ને મનાવશો નહિ ત્યાં સુધી મને કશું પણ ભાવવાનું નથી. કારણ કે મારે એ રસ્તે ગયા વગર તથા તેની સાથે રમવા વગર ચાલવાનું નથી. જો રસ્તા માં જઉં તો એ મને મારે એ ચિંતાથી મને કશું ભાવતું નથી. ગોવિંદદાસ આવશે ત્યારે કાંઇકભાવશે. એ વાત સાંભળીને અને શ્રીનાથજીની ભક્ત-વત્સલતા જોઇને શ્રીગુસાંઇજીનું હૃદય ભરાઇ આવ્યું. પછીથી ગોવિંદદાસ-ને બોલાવીને અને મનાવીને શ્રીનાથજીને વિનતિ કરી કે આ હાજર છે. હવે આવ્યા છે" ત્યારે શ્રીનાથજી આરોગ્યા. આ ગોવિંદદાસ એવા કૃપા-પાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા અનિર્વચનીય છે.

સાર—(૧) આ જગતમાં જીવ જે વસ્તુને શોધે છે તે તેને મળે છે શ્રી ઠાકો-રજી સવત્ર બિરાજે છે, તેમને જો કોઇ શોધે તો શામાટે ન મળે? પણ જીવની વાસના સંસારી પદાથમાં છે. પણ આ સંસારી દૃષ્ટિનો ત્યાગ કરીને અલૌકિક દૃષ્ટિથી પ્રભુ સન્મુખ થઇને શોધ કરે તો પ્રભુ મલે ને મલેજ. (૨) ભક્તિ માર્ગમાં હૃદયની ધગસ તથા આતુરતા એ મુખ્ય વસ્તુ છે. આ માર્ગમાં સાધનની અપેક્ષા નથી. સાધનો તો સગુણ ભક્તિને માટે અપેક્ષિત હોય છે. પણ અહિંઆં તો નિ-ર્ગુણ ભક્તિ હોય છે. निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः ત્રિગુણાતીત આ માર્ગમાં વિધિ શું અને નિષેધ શું ? ભાવાર્થ કે આ માર્ગમાં વિધિ નિષેધ કોઈ છેજ નહિ. માત્ર હૃદયની આતુરતાથી-ભાવથી ભક્તિ થાય તો તે ભક્તિનું ફળ મળે છે. (૩) ભક્તિનું ફળ ભક્તજ છે. સાધનરૂપ ભક્તિથી સાધ્યરૂપ ભક્તિ પ્રાપ્ત કરાય છે. સેવાનું ફળ સેવા છે. તે ત્રણ પ્રકારની છે. તનુજા, વિત્તજા અને માનસિક, તેમાં માન-સિ ઉત્તમ છે. ફક્ત શ્રીજીના પરમ કૃપાપાત્ર ભગવદીઓને એ થઇ આવે છે. અધિકારી પરત્વે જીવથી સેવા થઈ શકે છે. (૩) ભગવદીયના સત્સંગથી અન્યનો પણ ઉદ્ધાર થાય છે અને ભગવત્પ્રાપ્તિ થાય છે ( જુઓ પ્રસંગ ૩ જો ) (૪) ભક્તિમાર્ગ ફુલનું વૃક્ષ છે અને કર્મમાર્ગ કાંટાની વાડ જેવો છે. જેને એ પુષ્પની સૌરભ લેવી છે, તેતો કાંટાની વાડ આગળ થોભી નહિ જાય પણ તે વૃક્ષની પાસે જશે. ( પ્રસંગ ૧ લો ) (૫) દરેક વૈષ્ણવના મનમાં શ્રી યમુનાજી સ્વામિનીજી છે. એવો ભાવ રહેવો જોઇએ. એ શ્રીયમુનાજીદ્વારા ભગવદીયની મુકુન્દમાં રતિ થાય છે. શ્રીયમુનાસ્તોત્રમાં શ્રીમહાચાર્યશ્રીએ કહ્યું છે. मुकुन्दरतिवर्धिनी जयति पद्मबंधोः सुता ( પ્રસંગ ૪ થો ) (૫) પ્રભુના જે ભક્તને સ્વ લીલાનું પાન કરાવડાવવું છે તેની સાથે અનેક પ્રકારની લીલાઓ કરે છે. એ ભક્તને આનંદનું દાન કરવા પોતે પણ ગૌણ રીતે લીલા કરે છે આમાં શંકા રાખવી નહિ. શ્રુતિ કહે છે. रसो वै सः यं लब्ध्वानन्दी भवति તે પ્રભુરસ સ્વરૂપ છે અને જે તેને પ્રાપ્ત કરે છે તે આનન્દી થાય છે. અને જેને એ આનંદનો અનુભવ થાય છે. તેને અનેક લીલાનો અનુભવ થાય છે. सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणाविप-श्चिता "ને બ્રહ્મની સાથે સર્વ કામો ભોગવે છે. આનંદનો ભોગ ભક્તને મુખ્ય રીતે

થાય છે જ્યારે પ્રભુને ગૌણ રીતે થાય છે. માટેજ શ્રુતિ કહે છે પ્રભુની સાથે રતિ કરવી, ક્રીડા કરવી વગેરે. (૬) જેનું ચિત્ત પ્રભુમાં લાગ્યું છે, તેને સંસારના કોઇપણ ભાવો અગર પદાર્થોમાં આસક્તિ રહેતી નથી. સ્ત્રી, પુત્ર કે પુત્રી, પિતા, માતા એ સર્વનું સુખ તેને તુચ્છ લાગે છે. ફક્ત પ્રભુપ્રેમ એજ મુખ્ય અને નિત્ય છે. (જુઓ પ્રસંગ ૯) (૮) ગુરૂના ઘરની અણુપ્રસાદી લેવાથી હાનિ થાય છે. (૯) પ્રભુને પ્રસન્ન કરવાને રાગ, તાલ, સ્વર વગરનું ગાન કરવાથી: કંઈ પણ અર્થ સરતો નથી. રાગ તાલથી હૃદયનો ભાવ બાહિર પ્રકટ થાય છે, અને ભાવ સહિત ગાન થવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. (પ્રસંગ ૧૩) (૧૦) ભગવદીયે સર્વદા નિર્ભય રહેવું અને પોતાનો ટેક છોડવો નહિ. (પ્રસંગ ૧૫) (૧૧) ભક્તના ભાવથી પ્રભુ એટલા બધા તેના તરફ હળી જાય છે. ને તેની પ્રસન્નતા મેળવવા પ્રભુ ઇંતેજાર હોય છે. (પ્રસંગ ૧૯)

અમારા તરફથી પ્રગટ થયેલા વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૨જામાં અષ્ટસખાના ધોળમાં નીચે પ્રમાણે ગોવિંદદાસજીનું ધોળ આપવામાં આવ્યું છે.

ગોવિંદ સ્વામી સદા સખા શ્રી નાથના, લીલા માંહે સુદામા સુખસારજો.<br>
યુગલ સ્વરૂપે ગુણ ગાન કરે હુલ્લાસમાં, ત્યાંહાં પણ પ્રભુ સાંભળતા રહી પાસે જો.<br>
વસતી આવી વિપ્રકૂળમાં જન્મીયા, સ્વામી થઇને સેવક કર્યા નિરધાર જો.<br>
પણ નીજ દર્શનની આરત મનમાં રહે ઘણી, ગાતા કીર્તન પોતે કરાને સાર જો.<br>
પછી વૈષ્ણવજન સાથે થઇને શરણ થયા, ગોસ્વામી શ્રી વિઠ્ઠલ વર ભૂપ જો.<br>
પોતાના જન જાણીને દયા કરી, દરશાવી તે નીજ લીલા રસ રૂપ જો.<br>
ત્યારે દાસ થઈને મૂકયું સ્વામી પણું, ગાનકળામાં ચિત્ત ચોટયું કરી વાસજો.<br>
ઘોડો કરીને ચઢતા શ્રી ગોવર્ધનનાથજી, એ સુખ કહી ન શકે વલ્લભદાસજો.

ગોવિંદદાસના સેવ્ય શ્રી ઠાકોરજી શ્રી બાલકૃષ્ણજી હતા તે હાલમાં મુંબઇમાં શ્રી દ્વારકેશલાલજીને શ્રીમસ્તક બિરાજે છે.

## गोविंददासनां ब्हेन कान्हबाई हतां तेमनी वार्ता.

* प्रसंग १ * આ કાન્હબાઇ શ્રી નવનીતપ્રિયાજીનું સ્વરૂપ પધરાવીને સેવા કરતાં હતાં. અને શ્રીઠાકોરજી એમને અનુભવ કરાવતા હતા. હસતા અને બોલતા અને ચાહે તે માગી લેતા. એ કાન્હબાઇ જે દિવસે શ્રીગુસાંઇજીને ઘેર સેવામાં જતાં તે દિવસે રસોઈ નહોતાં કરતાં. ત્યારે પાતળ લાવીને ભોગ ધરતાં. ને કંઇક સામગ્રી ઘરમાં કરી રાખતાં. શ્રીઠાકોરજી બાળકની માફક જે માગતા તે એ આપતાં.

* प्रसंग २ * એક દિવસે કાન્હબાઈ શ્રીઠાકોરજીને દેવકાબેટીજી પાસે પધરાવીને મહાવન ગયાં હતાં. ત્યારે રાત્રે તે આવી શકયાં નહોતાં. દેવકાબેટીજીએ પોતાના શ્રીઠાકોરજીને પોઢાડયા પણ કાન્હબાઇના શ્રીઠાકોરજીને પો-

ઢાડવાનું ભૂલી ગયાં તેથી કાન્હબાઇને શ્રીઠાકોરજીએ જણાવ્યું કે દેવકા બેટીજી મને પોઢાડવાનું ભૂલી ગયાં છે. અને હું સિંહાસન ઉપર એકલો બેસીને ડરૂં છું. આથી કાન્હબાઇ રાત્રે ત્યાંથી ચાલ્યાં અને શ્રીગોકુળ આવીને દેવકાબેટીજીને જગાડયાં અને પોતાના શ્રીઠાકોરજીને પધરાવીને ઘેર લઈ જઇને પોઢાડયા.

* प्रसंग ३ * એક દિવસે કાન્હબાઇને શ્રીગોકુલચંદ્રમાજીએ કહ્યું. "મારી શૈય્યામાં કંઇક ખૂંચે છે." તેથી કાન્હબાઇએ જઇને નારાયણદાસ બ્રહ્મચારીને કહ્યું " શ્રીઠાકોરજીને શૈય્યા ખૂંચે છે. નારાયણદાસે શૈય્યાની ગાદી ખુલ્લી કરી તો રૂમાંથી વનોરાં નિકળ્યાં. એ દિવસથી જ્યારે નારાયણદાસ બ્રહ્મચારી શૈય્યાની ગાદી અથવા રજાઇ નવી ભરાવતા ત્યારે પોતાના હાથથી રૂનાં પોલ જોઇને ધરતા. એ કાન્હબાઈ એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં.

* प्रसंग ४ * એક દિવસ કાન્હબાઇ શ્રીગુસાંઇજીના ઘેર શ્રીનવનીત પ્રિયાજીનાં દર્શન કરવાને ગયાં. જઇને જુએ છે તો શ્રીનવનીતપ્રિયાજી એકલા ઝુલતા હતા. શ્રીનવનીતપ્રિયાજીએ કહ્યું કાન્હબાઇ મને તું ઝુલાવ. ત્યારે કાન્હબાઇ ઝુલાવવા બેઠાં. એટલામાં જ્યારે શ્રીગિરિધરજી પધાર્યાં ત્યારે કાન્હબાઇએ ખીજવાઇને કહ્યું " તમે શા માટે શ્રીઠાકોરજીને એકલા રાખ્યા ? " શ્રીગિરિધરજીએ કહ્યું " હવે કોઈ દિવસ એમ નહિ કરૂં. " એ કાન્હબાઈ એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં.

* प्रसंग ५ * એક દિવસે શ્રીગિરિધરજીને શ્રીગોકુળનાથજીએ વિનંતી કરી પૂછયું કે " અમારી યજ્ઞ કરવાની ઈચ્છા છે. " ત્યારે કાન્હબાઇ બોલ્યાં " યજ્ઞરૂપ શ્રીગોવર્ધનધર તમારે માથે બિરાજે છે. એમની સેવાથી સર્વ યજ્ઞ બની જાશે. " એ સાંભળીને શ્રીગોકુલનાથજીએ યજ્ઞ કરવાનો વિચાર માંડી વાળ્યો. એ કાન્હબાઇની સર્વ બાળકો એવી કાની રાખતા. આ કાન્હબાઇ એવાં પરમકૃપાપાત્ર ભગવદીય હતાં તેથી તેમની વાર્તા કેટલીક લખીએ.

( સાર )-(૧) પ્રસંગ આવે તો પણ શ્રીઠાકોરજીને બીજાને ત્યાં નહિ પધરાવવા કારણ કે સેવા કરવામાં જો બીજાની ચૂક પડે તો શ્રી ઠાકોરજીને તેથી શ્રમ પડે (૨) પ્રભુની સેવા એ મહાયજ્ઞ છે. સેવા પરાયણ ભક્તોને યજ્ઞાદિ વિધિના કલેશમાં પડવાની જરૂર નથી.

# વાર્તા ૨ જી. વૈષ્ણવ ૨ જા.

## श्रीगुसाँईजीना सेवक छीतस्वामी चोबानी वार्ता.

* प्रसंग १ * આ છીતસ્વામી મથુરાજીમાં રહેતા હતા. અહીંઆ બીજા પાંચ ચોબા રહેતા હતા. તે ઘણા લુચ્ચા હતા. ને ઠગાઇ કરતા. છિતુ ચોબા તેમના વડા હતા. તેમણે વિચાર કર્યો કે જે શ્રીગોકુળમાં જાય છે તે શ્રીવિઠ્ઠલનાથજીને વશ થઈ જાય છે તેથી એમ જણાય છે કે શ્રીવિઠ્ઠલનાથજી જાદુ ટોણા બહુ જાણે છે. પણ જો અમારા ઉપર ટોણો ચાલે તો એ વાત સાચી મનાય. આ વિચાર તે પાંચ ચોબાઓએ મળીને કર્યો. એ ખોટું નાળીએર અને ખોટો રૂપીઓ લઇ અને એક પાંચ ચોબાઓ શ્રીગોકુળમાં આવ્યા. ચાર ચોબા બહાર બેઠા અને મુખ્ય ચોબો જે છીતુ હતો તેને અંદર મોકલ્યો. તે છીતુ ચોબાએ ખોટું નાળીએર અને રૂપીઓ જઇને ભેટ ધર્યો. ત્યારે શ્રીગુસાંઇજીએ ખવાસને આજ્ઞા કરી કે આ રૂપીઆના પૈસા મંગાવો એટલે રૂપીઆના પૈસા આવ્યા. નાળીએર ફોડ્યું એટલે સફેદ ગળ નીકળ્યો. ત્યારે છીતસ્વામીએ જોઇને મનમાં વિચાર કર્યો કે આતો સાક્ષાત્ ઈશ્વર છે. ત્યારે છીતસ્વામીએ કહ્યું "મહારાજ મને શરણ લો" ત્યારે શ્રીગુસાંઇજીએ તેમને નામ સંભળાવ્યું. પછીથી શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કરવાને ગયા. અંદર જુએ છે તો શ્રીગુસાંઇજી બિરાજ્યા હતા, બહાર આવીને જુએ છે તો પણ તે બિરાજ્યા હતા. ત્યારે છીતસ્વામીએ વિચાર કર્યો શ્રીગુસાંઇજીની ઇશ્વરતા જીવથી જણાય એમ નથી. જે ચાર ચોબા બહાર બેઠા હતા તે છીતસ્વામીને બોલાવા લાગ્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમારો સંગી બહાર તમને બોલાવે છે તો તમે જાવ. ત્યારે છીતસ્વામીએ બહાર આવીને ચાર ચોબાને કહ્યું 'મને ટોણો લાગ્યો છે, તમે જતા રહો, નહિ તો તમને પણ લાગી જશે. આ સાંભળીને એ ચાર ચોબા નાસી ગયા. પછી છીતસ્વામીએ એક પદ કરીને ગાયું. તે પદ રાગ નટ.

ભઈ અબ ગિરિધર સોં પહેચાન,
કપટરૂપ ધરી છલવે આયો પુરૂષોત્તમ નહિ જાન. (૧)

છોટો બડો કછુ ના જાન્યો છાય રહ્યો અજ્ઞાન,
છીતસ્વામી દેખત અપનાયો શ્રીવિઠ્ઠલ કૃપાનિધાન. (૨)

આ પદ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. છીતસ્વામી રાત્રે ત્યાં સૂઈ રહ્યા અને ફરીથી બીજે દિવસે છીતસ્વામીને શ્રીગુસાંઇજીએ નિવેદન કરાવડાવ્યું. નિવેદનમંત્ર લેતી વખતે છીતસ્વામીને સાક્ષાત્ કોટી-કંદર્પલાવણ્ય પૂર્ણપુરૂષોત્તમનાં દર્શન થયાં. ભગવત્લીલાનો અનુભવ થયો. શ્રીગુસાંઇજી અને શ્રીઠાકોરજીના સ્વરૂપમાં અભેદ નિશ્ચય તેમને થયો. બેઉ સ્વરૂપ એક છે એમ જાણ્યું. ત્યારે છીતસ્વામી ગોપાલપૂર શ્રીનાથજીના દર્શન માટે ગયા. અહિંઆં શ્રીનાથજીની પાસે શ્રીગુસાંઇજીને દીઠા. બહાર આવીને પૂછયું કે શ્રીગુસાંઇજી કયારના પધાર્યા છે ? ત્યારે ત્યાંના લોકોએ કહ્યું કે શ્રીગુસાંઈજી તો શ્રીગોકુળમાં બિરાજે છે, પછીથી છીતસ્વામી ત્યાંથી નીકળીને શ્રીગોકુળમાં આવ્યા અને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં આથી છીતસ્વામીએ નિશ્ચય કર્યો કે શ્રીનાથજી અને શ્રીગુસાંઇજી એકજ સ્વરૂપ છે. ત્યારથી છીતસ્વામીએ શ્રીગિરિધરન શ્રી વિઠ્ઠલ એ છાપનાં ઘણાં પદ ગાયાં. એ છીતસ્વામી એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

* પ્રસંગ ૨ * આ છીતસ્વામી બીરબલના પુરોહિત હતા. એ બીરબલ-ની પાસે વર્ષાસન લેવા ગયા. તે વખતે સવારમાં છીતસ્વામીએ આ પદ ગાયું.

જે વસુદેવ કિયે પૂરણ તપ, સોઇ ફલફલિત શ્રીવલ્લભદેહ.

આ પદ સાંભળીને બીરબલ બોલ્યા "હું તો વૈષ્ણવ છું, પણ જો આ વાત દેશાધિપતિ સાંભળશે તો તમે શો જવાબ આપશો ? એ તો મ્લેચ્છ છે" ત્યારે છીતસ્વામી બોલ્યા "દેશાધિપતિ જો પુછશે તો સ્પષ્ટ જવાબ દઇશ પણ મારે મનતો તું પણ મ્લેચ્છ છે. આજથી હું તારૂં પણમુખ જોઇશ નહિ." આ પ્રમાણે કહીને છીતસ્વામી ત્યાંથી ચાલી નીકળ્યા. જ્યારે આ વાત દેશાધપતિએ સાંભળી ત્યારે બીરબલને પૂછયું "તમારા પુરોહિત શા માટે રિસાઇને જતા રહ્યા ?" ત્યારે બીરબલે સઘળી વાત દેશાધિપાત આગળ કહી. બ્રાહ્મણલોક નકામી રીસ બહુ કરે છે. પછી દેશાધિપતિએ કહ્યું કે તું અને હું નાવમાં બેઠા હતા ત્યારે શ્રીદીક્ષિતજીએ મને આશિર્વાદ આપ્યો હતો. ત્યારે મેં મણિ ભેટ કર્યો હતો. એ મણી એવો હતો કે દરરોજ પાંચ તોલા સોનું આપતો. આ મણિને શ્રીદીક્ષિતજીએ શ્રીયમુનાજીમાં ફેંકી દીધો. તે વખતે મારા મનમાં ઘણો ગુસ્સો થયો મેં તે મણિ પાછો માગ્યો તેથી

શ્રીદિક્ષિતજીએ શ્રીયમુનાજીમાંથી ખોબા ભરીને મણિ કાઢચા. અને મને કહ્યું " તમારો મણિ હોય તેને ઓળખી લ્યો " ત્યારે મને એવો નિશ્ચય થયો કે એ સાક્ષાત્ ઈશ્વર છે. ઇશ્વર વિના આ કાર્ય ન થાય. આ વાતનો તમે વિચાર કર્યો? તમારા પુરોહિતની બધી વાત સાચી છે. તો તમે કેમ આ વિચાર ના કર્યો. આ વાત સાંભળીને બિરબલ ઘણો ફીક્કો પડી ગયો. કંઇ પણ બોલ્યો નહિ. આ વાત શ્રીગુસાંઇજીએ સાંભળી. તે વખતે લાહોરના વૈષ્ણવ આવ્યા હતા. તેમને આજ્ઞા કરી કે છીતસ્વામીની દેખરેખ રાખતા રહેજો. તે વખતે છીતસ્વામી બોલ્યા, " મેં વૈષ્ણવ ધર્મ વેચવાને માટે લીધો નથી. મારે તો વિશ્રામ ઘાટ છે, અને આપની કૃપાથી સર્વ કંઇ ચાલ્યું જશે. આ વાત સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા.

*પ્રસંગ ૩* એક દિવસ બિરબલ દેશાધિપતિની રજા લઈને શ્રીગોકુલમાં જન્માષ્ટમીનાં દર્શન કરવાને આવ્યો. તેની પાછળ વેષ બદલીને દેશાધિપતી પણ છાનોમાનો આવ્યો. જન્માષ્ટમીનાં પારણાંનાં દર્શન કર્યાં. આ સમયે મનુષ્યની ભીડ ઘણી હતી. શ્રીગુસાંઇજી સિવાય બીજા કોઈએ દેશાધિપતિને ઓળખ્યો નહિ. તે વખતે છીતસ્વામી કીર્તન કરતાહતા. શ્રીગુસાંઇજી શ્રીનવનીત પ્રિયાજીને પારણામાં ઝુલાવતા હતા. ત્યારે છીતસ્વામીએ આ પદ ગાયું—

પ્રિય નવનીત પાલનેં ઝૂલે શ્રીવિઠ્ઠલનાથ ઝૂલાવે હો
કબહુંક આપ સંગમીલ ઝૂલેં કબહુક ઉતર ઝુલાવે હો. (૧)
કબહુક સુરંગ ખિલોના લેલે નાના ભાંતિ ખિલાવે હો.
ચકઇ બંકી ફરકની લહટ્ટુ ઝુન ઝુના હાથ બજાવે હો. (૨)
ભોજન કરત થાલ એક ઝારિ દોઉમિલ ખાય ખવાવે હો.
ગુપ્ત મહારસ પ્રકટ જનાવે પ્રીતિનઇ ઉપજાવે હો. (૩)
ધન્ય ધન્ય ભાગ્ય દાસ નિજ જનકે જિન યહ દર્શન પાયે હો.
છીતસ્વામી ગિરિધરન શ્રી વિઠ્ઠલ નિગમ એક કરિ ગાયે હો. (૪)

એવાં દર્શન છીતસ્વામીને થયાં. બીજા માણસોને સાધારણ દર્શન થયાં. પછી દેશાધિપતિ ત્યાંથી જવા લાગ્યો, ત્યારે શ્રીગુસાંઇજીએ ગુપ્ત રીતે દેશાધપતિને મહાપ્રસાદ લેવડાવ્યો. પછી દેશાધિપતિ આગ્રે આવ્યો. બીજે દિવસે બીરબલ પણ આવ્યો. દેશાધપતિએ બીરબલને પૂછયું " શાં દર્શન કર્યાં?" બીરબલે કહ્યું શ્રીનવનીતપ્રિયાજી પારણામાં ઝુલતા હતા અને શ્રીગુસાંઇજી ઝુલાવતા હતા." દેશાધિપતિએ કહ્યું "આ વાત જુઠી છે" શ્રીગુસાંઇ-

જી પારણામાં ઝૂલતા હતા અને શ્રીનવનીતપ્રિયાજી ઝૂલાવતા હતા. મને એવાં દર્શન થયાં. અને છીતસ્વામી તમારો પુરોહિત એવાંજ કીર્તન ગાતા હતા. હું તારી પાસે ઉભો હતો." ત્યારે બીરબલે કહ્યું "મને એવાં દર્શન શાથી ન થયાં?" ત્યારે દેશાધિપતિએ કહ્યું "તને તારા ગુરૂના સ્વરૂપનું જ્ઞાન ન હોતું. તારા પુરોહિત છીતસ્વામી જેમને આ વાતનો અનુભવ છે તેમનામાં તારી પ્રીતિ નથી. તો તને એવાં દર્શન શી રીતે થાય?" એ છીતસ્વામી એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા અનિર્વચનીય છે. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨ જા.

(સાર) ૧) ભગવદ્ભાવની સ્ફુર્તિ માટે ગુરૂ પાસેથી નિવેદન મંત્ર ગ્રહણ કરવો જોઇએ. તે વગર ભક્તિમાર્ગમાં પ્રભુની કૃપાને પાત્ર જીવ થતો નથી. (૨) શ્રી ગુસાંઇજી તથા શ્રી વલ્લભાચાર્યજી શ્રીઠાકોરજીનું જ સ્વરૂપ છે એવો ભાવ હોવો જોઇએ. શ્રીસર્વોત્તમસ્તોત્રમાં શ્રીવલ્લભાચાર્યજીને "आनंदः परमानंद श्रीकृष्णास्यं कृपानिधिः એમ કહેલા છે તે બરાબર છે. શ્રીવલ્લભાષ્ટકમાં પણ કહ્યું છે "स्वस्मिन्कृष्णास्यतांत्वं प्रकटयसि " આ ઉપરથી જણાય છે કે શ્રીઆચાર્યજી ભગવદ્-આસ્યરૂપ છે, વૈશ્વાનર છે, તેમ વસ્તુત: કૃષ્ણજ છે. વળી ગોપાળદાસે વલ્લભાખ્યાનમાં શ્રી ગુસાંઇજીનાં સ્વરૂપનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે.

વંદુ શ્રી વીઠ્ઠલવર સુંદર નવ ઘનશ્યામ તમાલ,<br>
જગતી તલ ઉદ્ધાર કરવા પ્રગટ્યા પરમ દયાલ.

(૩) કપટ વેશથી જે ગુરૂ પાસે જાય છે તેમનું જીવન સુધરી જાય છે તો પછી પૂર્ણ ભાવથી ગુરૂનું શરણ જે ભક્તો ગ્રહણ કરે તેના ભાગ્યની વાત શી કરવી?

(૪) મંદિરમાં દર્શન કરવા ઘણા જાય છે પણ સર્વ કોઈ અધિકાર પ્રમાણે દર્શન કરે છે. મથુરામાં રંગમંડપમાં શ્રીબલદેવજી સાથે શ્રીપ્રભુ પધાર્યા ત્યારે તેમનું દર્શન પ્રેક્ષકોને જુદા જુદા સ્વરૂપે થયું. દશરસ મૂર્તિરૂપે દર્શન થયાં. મલ્લોને વજ્ર રૂપે દર્શન થયાં (રૌદ્રરસ), મનુષ્યોને ઉત્તમ મનુષ્ય રૂપે દર્શન થયાં (અદ્‌ભૂતરસ) સ્ત્રીઓને મૂર્તિમાન્કામદેવ રૂપે દર્શન થયાં (શૃંગારરસ), ગોપોને સ્વજન રૂપે દર્શન થયાં (હાસ્યરસ), અસત્ રાજાઓને શાસન કરનાર રૂપે દર્શન થયાં (વીરરસ), પોતાનાપિતા માતાને શિશુરૂપે દર્શન થયાં (કરૂણરસ), ભોજપાત કંસને મૃત્યુરૂપે દર્શન થયાં (ભયાનકરસ), અવિદ્વાન્ લોકોને વિરાટ્ રૂપે દર્શન થયાં (બિભત્સરસ), યોગિઓને પરમતત્ત્વ રૂપે દર્શન થયાં (શાંતરસ), યાદવોને પરમ દેવતા રૂપે દર્શન થયાં (ભક્તિરસ) આથી એમ સમજવું કે જેને જેવો ભાવ હોય તેવાં તેને દર્શન થાય.

(૫) ગમે તેટલા અપરાધથી ભરેલો કુટિલજીવ હોય પણ જો તે પ્રભુની સન્મુખ જાય તો પ્રભુ તેના ઉપર કૃપા કરે છે અને પોતાનો કરી લે છે પણ કોટિ સાધનો કરો તો પણ જો પ્રભુની સન્મુખ જે જીવ ન હોય તો તેને ભગવત્ પ્રાપ્તિનો સંભવ પણ નથી.

આ છીતસ્વામી અષ્ટસખામાંના એક પરમ સખા હતા.

* છીતસ્વામી પ્રથમ જ્યારે શ્રીગુસાંઇજી પાસે ખોટું નાળીએર અને ખોટા રૂપીઆ લઇને કપટ વેષથી ગયા ત્યારે શ્રી ગુસાંઇજીના પ્રતાપથી તે નાળીએર સારૂં બની ગયું એમ જ્યારે છીતસ્વામીએ જોયું ત્યારે તેમને ઘણું આશ્ચર્ય થયું. શ્રી ગુસાંઇજીની કૃપા જોઇને તે સમયે એમણે નીચે પ્રમાણેનું કીર્તન ગાયું હતું એમ એક પુસ્તકમાં જણાય છે.

હોં ચરણારપત્રકી છૈયાં. કૃપાસિંધુ શ્રી વલ્લભનંદન વહો જાત રાખ્યો ગહિ બહિયાં.

અષ્ટસખાના ધોળમાં છીતસ્વામી સંબંધી નીચે પ્રમાણે ધોળ છે.

છીતસ્વામી ચોબા તે પ્રપંચે ભર્યા, પાંચ સખામાં પોતે તે સરદાર જો;
છલ કરવા સારૂ શ્રી ગોકુલ આવીઆ, શ્રી વિઠ્ઠલવર તો પોતે પરમ ઉદાર જો. ૧
દરશન કરતાં દીઠા તે શ્રી નાથજી, લજ્જીત થઇને સંકોચાયા મન માંહે જો;
થો થો ખોટો રૂપીઓ ખરો થયો, એવું જાણી શરણ થયા વલી ત્યાંહે જો. ૨
વલતી ભેદ મટયો તે રૂદીઆ માંહ્યથી, શ્રી વિઠ્ઠલ ને શ્રી ગિરિધર એક જો;
વરસોંદી લેવા સારૂ પોતે ગયા, તે છોડીને આવ્યા એવી ટેક જો. ૩
ગુણ ઘણા ગાયા શ્રી વિઠ્ઠલનાથના. એ શ્રી ગિરિધર પોતે નિશ્ચે જાણી જો;
બીજા એમના ગુણ તે હું શા શા કહું, વલ્લભદાસ તે બોલ્યા મુખથી વાણી જો. ૪

## વાર્તા ૩ જી. વૈષ્ણવ ૩ જા.

### શ્રીગુસાંઈજીના સેવક ચતુર્ભુજદાસ તે કુભનદાસના બેટાની વાર્તા.

* પ્રસંગ ૧ * એ કુંભનદાસજી શ્રીનાથજીની સાથે ખેલતા હતા. એકદિવસે કુંભનદાસને શ્રી ગોવર્ધનનાથજીએ ચાર ભુજા ધરીને દર્શન દીધાં. તેજ દિવસે તેમને ઘેર છોકરાનો જન્મ થયો તેથી એ છોકરાનું નામ ચતુર્ભુજદાસ રાખ્યું. આ વાત કુંભનદાસજીની વાર્તામાં લખી છે. એ ચતુર્ભુજદાસ ૧૧ દિવસના થયા ત્યારે કુંભનદાસજી શ્રીગુસાંઇજીની પાસે લઇ ગયા અને નામ સ્મરણ અપાવ્યું. જ્યારે ચતુર્ભુજદાસ ૪૧ દિવસના થયા ત્યારે કુંભનદાસજી તેમને શ્રીગુસાંઇજી પાસે લઇ ગયા અને નિવેદન અપાવ્યું. આ દિવસથી ચતુર્ભુજદાસમાં શ્રીનાથજીએ એટલું બધું સામર્થ્ય મૂક્યું કે જો ઇચ્છા થાય તો મુગ્ધ બાળક બની જાય. ઇચ્છામાં આવે તો બોલે, ચાલે અને સર્વ અલૌકિક વાતો કરવા લાગે. જ્યારે કુંભનદાસજી એકાંતમાં બેસતા ત્યારે ચતુર્ભુજદાસ કુંભનદાસ સાથે ભગવદ્દવાર્તા

કરતા, અને પૂછતા, અને પદ ગાતા. જો કોઇ લૌકિક પુરૂષ આવે તો ચતુર્ભુજદાસ મુગ્ધ બાળક બની જતા. આવું સામર્થ્ય શ્રીનાથજીએ ચતુર્ભુજદાસમાં મૂક્યું હતું. જ્યારે શ્રી નાથજી ઇચ્છા કરતા ત્યારે ચતુર્ભુજદાસને સાથે ખેલવાને લઇ જતા. અને જેવી લીલાનાં દર્શન કરતા તેવાં પદ ગાતા હતા. એ ચતુર્ભુજદાસ એવા ભગવત્કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૨—એક દિવસ શ્રી નાથજી એક વ્રજવાસિને ઘેર માખણ ચોરવાને પધાર્યા ત્યારે ચતુર્ભુજદાસને સાથે લેતા ગયા. ત્યાં એક વ્રજવાસીની બેટીએ ચતુર્ભુજદાસને દીઠા પણ શ્રીનાથજી નાશી ગયા. ચતુર્ભુજદાસ પકડાઇ ગયા અને માર ખાધો, પછી ચતુર્ભુજદાસ શ્રી નાથજી પાસે ગયા અને કહ્યું "મહારાજ મને તો બહુ સારો માર ખવડાવ્યો." શ્રીનાથજીએ કહ્યું "તારામાં સામર્થ્ય ઓછું નહોતું. તું શા માટે નાસી ના આવ્યો?" આ ચતુર્ભુજદાસ શ્રીનાથજીની અંતરંગ લીલામધ્ય પાતી હતા. તેમની વાર્તા શી કહીએ.

પ્રસંગ ૩—જે દિવસે ચતુર્ભુજદાસજીને પ્રથમ લીલાનો અનુભવ થયો, તે દિવસથી વ્યાપી વૈકુંઠસંબંધી લીલા સર્વત્ર દેખાવા લાગી. આ સામર્થ્ય શ્રી ગોવર્ધનનાથજીએ કૃપા કરીને એમનામાં મૂક્યું હતું. કુંભનદાસજીને પોઢવાનાં દર્શન થતાં હતાં ત્યારે કુંભનદાસજી કીર્તન ગાવા લાગ્યા.

તે પદ "વે દેખો બરત ઝરોખન દીપક હરિ પોઢે ઉંચી ચિત્ર સારી" જ્યારે આટલી ટુંક કુંભનદાસજીએ ગાઈ ત્યારે ચતુર્ભુજદાસજી ગાઇ ઉઠયા "સુંદર વદન નિહારન કારન બહુત યતન રાખે કર પ્યારી" આ સાંભળીને કુંભનદાસજીએ નિશ્ચય કર્યો કે આને શ્રી ગુસાંઇજીની કૃપાથી સંપૂર્ણ અનુભવ થયો છે. આવી મોટી કૃપા એમની ઉપર થઇ છે? એમ માની ઘણા પ્રસન્ન થયા. તે દિવસથી ચતુર્ભુજદાસ કંઇ જતા અથવા ન જતા અથવા અવાર સવાર આવતા તોપણ કુંભનદાસ કશું કહેતા નહિ. એવું જાણતા કે શ્રીનાથજીની સંગમાં કંઇ ખેલતા હશે. આ ચતુર્ભુજદાસ એવા ભગવત્કૃપાપાત્ર ભગવદીય હતા.

* પ્રસંગ ૪ * એક દિવસ શ્રીગોવર્ધનનાથજીનાં શૃંગારનાં દર્શન ચતુર્ભુજદાસજીએ કર્યાં તે વખતે શ્રી ગુસાંઇજી આરસી દેખાડતા હતા. તે વખતે ચતુર્ભુજદાસજીએ આ પદ ગાયું.

સુભગશૃંગાર નિરખ મોહનકો લે દર્પણ કર પિયહિ દિખાવેં,
આપન નેક નિહારિયે બલિજાઉં આજકી છબી કછુ કહત ન આવે. ૧

ત્યાર પછીથી ગોવિંદ કુંડ ઉપર શ્રી ગુસાંઇજી પધાર્યા. ત્યાં એક વૈષ્ણવે પૂછયું "મહારાજ આજે ચતુર્ભુજદાસે તો એવું ગાયું કે "આજકી છબિ કછૂ કહત ન આવેં," અને આપતો નિત્ય શૃંગાર ધરો છો અને આરસી દેખાડો છો. તો આજના પદનું રહસ્ય બિલકૂલ મારાથી સમજાયું નથી. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે, ચતુર્ભુજદાસજીએ બીજું પણ પદ ગાયું છે. તે પદ.

"માઇરી આજ ઔર કાલ ઔર છિન છિન ઔર ઔર"

આ પદ સાંભળીને તે વૈષ્ણવે શ્રી ગુસાંઇજીને પૂછયું "ભગવત લીલા તો નિત્ય છે. અને સર્વત્ર છે તો ચતુર્ભુજદાસજીએ "ઔર ઔર" શા માટે કહ્યું ? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી "ભગવલ્લીલામાં વિલક્ષણપણું આ છે કે, તે નિત્ય છે તેમ ક્ષણક્ષણમાં નૂતન દેખાય છે. લીલાસ્થ જીવને અગર લીલાનાં દર્શન કરનાર જીવને ક્ષણક્ષણ નૂતન લાગે છે અને નૂતન રૂચિ ઉત્પન્ન થાય છે. ગોપાલદાસજીએ પણ ચોથા વલ્લભાખ્યાનની પાંચમી ટુંકમાં ગાયું છે.

એક રસના કેમ કહું ગુણ પ્રકટ વિવિધ વિહાર,
નિત્ય લીલા નિત્ય નૌતમ શ્રૂતિ ન પામે પાર.

એવી ભગવલ્લીલા છે. આ સાંભળીને આ વૈષ્ણવ ઘણાજ પ્રસન્ન થયા. આ ચતુર્ભુજદાસ એવા કૃપાપાત્ર હતા, એમને નિત્યલીલાનો સઘળો અનુભવ થતો હતો.

* પ્રસંગ ૯ * એક દિવસ શ્રીગુસાંઇજી શ્રીગોકુલમાં બિરાજતા હતા. અને શ્રીગિરિધરજી આદિ સર્વ બાળકો શ્રીજીદ્વારમાં બિરાજતા હતા. ત્યાં રાસધારીઓ આવ્યા. ત્યારે શ્રીગોકુલનાથજીએ શ્રીગિરિધરજીને પૂછીને પરાસોલીમાં રાસ કરાવડાવ્યો. રાસમાં ગાન ખુબ થતું હતું. ત્યારે શ્રીગોકુલનાથજીએ ચતુર્ભુજદાસને આજ્ઞા કરી કે "તમે કંઇક ગાઓ" ત્યારે ચતુર્ભુજદાસે કહ્યું "મારૂં ગાન સાંભળનાર શ્રીનાથજી પધાર્યા નથી, તેથી હું કેવી રીતે ગાઉં" ત્યારે શ્રીગોકુલનાથજીએ કહ્યું "તે હમણાં પધારશે. આ શ્રી ગોકુલનાથજીની વાત સત્ય કરવાને માટે શ્રીનાથજી જાગીને શ્રીગિરિધરજીને જગાડીને પરાસોલી પધાર્યા. શ્રીગિરિધરજી પધાર્યા તેવાં ચતુર્ભુજ-

દાસને અને શ્રીગોકુલનાથજીને દર્શન થયાં. બીજા કોઇને દર્શન થયાં નહિ. ત્યારે શ્રીનાથજીનાં દર્શન કરીને ચતુર્ભુજદાસ ગાવા લાગ્યા. તેમને તેથી અધિક સુખ મળ્યું અને બધી રાત એમજ ચાલી ગઇ આ વખતે ચતુર્ભુજદાસે પદ ગાયું. પદ ૧.

અદ્‌ભુત નટ ભેખ ધરે યમુના તટ શ્યામ સુંદર
ગુણ નિધાન ગિરિવરધરન રાસ રંગ રાચેં.

પદ ૨. પ્યારી ગ્રીવા ભુજ મેલી નૃત્યત પ્રીયા સુજાન.

આવાં આવાં ચતુર્ભુજદાસજીએ ઘણાં પદ ગાયાં પછી રાસ થયો અને તેમાં ઘણો આનંદ આવ્યો. પછી થી શ્રીગિરિધરજીએ શ્રીનાથજીને રાત્રે જાગેલા જાણીને સવારે જગાડયા નહિ. એટલામાં શ્રીગુસાંઇજી શ્રીગોકુલથી પધાર્યા અને પૂછયું "શો સમય છે?" ત્યારે શ્રી ગિરિધરજીએ કહ્યું "શ્રી નાથજી જાગ્યાનથી. રાત્રે રાસમાં જાગ્યા હતા તેથી" શ્રીગુસાંઇજીએ કહ્યું "શ્રીનાથજી તો હમેશાં રાસ કરે છે. અને હમેશાં જાગે છે. તો શંખનાદ કરાવો. પછીથી શંખનાદ કરાવીને શ્રીનાથજીને જગાડયા. ફરીથી શ્રી ગોકુલનાથજીને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે, "આવો આગ્રહ કરીને શ્રી નાથજીને પધરાવવા નહિ. એ તો હમેશાં આપની ઇચ્છાથી રાસ કરે છે. માટે વિનતિ કરિને પધરાવવા નહિ. એ ચતુર્ભુજદાસ એવા કૃપાપાત્ર હતા. તે શ્રી નાથજી સિવાય બીજા કોઇની આગળ ગાન કરતા નહિ.

* પ્રસંગ ૬ * એક દિવસે શ્રીગુસાંઇજીએ ચતુર્ભુજદાસને આજ્ઞા કરી કે "અપ્સરા કુંડ ઉપર જઇને રામદાસ ભીતરીઆને બોલાવી લાવો. અને તમે ફુલ લેતા આવો" ચતુર્ભુજદાસ જઇને રામદાસભીતરીઆને બોલાવી આવ્યા, પોતે પણ ફુલ વીણીને આવતા હતા. તે વખતે શ્રીગોવર્ધન પર્વતની કંદરામાંથી બહાર શ્રીનાથજી શ્રીસ્વામિનીજીની સાથે પધાર્યા. ત્યારે શ્રીસ્વામિનીજીના મનમાં એવો વિચાર આવ્યો કે આ લીલા કોઈ જાણતું નથી. એટલામાં ચતુર્ભુજદાસજીએ દર્શન કરીને આ પદ ગાયું.

પદ ૧ લું ગોવરધન ગિરિ સઘન કંદરા રૈન નિવાસ કિયો પિય પ્યારી.

પદ ૨ જું રજની રાજ કીયો નિકુંજ નગરકી રાની

આ પદ સાંભળીને શ્રીસ્વામિનીજીની પ્રસન્ન થયાં. પછીથી ચતુર્ભુજદાસ ફુલ લઇને શ્રી ગુસાંઇજીની પાસે ગયા. એ ચતુર્ભુજદાસ એવા કૃપા-

પાત્ર હતા કે તે શ્રીનાથજી તથા શ્રીસ્વામિનીજીના મનની વાત જાણતા હતા.

* પ્રસંગ ૭ * આ ચતુર્ભુજદાસની વહુ એક દિવસે શ્રીનાથજીના ચરણારવિંદમાં પહોંચી ગયાં ત્યારે ચતુર્ભુજદાસને સુતક આવ્યું આ સુતકમાં ચતુર્ભુજદાસ વનમાં બેસીને નિત્ય કીર્તન કરતા. ત્યારે શ્રી ગોવર્ધનનાથજીએ આજ્ઞા કરી કે "ચતુર્ભુજદાસજી બીજી વખત વિવાહ કરો" ચતુર્ભુજદાસે કહ્યું "ન્યાતમાં કન્યા મળતી નથી. શ્રીનાથજીએ કહ્યું "પુનર્લગ્ન કરો" આથી ચતુર્ભુજદાસે પુનર્લગ્ન કર્યું. ત્યારે શ્રીગોવર્ધન નાથજી હમેશાંચતુર્ભુજદાસની હાંસી મશ્કરી કરતા. આ ચતુર્ભુજદાસ એવા અંતરંગ ભગવદીય હતા.

* પ્રસંગ ૮ * એક દિવસ શ્રીગુસાંઇજી પરદેશ પધાર્યા હતા ત્યારે શ્રી ગિરિધરજીની એવી ઇચ્છા થઇ કે શ્રીનાથજીને મથુરાંમાં આપણે ઘેર પધરાવીએ તો ઠીક. તેથી શ્રીનાથજીની આજ્ઞા લઇ ફાગણ વદ છઠને દિવસે શયન પછીથી શ્રી નાથજીને મથુરાં પધરાવ્યા. અને [1]ફાગણ વદ ૭ ને રોજ મોટો ઉત્સવ કર્યો, અને ઘરમાં જે કંઇ હતું તે સર્વ સમપર્ણ કર્યું. પરંતુ શ્રીકમલા બેટીજીએ એક નથ-વાળી ઘરમાં રાખી હતી. તે બેટીજી બાળક હતાં તેથી કશું સમજતાં ન હતાં. તેથી તે નથ પણ શ્રીનાથજીએ માગીલીધી કારણ કે શ્રીગિરિધરજીએ સર્વસ્વ અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી તેથી તે પ્રતિજ્ઞા સત્ય કરવાને માટે શ્રીનાથજીએ નથ માગી લીધી. ચતુર્ભુજદાસ નિત્ય શ્રીગિરિરાજ ઉપર બેસીને વિરહનાં અને હિલગનાં પદ ગાતા હતા. શ્રીનાથજી હમેશાં સાંઝની વખતે ગાયોની સાથે પધારતા અને દર્શન આપતા. વૈશાખ સુદ ૧૩ ની સાંઝે તેમણે આ પદ ગાયું.

શ્રી ગોવર્ધનવાસી સાંવરે લાલ તુમ વિન રહ્યો ન જાય હો.

આ પદની છેલ્લી તુક શ્રીનાથજીએ પધારતાં સાંભળી તે વખતે તે કરૂણાથી વ્યાકુલ થયા, અને મનમાં એ વિચાર કર્યો કે "હમેશાં અહિંઆં પધારીશ" કારણ કે ભકતનું દુઃસહ દુઃખ જોઇને શ્રીનાથજીથી રહેવાયું નહિ. જયારે રાત્રિ એક પહોર રહી ત્યારે શ્રીનાથજીએ વૈસાખ સુદી ૧૪ના દિવસે શ્રીગિરિધરજીને આજ્ઞા કરી કે આજ ગોવર્ધન પર્વત ઉપર રાજ ભોગ આરોગીશ. પછીથી શ્રીગિરિધરજીએ મંગળા કરીને શ્રીનાથજીને

[1] શ્રીનાથજી શ્રીમથુરામાં શ્રીગુસાંઇજીને ઘેર ફાગણ વદી ૭ માટે પધાર્યા ત્યારથી આ પાટોત્સવ સાતે ઘરમાં મનાય છે. વધુ વિગત માટે જુઓ "તીર્થયાત્રાનો હેવાલ" તથા "ભાવસિન્ધુ" અને શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાગટ્ય. આ પુસ્તકો.

પધરાવ્યા, પ્રથમ માણુસ મોકલીને મંદિર ખાસા કરાવડાવ્યું. શ્રીનાથજીને પધારતાં વાર થઈ તેથી રાજભોગ અને શયનભોગ એક સાથેજ આરોગ્યા. આ દિવસથી આજ સુધી નૃસિંહ ચૌદશને દિવસે શ્રીનાથજી બે વખતરાજભોગ આરોગે છે. એક નિત્યના સમયે અને એક શયનભોગ સમયે આ ચતુર્ભુજદાસ શ્રીનાથજીના એવા કૃપાપાત્ર હતા કે તેમના વગર શ્રીનાથજીથી રહેવાતું નહોતું

* પ્રસંગ ૯ * એક દિવસ ચતુર્ભુજદાસ શ્રીગુસાંઇજીની સાથે શ્રી ગોકુળ ગયા અને શ્રીનવનીતપ્રીયાજીનાં દર્શન કરીને બાલલીલાનાં તથા પારણાનાં કીર્તન કર્યાં, દર્શન કરીને ફરીથી ગોપાલપુર આવ્યા ત્યારે કુંભનદાસે પૂછયું "તું કયાં ગયો હતો?" તેમણે કહ્યું "શ્રી ગોકુળ ગયો હતો." ત્યારે કુંભનદાસજીએ કહ્યું "પ્રમાણમાં તું કેમ જઇને પડયો." ત્યારે ચતુર્ભુજદાસે શ્રી ગુસાંઇજીને પૂછયું કે "પ્રમાણ પ્રકરણ લીલા અને પ્રમેય પ્રકરણ લીલામાં શો ભેદ છે?" શ્રી ગુસાંઇજીએ કહ્યું "ભગવત્લીલા સર્વ એક સમાન છે. કુંભનદાસજીને કિશોર લીલામાં બહુજ આસક્તિ છે. ભગવત્લીલામાં ભેદ સમજવો નહિ. શ્રીઠાકુરજી વિરૂદ્ધધર્માશ્રયી છે એક કાલાવચ્છિન્ન શ્રી પ્રભુ સર્વત્ર સર્વ લીલા કરે છે. આ સાંભળી ચતુર્ભુજદાસજી ઘણા પ્રસન્ન થયા. એ ચતુર્ભજદાસ શ્રીગુસાંઇજીના ઘણા કૃપાપાત્ર હતા એમનાથી શ્રી ગુસાંઇજી કશું ગુપ્ત રાખતા નહોતા.

* પ્રસંગ ૧૦ * ચતુર્ભુજદાસ પછીથી તેમના બેટા રાઘોદાસ હતા. જ્યારે તેમને ભગવલ્લીલાનો અનુભવ થયો ત્યારે રાઘોદાસજીએ એક ધમાર ગાઈ.

ધમાર.

એ ચલ જાય જહાં હરિ ક્રીડત ગોપિન સંગા.

જ્યારે એ ધમારની દશ તૂકો થઇ ત્યારે રાઘોદાસનીદેહ છુટી. અને ભગવત્લીલામાં પ્રવેશ થયો. પછીથી રાઘોદાસની પુત્રીએ દોઢ તુક બનાવીને ધમાર પૂરી કરી. આ ચતુર્ભુજદાસ, તેમના પુત્ર, અને પુત્રી, સર્વ એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં. તેમની વાર્તા કેટલીક લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૩ જા.

(સાર) (૧) અંતરંગ ભક્તનું પ્રાકટ્ય પણ પૃથ્વિ ઉપર પ્રભુની સમાન લીલાને માટે હોય છે. અને તે સદા પ્રભુની સંગેજ રહે છે. પણ કાર્ય માટે પ્રભુ વિયોગ તેમને દેખાડે છે. (૨) જો કે સર્વ જીવોના ભગવાન પ્રભુ છેજ, તો પણ જે જીવનું સ્વીય તરિકે વરણ કરે છે, તેના વિવાહિત પતિની માફક ભર્તા થઈ, આનંદનું

દાન કરે છે. આ સિદ્ધાંત અણુભાષ્યના ચોથા અધ્યાયના ચોથા પાદના ૧૫ મા સૂત્રમાં સમજાવ્યું છે. (૩) ભગવાનની લીલા નિત્ય છે તથા સવત્ર છે પણ પરમ ભગવદીઓને તો દર વખતે નૂતન જ લાગે છે. શ્રી ગોપાલદાસજીએ પણ ગાયું છે " નિત્ય લીલા નિત્ય નૌતમ શ્રુતિ ન પામે પાર " (૪) ભગવાનની લીલામાં ભેદ જાણવો નહિ. પ્રમાણ પ્રકરણ લીલા અને પ્રમેય પ્રકરણ લીલા-તે ઉભય પ્રભુની છે. જેને જે જે સ્વરૂપમાં આસક્તિ તે પ્રમાણે તે તે લીલાનો અનુભવ થાય છે. પ્રભુ વિરૂદ્ધ ધર્માશ્રયી છે.

આ ચતુર્ભુજદાસજીએ હજારો પદ કર્યા છે. એમના દેહોત્સર્ગ સંબંધી નીચે પ્રમાણે એક પુસ્તકમાં જોવામાં આવે છે " જ્યારે શ્રી ગુંસાંઇજી શ્રી ગિરિરાજની કંદરામાં પધાર્યા ત્યારે ચતુર્ભુજદાસને અત્યન્ત વિરહ થયો તેથી રૂદ્ર કુંડ ઉપર તે ગયા ત્યાં જઇને વિરહનાં કીર્તન કરવા લાગ્યા અને તે ધુનમાં તેમના દેહનો ઉત્સર્ગ થયો અને શ્રી ગુસાંઇજીના ચરણ કમલમાં જઇ પહોંચ્યા.

૧ ચતુર્ભુજદાસજીએ બીજી વખતે શ્રી નાથજીના આગ્રહથી વિવાહ કર્યો હતો. ખાસ શ્રી નાથજીએ સદુપાંડેને કહીને મુકદમની બેટી સાથે વિવાહ કરાવડાવ્યો હતો.

કુંભનદાસને પાંચ પુત્ર હતા. તે બધા લૌકિકમાં આસક્ત હતા તેથી તેમનો તેમણે ત્યાગ કર્યો હતો. એક કૃષ્ણદાસ નામનો પુત્ર પછીથી થયો હતો. તેમણે શ્રી નાથજીની ગાયને વાઘથી બચાવવા પોતે વાઘના મુખમાં પડયા અને ગાયને બચાવી. ત્યારપછીથી કુંભનદાસના મનમાં ભગદીય પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ. આ સાતમા પુત્ર ચતુર્ભુજદાસ હતા. અષ્ટસખામાં ચતુર્ભુજદાસજી પણ છે.

૨ બ્રહ્મ સર્વ ધર્મયુક્ત છે, તેમ વિરૂદ્ધ ધર્માશ્રયી છે. તેને માટે શ્રુતિ વચનનાં પ્રમાણ. " अपाणिपादो जवनो गृहीता " " शृणोति अकर्णः पश्यति अचक्षुः " तदेजति तन्नेजति " " समोमशकेन समोनागेन " " न तत्समश्चाभ्यधिकश्च दृश्यते " ઇત્યાદિ.

આ મહાનુભાવી વૈષ્ણવ સંબંધી નીચેનું ધોળ અષ્ટસખાનાં ધોળમાં આપેલું છે.

ચતુર્ભુજદાસ સદા સખા શ્રી શ્યામના, બાર દિવસમાં શરણ થયા તે આવી જો;
ત્યારે કૃપા કરી શ્રી વિઠ્ઠલનાથજી, મંદિર માંહે નિજ લીલા દર્શાવી જો. ૧
ત્યારે કીર્તન કરી સુણાવ્યું તે શ્યામને, પ્રભુજી પ્રસન્ન થયા તે એવું જાણી જો;
ગાયો ચરાવવા વનમાં સાથે આવજો, એવું બોલ્યા શ્રી મુખથી તે વાણી જો. ૨
માખણ ચોરી કરવા પ્રભુ પોતે ગયા, ત્યાંયે પણ સાથે તેડી લીધા જો;
ખાઈ કરીને પોતે તો નાશી ગયા, એમણે ઉભા રહી માર બહુ ખાધો જો. ૩
કોઈ સમયે વળી વચન કહ્યું શ્રી ગુસાંઇજી, રામદાસને તેડાવ્યા નિરધાર જો;
સઘન કુંજને દ્વારે દર્શન આપીયું, યુગલ સ્વરૂપ નિશ્ચે ઉરમાં ધરવા જો. ૪
હાંસી કરવા સારૂ ફરી લગ્ન કરાવીયું, ભગવદી રાઘવદાસનું પ્રાગટ્ય કરવા જો;
કુંભનદાસના સંગ થકી સુખ પામીઆ, લીલારસને શ્રી વલ્લભ ઉર ભરવા જો. ૫

# વાર્તા ૪થી. વૈષ્ણવ ૪થા.

## श्रीगुसांइजीना सेवक नंददासजीनी वार्ता.

* प्रसंग १ * આ નંદદાસજી તુલસીદાસના છોટા ભાઇ હતા. એમને નાચ તમાસા જોવાનો તથા ગાન શ્રવણ કરવાનો બહુ શોખ હતો. એક વખતે ત્યાંથી એક સંઘ દ્વારકાં જતોહતો. નંદદાસજીએ વિચાર કર્યો "જો શ્રીરણછોડજીના દર્શન માટે હું જાઉં તો ઠીક" તેમણે જ્યારે તુલસીદાસને પૂછ્યું, ત્યારે તે રામના અનન્ય ભક્ત હતા. તેમણે તેટલા માટે દ્વારકાં જવાને ના પાડી. નંદદાસજીએ તે માન્યું નહિં અને સંઘની સાથે ગયા. મથુરા સુધી ગયા. મથુરામાં આ સંઘનેબહુ દિવસ થયા. તેથી નંદદાસજી સંઘને છોડીને ચાલતા થયા. તેથી તે દ્વારકાંનો રસ્તો ભૂલી ગયા. અને કુરૂક્ષેત્રની આગળ સીંહનંદ ગામમાં પહોંચી ગયા. ત્યાં એક શાહુકાર ક્ષત્રી રહેતા હતા. નંદદાસજી તેને ઘેર ભિક્ષા માગવા ગયા. એની સ્ત્રીનું રૂપ બહુ સુંદર હતું. તેથી નંદદાસજી એને દેખીને મોહિત થઇ ગયા, આખો દિવસ જઇને એના દરવાજા આગળ બેસી રહેતા અને એ ક્ષત્રાણીના મુખને દેખતા ત્યારે મુકામ ઉપર આવતા. આમ કરતાં કરતાં ઘણા દિવસ પસાર થઇ ગયા. આ ક્ષત્રાણીની તેની ન્યાતમાં બહુજ ચર્ચા થતી ગઇ. તેના સસરા તથા પતિએ વિચાર કર્યો કે "હવે આ ગામમાં રહેવું નાહ" આથી ઘરના બધા માણસો શ્રી ગોકુલ ગયાં, કારણકે તે બધાં વૈષ્ણવ હતાં. નંદદાસજીને આ ખબર પડી એટલે એ પણ પાછળ ગયા. રસ્તામાં તેમનાથી દૂર દૂર ચાલે અને દૂર દૂર મુકામ રાખે. આમ કેટલાક દિવસ પછીથી વ્રજમાં પહોંચ્યા. શ્રીયમુનાજી ઉતરવાના સમયે તે ક્ષત્રાણીએ વહાણ હાંકનારને કંઇક આપ્યું અને કહ્યું કે પેલા બ્રાહ્મણને ઉતારીશ નહિ એ અમને દુઃખ દે છે. બધાં ઉતરીને શ્રીગોકુળ ગયાં, શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં, ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે "એ બ્રાહ્મણને શ્રી યમુનાજીની પાર શા માટે બેસાડીને આવ્યા છો, " ત્યારે આ ક્ષત્રીના મનમાં એવું આવ્યું કે કોઇએ એમને આ વાત કહી હશે ! અથવા જાણી ગયા હશે ! તે ક્ષત્રી મનમાં બહુ પસ્તાવા લાગ્યો. શ્રીગુસાંઇજીએ એક માણસ મોકલીને તે બ્રાહ્મણને પાસે બોલાવી લીધો. નંદદાસજીએ આવીને શ્રી

ગુસાંઇજીનાં દર્શન કર્યાં. તો સાક્ષાત્ કોટિકંદર્પ લાવણ્ય પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. ત્યારે નંદદાસજીએ સાષ્ટાંગ દંડવત્ કર્યાં. હાથ જોડીને ઉભા રહ્યા. જે સ્વરૂપનાં દર્શન આ ક્ષત્રાણીના નેત્રમાં નંદદાસજીને થયાં હતાં તે સ્વરૂપનાં દર્શન શ્રી ગુસાંઇજીનાં થયાં. ત્યારે શ્રીનંદદાસજીનું મન ત્યાંથી છુટીને શ્રી ગુસાંઇજીના ચરણારવિંદમાં ચોંટયું. ત્યારે નંદદાસજી હાથ જોડીને ઉભા રહ્યા. પછી શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી " નંદદાસજી સ્નાન કરી આવો." આથી તે સ્નાન કરી આવ્યા. અને શ્રીગુસાંઇજીએ શ્રીનવનીત પ્રિયાજીની સન્નિધિમાં નામ નિવેદન કરાવડાવ્યું. પછી નંદદાસજીએ શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન સર્વ આશય પૂર્વક કર્યાં. શ્રીગુસાંઇજીએ ભોજન કરીને સર્વ વૈષ્ણવોને પ્રસાદી પાતળ આપી ત્યારે નંદદાસજીને દેહાનુ સંધાન પણ રહ્યું નહિ. પાતળપર બેઠાજ રહ્યા. ભગવત્લીલામાં મન મગ્ન થઈ ગયું. અનેક લીલાનો અનુભવ થવા લાગ્યો. ભર્યા ઘરમાં ચોરની માફક મોહિત થયા. આમ કરતાં સવાર થયું. કંઇ પણ શુદ્ધિ રહી નહિ, ત્યારે શ્રી ગુસાંઇજીએ પધારીને નંદદાસજીના કાનમાં કહ્યું કે "નંદદાસજી ઉઠો દર્શન કરો ત્યારે નંદદાસજી ઉઠીને ઉભા થયા અને તેમણે શ્રીગુસાંઇજીનાં દર્શન કરતી વખતે આ પદ ગાયું.

પ્રાતઃ સમય શ્રીવલ્લભ સુતકો ઉઠતહિ રસના લીજીયે નામ.

ઇત્યાદિક પદ ગાઇને શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. દર્શન કરતાંની સાથે ભગવલ્લીલાની સ્ફુર્તિ થઇ ત્યારે પલનાનું પદ ગાયું.

બાલગોપાલ લલનકોં મોદ ભરી યશુમતિ હુલરાવત. ઈત્યાદિ ભગવલ્લીલા સંબંધી ઘણાંજ પદ નવાં બનાવીને ગાયાં. આ નંદદાસજી ઉપર શ્રી ગુસાંઇજીએ એવી કૃપા કરી. આથી સર્વ સ્થળેથી એમનું મન ખેંચાઇને શ્રી ઠાકોરજીમાં વળ્યું. જે ક્ષત્રીની વહુ જેમાં નંદદાસજીનું મન લાગ્યું હતું તે પાંચ સાત વખત નંદદાસજીને રસ્તામાં દેખતી પણ નંદદાસજી તેના સામું જોતા નહિ. આવી રીતે શ્રી ગુસાંઇજીની કૃપાથી તેમના મનનો નિરોધ થયો. એમના ભાગ્યની બડાઈ કેટલી કહીએ.

* પ્રસંગ ૨ * ત્યાર પછી શ્રીગુસાંઇજી શ્રીજીદ્વાર પધાર્યા. નંદદાસને આજ્ઞા કરીને સાથે લીધા. નંદદાસજીએ જઇને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. તો સાક્ષાત્ કોટિકંદર્પ લાવણ્યપૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. આ

દર્શન કરીને નંદદાસજી બહુજ પ્રસન્ન થયા. અને નંદદાસને કિશોરલીલાની સ્ફુર્તિ થઈ. તે વખતે ઉત્થાપનનો વખત હતો તેથી શ્રીગુસાંઈજીની આજ્ઞા મેળવીને આ પદ ગાયું. તે પદ

સોહત સુરંગ દુરંગી પાગ કુરંગ લલના ભાગ્ય માને.

ફરીથી સંધ્યા આરતી વખતે દર્શન કર્યાં. ત્યારે આ પદ ગાયું.

૧ બનતે સખન સંગ ગાયનકે પાછેં પાછેં આવત મોહનલાલ કન્હાઈ.
૨ બનતે આવત ગાવત ગોરી.
૩ દેખ સખી હરિકો વદન સરોજ.
૪ ઘર નંદ મહરકે મિસહી મિસ આવત ગોકુલકી નારી.

આ રીતનાં નંદદાસજીએ ઘણાં પદ ગાયાં. આ નંદદાસજી કોઇ દિવસ શ્રીગિરિરાજ રહેતા અને કોઇ દિવસ શ્રીગોકુળમાં આવતા. જેમ માણસને ઉલટી જોઇને ખરાબ લાગે તેમ સંસાર તેમને ફીકકો લાગતો હતો. તેથી તે બીજે કોઈ પણ ઠેકાણે જતા નહોતા, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રી ગિરિરાજજી, શ્રી યમુનાજી અને શ્રી વ્રજભૂમિનાં સ્વરૂપ વિચાર્યા કરતા. પ્રભુના બીજા અવતાર પર્યંત કોઇ ઠેકાણે એમનું મન લાગ્યું નહોતું. તેથી તેમણે શ્રી સ્વામિનીજીના સ્વરૂપ વર્ણનમાં કહ્યું છે.

"ચલીયે કુંવર કાન સખી ભેખ કીજે" આ પદમાં કહ્યું છે કેઃ—
શિવમોહે જીન વે મોહની જે કોઇ, પ્યારી કે પાયન આજ આન પરે સોઈ.

એવી એમની દૃષ્ટિ ઉંચી હતી.

* પ્રસંગ ૩ * નંદદાસજી વ્રજ છોડીને કંઇ પણ જતા નહોતા. તેમના મોટાભાઇ તુલસીદાસજી કાશીમાં રહેતા હતા. તેમણે સાંભળ્યું કે નંદદાસજી શ્રીગુસાંઇજીના સેવક થયા છે. ત્યારે તેમણે વિચારકર્યો કે નંદદાસજીએ પતિવ્રતાનો ધર્મ છોડી દીધો છે કારણ કે આપણા પતિ તો શ્રીરામચંદ્રજી હતા. આમ વિચારીને તુલસીદાસજીએ નંદદાસજીને પત્ર લખ્યો. તમે પતિવ્રતા ધર્મનો ત્યાગ કરીને શા માટે કૃષ્ણની ઉપાસના કરો છો ? આ પત્ર જ્યારે નંદદાસજી પાસે પહોંચ્યો ત્યારે તેમણે વાંચીને આ ઉત્તર લખ્યો "રામચંદ્રજી તો એક પત્નીવ્રત હતા. તો બીજી પત્નીને કેવી રીતે સંભાળી શકે? એક પત્ની બરાબર સંભાળી શક્યા નહિ, તેથી રાવણ હરી ગયો. શ્રીકૃષ્ણ તો અનંત અબલાના પતિ છે. એમની પત્ની થયા પછીથી કોઇ પ્રકારનો

ભય રહેતો નથી. એક કાલાવચ્છિન્ન અનંત પત્નીને સુખ આપે છે. તેથી મેં શ્રી કૃષ્ણને પતિ કર્યા છે. એમ જાણો " આ પત્ર નંદદાસજીએ લખ્યો. જ્યારે તુલસીદાસને એ પત્ર પહોંચ્યો ત્યારે વાંચીને તેમણે વિચાર કર્યો કે "નંદદાસજીનું મન ત્યાં લાગ્યું છે. તેથી હમણાં તે આવશે નહિ. એનો ટેક મારાથી અધિક છે. હું તો અયોધ્યા છોડીને કાશીમાં રહું. પણ નંદદાસજી તો વ્રજ છોડીને કોઇપણ સ્થળે જતા નથી. એમનો ટેક અમારા કરતાં પણ અધિક છે. આ નંદદાસજી એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

* પ્રસંગ ૪ * એક દિવસ નંદદાસજીના મનમાં એવું આવ્યું. "તુલસીદાસે જેમ રામાયણ કર્યું છે તેમ હું પણ શ્રીમદ્‌ભાગવત્ કરૂં." આ વાત બ્રાહ્મણ લોકોએ સાંભળી. તેઓ બધા મળીને શ્રીગુસાંઇજી પાસે ગયા. અને વિનંતી કરી. " જો શ્રીમદ્‌ભાગવત્ થશે તો અમારી આજીવિકાનાં સાધન જતાં રહેશે." ત્યારે શ્રીગુસાંઇજીએ નંદદાસજીને આજ્ઞા કરી " તમે શ્રીમદ્‌ભાગવત્ કરશો નહિ. અને બ્રાહ્મણ લોકોના ક્લેશમાં પડશો નહિ. બ્રહ્મ ક્લેશ સારો નથી. કીર્તન કરી વ્રજલીલા ગાઓ." નંદદાસજીએ શ્રીગુસાંઇજીની આજ્ઞા માની શ્રીમદ્‌ભાગવત્ ન કર્યું. આવો શ્રીગુસાંઇજીની આજ્ઞામાં તેમને વિશ્વાસ હતો. એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.

* પ્રસંગ ૫ * નંદદાસજીના મોટાભાઇ તુલસીદાસજી કાશીથી તેમને મળવાને વ્રજમાં આવ્યા. મથુરામાં આવીને તેમણે શ્રીયમુનાજીનાં દર્શન કર્યાં પછીથી નંદદાસજીની ખબર કાઢી અને શ્રી ગિરિરાજજી ગયા. ત્યાં તુલસીદાસજી નંદદાસજીને મળ્યા. તુલસીદાસજીએ નંદદાસજીને કહ્યું " તમે મારી સાથે ચાલો, ગામ રૂચેતો અયોધ્યામાં રહેજો. પુરી રૂચેતો કાશીમાં રહેજો. પર્વત રૂચે તો ચિત્રકુટમાં રહેજો. વન રૂચે તો દંડકારણ્યમાં રહેજો. આવાં મોટાં મોટાં ધામ શ્રી રામચંદ્રજીએ પવિત્ર કર્યાં છે. ત્યારે નંદદાસજી એ એનો ઉત્તર દેવાને નીચે પ્રમાણે એક પદ ગાયું.

જો ગિરિ રૂચે તો વસો શ્રીગોવર્ધન, ગામ રૂચે તો વસો નંદગામ;
નગર રૂચે તો વસો શ્રીમધુપુરી, શોભા સાગર અતિ અભિરામ. ૧
સરિતા રૂચે તો વસો શ્રીયમુના તટ, સકલ મનોરથ પૂરણ કામ;
નંદદાસ કાનન રૂચે તો વસો ભૂમી વૃંદાવન ધામ. ૨

આ પદ સાંભળીને તુળસીદાસજી બોલ્યા " કે એવું તે કયું પાપ છે જે શ્રીરામચંદ્રજીના નામથી પાપ ન જાય ? તો તમે શ્રી રામચંદ્રજીને ભજો." નં-

દદાસજીએ એક કિર્તનમાં ઉત્તર દીધો.તે કીર્તન.

કૃષ્ણ નામ જબતેં મેં શ્રવણ સુન્યોરી આલી, ભલીરી ભવન હોંતો બાવરી ભઇરી.
ભર ભર આવેં નયના ચિત હું ન પરે ચૈના, મુખ હું ન આવે બૈના તનકી દશા કછુ ઔર ભઇરી. ૧
જેતેક નેમ ધર્મ વ્રત કીનેરીમૈં બહુ વિધ, અંગો અંગ ભઈ હોંતો શ્રવણ મઈરી.
નંદદાસ પ્રભુ જાકે શ્રવણ સુને યહગતિ, માધુરી મૂરતકે ધૌંકૈસીદઈરી. ૨

આ પદ સાંભળીને તુલસીદાસ ચૂપ થઇ ગયા. પછીથી નંદદાસજી શ્રીનાથજીનાં દર્શન કરવાને ગયા. તુલસીદાસજી પણ તેમની પાછળ પાછળ ગયા. જયારે શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં ત્યારે તુલસીદાસજીએ માથું નમાવ્યું નહિ. નંદદાસજીએ આ વાત જાણી. "કે એ રામચંદ્રજી વગર બીજા કોઇને નમતા નથી." નંદદાસજીએ વિચાર કર્યો " અહિઆં તથા શ્રી ગોકુળમાં એમને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરાવીશ. ત્યારે એ શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણશે. પછીથી નંદદાસજીએ શ્રીગોવર્ધનનાથજીને વિનંતિ કરી.

દોહા. આજકી શોભા કહા કહૂં ભલે બિરાજે નાથ.
તુલસી મસ્તક તબ નમે ધનુષ બાણ લેઓ હાથ.

આ વાત સાંભળીને શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીની કાનીથી વિચાર કર્યો. " શ્રીગુસાંઇજીનો સેવક જે કહે છે તે મારે માનવું જોઇએ. પછીથી શ્રીગોવર્ધનનાથજીએ શ્રીરામચંદ્રજીનું રૂપ ધરીને તુલસીદાસજીને દર્શન આપ્યાં. પછીથી તુલસીદાસજીએ શ્રી ગોવર્ધનનાથજીને સાષ્ટાંગ દંડવત્ કર્યાં. અને દર્શન કરીને બહાર આવ્યા. નંદદાસજીએ શ્રીગુસાંઇજીનાં દર્શનકર્યાં સાષ્ટાંગ દંડવત્ કર્યાં. તુલસીદાસજીએ દંડવત્ ના કર્યાં. નંદદાસજીને તુલસીદાસજીએ કહ્યું " જેવાં દર્શન તમે ત્યાં કરાવ્યાં તેવાં અહિંઆં કરાવો," એટલે નંદદાસજીએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી " આ મારા ભાઇ તુલસીદાસ છે. શ્રીરામચંદ્રજી વગર બીજાને નમતા નથી. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યુ " તુલસીદાસ બેસો. તે વખતે શ્રીગુસાંઇજીના પાંચમા લાલજી શ્રીરઘુનાથજી ત્યાં ઉભા હતા. એ દિવસોમાં શ્રીરઘુનાથજીનો વિવાહ થયો હતો. શ્રીગુસાંઇજીએ કહ્યું " રઘુનાથજી તમારા સેવક આવ્યા છે.

એમને દર્શન કરાવો " એટલે શ્રી રઘુનાથજી તથા શ્રી જાનકી વહૂજીએ શ્રીરામચંદ્રજી અને શ્રીજાનકીજીનાં સ્વરૂપ ધારણ કરીને દર્શન કરાવડાવ્યાં, સાક્ષાત્ દર્શન થયાં. તુલસીદાસજીએ સાષ્ટાંગ દંડવત્ કર્યા. તેથીજ શ્રી દ્વારકેશજી મહારાજે મૂલ પુરૂષમાં ગાયું છે,

હેતુ નિજ અભિમાન પ્રગટે તાત આજ્ઞા માનકે.

તુલસીદાસજી દર્શન કરીને ઘણાજ પ્રસન્ન થયા. અને આ પદ ગાયું.

વન્દોં અવધ ગોકુલ ગામ.

આપદ ગાઇને તુલસીદાસજી વિદાય થયા અને પોતાના દેશ ગયા. આ નંદદાસજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદીયહતા. કે એમના કહેવાથી શ્રીગોવર્ધનનાથજી તથા શ્રીરઘુનાથજીને શ્રીરામચંદ્રજીનું સ્વરૂપ ધારણ કરીને દર્શન દેવાં પડયાં. તેમની વાર્તા કેટલીક લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૪ થા.

(સાર) જેવી રીતે સુરદાસજીને પ્રથમ અવસ્થામાં પુષ્ટિલીલાનો અનુભવ નહિ હતો, ત્યારે મર્યાદાનાં પદ કરીને ગાતા હતા, પણ જ્યારે ભગવાનનું શરણ થયું ત્યારે પુષ્ટિલીલાનો સંબંધ થયો અને પુષ્ટિલીલાનાં પદ વર્ણન કર્યાં, તેવી રીતે નંદદાસજીએ શ્રીગુસાંઇજીને શરણ આવ્યા ત્યાર પછીથી પુષ્ટલીલાનાં પદ વર્ણન કર્યાં. પ્રથમ અવસ્થામાં એ મર્યાદામાર્ગીય ભક્ત હતા તેથી પંચાધ્યાયી વગેરેમાં શુકદેવજીને વંદન કર્યું છે. (૨) દૈવીજીવને સ્ત્રી આદિકમાં આસક્તિ રહેવાનું કારણ એ છે કે જો વિષયાદિક અગર મોહાદિકથી ચિત્ત વિરક્ત થઇ એક સ્ત્રી રૂપમાં આસક્તિ થાય તો તેને ઝટ પ્રભુ પોતાનો જાણીને તેના ચિત્તને પોતાના તરફ ખેંચીને નિરોધ સિદ્ધ કરે છે. (૩) ગુરૂ કૃપા કરીને જેનો હાથ ઝાલે છે તે ગમે તેવો અપરાધી તથા દોષનો ભરેલો હોય તો પણ તેની ચિત્તવૃત્તિઓ પવિત્ર બને છે અને ભગવત્સેવાનો અધિકારી થાય છે. (૪) આ માર્ગમાં અનુરાગ એ મુખ્ય વસ્તુ છે. ગમે તેવો અનુરાગ હોય, ભલેને લૌકિક ગંધ યુક્ત હોય, પણ તે સ્થિર અને અચલિત હોય તો, તે અનુરાગ લૌકિકમાંથી ખેંચાઇને પ્રભુ તરફ વળે છે અને તે જીવને પૂર્ણ સુખ મળે છે. શુષ્ક હૃદયવાળાનું આ માર્ગમાં કામ નથી. રસિકજનજ આ માર્ગનું સુખ મેળવી શકે છે. (૫) બ્રહ્મસંબંધ કર્યા પછીથી સર્વ પ્રકારના દોષની નિવૃત્તિ થાય છે. સહજ, દેશ, કાલથી ઉત્પન્ન થતા, લોક, વેદમાં નિરૂપાયલા, સંયોગથી ઉત્પન્ન થતા, અને સ્પર્શથી બનતા એ સર્વ દોષની નિવૃત્તિ બને છે. "શ્રીસિદ્ધાન્ત રહસ્યમાં શ્રી મહાપ્રભુજીએ કહ્યું છે. ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः सर्वदोषनिवृत्तिर्हि. (૬) ભગવદીયમાં અમુક પ્રકારનો ટેક જોઇએ. (૭) જોકે રામ પણ ભગવાનનો અવતાર છે. છતાં નંદદાસજીની કૃષ્ણના સ્વરૂપમાં આસકિત હતી. તેજ ખરેખરો અનન્યભાવ અને ટેક. કોઇપણ એક સ્વરૂપમાં જો આસક્તિ રહેતો તેને તે સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. ભગવદ્ગીતામાં પણ કહ્યું છે—यो यो यां यां तनुंभक्तः श्रद्धयार्चि

**तुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ જે જે સ્વરૂપને જે ભક્ત શ્રદ્ધાથી અર્ચન કરવા ઇચ્છે તો તેની તેમાં અચલ શ્રદ્ધાને હું કરૂં છું.**

---

આ નંદદાસજીનું બનાવેલું ભ્રમરગીત અમારા તરફથી પ્રકટ થયેલા "ત્રિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૨ જા"માં છે. તેની પ્રથમ લીટીઓ નીચે પ્રમાણે છે.

શ્રીમદ્‌ભાગવત રચવા સંબંધી અન્યત્ર નીચેની હકિકત ઉપલબ્ધ થાય છે. "નંદદાસજીએ દશમસ્કંધ ભાગવતની લીલાને છંદમાં કરી હતી. પણ મથુરાના બ્રાહ્મણોએ શ્રીગુંસાઇજીને વિનતિ કરી કે આનાથી અમારી આજીવિકા ઓછી થઇ જશે. આથી નંદદાસજીએ શ્રીગુસાંઇજીની આજ્ઞાથી પંચધ્યાયી રાખી બાકીના બીજા ગ્રન્થો શ્રી યમુનાજીમાં પધરાવી દીધા. ફરીથી એક વખતે તાનસેને નંદદાસજીએ બનાવેલા "દેખો દેખોરી નાગરનટ નર્તત કાલિન્દીકે તટ" એ પદની બે ટુંકો અકબર બાદશાહની આગળ ગાઇ. ત્યારે બાદશાહે બીરબલને કહ્યું કે આ પદના બનાવનારને બોલાવો, એના મોઢેથી સાંભળવું છે." બીરબલ આથી ગિરિરાજ આવ્યા. નંદદાસજીને લઇ ગયા અને અકબરે નંદદાસને ઘણું સન્માન આપ્યું અને પૂછ્યું "તમે આ પદમાં કહ્યું કે" "નંદદાસ ગાવે તહાં નિપટ નિકટ" તો કેવી રીતે "નિકટ" ગયા. કે જેથી તમે રાસના પદમાં ગાયું? "ત્યારે નંદદાસજીએ કહ્યું" મારા કહ્યામાં તમને વિશ્વાસ ના હોય તો તમારા તંબુમાં આપની અમુક લોંડી છે તેને પૂછો. બાદશાહે તંબુમાં જઇને તેને પૂછ્યું. એ લોંડી વૈષ્ણવ હતી. શ્રી નાથજી એને દર્શન દેતા હતા. નંદદાસજીનો આ લોંડી સાથે સ્નેહ હતો. નંદદાસજીને લીલાનાં દર્શન થતાં હતાં તે એ જાણતી હતી. આ લોંડી આ વાત સાંભળીને મૂર્છા ખાઇ પડી અને દેહ છોડી દીધો. એટલામાં બાદશાહ નંદદાસ પાસે દોડી આવ્યા અને જોયું તો નંદદાસજીની પણ દેહ છૂટી ગઇ અને ભગવલ્લીલામાં પ્રાપ્તિ થઇ. ત્યારે બાદશાહે બીરબલને પૂછ્યું "આ બન્ને જણાઓએ શા માટે દેહનો ત્યાગ કર્યો? ત્યારે બીરબલે કહ્યું" એમણે આપનો ધર્મ રાખ્યો કારણકે જે વાત તમે પુછી, તે કહેવાય એવી નથી. તેમ દેખાડી શકયા પણ નહિ. તે ઘણી અલૌકીક વાત છે.

**ઉદ્ધોકો ઉપદેશ સુનો વ્રજ નાગરી, રૂપશીલ લાવન્ય સબેગુણ આગરી;**
**પ્રેમ ધ્વજા રસ રૂપની ઉપજાવન સુખ પુંજ, સુંદર શ્યામ વિલાસની વૃંદાવન નવકુંજ.**

અષ્ટસખાનાં ધોળમાં નંદદાસજી વિષે નીચેનું ધોળ છે.

**નંદદાસ આનંદ સદા મનમાં ઘણું, બાળપણામાં વિદ્યા તે બહુ ભણીઆ જો;**
**વળતી સ્વરૂપાસકત કરીને તેડીઆ, શ્રી ગોકુળમાં આવીને અનુસરીઆ જો. ૧**
**ત્યારે કૃપા કરી શ્રીવિઠ્ઠલનાથજી, શરણ લઇને પોતે સન્મુખ કીધા જો;**
**નિજ લીલા દર્શાવી તે દયા કરી, વળતી ભક્તિ રસ ભાવ કરીને પીધો જો. ૨**
**ભાઇ પોતાના હેત જાણીને ત્યાંહાં આવીયા, તેના સામું જોયું નહિ લગાર જો;**
**કહેવું નોધારૂં તે કાગળમાં લખ્યું, શ્રીકૃષ્ણ પૂર્ણ સમર્થ તે અવતાર જો. ૩**
**ભાષ્ય કર્યું શ્રીદશમસ્કંધ નિરોધનું, પુરાણીએ આવી કર્યો પોકાર જો;**
**પ્રભુ આજ્ઞા પ્રમાણે તેટલું રાખીયું, બીજું સરવે પધરાવ્યું શ્રીયમુના ધારા જો.૪**
**એવા સદા સખા શ્રીનંદકુમારના, પ્રગટયા આવી શ્રીપુરૂષોત્તમ સાથે જો;**
**એમના ગુણને શા શા કહી સંભારીએ, વલ્લભદાસના સ્વામી શ્રીવલ્લભ નાથ જો.૫**

# વાર્તા ૫ મી, વૈષ્ણવ ૫ મા.

## श्रीगुसांइजीना सेवक नागजीभाइ साठोदरानागरनी वार्ता.

* प्रसंग १ * આ નાગજીભાઇ શ્રીમહાપ્રભુજી પાસે સેવક થવાને ગયા. ત્યારે શ્રીમહાપ્રભુજીએ વિચાર્યું કે " નાગજીદ્વારા બહુ સૃષ્ટિ અંગીકાર થશે. અને નાગજીભાઇના સંગથી ઘણા દૈવી જીવો પ્રભુના સન્મુખ થશે.નાગજીભાઇ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તના પાત્ર છે. એમનો વંશ બહુ વર્ષ સુધી ચાલશે. તો એ લાલજીને શરણ જાય તો બહુ સારૂં તેથી શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી તમે લાલજીના સેવક થાઓ " પછી નાગજીભાઇ શ્રીગુસાંઇજીના સેવક થયા એ નાગજીભાઇ એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.

*प्रसंग २* આ નાગજીભાઈ ગોધરા ગામના દેસાઇ હતા કંઇક કારણથી સરકારમાંની આજીવિકા બંધ થઇ ગઇ. તેથી તે મોટા સંકોચમાં આવી ગયા. એવામાં તેમની દીકરીનો વિવાહ આવ્યો. આ વાત ખંભાતના વૈષ્ણવોએ સાંભળી તેથી સહજપાલ દોશી, માધવદાસદલાલ તથા જીવાપારેખજેઓ નાગજીભાઇના સ્નેહી હતા, એમણે નાગજીભાઇની દીકરીના વિવાહમાં દસહજાર રૂપીયા નાગજીભાઇને ત્યાં મોકલ્યા. એ રૂપીઆ પહોંચ્યા. પછી તેમણે વિચાર કર્યો કે આ દ્રવ્ય વૈષ્ણવનું છે. વૈષ્ણવના સંબંધથી એમણે મોકલ્યું છે. તો એ દ્રવ્ય લૌકિકમાં ન ખચાર્ય તો સારૂં, આપત્કાલતો ચાર દિવસમાં જતો રહેશે. એમ વિચારી એ દ્રવ્યની સોના મોહરો લઇને લાકડીમાં ભરીને અડેલ ગયા. રસ્તામાં એક વૈષ્ણવ ડોશી રહેતી તેને શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી કે કાલે નાગજીભાઇ વૈષ્ણવ કાસદનો વેષ ધરીને આવે તો તેને પ્રસાદ લેવડાવજે. બીજે દિવસે પરદેશીના ઉતારામાં આ ડોશીએ નાગજીભાઇને શોધી કાઢયા. આ ડોશીએ કહ્યું " તમારી નાતની હું છું. અને શ્રીગુસાંઇજીની સેવક છું. તો મારે ઘેર પ્રસાદ લેવાને ચાલો. ત્યારે નાગજીભાઇએ ના પાડી. અને ત્યાંથી ચાલી નીકળ્યા જ્યારે બે મૈલ ગયા ત્યારે શ્રીઠાકોરજીએ સ્વપ્નામાં આજ્ઞા કરી " કે શા માટે તેં એ ડોશીને ઘેર પ્રસાદ ના લીધો. એ ડોશીને મેં આજ્ઞા આપી હતી. " ત્યારે નાગજીભાઈ પાછા ફરીને એ ડોશીને ઘેર પ્રસાદ લેવા માટે આવ્યા. ત્યાં ત્રણ દિવસ

રહ્યા. એ ડોશીને કહ્યું. " તમને શ્રીઠાકોરજીએ આજ્ઞા આપી હતી તો મને શા માટે ના કહી. " ડોશીએ કહ્યું " તમે તો શ્રીઠાકોરજીનું અંગછો હું એ વાતમાં શું સમજું " નાગજીભાઈ આ સાંભળીને ડોશીની નમ્રતા જોઇને ઘણા પ્રસન્ન થયા. ત્યાંથી નાગજીભાઈ અડેલ ગામમાં આવ્યા. શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને લાકડી ભંડારીને આપી અને કહ્યું " આ લાકડી વૈષ્ણવોએ આપી છે તે શ્રીગુસાંઇજીને આપજો. " આમ કહીને નાગજીભાઈ વ્રજમાં ગયા. ભંડારીએ લાકડી શ્રીગુસાંઇજીની આગળ ખોલી તો તેમાંથી દ્રવ્ય નીકળ્યું. નાગજીભાઈ ત્રણ મહીના શ્રીનાથદ્વારમાં રહ્યા. પછી ગોધરામાં સઘળા પંચોએ હાકેમને કહીને નાગજીભાઇની આજીવિકા શરૂ કરાવરાવી. ચઢેલું દ્રવ્ય લઇને નાગજીભાઇની દીકરીનો વિવાહ કર્યો. જ્યારે નાગજીભાઈ ગોધરામાં આવ્યા ત્યારે દસ હજાર રૂપીયા ખંભાતમાં મોકલી દીધા ખંભાતના વૈષ્ણવોએ વિચાર કર્યો કે આ દ્રવ્ય નાગજીભાઇને અમોએ આજ પ્રમાણે આપ્યું હતું. તો પછી કેવી રીતે એ લઇએ ? એ દ્રવ્ય ખંભાતના વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીની પાસે મોકલી દીધું. એ નાગજીભાઈ એવા ભગવદીય અને અનુભવી હતા. શ્રીગુસાંઇજીના સ્વરૂપમાં એવા આસકત હતા કે વરસમાં બે વાર ગોધરાથી જરૂર દર્શન માટે આવતા.

* પ્રસંગ ૩ * એક દિવસે આ નાગજીભાઇને ગોધરાના હાકેમે બાદશાહની પાસે જાગીર વધારવાને માટે રાજનગર મોકલ્યા અને બે હજાર રૂપીઆ ખરચવાને આપ્યા. તેઓ રાજનગર આવ્યા. અહીંયાં તેમણે દક્ષિણનું રેશમનું કપડું ઘણું સૂક્ષ્મ દીઠું. તે હજારરૂપીયામાં લઇને શ્રી ગોકુળ ગયા. અને જઇને શ્રીગુસાંઇજીને તે ચીરની ભેટ કરી. પાછા રાજનગર આવીને બાદશાહને મળી પાંચ ગણી જાગીરનો પટો વધારાવ્યો. અને ગોધરા જઇને હાકેમને ખબર આપી. હાકેમ આ વાત સાંભળીને ઘણો પ્રસન્ન થયો. તેને એક મહાલના પાંચમહાલ થયા. ત્યારથી આજ સુધી એ ગોધરા પંચમહાલ કહેવાય છે. નાગજીભાઇનો સ્નેહ પ્રભુમાં નિષ્કામ હતો. લૌકિકને તો તેઓ તુચ્છ માનતા હતા. એમનું લૌકિક કાર્ય પ્રભુ આપો આપ સિદ્ધ કરતા એવા તે ભગવદિય હતા.

* પ્રસંગ ૪થો * એક દિવસ શ્રીગુસાંઇજી શ્રીદ્વારકા પધાર્યા હતા. નાગજીભાઈ રાજનગરથી આમ—કેરી લઇને દ્વારકાં પહોંચ્યા, શ્રીગુસાંઇજીનાં દર્શન કરીને કેરી માટે વિનતિ કરી. શ્રીગુસાંઇજીએ કહ્યું કે એ કેરી શ્રીરણછોડ-

જીના મંદિરમાં પહોંચાડો. આથી નાગજીભાઇએ તે કેરી ત્યાં પહોંચાડી અને બીજી કેરી માણસ મોકલીને રાજનગરથી ફરી મંગાવી. ત્યારે શ્રીગુસાંઇજીને વિનતિ કરી કે આ કેરી આપના ડેરામાં શ્રીરણછોડજીને પધરાવીને અંગીકાર કરાવો. શ્રીગુસાંઇજીનો ડેરો રામ લક્ષ્મણના મંદિર પાસે હતો. અહિંઆં શ્રીગુસાંઇજીએ શ્રીરણછોડજીને પધરાવીને કેરીનો ભોગ ધર્યો અને નાગજીભાઇને સાક્ષાત્ શ્રીરણછોડજીનાં દર્શન થયાં. ત્યારથી શ્રીગુસાંઇજીની બેઠક આ ઠેકાણે થઇ. અહિંઆં શ્રીગુસાંઇજીના મનમાં એવું આવ્યું કે " આ પ્રમાણે શ્રીનાથજી કેરી આરોગે તો સારૂં." નાગજીભાઇએ શ્રીગુસાંઇજીના મનની વાત જાણી. એટલે ત્યાંથી ચાલ્યા, રાજનગરથી કેરી લઇને શ્રીનાથજી તથા શ્રીનવનીત પ્રિયાજીને કેરી પહોંચાડી અને ફરીથી બીજી કેરી લઇને ગંગાગુરગઢ ગામમાં શ્રીગુસાંઇજીને મળ્યા, અને ત્યાંના સર્વ સમાચાર કહ્યા. અને પત્ર આગળ ધર્યો. ત્યારે શ્રીગુસાંઇજીએ મનમાં વિચાર્યું કે નાગજી વગર મારા મનની વાત કોણ જાણે ? " પછી નાગજીભાઇને કહ્યું " તમારો મનોરથ શો છે ? " ત્યારે તેમણે વિનતિ કરી " મહારાજ, શ્રીનાથજીને અહિંઆં પધરાવીને કેરી ભોગ ધરૂં. અને મને દર્શન થાય તો મારૂં ચિત્ત પ્રસન્ન થાય. તો શ્રીગુસાંઇજીએ તે પ્રમાણે દર્શન નાગજીભાઇને કરાવડાવ્યાં એ નાગજીભાઈ એવા કૃપાપાત્ર હતા. શ્રીગુસાંઇજીએ એમનામાં એવું સામર્થ્ય મૂકયું હતું કે તે ચાહે તેટલો બોજો ઉઠાવી લેતા અને ચાહે તેટલો રસ્તો ચાલતા. દશ દિવસનો રસ્તો હોય ત્યાં એક દિવસમાં પહોચી જતા. એ નાગજીભાઈ એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૫ * એક વખત નાગજીભાઈ અડેલ ગયા. રસ્તામાં શ્રીજીદ્વાર આવ્યા. ત્યાં રામદાસે કહ્યું " નાગજીભાઈ થોડા દિવસ અહિંઆં રહીને સેવા કરો " ત્યારે નાગજીભાઈ અહિંઆં સેવામાં ન્હાયા. અને શ્રીગુસાંઇજીને એક શ્લોક લખી મોકલ્યો. તે શ્લોક—

[1] सरसिकुशेशयमध्यास्वादितुमागच्छतोलिनो मार्गे ।
यदिकनककमलपानेनासीत्तोषः किमन्येन ॥ १ ॥

જ્યારે અડેલમાં આ પત્ર શ્રીગુસાંઇજી પાસે પહોંચ્યો, ત્યારે શ્રીગુસાંઇજીએ બે શ્લોક લખી મોકલ્યા.

---

૧ અર્થ—સરોવરમાં કમળનો ( કમળના સૌરભનો ) આસ્વાદ લેવાને હું આવતો હતો, પણ માર્ગમાં ગરક થઈ ગયો, જો કનક કમલના પાનથી સંતોષ હોય તો બીજાથી શું ?

[1]नात्रकुशेशयमानसमर्थयसेयत्प्रियोमधुपः ।
तस्मिंस्तुष्टेतोषोदुस्थेदौस्थ्यं हि निरुपमस्नेहात् ॥
यद्यलिरपि निरुपधिभावःस्वभावतःसमागच्छेत् ।
निरवधितोषोस्यापित्रभवेदेवे ति किंवाच्यम् ॥ २ ॥

આ શ્લોક વાંચી નાગજીભાઈ ઘણા પ્રસન્ન થયા. પછીથી અડેલ જઇને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં.

* प्रसंग—६ * એક વખત નાગજીભાઇએ ગોધરાથી શ્રીગુસાંઇજીને પત્ર લખ્યો. એમાં લખ્યું હતું કે શ્રીસુબોધિનીજી, નિબંધ, અણુભાષ્ય, વિગેરે શ્રીમહાપ્રભુજીએ ગ્રંથો કર્યા છે તેનો આશય થોડામાં સમજણ પડે તેવી રીતે લખી મોકલવા કૃપા કરશો "ત્યારે શ્રીગુસાંઇજીએ બે શ્લોક લખીને મોકલ્યા. તે શ્લોકઃ—

श्रीवल्लभाचार्यपथिप्रगाढं प्रेमैवचास्त्यव्यभिचार हेतुः ।
तत्रोपयुक्तानवधोक्तभक्ति स्तत्रोपयोगोऽखिलसाधनानाम् ॥ १ ॥
यःकुर्यात्सुन्दराक्षीणां भवनेलास्यनर्तने ।
तासां भावनया नित्यं सहिसर्वफलानुभाक् ॥ २ ॥

આ શ્લોક વાંચીને નાગજીભાઇને સઘળો સિદ્ધાન્ત સ્ફુર્યો એ નાગજીભાઇ એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા અનિર્વચનીય છે. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૫ મા.

( સાર ) (૧) વૈષ્ણવો પાસેથી મળેલું ધન પ્રભુ સેવાના વિનિયોગમાંજ ખર્ચવું. ચાલતા સુધી વૈષ્ણવો પાસેથી દ્રવ્ય લેવું નહિ, અને કદાચ મળે તો પ્રભુ સેવામાંજ તેનો વિનિયોગ કરવો જોઇએ. લૌકિકકાર્યમાં ખર્ચવાથી તે જીવનું અધઃપતન થાય છે. (૨) એક સ્વરૂપમાં આસક્તિ રાખવી. (૩) લૌકિક સંકટોમાં માણસે ચિન્તા કરવી નહિ. પ્રભુ કૃપાથી કાર્ય સિદ્ધ થયે જશે.

આ નાગજીભાઇ ગોધરાના રહીશ હતા. તેમના વંશજો પૈકી રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ હજુ પણ અમદાવાદમાં છે. ગોધરામાં નાગજીભાઇના ઘરમાં હાલ શ્રીગુસાંઇજીની બેઠક છે.

---

૧. જો ભ્રમર પણ નિરૂપધિભાવવાળો સ્વભાવથી આવે તો તેને પણ નિરવધિ સંતોષ થાય તો પછી શું કહેવું !

# વાર્તા ૬ ઠ્ઠી. વૈષ્ણવ ૬ ઠ્ઠા.

## श्रीगुसांइजीना सेवक कृष्णभट्टनी वार्ता.

* प्रसंग १ * શ્રીમહાપ્રભુજીના સેવક પદ્મરાવલ સાચોરા બ્રાહ્મણ હતા. તેમના દીકરા કૃષ્ણભટ્ટજી હતા. એ શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીગુસાંઇજીએ શ્રીમદ્ ભાગવત્ શ્રીસુબોધિનીજી સહિત કૃષ્ણભટ્ટને ભણાવ્યું. તેથી સઘળો પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્ત તેમના હૃદયમાં પ્રવેશ્યો. જેવી રીતે પદ્મરાવળને શ્રીમહાપ્રભુજીની કૃપાથી પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત સ્ફુરિત થયો હતો તેવી રીતે કૃષ્ણભટ્ટજીને થયું. તે દરરોજ શ્રીસુબોધિનીજીની કથા કરતા હતા. એક દિવસ કૃષ્ણભટ્ટજી વ્રજમાં ગયા. તેમની સાથે એક કણબી વૈષ્ણવ પણ ગયો. શ્રીગુસાંઇજીનાં તથા શ્રીનાથજીનાં દર્શન કર્યાં. ત્યારે કણબી વૈષ્ણવે શ્રીગુસાંઇજીને વિનતી કરી. આ કૃષ્ણભટ્ટ કથામાં આ પ્રમાણે કહેતા હતા, કે શ્રીગિરિરાજજી ધાતુમય રત્નખચિત છે, અને ગોવિંદ કુંડ દુધનો ભરેલો છે. તો એ પ્રમાણે દર્શન કેમ થતાં નથી. આ વાત સાંભળીને શ્રીગુસાંઇજીએ વિચાર કર્યો કે મારા સેવક કૃષ્ણભટ્ટની વાણી મિથ્યા નહિ થવી જોઇએ, સાચી બનવી જોઇએ. તેથી શ્રીગુસાંઇજીએ આ કણબીને દિવ્યનેત્ર આપ્યાં. અને કૃષ્ણભટ્ટે જેવાં દર્શન કહ્યાં હતાં તે પ્રમાણે શ્રીગિરિરાજ તથા ગોવિંદકુંડનાં દર્શન કરાવ્યાં. એ કૃષ્ણભટ્ટ એવા કૃપાપાત્ર ભગવદિય હતા.

* प्रसंग २ * એક વખત કૃષ્ણભટ્ટ શ્રીનાથજીના ભીતરીયા ભેગા ન્હાયા અને સર્વે સેવા કરવા લાગ્યા. પણ ચરણ સ્પર્શ ન કર્યાં. એક દિવસે શ્રીનાથજીએ આજ્ઞા કરી "કૃષ્ણભટ્ટ ચરણ સ્પર્શ કરો, કૃષ્ણભટ્ટે વિનતી કરી" લીલાનાં દર્શન થાય તો ચરણ સ્પર્શ કરૂં. ત્યારે શ્રીનાથજીએ કહ્યું "લીલાનાં દર્શન દેહાંતરમાં થશે" આ સાંભળીને કૃષ્ણભટ્ટજી ઉદાસ થયા. ત્યારે શ્રીગુસાંઇજીએ પૂછ્યું " કૃષ્ણભટ્ટ ઉદાસ કેમ છો ?" ત્યારે કૃષ્ણભટ્ટે કહ્યું "શ્રીનાથજીએ ચરણ સ્પર્શની આજ્ઞા કરી છે. પણ લીલાનાં દર્શનની ના કહી છે. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું" શ્રીનાથજી તો બાળક છે. તું શા માટે ઉદાસ થાય છે. આટલું કહીને શ્રીગુસાંઇજીએ કૃષ્ણભટ્ટનો હાથ પકડીને

ચરણ સ્પર્શ કરાવ્યાં. અને શ્રીનાથજીની લીલાનાં દર્શન કરાવ્યાં. ત્યારે કૃષ્ણભટ્ટજી બહુજ પ્રસન્ન થયા, અને નિશ્ચય કર્યો કે શ્રીનાથજી તો શ્રીગુસાંઇજીને વશ છે.

* પ્રસંગ ૩ * એક દિવસ કૃષ્ણભટ્ટજીએ ઉજ્જનમાં વસન્ત પંચમીનો ઉત્સવ કર્યો તે દિવસે વસંતપંચમી હતી નહિ. જ્યારે શ્રીનાથજી વસન્ત ખેલીને શ્રીગિરિરાજ ઉપર પધાર્યા ત્યારે ગુલાલ ભરેલા રામદાસ ભીતરીયાને દર્શન થયાં. ત્યારે તેણે શ્રીગુસાંઇજીને પૂછયું કે શ્રીનાથજીને કોણે ખેલાવ્યા છે. શ્રીગુસાંઇજીએ કહ્યું "કૃષ્ણભટ્ટે વસંતપંચમી ખેલાવી છે." રામદાસે વિનતી કરી, કૃષ્ણભટ્ટજી તો ભૂલી ગયા છે. પણ શ્રીનાથજી શા માટે ખેલે છે" ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું "શ્રીનાથજી તો ભકતને વશ છે" જે ભક્ત જેવો મનોરથ કરે તે પ્રમાણે તેનો અંગીકાર કરે છે. એ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૪ * એક સમય કૃષ્ણભટ્ટજી શ્રીગોકુલ આવ્યા હતા. ત્યાં એકાંતમાં ચાચાહરિવંશજી સાથે ભગવદ્વાર્તા કરતા હતા તે વખતે ત્યાં અદ્‌ભૂત સુગંધ આવી કૃષ્ણભટ્ટજીએ કહ્યું આ સુગંધ કયાંથી આવે છે! ચાચાજીએ કહ્યું " એ છેલ આવ્યો હશે. એનાથી તમારા વગર રહેવાતું નથી. આ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા. જેની પાછળ શ્રીનાથજી ફરતા હતા.

* પ્રસંગ ૫ * એક વખત શ્રીગુસાંઇજી ઉજ્જન પધાર્યા ત્યારે કૃષ્ણભટ્ટજીને ત્યાં મુકામ કર્યો. ત્યાંના બ્રાહ્મણો બધા એકઠા થઇને શ્રીગુસાંઇજી પાસે આવ્યા અને પ્રશ્ન કર્યો "તમારા સેવક કૃષ્ણભટ્ટજી વેદોક્ત કર્મ નથી કરતા,અને આઠેપહોર સેવા કરે છે.તેમને શ્રીગુસાંઇજીએ ઉત્તર દીધો. તે શ્લોક.

मत्कर्मकुर्वतां पुंसांकर्मलोपोभवेद्यदि ।
तत्कर्म ते प्रकुर्वंति त्रिंशत्कोट्यो महर्षयः ॥ १ ॥

વળી કહ્યું સવારે જાણશો, આ સાંભળી બ્રાહ્મણ લોકોએ કહ્યું "સવારે શી રીતે જાણી શકાય!" શ્રીગુસાંઇજીએ કહ્યું " જ્યાં રાત્રિ હોય છે. ત્યાં દિવસના પદાર્થ દેખાતા નથી. તમારા અંતઃકરણમાં જ્યારે પ્રકાશ થશે અને માયારૂપી રાત્રિ મટી જશે ત્યારે દેખશો. શ્રીગીતાજીમાં કહ્યું છે કેઃ—

या निशासर्वभूतानां तस्यां जागर्तिसंयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतोमुनेः ॥

જ્યારે આ પ્રમાણે બધું સાંભળ્યું, ત્યારે એ બ્રાહ્મણનો સંદેહ જતો રહ્યો. એ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા.

* प्रसंग ६ * આ કૃષ્ણભટ્ટ હમેશાં ઉજ્જનમાં રહેતા, ગુજરાતના તથા દક્ષિણના વૈષ્ણવો ઉજ્જન થઇને શ્રીગોકુળ જતા તે બધા એમને મળીને પ્રસન્ન થતા હતા. કૃષ્ણભટ્ટજી વૈષ્ણવ ઉપર એવી પ્રીતિ રાખતા કે જ્યારે વૈષ્ણવો એમને ઘેર મૂકામ કરતા ત્યારે તેમના પોટલામાં છુપી રીતે દૂધ ઘરનો મહાપ્રસાદ બાંધી દેતા, તે મનમાં એમ સમજતા કે " વૈષ્ણવોને રસ્તામાં ભૂખ લાગે તો તે લેવાને માટે તેમને શ્રમ પડે નહિ. આવી વાત્સલ્યતા વૈષ્ણવ ઉપર રાખવી જોઇએ.

* प्रसंग ७ * એક વખત શ્રીગુસાંઇજીએ કાસદ મોકલીને કૃષ્ણભટ્ટને શ્રીગોકુલ બોલાવ્યા. તેથી કૃષ્ણભટ્ટ ઉજ્જનથી ચાલ્યા. નિત્ય સ્વપ્નામાં તેમના સેવ્ય શ્રીઠાકોરજી આવીને કહેતા હતા. " તારા વગર મારાથી રહેવાતું નથી " તેથી કૃષ્ણભટજી રસ્તામાંથી એક મનુષ્યની સાથે નિત્ય પત્ર ઘેર મોકલતા હતા અને પત્રમાં આ પ્રમાણે લખતા " શ્રીઠાકોરજી પ્રસન્ન હોય તેમ કરશો " પણ શ્રીગુસાંઇજીને મળ્યા વગર કૃષ્ણભટ્ટજી પાછા ન ફર્યા. કૃષ્ણભટ્ટે શ્રીગોકુળ જઇને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું " તમે શ્રીઠાકોરજીની આજ્ઞા કેમ ન માની ? " ત્યારે કૃષ્ણભટ્ટે વિનતી કરી " મહારાજ શ્રીઠાકોરજીતો આપને વશ છે. અને આપેજ અમને શ્રીઠાકોરજી દેખાડયા છે; તો આપની આજ્ઞાનો લોપ શી રીતે કર્યાં જાય. આ વાત સાંભળીને શ્રીગુસાંઇજી ચુપ થઇ ગયા. કૃષ્ણભટ્ટને શ્રીગુસાંઇજીની આજ્ઞા પર એવો વિશ્વાસ હતો.

* प्रसंग ८ * એક દિવસ ઉજ્જનના સઘળા વૈષ્ણવો ભેગા થયા અને " કૃષ્ણભટ્ટને પૂછયું " શ્રીઠાકોરજી કેવી રીતે પ્રસન્ન થાય. " ભટ્ટજીએ કહ્યું " એ તો શ્રીસ્વામિનીજીની કૃપાથી પ્રસન્ન થાય છે. તેથી શ્રીસ્વામિનિસ્તોત્રમાં શ્રીઠાકોરજીની પ્રસન્નતાને માટે શ્રીગુસાંઇજીએ બાર પ્રકારે પ્રાર્થના કરી છે, અને બાર પ્રકારના દાસ્ય ભાવ વર્ણવ્યા છે. આ સાંભળીને વૈષ્ણવ ઘણાજ પ્રસન્ન થયા. ગીતગોવિંદમાં શ્રીઠાકોરજીએ કહ્યું છે કેઃ—

अधरसुधारसमुपनय भामिनि जीवय मृतमिव दासं ।
त्वयि विनिहितमनसं विरहानलदग्धवपुषमविलासं ॥

અને નંદદાસજીએ કહ્યું છે કેઃ—

**श्रीवृषभानुसुता पद अंबुज जीनके सदा सहाय ।**
**यह रसमग्न रहत जे तिनपर नंददास बल जाय ॥**

* પ્રસંગ ૯ * એક દિવસ નાગજીભાઈ ગોધરાથી ઉજ્જનમાં આવ્યા. ત્યારે કૃષ્ણભટ્ટને મળ્યા અને મહાપ્રસાદ લઈ, ભગવદ્વાર્તા કરવા લાગ્યા. એકાંતમાં ભગવદ્વાર્તા કરતાં કરતાં દેહાનુસંધાન ભૂલી ગયા. સાત દિવસ પછી દેહની શુદ્ધ આવી. આમ કરતાં કરતાં નાગજીભાઈ ઘણા દિવસ ત્યાં રહ્યા. કોઈ વખતે ત્રણ દિવસે, કોઈ વખતે સાત દિવસે દેહાનુસંધાન મટી જતો. આ કૃષ્ણભટ્ટ તથા નાગજીભાઈ એવા ભગવદ્રસમાં મગ્ન હતા.

*પ્રસંગ ૧૦ * એ કૃષ્ણભટ્ટ એક વખત શ્રીગોકુળ ગયા. રસ્તામાં એમનો દેહ છૂટી ગયો. તેથી એમના દિકરા ગોકુલભટ્ટને ચિન્તા થઇ. તે શ્રીગોકુળમાં ન રહ્યા તેમ ઘરમાં પણ ન રહ્યા, પણ તેમનો અગ્નિ સંસ્કાર કરવાને ઉજ્જૈન ગયા. જે દિવસે કૃષ્ણભટ્ટની દેહ છૂટી ગઇ હતી તે દિવસે શ્રીગુસાંઇજી શ્રીનાથજીના શૃંગાર કરીને ચોકમાં પધાર્યા હતા. ત્યાં કૃષ્ણભટ્ટજીને દીઠા. કૃષ્ણભટ્ટજીએ સાષ્ટાંગ દંડવત્ કર્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ પૂછયું તમે કયારે આવ્યા છો!" કૃષ્ણભટ્ટે કહ્યું" જે રાજ આપની કૃપાથી હમણાં આવ્યો છું. ! પછી શ્રીગુસાંઇજી ગોપીવલ્લભ ભોગ ધરીને બહાર પધાર્યા, ફરીથી પૂછવા લાગ્યા. " કૃષ્ણભટ્ટ કયાં છે." ત્યારે રામદાસ ભીતરીઆએ કહ્યું. કૃષ્ણદાસજીને મંદિરમાં જતા દીઠા પણ બહાર નીકળતાં કોઇએ દીઠા નથી " પછીથી શ્રીગુસાંઈજીએ એક પત્ર લખીને ઉજ્જનમાં માણસ મોકલ્યો. તે માણસે ગોકુલભટ્ટને પત્ર આપ્યો. તે વાંચીને ઘણા પ્રસન્ન થયા. ગોકુલભટ્ટે શ્રીગુસાંઇજીને વિનતિ પત્ર લખ્યો " અમુક દિવસે કૃષ્ણભટ્ટની દેહ છૂટી છે. આ પત્ર શ્રી ગુસાંઇજીએ વાંચીને કહ્યું " કૃષ્ણભટ્ટજી એવા હતા. જેની સાથે શ્રીનાથજી ખેલતા હતા. તો પછી આ રીતે તેમને ભગવલ્લીલાની પ્રાપ્તિ થાય તો એમાં આશ્ચર્ય શું ? " એ કૃષ્ણભટ્ટજી એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી એમની વાર્તા કેવી રીતે લખી જાય. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૬ ઠા.

( સાર ) (૧) પ્રભુના ધામ આદેની ભગવદીયની ભાવના ગુરૂ કૃપાથી સિદ્ધ થાય છે. (૨) પ્રભુ શ્રી ગુસાંઇજીને વશ છે. (૩) પ્રભુ ભક્તને પણ વશ છે ભક્તના જેવા મનોરથ તેવો તેનો અંગીકાર કરે છે. (૪) પ્રભુ સેવા કરનારને વેદોક્ત કર્મની

આવશ્યક્તા નથી. (૫) વૈષ્ણવ ઉપર સ્નેહ રાખો. જે વૈષ્ણવ પોતાને ઘેર આવે તેની યથાશક્તિ ટહેલ કરવી. કારણકે પ્રભુમાં પ્રીતિ કરનાર ભગવદીયનો ક્ષણ વાર નો જો સંસર્ગ હોય તો તે સર્વપ્રકારના દોષની નિવૃત્તિ કરે છે, અને બહિર્મુખતા મટાડે છે. (૬) શ્રી ઠાકોરજીની આજ્ઞાનો કદાચ લોપ થાય તો તે અપરાધ ક્ષમ્ય છે, પણ ગુરૂની આજ્ઞાનો લોપ તો કદીપણ કરવો નહિ. કારણકે ગુરૂજ પ્રભુ મેળવી આપનાર છે.તો ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી થયેલા અપરાધને પ્રભુ પણ ક્ષમા કરી શકતા નથી. (૭) સ્વમાર્ગીય ગ્રંથ વાંચવા અને સત્સંગ કરવો.

શ્રીબાલકૃષ્ણજી કૃષ્ણભટ્ટજીના શ્રીઠાકોરજી હતા. હાલ તે રાજકોટમાં બિરાજે છે. પોતાને વિદ્યાભ્યાસ કરાવ્યાની ભેટમાં શ્રીગુસાંઇજીએ આ સ્વરૂપ પધરાવી આપ્યા હતા. રાજકોટના રાજા જ્યારે યાત્રા કરવાને ગયા ત્યારે ઉજ્જનમાં કૃષ્ણભટ્ટને ત્યાં ઉતર્યા હતા તેમણે આ સ્વરૂપને રાજકોટમાં પધરાવવાની ઇચ્છા દર્શાવી. રાજાની વિનંતીનો સ્વીકાર થવાથી તેમણે રાજકોટ આવી દરબારગઢમાં મંદિર બંધાવી શ્રીને પધરાવ્યા. કેટલોક વખત ત્યાં બીરાજ્યા, પછીથી ધાડ પાડવાને લીધે બહાર બિરાજ્યા, પછી પાછા રાજકોટમાં બીરાજ્યા હાલમાં દરબારગઢ નજીક એક ભવ્ય મંદિરમાં બિરાજે છે. ગોપાળદાસભટ્ટ તેમની હાલમાં સેવા કરે છે, આ ગોપાળદાસભટ્ટ પધરાવનારના વંશજ ૧૩ મી પેઢીએ છે.

જુઓ " તિર્થયાત્રાનો હેવાલ " પૃ. ૧૮૭.

# વાર્તા ૭ મી, વૈષ્ણવ ૭ મા.

## श्रीगुसांइजीना सेवक चाचा हरिवंशजीनी वार्ता.

* प्रसंग १ * ચાચા હરિવંશજી ક્ષાત્રય હતા. એમને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીનાથજીનો અભિપ્રાય પુષ્ટીમાર્ગ વધારવાનો છે. તો તમે પરદેશમાં જઇને અમારી આજ્ઞાથી સર્વને નામ પમાવો, અને વૈષ્ણવ જે ભેટ આપે તે લઇ આવો. ત્યારે ચાચા હરિવંશજી ગુજરાત આવ્યા. રાજનગરની પાસે અસારવા ગામ છે ત્યાં ભાઇલા કોઠારીના ઘરમાં રહ્યા. ત્યાંથી ભેટ ઉઘરાવીને ખંભાતમાં માલ લેવાને ગયા. ત્યાં ગામમાં પૂછયું કે ભલો આદમી કોણ છે. ત્યારે માધવદાસ દલાલે કહ્યું કે સહજપાલ દોશી ભલા આદમી છે. તેથી માધવદાસ દલાલની સાથે સહજપાલ દોશીને ત્યાં ગયા. અને જોઇતો સઘળો માલ લીધો. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ લીધી. જીવાપારેખની ઉપર હુંડી લાવ્યા હતા, તે માધવદાસ દલાલને આપી. અને કહ્યું કે આ માલનું મુલ સઘળું ચુકાવીને જે બચે તે નારાયણ સરોવર ઉપર અ-

મારો મુકામ છે ત્યાં પહોંચાડી દેજો. માધવદાસજી એ દ્રવ્ય લઇને મુકામ પર પહોંચાડવા ગયા. ત્યારે માધવદાસ એમની આચાર ક્રિયા જોઇને વિસ્મય થયા. અને વિચાર કર્યો કે આ કોઈ મહાપુરૂષ છે. માધવદાસે કહ્યું " તમારો ધર્મ અમને શિખવો. " ત્યારે ચાચાજીએ તેમને નામ પમાડ્યું. માધવદાસ સઘળી રીતભાત શિખીને સહજપાલ દોશી તથા જીવાપારેખને કહ્યું કે આતો મોટા મહાપુરૂષ છે. એ સાંભળીને એ બે જણાએ ચાચાજી પાસે નામ ગ્રહણ કર્યું. પછીથી એ ત્રણે જણા ચાચાજીની સાથે ખંભાતથી શ્રીગોકુળ આવ્યા. આવીને શ્રીગુસાંઇજીની પાસેથી નિવેદન મંત્ર લીધો. શ્રીનાથજીનાં દર્શન કરીને તે બહુજ પ્રસન્ન થયા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૯ * ફરીથી એક દિવસ ચાચાજી ગુજરાતના પ્રદેશમાં આવ્યા. તે રસ્તો ભુલી ગયા. અને ભીલોના ગામમાં જઇ ચઢયા. ત્યાં એક સ્ત્રી કુવા પર પાણી ભરતી હતી. તે સ્ત્રી એમનો આચાર વિચાર જોઇને પોતાને ઘેર લઈ ગઈ. તેમની પાસેથી તે નામ પામી. અને દરેક રીતભાતથી તે ભોગ ધરવા લાગી. ચાચાજીએ એને પૂછયું " તારા ઘરનો પુરૂષ કયાં ગયો છે !" ત્યારે તેણે કહ્યું કે ચોરી કરવાને ગયો છે. અમારો એ ધંધોછે. " ચાચાજીએ કહ્યું કે એ ધંધો સારો નથી. એ સ્ત્રીએ વિનંતી કરી આપ અહીંયાં રહીને એને વૈષ્ણવ બનાવીને પછી જાઓ. ત્યારે ચાચાજી ત્યાં રહ્યા. એ બાઇનો છોકરો ગામનો મુખી હતો. ચાચાજીનાં દર્શન કરતાની સાથે તેનું મન લૌકિકમાંથી નિકળીને પ્રભુના ચરણ કમળમાં લાગ્યું. સુરદાસજીએ ગાયું છે તે પદઃ—

" જાદિન સંતપાહુને આવે । તિરથ કોટી સ્નાન કરન ફલ
દર્શનહી તેં પાવે "

આથી આ ભીલનું મન ઝટ ફરી ગયું. આખું ગામ વૈષ્ણવ થયું. ચાચાજીએ એમને સેવાની રીતિ શિખવાડી અને ત્યાંથી વિદાય થયા. એ ભીલ ચોરીનો ધંધો છોડીને ખેતી કરવા લાગ્યો. રસ્તામાં ચાચાજીને સ્વપ્નામાં શ્રીનાથજીએ આજ્ઞા કરી. આ ભીલ આચાર ક્રિયા સારી પાળે છે પણ ભોગતો ચાખીને ધરે છે. તેથી મારે હંમેશાં ભીલનું જુઠણ લેવું પડે છે. માટે તમે એને બરાબર શિક્ષા આપજો. પછીથી ચાચાજી ફરીને આ

ગામમાં આવ્યા, અને બે મહીના રહીને સેવાની રીત અને આચાર ધર્મ સઘળું પાકું કરાવ્યું. અને સઘળી રીતિ શિખવીને ગુસાંઇજીની ભેટ લઇને ગયા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૧૩ * એક વખત ચાચા હરિવંશજી શ્રીગોકુળથી ઉજ્જન ચાલ્યા. રસ્તામાં એક ક્ષત્રિય વૈષ્ણવને ઘેર આવ્યા. આ ક્ષત્રિય વૈષ્ણવે ચાચાજીના મુખથી ભગવદ્ વાર્તા સાંભળીને સંસારમાંથી આસકતી કાઢી નાખી. ચાચા હરિવંશજીને આ વૈષ્ણવે કહ્યું. " આ સઘળું શ્રીગુસાંઇજી પાસે લઇ જાઓ, " ચાચાજીએ કહ્યું, " હું ઉજ્જન જઇને આવું છું પાછો આવીને લઇ જઇશ. " ચાચાજી ઉજ્જન આવ્યા, ત્યારે કૃષ્ણભટ્ટને વાત કરી કૃષ્ણભટ્ટે કહ્યું કે એ ક્ષત્રિય અનાચારિ છે, ત્યારે ચાચાજીએ કહ્યું જેની સંસારમાં આસકિત નથી તેને આચાર વિચારનું શું કામ છે, ફરીથી ચાચાજી આ ક્ષત્રિય વૈષ્ણવને ઘેર આવ્યા. આ વૈષ્ણવે સઘળું દ્રવ્ય શ્રીગુસાંઇજીને ભેટ કર્યું. ચાચાજી ત્રણ હજાર રૂપીયા લઈ ગયા. અને બસોરૂપીયા આ વૈષ્ણવને પરાણે આપતા ગયા. કે જેથી એનો વ્યવહાર ચાલે. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા. એમના સંગથી હજારો વૈષ્ણવોની સંસારમાંથી આસક્તિ ઉઠી ગઈ હતી.

* પ્રસંગ ૪ * એક વખત શ્રીગુસાંઇજી પરદેશ પધાર્યા. રસ્તામાં એક ગામ આવ્યું. એ ગામમાં વૈષ્ણવ કોઇ નહોતો. શ્રીગુસાંઇજીએ કહ્યું, " ચાચાજી આ રસ્તે નિકળ્યા નહિ હોય. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા, રસ્ને નિકળતાં જે લોકોનો પ્રસંગ એમને પડતો તેમનું મન શ્રીપ્રભુજીમાં જોડી દેતા એવા તે ભગવદીય હતા.

* પ્રસંગ ૫ * એક વખત ચાચા હરિવંશજી શ્રીનાથજીને માટે શ્રીગોકુળમાં સામગ્રી લેવાને ગયા. એ સામગ્રી એક વૈષ્ણવને માથે પધરાવી. શ્રીગોકુલથી ચાલ્યા, શ્રીયમુનાજીના ઘાટ પર આવ્યા ત્યારે હોડી હતી નહીં, સાંજ પડી ગઈ હતી. ચાચાજીએ વિચાર કર્યો, " સવારે છ ઘડી રાત રહે ત્યારે આ સામગ્રી જોઇશે, અને રાત્રે સિદ્ધ થવી જોઇએ, ગોપાળપુર તો દસ ગાઉ દુર છે, તો શી રીતે પહોંચાશે. આ વિચાર કરીને વૈષ્ણવને કહ્યું, હું શ્રીયમુનાજીની ઉપર ચાલુછું હું જ્યાં પગ મુકીને ઉઠાવું તે ઠેકાણે તમારે પગ મુકવો. ચાચા હરિવંશજી શ્રીયમુનાજી ઉપર ચાલવા લાગ્યા અને ભગવાનનું નામ લેવા લાગ્યા એ વૈષ્ણવ પાછળ ભગવાનનું નામ

લેતો ચાલ્યો ત્યારે આ વૈષ્ણવે મનમાં વિચાર્યું, ચાચાજી ભગવાનનું નામ લેછે, હું પણ ભગવાનનું નામ લઉંછું. ત્યારે એમના પગલા પર શા માટે મારે પગ મુકવો જોઇએ તેથી બીજી જગાએ પગ મુકવા લાગ્યો ત્યારે શ્રીયમુનાજીમાં ડુબવા લાગ્યો. ચાચાજીએ આવીને આનો હાથ પકડયો અને કિનારે લઇ ગયા અને કહ્યું, "હું જે ઠેકાણેથી પગલું ઉઠાવતો હતો ત્યાં તેં શા માટે ન મૂકયું." એણે કહ્યું હું ભગવાનનું નામ લઉંછું તમે પણ ભગવાનનું નામ લ્યોછો ત્યારે ચાચાજીએ કહ્યું, " મારૂં પ્રભુએ સાંભળ્યું છે તારૂં હવે સાંભળશે " આ ચાચાજી એવા કૃપાપાત્ર હતા કે જેમનું ભગવન્નામ શ્રીપ્રભુએ સાંભળ્યું હતું.

* પ્રસંગ ૬ * એક દિવસ શ્રીગુસાંઇજી લઘુશંકા કરીને પધાર્યા ને ચાચાજીની સાથે ભગવદ્ વાર્તા કરવા લાગ્યા એમાં એવો રસાવેશ થયો કે આખી રાત ચાલી ગઈ. હાથમાંથી નીચે ઝારી ધરવાની શુદ્ધિ ના રહી. ચાચાજીને તો ત્રણ દિવસ સુધી રસાવેશ રહ્યો. એ એવા ભગવદ્‌રસના પાત્ર હતા.

* પ્રસંગ ૭ * એક દિવસ ચાચાજી શ્રીગિરિરાજ ઉપર ગયા. ત્યાં શંખનાદની તૈયારી હતી. ચાચા હરિવંશજીને એવો અનુભવ થયો કે શ્રીનાથજી ભર નિદ્રામાં છે. તો શંખનાદ થવા દેવો નહીં. બધા ભીતરીયાઓ થોભી રહ્યા. ઘડી બે ઘડી પછી શ્રીગુસાંઇજી પધાર્યા. શંખનાદ કરાવ્યો, તો પણ શ્રીનાથજી જાગ્યા નહોતા. ત્યારે સુરદાસજીએ કિર્તન ગાયું.

કોંન પરી નંદલાલે બાન,
પ્રાતસમય જાગનક્ષીબીરીઆં સોવતહે પીતાંબર તાન.

આ પદ સાંભળીને શ્રીનાથજી જાગ્યા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા. જેમની કાની શ્રીગુસાંઇજી રાખતા. જેમને શ્રીઠાકુરજીની કૃતિની સર્વ શુદ્ધિ રહેતી.

*પ્રસંગ ૮ * એક દિવસ શ્રીગુસાંઇજી શય્યા મંદિરમાં પધારતા હતા. શ્રીનાથજી શ્રીગુસાંઇજીની આડી જોવા લાગ્યા. ત્યારે ચાચાજીએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી. કે શ્રીનાથજી તો આપની ચિંતા કરે છે. આપ ભિતર કેમ પધારો છો ? " ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી. " શ્રીનાથજી તો બાળક છે, પણ સેવા તો કરવી જોઇએ. પછીથી શ્રીગુસાંઇજી સેવા કરવાને પધાર્યા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા. એમને શ્રીગુસાંઇજીની ઘડી ઘડી

ખબર પડતી હતી.

* પ્રસંગ ૯ * એક દિવસ ચાચાજીને ઠોકર લાગી હતી, તેથી દુઃખી થઇને બેસી રહ્યા હતા. તે વખતે શ્રીરૂક્મિણી વહુજીની આગળ વાત નીકળી. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું સર્વ "વૈષ્ણવ અમારૂં અંગ છે" ત્યારે શ્રીરૂક્મિણી વહુજીએ કહ્યું "ચાચાજી કયું અંગ છે ?" શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી "એ અમારૂં નેત્ર છે." કારણ કે ચાચાજી દુઃખી છે તો અમારૂં નેત્ર દુઃખે છે. એ એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૧૦ * એક સમય ચાચા હરિવંશજીને આજ્ઞા કરી "તમે પરદેશ જાઓ." ત્યારે ચાચાજીએ કહ્યું "મારાથી આપના દર્શન વગર નહિ રહેવાય" ત્યારે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરા "જયાં તમે જશો ત્યાં અમે તમને નિત્ય દર્શન દઇશું. આનું કારણ એ હતું કે શ્રીગુસાંઇજીને આસુરવ્યામોહલીલા કરવાની હતી. તેથી તે વખતે જો ચાચાજી ત્યાં રહેતો એમનો દેહ ના રહે. શ્રીગોકુળનાથજી, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી અને શ્રીઘનશ્યામજીને સ્વમાર્ગીય ગ્રંથની પરિપાઠી કોણ બતાવે ! શ્રીગિરિધરજીને તો સેવામાંથી અવકાશ નહતો. આ વિચાર કરીને શ્રીગુસાંઇજીએ ચાચા હરિવંશજીને પરદેશ વિદાય કર્યા. પછી ચાચાજી ગુજરાત ગયા. ત્યાર પછી શ્રીગુસાંઇજીએ આસુરવ્યામોહલીલા દેખાડી. જયારે ચાચાજીએ એ વાત ગુજરાતમાં સાંભળી કે તુર્તજ મુર્છિત થઇ ગયા. ત્યારે શ્રીનાથજીએ આવીને ચાચાજીને કહ્યું "હાલ તમારે પૃથ્વી ઉપર રહેવાનું છે, ને મારી આવી આજ્ઞા છે" તેથી ચાચાજી વ્રજમાં આવીને સર્વ બાળકો પાસે શ્રીસુબોધિનીજી સાંભળવાના બ્હાનાથી તેમને ભણાવતા. કારણકે ચાચાજી ન્યાતે ક્ષત્રિય હતા તો બ્રાહ્મણ કુળને શી રીતે ભણાવે ? તેથી સાંભળવાના બ્હાનાથી સર્વ બાળકોને ભણાવ્યા. એ એવા કૃપાપાત્ર હતા. એમને શ્રીગુસાંઇજી માર્ગની પરિપાઠી દેખાડવાને માટે ભૂતળ ઉપર મૂકી ગયા. જેવી રીતે શ્રીમહાપ્રભુજી દામોદરદાસ હરસાનીને માર્ગની પરિપાઠી દેખાડવાને માટે મૂકી ગયા હતા તેમ. તેથી શ્રીગુસાંઇજીએ शृङ्गाररस मण्डन ગ્રંથમાં કહ્યું છે—

यस्मात्सहाय दामोदर हरिवंशौ ।
विट्ठल रचित मिदं शृङ्गाररसमण्डनं पूर्णम् ॥ १ ॥

આ શ્લોકમાંથી એવો નિશ્ચય થાય છે કે દામોદરદાસજી તથા ચાચા

હરિવંશજીને સરખો અધિકાર હશે. આ ચાચાજી ભૂતળ ઉપર ૧૨૫ વર્ષ બિરાજ્યા હતા. કાળ તેમને કંઇ બાધા કરી શકયો નહિ. એવા તે કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા અનિર્વચનીય છે. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭મા.

(સાર) (૧) વૈષ્ણવના સત્સંગથી ભીલ જેવાઓનાં મન પણ શુદ્ધ થાય છે. અને તેમનું કલ્યાણ થાય છે, તો પછી બીજાનું કલ્યાણ કેમ ન થાય? માટે વૈષ્ણવોનો સંગ કરવો જોઇએ. વધુ નહિતો થોડો સમય, દિવસના કામમાંથી પરવારીને પણ વૈષ્ણવના સંગનો લાભ લેવો જોઇએ. એ દ્વારા ભગવાનનું નામ લેવાય છે. ચિત્તની શુદ્ધિ બને છે. અને ભગવાન્‌ની લીલાના અનુભવનું રહસ્ય પણ સમજાય છે. (૨) ભગવદીયે તો શ્રમ કરીને સર્વ જીવના ઉપર ઉપકાર કરવો (૩) વૈષ્ણવ ગુરૂની સેવા હૃદયપૂર્વક કરે તો ગુરૂની એટલી બધી કૃપા મેળવે છે કે જેથી ગુરૂ તે વૈષ્ણવને પોતાના અંગ સમાન ગણે છે.

# વાર્તા ૮ મી. વૈષ્ણવ ૮ મા.

## श्रीगुसांईजीना सेवक मुरारीदासनी वार्ता.

આ મુરારીદાસ ગૌડદેશમાં નારાયણદાસ પાસે નોકરી શોધવાને ગયા. નારાયણદાસે મુરારીદાસને કામ દેખાડયું. મુરારીદાસનું સારૂં કામ જોઇને મહીનાના દશ રૂપીયા આપવાના કર્યા. મુરારીદાસે કહ્યું “ મહીને આઠ રૂપીઆ લઇશ. સવા પહોર દિવસે આવીશ. છ ઘડી દિવસ રહેશે ત્યારે જઇશ.” નારાયણદાસે એ વાત કબુલ રાખી. મુરારીદાસ ચાકરી કરવા લાગ્યા. મુરારીદાસને માથે શ્રી બાલકૃષ્ણજી બિરાજતા હતા. અને સાનુભાવ જણાવતા હતા. ચાહે તે માગતા. બાળકની માફક સર્વ માગી લેતા. એક દિવસ નારાયણદાસે એવો વિચાર કર્યો કે તે મોડો આવે છે. અને વહેલો જાય છે, તો તેનું કારણ શું હશે? તેથી નારાયણદાસ એમની પાછળ જઇને એમના ઘરમાં છૂપા સંતાઈ ગયા અને તેમને સઘળી સેવા કરતાં જોયા. શ્રીઠાકોરજીની સાથે વાતો કરતાં દીઠા. ફરીથી નારાયણદાસે બીજે દિવસે એકાંતમાં મુરારીદાસને કહ્યું “ મેં ગઈ કાલે તમારા ઘરની બધી રીત દીઠી છે તો તમે મને સેવક બનાવો.” એમની બહુજ નમ્રતા જોઇને મુરારીદાસે કહ્યું “ હું તો શ્રીગુસાંઇજીનો સેવક છું ” તમે શ્રીગુસાંઇજીના સેવક થાઓ.

ત્યારે નારાયણદાસે મુરારીદાસ પાસે શ્રીગુસાંઇજીઉપર વિનંતિ પત્ર લખાવ્યો અને માણસ સાથે મોકલ્યો; અને શ્રીગુસાંઇજીને પધરાવ્યા. નારાયણદાસ તથા તેમની સ્ત્રી શ્રીગુસાંઇજીના સેવક થયા. ભગવાનની સેવા કરવા લાગ્યા. જેમ મુરારીદાસ સાથે શ્રીઠાકોરજી વાતો કરતા હતા તેમ નારાયણદાસ સાથે પણ કરવા લાગ્યા. એ મુરારીદાસ એવા કૃપાપાત્ર હતા. એમના સંગથી નારાયણદાસ પણ વૈષ્ણવ થયા. જો સંગ કરીએ તો એવાનો કરવો જોઇએ જેમના સંગથી આપણામાં ભગવદ્ધર્મ આવે. એ મોરારીદાસ એવા કૃપા-પાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા અનિર્વચનીય છે. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮મા.

(સાર) (૧) વૈષ્ણવોએ પોતાની વૈષ્ણવતાનું ગોપન કરવું જોઇએ. બહિર્મુખ માણસો અગર જેઓનેઅલૌકિક વસ્તુમાં શ્રદ્ધા ન હોય તેવાઓની સમક્ષ કદીપણ ભગવદ્ભાવ પ્રકટ કરવો જોઇએ નહિ. સંસારના વ્યવહારને માટે બહિર્મુખોના પરિચયમાં આવવું પડે તોપણ વૈષ્ણવોએ પોતાનું કાર્ય સાવધાનતાથી કરવું જોઇએ (૨) ખરો વૈષ્ણવ તો એ કહેવાય કે જેના સંગથી બીજાનામાંથી પણ લૌકિક ગંધ જતી રહે અને ભગવાન માટે પ્રીતિ થાય. પ્રભુ કૃપાથી ખરા ભગવદીયોમાં એવું સામર્થ્ય આવે છે કે જ્યાં જ્યાં આવા મહાનુભાવી ભગવદીયો જાય છે ત્યાં ત્યાં તેમના સંસર્ગ અને પરિચયથી અન્યનાં મન પણ ભગવાન તરફ વળે છે.

# વાર્તા ૯ મી. વૈષ્ણવ ૯ મા.

## श्रीगुसांइजीना सेवक गौड देशना नारायणदास पादशाहना दिवान हता तेमनी वार्ता,

* પ્રસંગ ૧ * એક વખત શ્રીગુસાંઇજી શ્રીજગન્નાથરાયજીનાં દર્શન કરવાને પધાર્યા. સંગમાં જે વસ્તુ હતી તે બધી ભેટ કરી દીધી. આ વાત નારાયણદાસે ઘેર બેઠે તે વખતે જાણી. તેમને શ્રીજગન્નાથરાયજીએ જણાવી. ત્યારે નારાણદાસે બીજે ખટલો તથા અસ્વારી બેસવાને મોકલી. માણસોને કહ્યું કે પુરૂષોત્તમ ક્ષેત્રની બહાર મૂકામ કરો. જયારે શ્રીગુસાંઇજી પધારે ત્યારે ખબર આપજો. માણસોએ ખટલો લઇને પુરૂષોત્તમ ક્ષેત્રની બહાર ડેરો કર્યો. શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે આ ખટલામાં સામાન મૂકીને સર્વ બા-ળકો વહુ બેટી સાથે નારાયણદાસને ઘેર પધાર્યા. તે વખતે નારાયણદાસે

સર્વ સમર્પણ મનથી કર્યું મોઢેથી બોલ્યા નહિ. મનમાં એવું જાણ્યું કે જો બોલું તો શ્રીગુસાંઇજી ના પાડશે. ત્યાર પછીથી શ્રીગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યા ત્યારે નારાયણદાસે માણસો સાથે સઘળું દ્રવ્ય ત્યાં મોકલી દીધું. એ નારાયણદાસ એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૨ * એક વખતે નારાયણદાસે શ્રીગુસાંઇજીને વિનતિ પત્ર લખીને મોકલ્યો. ત્યારે શ્રીગુસાંઇજી ગૌડ દેશમાં પધાર્યા. જ્યારે ગામ બહાર નારાયણદાસ શ્રીગુસાંઇજીને પધરાવવા આવ્યા ત્યારે તે શ્રીગુસાંઇજીનાં ચરણારવિંદનાં દર્શન કરીને મૂર્છા ખાઈ ગયા. તે વખતે તેમને ભગવલ્લીલાનાં દર્શન થયાં હતાં તેથી ભગવલ્લીલામાં પ્રવેશ કરવા લાગ્યા. શ્રીગુસાંઇજીએ વિચાર્યું. હાલમાં તો એને બહુ કામ કરવાનું છે. માટે લીલામાં પ્રવેશ કરવાની વાર છે. એ વિચાર કરીને શ્રીગુસાંઇજીએ નારાયણદાસના કાનમાં કહ્યું કે " ઉઠો હજુ વાર છે" ત્યારે નારાયણદાસ તે સાંભળીને બેઠા થયા. અને શ્રીગુસાંઇજીને ઘરમાં પધરાવવા લઇ ગયા. પછી શ્રીગુસાંઇજી નારણદાસને લઇને અડેલ પધાર્યા. એ નારાયણદાસજીને એવી શ્રીગુસાંઇજીની આજ્ઞામાં વિશ્વાસ હતો કે ભગવલ્લીલામાં પ્રવેશ કરવાની ઢીલ કરી.

* પ્રસંગ ૩ * એક સમય નારાયણદાસે શ્રીગુસાંઇજીને પત્ર લખ્યો કે મને સત્સંગ નથી. આ પત્ર શ્રીગુસાંઇજીએ વાંચીને ચાચા હરિવંશજીને આજ્ઞા આપી કે " તમે નારાયણદાસ પાસે જાવ. " ત્યારે ચાચાજીએ વિનતિ કરી " આપના દર્શન વગર કેવી રીતે હું રહી શકું " શ્રીગુસાંઇજીએ આજ્ઞા આપી ? તમને સર્વ ઠેકાણે હંમેશાં દર્શન દઇશ. પછીથી ચાચાજી નારાયણદાસ પાસે આવ્યા તેમને માર્ગની પ્રણાલીકા દેખાડી. વૈષ્ણવને ઉતરવાને માટે જુદુ ઘર કરાવરાવ્યું. શ્રીઠાકોરજીની સેવાને માટે જુદું મંદિર કરાવડાવ્યું. નારણદાસ તથા તેમની સ્ત્રી ચાચાજીની સાથે ભગવત્સેવા કરવા લાગ્યાં અને ચાચાજી તથા નારાયણદાસ ભગવાનની વાર્તા કરવા લાગ્યા. વાર્તામાં બે ત્રણ દિવસ સુધી દેહાનુસંધાન ભુલી જતા એમ કરતાં ઘણા દિવસ વીત્યા. ત્યારે ચાચાજીએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી. નારાયણદાસ લીલાનાં દર્શન કરીને મૂર્છિત થઇ જાય છે. હાલમાં કાર્ય તો બહુ કરવાનું છે, તેથી શ્રી ઠાકુરજી નારાયણદાસને આ દેહથી લીલાનો અનુભવ આપવા લાગ્યા. વળી જ્યારે લીલાનાં દર્શન કરતા ત્યારે મૂર્છા નહોતી આવતી. એ ચાચાજીની વિનતિથી અને શ્રીગુસાંઇજીની કાનિથી શ્રીઠાકોરજીએ ઘણી કૃપા કરી પછીથી ચાચાજી ત્યાંથી શ્રીગોકુળ આવ્યા.

* પ્રસંગ ૪ * આ નારાયણદાસની સ્ત્રી શ્રીઠાકોરજીની સેવા કરતી અને જે વૈષ્ણવો આવતા તેમની ટહેલ કરતી. એક દિવસે ચાર ઠગ વૈષ્ણવોનો વેશ લઇને નારાયણદાસને ઘેર આવ્યા. તે વખતે નારાયણદાસ રાજદરબારમાં ગયા હતા. એ ઠગોએ વિરાંને ભગવદ્ વાર્તા સંભળાવી. તેથી વીરાંને ભગવદ રસનો આવેશ આવ્યો. ત્યારે મૂર્ચ્છા આવી એટલે એ ઠગોએ વિરાંને ગળામાં ફાંસો દઇને સઘળાં ઘરેણાં ઉતારી લીધાં અને ત્યાંથી ચાલ્યા. રસ્તામાં નારાયણદાસ મળ્યા. ત્યારે નારાયણદાસે કહ્યું "અમારી વિદાયગીરિ લીધા સિવાય તમે કેમ જાઓ છો ? એમ કહીને નારાયણદાસ એમને પાછા ઘેર લઇ ગયા. નારાયણદાસ ઘરમાં ગયા. તો સ્ત્રી મરેલી છે. એમ સાંભળ્યું પણ નારાયણદાસે તે સ્ત્રીને દીઠી તે વખતે એ ભગવદ્રસના આવેશમાં હતી તેથી તેમણે એના ગળામાંથી ફાંસો કાઢયો અને લોકોને કહ્યું કે એ મરી ગઇ નથી. એ વાત જુઠી છે. નારાયણદાસે મનમાં જાણ્યું કે જો મરી ગઈ છે એમ કહું તો કોઈ વૈષ્ણવોનો સંગ કરશે નહિ. તેથી સ્ત્રીને ચરણામૃત આપીને જીવતી કરી. ત્યારે એ ઠગ નારાયણદાસને પગે પડયા. અને કહ્યું અમને વૈષ્ણવ બનાવો, ત્યારે નારાયણદાસે કહ્યું તમે શ્રી ગોકુળમાં શ્રીગુસાંઇજી પાસે જાઓ અને વૈષ્ણવ થાઓ. પછી તેમણે તે ઠગને મહાપ્રસાદ લેવડાવીને શ્રીગુસાંઇજી ઉપર પત્ર લખ્યો. નારાયણદાસે વૈષ્ણવમાં દોષ ના દીઠો. જગત્‌માં વૈષ્ણવોની નિન્દા ન થાય તે પ્રમાણે કર્યું. આ નારાયણદાસ એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૫ * એક સમય શ્રીગુસાંઇજી ગૌડ દેશમાં પધાર્યા હતા. નારાયણદાસજીને ઘેર બિરાજ્યા હતા. નારાયણદાસ શ્રીગુસાંઇજીની સેવામાં હતા. તેથી રાજદ્વારમાં જવાનું બનતું ન હોતું, તેથી બાદશાહે એવો હુકમ કર્યો "નારાયણદાસ જ્યાં સુધી તમારા ગુરૂ અહિંઆં રહે ત્યાં સુધી તમે સેવા કરો. શ્રીગુસાંઇજીની કૃપાથી મ્લેચ્છનું મન એમ ફરી ગયું. એક દિવસ બાદશાહે કહ્યું " નારાયણદાસ, અમે તમારા ગુરૂનાં દર્શન કરીશું તમે અમારી વતી વિનતિ કરો. ત્યારે તેમણે આપને વિનતિ કરીને બાદશાહને ઘેર લઈ ગયા અને શ્રીગુસાંઇજીનાં દર્શન કરાવ્યાં. દર વર્ષે નારાયણદાસને ઘેર બાદશાહ જતા અને નઝરાણાં લેતા હતા. આ દિવસે નારાયણદાસે બાદશાહની આગળ એક લાખ રૂપીઆ ધર્યા ત્યારે બાદશાહે કહ્યું " હું નઝરાણાં લેવાને આવ્યો નથી, દર્શન કરવાને આવ્યો છું. આ દ્રવ્ય

તમે શ્રીગુસાંઇજીને ભેટ આપો.અને હવેથી કોઇ દિવસ નઝરાણાં નહી લઉં. આ તો સાક્ષાત્ શ્રીકન્હૈયાલાલ છે. તેમની કંઇક પ્રસાદી જોઇએ છે. ,, પછીથી શ્રીગુસાંઇજીએ પ્રસાદી ઉપરણો આપ્યો, આ ઉપરણો હમેશાં માથે બાંધતા હતા. જ્યારે શ્રીગુસાંઇજી પધારવાનો વિચાર કરતા ત્યારે નારાયણદાસને મૂછા આવતી તેથી શ્રી ગુસાંઇજીએ ચાચા હરિવંશજીને કહ્યું “ તમે એમને સંયોગ શૃંગાર રસનો ઉપદેશ આપો. અને સંયોગની વાર્તા સંભળાવો. અમે એમને નિત્ય દર્શન દઇશું. વિપ્રયોગની વાર્તા સંભળાવશો નહિ. સંયોગ રસના અનુભવ વિના ભગવત્સેવા બનતી નથી. પછીથી ચાચાજીના સંગથી એમને સંયોગ રસનો અનુભવ થયો અને ભગવત્સેવા કરવા લાગ્યા. અને રાજકારભારને ભગવત્સેવા માનવા લાગ્યા. જે કામ સંસાર વ્યવહારનું હતું તેને ભગવત્સેવા માનીને કરતા. સર્વ ઠેકાણે તેમને ભગવાનનો અનુભવ સ્ફુર્ત થયો. આ નારાયણદાસ એવા કૃપાપાત્ર હતા.

* प्रसंग ६ * એક દિવસ નારાયણદાસને ઘેર શ્રીગોપીનાથજીનાં બેટીજી શ્રીસત્યભામાજી શ્રીજગન્નાથરાયજીનાં દર્શન કરીને પાછાં આવતાં પધાર્યાં. તેમનો આગ્રહ જોઇને ત્યાં કેટલાક દિવસ બિરાજ્યાં. નારાયણદાસના ઘરની પાસે એક જેલખાનું હતું. જે લોકો બાદશાહને કર ભરતા નહોતા તેમને જેલમાં નાખતા તેથી તે ઘણાજ દુઃખી હતા, ઘણો પોકાર કરતા. એમનો પોકાર સાંભળીને શ્રીસત્યભામાબેટીજીએ એવો વિચાર કર્યો. આ લોક દુઃખી છે તો તેમનું દુઃખ ભાગ્યા વગર હું ભોજન નહિ કરૂં. ત્યારે શ્રી બેટીજીએ ભોજન કર્યા વગર પધારવાની તૈયારી કરી. ત્યારે નારાયણદાસે ના કહી. જ્યારે શ્રીબેટીજીએ આખો દિવસ ભોજન ના કર્યું. ત્યારે ગામમાં જેટલા વૈષ્ણવ હતા તેમણે પણ પ્રસાદ લીધો નહિ. સર્વે વૈષ્ણવ ભુખ્યા રહ્યા આ વાતની ખબર બાદશાહને પડી. બાદશાહે નારાયણદાસને પૂછ્યું તેથી તેમણે સર્વ સમાચાર કહ્યા. ત્યારે બાદશાહે કહ્યું “ શ્રીબેટીજીને પચીસ હજાર રૂપીયા ભેટ કરીને ભોજન કરવાની વિનતિ કરો. ” શ્રીબેટીજીએ એ વાત સાંભળીને કહ્યું “ બાદશાહને કહો કે મારે પચીસ હજાર રૂપીઆ નથી જોઇતા. આ કેદીઓને માફ કરીને છોડી દો” આ વાત બાદશાહની આગળ નારાયણદાસે કહી. ત્યારે બાદશાહે કહ્યું આવાં ત્યાગી શ્રીબેટીજી મહારાજની આજ્ઞાને હું માથે ન ચઢાવું તો અમારૂં બુરૂં થશે. તેથી બધા કેદીઓને બાદશાહે છોડી દીધા. ત્યારે શ્રીબેટીજીએ ભોજન લીધું. આ નારાયણદાસ

એવા પરમ કૃપાપાત્ર વૈષ્ણવ હતા. કે જેમના સંગથી બાદશાહની બુદ્ધિ નિ-ર્મળ થઈ હતી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯ મા.

(સાર) (૧) ગુરૂને ભેટ કરવી તો તે ગુપ્ત રીતે કરવી. બાહ્યકીર્તિની ખાતર તથા મોટાઇની ખાતર કરવી નહિ. (૨) સત્સંગ સિવાય ભગવદીયોએ એક દિવસ પણ ગાળવો નહિ ( પ્રસંગ ૩ ) (૩) વૈષ્ણવની ટહેલ ભાવથી કરવી. નામધારી વૈષ્ણવ હોય તોપણ તેના તરફ ભાવ રાખવો અને સેવા કરવી. (૪) લૌકિક આપ-તમાં ગભરાઇ જવું નહિ અને ચિન્તા કરવી નહિ. (૫) જેને વૈષ્ણવ તરિકે સ્વી-કાર્યો હોય તેના અપરાધ જોવા નહિ કે નિન્દા કરવી નહિ. (૬) વૈષ્ણવની કાની-થી મ્લેચ્છનો પણ ઉદ્ધાર થાય છે. (૭) વૈષ્ણવનું હૃદય કોમળ હોય છે અને તે દયાથી ભરેલું હોય છે. દુનિઆમાં ગમેતેવા જીવો હોય પણ તેણે તો સમાનવૃત્તિ રાખવી જોઇએ.

આ નારાયણદાસને ઘેર ૪ ઠગ વૈષ્ણવ વેષે આવ્યા હતા, તેમની ટહેલ તેમની સ્ત્રીએ કરી હતી. પણ ઠગોએ તેને ગળામાં ફાંસો દઇને મારી નાખી હતી. એ પ્રસંગને દયારામભાઇએ ની-ચેના પદમાં ગાયો છે.

બહાનું બળીયું રે શ્રીકૃષ્ણ રાધાવરનું;
અધમને ઉંચું પદ આપે, કાપે દુઃખ પર પરનું. ૧
ભગવદ્દભક્ત નારાયણદાસ ઘેર, ઠગ વૈષ્ણવ ચાર આવ્યા;
પ્રેમ ધરીને પાસે રાખ્યા, બહાનાને નવ દુભાયા. ૨
માલ પીયારો ખાય રસ માતો, કૃત વિષે ના કરતો;
ચકરાકૃત દેખી સૌ કંપે, હીંડે નિર્ભય ફરતો. ૩
ઉદય પરાયણ દયે ભવૈયે, વૈષ્ણવનું બાનું લીધું;
હત્યા ચાર દૂર ગઈ તત્ક્ષણ, સર્વે કાર્ય સિદ્ધું. ૪
સત્ય અસત્ય ધર્મ અંતરનો, અંતર્યામિ જાણે;
છાપાં તિલક માળા દેખીને, સો જન ભક્ત પ્રમાણે. ૫
કપટ સહિત જેનાં કારજ સિધાં, તો સાચે શું નવ થાયે;
અરે દયા તું પ્રભુને મૂકી, ઓજે શીદ અથડાયે. ૬

---

# વાર્તા ૧૦ મી. વૈષ્ણવ ૧૦ મા.

## શ્રીગુસાંઇજીના સેવક કાયસ્થ વિઠ્ઠલદાસની વાર્તા.

આ વિઠ્ઠલદાસે ગૌડદેશમાં જઇને એક પરગણું ઇજારે લીધું. એ પરગણા-માં નુકશાન ગયું, ત્યારે ગૌડદેશના બાદશાહના દિવાન નારાયણદાસે તેમને બંદીખાને નાખ્યા, અને હમેશાં માર મારતા, નિત્ય માર ખાતા, પણ પોતાની વૈષ્ણવતા પ્રકટ કરતા નહોતા. જ્યારે વિઠ્ઠલદાસ હિસાબ ચુકાવીને બંદીખા-

નેથી છૂટયા હતા તેવામાં શ્રીગુસાંઇજી ગૌડદેશમાં પધાર્યા હતા ત્યારે નારાયણદાસ દર્શન કરવાને ગયા અને વિઠ્ઠલદાસ પણ ગયા. શ્રીગુસાંઇજીએ પૂછયું "વિઠ્ઠલદાસ, આટલા દિવસ કયાં હતા. ? ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું "આ દેશમાં રહુંછું" પછી શ્રીગુસાંઇજીએ ભોજન કરીને વિઠ્ઠલદાસને પ્રસાદ લેવાની આજ્ઞા આપી, વિઠ્ઠલદાસજીએ કપડાં ઉતાર્યાં, એમના શરીર ઉપર માર ઘણોજ પડયો હતો તેથી શરીર ઘણુંજ બગડી ગયું હતું. શ્રીગુસાંઇજીએ વિઠ્ઠલદાસને પૂછયું " તમને શું થયું છે ?" વિઠ્ઠલદાસે કહ્યું " મહારાજ, દેહનો દંડ દેહ ભોગવે છે " નારાયણદાસે વિનતી કરી " મહારાજ, મેં એમને માર મરાવ્યો હતો, એમને વૈષ્ણવ જાણ્યા નહોતા; એ અપરાધ આપ ક્ષમા આપશો. " શ્રીગુસાંઇજીએ કહ્યું " વૈષ્ણવ જાણ્યો નહિ, પણ જીવ તો હતો, તો વૈષ્ણવે જીવ માત્ર ઉપર દયા રાખવી જોઇએ. જેના હૃદયમાં વિવેક, દયા, ધૈર્ય, અને ભગવદાશ્રય ન હોય તેને ભગવદાવેશ થતો નથી. વિઠ્ઠલદાસ કેવા ધીરજવાળા છે તે જુઓ. આવું કષ્ટ તેમણે સહન કર્યું પણ પોતાની વૈષ્ણવતા ગુપ્ત રાખી. આવાને વશ શ્રીઠાકોરજી છે. " આમ બોલીને શ્રીગુસાંઇજી ચુપ રહી ગયા. નારણદાસે તેમની પાસે એકાન્તમાં જઇને અપરાધ ક્ષમા કરાવ્યો. વળી અહિંઆં રહોતો ઘણું સારૂં એવું કહ્યું પણ વિઠ્ઠલદાસે કહ્યું " તમે મારી વૈષ્ણવતા જાણી ગયાછો તેથી આ દેશમાં રહેવું યોગ્ય નથી. આ વિઠ્ઠલદાસ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. એમણે અત્યંત દુઃખ સહન કર્યું. પણ વૈષ્ણવ પણું ગુપ્ત રાખ્યું. એમનીવાર્તા કેટલી લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૦મા.

(સાર) (૧) ગમે તે દુઃખ આવી પડે તો વૈષ્ણવે તે દુઃખ સહન કરવું પણ પોતાની વૈષ્ણવતાને ગુપ્ત રાખવી. (૨) વૈષ્ણવોએ વિવેક, ધૈર્ય તથા આશ્રય રાખવાં જોઇએ. विवेक धैर्याश्रयमां શ્રી મહાપ્રભુજી કહે છે विवेक धैर्ये सततं रक्षणीये तथाश्रयः વિવેક એટલે हरिः सर्वं निजेच्छातः करिष्यति "હરિ સર્વ નિજ ઇચ્છાથી કરશે એવી માન્યતા તેનું નામ વિવેક. અને ધૈર્ય એટલે त्रिदुःख सहनं ત્રણ પ્રકારના દુઃખનું સહન કરવું. (૩) સર્વ પ્રાણી ઉપર દયા રાખવી જોઇએ. (૪) વૈષ્ણવોનો વૈષ્ણવ તરફ નીચે પ્રમાણે પ્રેમ હોવો જોઇએ.

આયે મેરે શ્રીવલ્લભ નામ ઉપાસી,
માલા તિલક ગોપિજન મુદ્રા, કોટિક ચંદ્ર પ્રકાશી.
ભગવત્કથા શ્રવણ પુટભાવત, પુરણ પ્રેમ નિવાશી.
દરશન ભયે લહે સબહી સુખ, તત્ક્ષણ આનંદ રાશિ.
પુષ્ટિભક્તિકો દાન કરત નિત્ય, વિષય ન શોક ઉદાસી,
રસિકદાસ જન સો બડભાગી ઇનકો સંગ સુવાસી.

# વાર્તા ૧૧ મી. વૈષ્ણવ ૧૧ મા.

## श्रीगुसांइजीना सेवक भैया रूपमुरारी क्षत्रीनी वार्ता.

એક દિવસ શ્રીગુસાંઇજી ગોવિંદકુંડ ઉપર સંધ્યા કરતા હતા. તે વખતે ભૈયા રૂપ મુરારી શિકાર કરતા કરતા આવ્યા. એમના એક હાથમાં બાજ હતું. એમણે શ્રીગુસાંઇજીને દુરથી દીઠા તો સાક્ષાત્ પુરૂષોત્તમનાં દર્શન થયાં. પછી શિકાર છોડી દીધો. અને શ્રીગુસાંઇજીને વિનતિ કરી, " મારી તો આ દશા છે. શ્રીગુસાંઇજીએ કહ્યું, " જ્યારથી જાગ્યા ત્યારથી સવાર, " આ સાંભળીને રૂપમુરારી હાથ જોડીને ઉભા રહ્યા. શ્રીગુસાંઇજીએ કહ્યું, તમે "સ્નાન કરી આવો." પછી સ્નાન કરીને સન્મુખ ઉભા રહ્યા. શ્રીગુસાંઇજીએ એમને નામ પમાડ્યું અને શ્રીનાથજીની સંન્નિધિમાં સમર્પણ કરાવ્યું. આપે ભોજન કરીને મહાપ્રસાદની પાતળ ધરાવી, રૂપમુરારીએ મહાપ્રસાદ લીધો, એક દિવસ તેમણે શ્રીગુસાંઈજીને પૂછ્યું. " મારે આપનાં ચરણ સ્પર્શ કરવાં છે, પણ મારાં કરેલાં કર્મ યાદ આવે છે. તેથી મારૂં મન શંકાશીલ થાય છે. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું, " તમે વૈષ્ણવ થયા છો, તમારો નવો જન્મ થયો છે, હવે હંમેશાં અપરસમાં નાહીને ચરણ સ્પર્શ ખુશીથી કરો. આ રૂપમુરારી એવા કૃપાપાત્ર હતા. એમનું મન દર્શન માત્રથી પ્રભુના ચરણારવિંદમાં જોડાયું. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૧મા.

(સાર) મહાપ્રસાદનો મહિમા અપાર છે. વળી પ્રભુના હાથથી મહાપ્રસાદ મલે તો તેનો મહિમા ઘણોજ છે.

આ રૂપમુરારીદાસના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હાલ કચ્છના માંડવી શહેરમાં શ્રીપન્નાલાલજી મહારાજને માથે બિરાજે છે.

રૂપમુરારીદાસ સંબંધી એમ પણ કહેવાયછે કે, એમના સંગથી ગૌડદેશના રહીશ નારાયણદાસ કુટુંબ સહ શ્રીગુસાંઈજીને શરણે ગયા હતા.

ભાવસિન્ધુમાં આ પરમ ભગવદીયની વાર્તા ઘણા વિસ્તારથી આપી છે. જુઓ પૃષ્ઠ ૨૬૪. આ વાર્તા વાંચતી વખતે ભાવસિન્ધુના પુસ્તકમાં આપેલી વાર્તા અવશ્ય વાંચવા વિનંતી છે.

# વાર્તા ૧૨ મી. વૈષ્ણવ ૧૨ મા.

## श्रीगुसांइजीना सेवक कायस्थ पितापुत्रनी वार्ता.

તે બન્નેએ એક પરગણું ઈજારે લીધું હતું. તેમને વીસ હજાર રૂપીઆની ખોટ આવી. તેથી બાદશાહે એમને બંદીખાનામાં નાખ્યા. તેમણે પુરોહિતને પોતાના દેશમાં મોકલ્યા. તે પુરોહિતે એમના ઘરના દાગીના વેચીને ૨૦૦૦ રૂપીઆ લીધા અને ૩૦૦૦ એક બ્રાહ્મણના દેવા કરીને રૂ. ૫૦૦૦ એમને માટે આણ્યા. પછીથી એમણે વિચાર કર્યો કે આ રૂપીઆથી આપણે છૂટવાના નથી, તેથી રૂ. ૩૦૦૦ બ્રાહ્મણને પાછા મોકલ્યા અને રૂ. ૨૦૦૦ શ્રીગુસાંઈજીને ભેટ મોકલી તે પુરોહિત રૂપીઆ લેઇને શ્રીગુસાંઈજીની પાસે ગયો. શ્રીગુસાંઈજીએ તેને પૂછયું " એ પિતાપુત્ર કયાં છે ?" ત્યારે તેણે કહ્યું " એ બે તો બંદીખાનામાં છે " ત્યારે શ્રીગુસાંઈજીએ ચાચા હરિવંશજીની સાથે પત્ર લખીને બિરબલ તરફ દિલ્હી મોકલ્યા. ચાચાજી આવીને બિરબલને ત્યાં ઉતર્યા અને પિતા પુત્રની પાસે મનુષ્ય મોકલ્યો. આ મનુષ્યે શ્રીગુસાંઈજીના આશિર્વાદ કહ્યા અને પત્ર આપ્યો.આ પત્રની સાથે બિરબલનો પત્ર હતો. તે પિતાપુત્રે બિરબલનો પત્ર વાંચીને પાવી રાખ્યો. આ પત્રનો અભિપ્રાય એવો હતો કે " શ્રીગુસાંઈજી રૂ. ૨૦૦૦૦ના જામીન થશે તો આપણો ધર્મ રહેશે નહિ. જો બંદીખાનામાં રહીશું તો આપણો ધર્મ રહેશે. એમ જાણીને બિરબલનો પત્ર છુપો રાખ્યો અને પેલા માણસને કહ્યું કે એ પત્ર તો ખોવાઈ ગયો, ત્યારે તે વ્રજવાસિએ ચાચાજીને કહ્યું કે બિરબલનો પત્ર ખોવાઈ ગયો છે. ત્યારે ચાચાજીએ મનમાં વિચાર કર્યો. " પત્ર ખોવાઈ ગયો તો તેથી શું ? શ્રીગુસાંઈજીના પ્રતાપથી સઘળું કામ સિદ્ધ થશે " આમ વિચાર કરીને ચાચાજીએ બિરબલને કહ્યું "શ્રીગુસાંઈજી રૂ. ૨૦૦૦૦ના જામીન થશે. આ બાપબેટાને છોડાવો. " ત્યારે બિરબલે કહ્યું " હું શ્રીગુસાંઈજીનો દાસ છું, મારી પાસે જે દ્રવ્ય છે. તે શ્રીગુસાંઇજીનું છે. તો હું જામીન થઇશ " આથી બિરબલે પાદશાહને કહીને તેમને છોડાવ્યા. અને તેમના પરગણામાં મોકલ્યા. પછીથી તે બાપબેટાએ કમાઇને પૈસો ભરી દીધો. એ બાપબેટા શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વૈષ્ણવ. ૧૨ મા.

(સાર) ગમે તેમ થાય પણ પોતાના ધર્મનું રક્ષણ કરવું.

# વાર્તા ૧૩ મી. વૈષ્ણવ ૧૩ મા.

## श्रीगुसांइजीना सेवक कृष्णदासनी वार्ता.

આ કૃષ્ણદાસ એક મ્લેચ્છની પાસે પરગણામાં હતા. એ જે કોઇ વૈષ્ણવ આવતો તેની પાસેથી રૂપીઆ આપીને ખત લખાવી લેતા, અને વેપાર કરાવતા. એમ કરતાં ત્રીશ હજાર રૂપીઆ ખૂટયા. ત્યારે મ્લેચ્છે કૃષ્ણદાસને બંદીખાનામાં નાખ્યા. કૃષ્ણદાસના પુરોહિત બધાં ખત મ્લેચ્છને આપવા લાગ્યો. ત્યારે કૃષ્ણદાસે વિચાર કર્યો " આથી મારો ધર્મ જશે; અને વૈષ્ણવને કષ્ટ પડશે. હું એકલો કલેશ ભોગવીશ તો ચિંતા નથી" આ વિચાર કરીને કૃષ્ણદાસે સઘળાં ખત સળગાવી મૂકયાં. બીજે દિવસે મ્લેચ્છે કૃષ્ણદાસને બોલાવીને કહ્યું. " તારી પાસે ખત હોય તે મને આપ " એમણે કહ્યું " મારી પાસે કશું નથી " મ્લેચ્છે તેથી કૃષ્ણદાસને શિરપાવ આપીને પરગણામાં મોકલ્યા. અને ધીરે ધીરે બધા રૂપીઆ ભરી દીધા. એ કૃષ્ણદાસજી એવા કૃપાપાત્ર હતા. બંદીખાનું ભોગવ્યું, પણ વૈષ્ણવોને કલેશ ન આપ્યો આથી શ્રી પ્રભુએ મ્લેચ્છની બુદ્ધિ ફેરવી દીધી. વાર્તા સંપૂર્ણ વૈષ્ણવ. ૧૩ મા.

( સાર ) દુનિઆમાં જેટલું દુઃખ આવી પડે તે સર્વ ધીરજથી વૈષ્ણવે સહન કરવું, પણ પોતાના દુઃખમાંથી છૂટવાને બીજાઓને કલેશ આપવો નહિ. દુઃખ સહન કરનારને પ્રભુ સહાય આવે છેજ. વૈષ્ણવનાં લક્ષણ તો નીચે પ્રમાણે સુરદાસજી જણાવે છે.

એ સબ જાને ભક્તકે લક્ષણ,<br>
કોઉ નિંદા કોઉ વંદો, કોઉ આર લે જાવો, ધન ગચ્છન.<br>
કોઉ આન લે ચંદન ડારો, કોઉ મારો ધૂળ લે ભચ્છન.<br>
કોઉ કહે એ મુરખ અજ્ઞાની, કોઉ કહે એ બડો વિલક્ષણ.<br>
ભલી બુરી કછુ મનમેં ન લાવે, કૃષ્ણ ચરણ રતિ તરણ એક ક્ષણ.<br>
સુર સુખ દુઃખ વ્યાપે નહિ તા તન, યાહીતેં ગિરિધર મીલે તત્ક્ષણ.

# વાર્તા ૧૪ મી. વૈષ્ણવ ૧૪ મા.

## श्रीगुसांईजीना सेवक गोपालदास सेगलक्षत्रीनी वार्ता.

આ ગોપાળદાસ નંદગામમાં રહેતા, નંદગામમાં શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે ગોપાળદાસે શ્રીગુસાંઇજીને પોતાના ઘરમાં પધરાવ્યા. ઘરમાં જે હતું તે બધું અર્પણ કર્યું. પછી એક મ્લેચ્છની ચાકરી કરવા લાગ્યા. મ્લેચ્છના દ્રવ્યને ગોપાળદાસ વૈષ્ણવોમાં ખર્ચતા. લોકોએ મ્લેચ્છને કહ્યું આને નોકરીમાંથી કાઢી મૂકો એ નિત્ય કથા કીર્તનમાં દ્રવ્ય ખરચે છે ત્યારે મ્લેચ્છે કહ્યું એના ભાગ્યથી મારૂં દ્રવ્ય હંમેશાં વધે છે. એ સંસાર વ્યવહારમાં કશું ખર્ચતો નથી. તેથી હું એને કેવી રીતે કાઢી મૂકું ? એ ગોપાળદાસ એવા કૃપાપાત્ર ભગવદિય હતા. એમના સંગથી મ્લેચ્છની બુદ્ધિ પણ નિર્મળ થઇ હતી' વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૪મા,

(સાર) (૧) વૈષ્ણવના સંસર્ગથી મ્લેચ્છની બુદ્ધિ પણ ફરી જાય છે. (૨) વૈષ્ણવે પોતાના દ્રવ્યને અલૌકિક કાર્ય, સેવા ઈત્યાદિમાં ખર્ચવું.

# વાર્તા ૧૫ મી. વૈષ્ણવ ૧૫ મા.

## श्रीगुसांइजीना सेवक हरिदास वाणीआनी वार्ता.

હરિદાસ મેડતા ગામમાં રહેતા હતા ત્યાં આ એકજ વૈષ્ણવ હતા. ગામનો રાજા જયમલ હતો તે સ્માર્ત ધર્મમાં હતો. તે એકાદશી પહેલી કરતો જયમલ રાજાની બ્હેનનું ઘર હરિદાસની સામે હતું. જ્યારે શ્રીગુસાંઇજી હરિદાસને ઘેર પધાર્યા, ત્યારે જયમલની બહેનને બારીમાંથી શ્રીગુસાંઇજીનાં સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં, ત્યારે જયમલની બ્હેને પત્ર દ્વારા શ્રીગુસાંઇજીને વિનતી લખી અને તે સેવક થઇ. કારણ કે તે પડદાથી બહાર નીકળી શકે એમ નહોતું, તેથી પત્ર દ્વારા સેવક થઇ. એક દિવસે જયમલે એવો હુકમ કર્યો કે જે કોઇ બીજી એકાદશી કરશે તેનો

દંડ થશે. પછી જયમલના હલકારાએ ખબર આપી કે હરીદાસે બીજી એકાદશી કરી છે, તેથી હરિદાસને બોલાવ્યા. કહ્યું કે " હરિઆ, તેં બીજી એકાદશી કેમ કરી ?" ત્યારે જવાબ આપ્યો " જયમલા, અમારી ખુશી. ત્યારે જયમલને ઘણો ક્રોધ થયો અને ક્રોધાવેશમાં શુદ્ધ ભુલી ગયો, તેથી તરવાર ખેંચીને હરિદાસને મારવા દોડયો; જયમલરાજાની કચેરીમાં એવો હુકમ હતો કે મારા હુકમ વગર કાંઇપણ કોઇ કરે તો તેને શિક્ષા કરીશ એવી એની રીત હતી. તેથી હરિદાસજીને પકડવાને કોઇ પણ ઉઠયું નહિ. જયમલને તરવાર ખેંચેલી જોઇને હરિદાસ બહાર નાઠા. જયમલ પાછળ દોડયો. હરિદાસ જયમલની બ્હેનના ઘરમાં ગયા. તે પણ પાછળ તરવાર લઇને ત્યાં ગયો. ત્યારે જયમલની બહેને જયમલને જોઇને કહ્યું "જો તું વૈષ્ણવને મારીશ તો અપરાધ થશે. એતો મારો મોટો ભાઇ છે, તું નાનો ભાઇ છે માટે એને પગે લાગ, નહિતો તને અપરાધ લાગશે અને આપણા બાપદાદા બધા નર્કમાં જશે. એમ કહી વૈષ્ણવ માહાત્મ્યના શ્લોક બાઇએ જયમલને સંભળાવ્યા.

॥ अथ भगवद्वचन ॥

मत्तोमद्भक्तभक्तेषुप्रीतिरभ्यधिकाभवेत् ।
तस्मान्मद्भक्तभक्तश्च पूजनीयो विशेषतः ॥ १ ॥
अध्वश्रांतमविज्ञातमतिथिं क्षुर्तपपासितम् ।
योन पूजयते भक्त्यातमाहुर्ब्रह्मघातकम् ॥ २ ॥
मद्वंदनाच्छतगुणं मद्भक्तस्यतुवंदनम् ।
मद्भोजनाच्छतगुणं मद्भक्तस्य तु भोजनम् ॥ ३ ॥

बृहन्नारदीये

यो विष्णुभक्तान् निष्कामान् भोजयेच्छ्रद्धयान्वितः ।
त्रिःसप्तकुलमुद्धृत्य स याति हरिमंदिरम् ॥ ४ ॥
विष्णोःप्रसादमाकांक्षन्वैष्णवान्परितोषयेत् ।
अन्यथावाप्तकामो सौ नैव केनापि तुष्यति ॥ ५ ॥

पूजनाद्विष्णुभक्तानां पुरुषार्थोऽस्ति नेतरः ।
तेषु च द्वेषतः किंचिन्नास्ति नाशनमात्मनः ॥ ६ ॥
वस्त्रालंकारभूषाद्यैर्योभागवतमर्चयेत् ।
भूष्यते तस्य वंशोऽपि श्रीवृद्धिः पुत्रपौत्रकैः ॥ ७ ॥
अंगसंवाहनाद्यैश्चतांबूलैर्व्यजनैस्तथा ।
तोषयेद्भगवद्भक्तंतुष्यते च जनार्दनः ॥ ८ ॥

श्रीमद्भागवते

बाध्यमानोऽपिमद्भक्तो विषयैरजितेन्द्रियः ।
प्रायः प्रगल्भयाभक्त्या विषयैर्नाभिभूयते ॥ ९ ॥

श्रीमद्भगवद्गीतायाम्

अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव समन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ १० ॥

स्कन्दपुराणे

ब्राह्मणक्षत्रियो वैश्यः शूद्रोवायदिवेतरः ।
विष्णुभक्तिसमायुक्तो ज्ञेयः सर्वोत्तमोत्तमः ॥ ११ ॥
दुराचारोऽपिसर्वाशी कृतघ्नोनास्तिकः पुरा ।
समाश्रयेदादिदेवं श्रद्धया शरणं हि यः ॥ १२ ॥

हारीतस्मृतौ

भगवद्भक्तिदीपाग्निदग्धदुर्जातिकश्मलः ।
श्वपचोऽपिबुधैःश्लाघ्योनवेदाढ्योऽपिनास्तिकः ॥ १३ ॥

पाराशरस्मृतौ—

तदीयाराधनं पुण्यं वक्ष्यामि मुनिसत्तमाः ।
यदन्वेषणमात्रेण सर्वपापैः प्रमुच्यते ॥
नातःपरतरं पुण्यं त्रिषुलोकेषु विद्यते ॥ १४ ॥

सर्वकामप्रदं पुंसामत्यंतातिशयं हरेः ।
तस्मात्परतरंश्रेयो नास्ति सत्यंब्रवम्यिहम् ॥ १५ ॥
सकृत्संपूजनं तेषां मुक्तिदं पापिनामपि ।
सहस्रवार्षिकी पूजा विष्णोर्भगवतो हरेः ॥
सकृद्भागवतार्चायाः कलां नार्हति षोडशीम् ॥ १६ ॥
सकृत्संपूजिते पुण्ये महाभागवते गृहे ।
आकल्पकोटि पितरः परितृप्ता न संशयः ॥ १७ ॥
यथा तुष्यति देवेशो महाभागवतार्चनात् ।
तथा न तुष्यति हरिर्विधिवत्स्वार्चनादपि ॥ १८ ॥
षष्टिवर्षसहस्राणि विष्णोराराधनेफलम् ।
सकृद्वैष्णवपूजायां लभतेनात्रसंशयः ॥ १९ ॥
वैष्णवो यद्गृहे भुंक्ते तस्य भुंक्ते हरिः स्वयम् ।
हरिर्यस्य गृहे भुंक्ते तस्य भुंक्ते जगत्त्रयम् ॥ २० ॥

अंबरीषाख्याने दुर्वासाय भगवद्वाक्यम्—

अंहभक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥ १ ॥
नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ।
श्रियं चात्यन्तिकीं ब्रह्मन्येषांगतिरहंपरा ॥ २ ॥
ये दारागारपुत्राप्तान्प्राणान्वित्तमिमं परम् ।
हित्वामांशरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥ ३ ॥
मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः ।
वशी कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ॥ ४ ॥
मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।
नेच्छान्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥ ६ ॥

साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम् ।
मदन्यत्तेनजानान्ति नाहं तेभ्योमनागपि ॥ ६ ॥
एवंधर्मैर्मनुष्याणामुद्धवाऽऽत्मनिवेदिनाम् ।
मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यात्रावशिष्यते ॥ ७ ॥

दशमस्कन्धे उत्तरार्धे भगवद्वाक्यम्—

नह्यम्मयानि तीर्थानि न देवामृच्छिलामयाः ।
ते पुनंत्युरुकालेन दर्शनादेव साधवः ॥ ८ ॥
नाग्निर्न सूर्यो न च चंद्रतारका न भूर्जलं खंश्वसनोऽथवाङ्मनः ।
उपासिता भेदकृतो हरंत्यघं विपश्चितो घ्नन्तिमुहूर्तसेवया ॥९॥
यस्याऽऽत्मबुद्धिः कुणपे त्रिधातुकेस्वधीः कलत्रादिषुभौम इज्यधीः।
यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचिज्जनेष्वभिज्ञेषु स एव गोस्वरः ॥१०॥

આ સાંભળીને જયમલજી શાસ્ત્રના જ્ઞાતા હતા તે કહેવા લાગ્યા “ આ શાસ્ત્રનો અભ્યાસ તેં કયાંથી કર્યો ” ત્યારે તે બાઇએ કહ્યું “ મારા મોટાભાઈ હરિદાસ પાસેથી શીખી છું ” ત્યારે જયમલે કહ્યું “ એ તારો મોટાભાઈ શી રીતે ? ” બાઇએ કહ્યું “ એ શ્રીગુસાંઇજીના પહેલા સેવક થયા હતા. હું પછીથી થઈ છું. તેથી એ મારા મોટાભાઈ છે. મને પ્રાણથી પ્રિય છે.” ત્યારે જયમલે કહ્યું “ એ તારે ઘેર નિત્ય શા માટે આવે છે ? ” તે બાઇએ કહ્યું “ હમેશાં ભગવત્સેવા કરવા આવે છે. તું ચાલ દર્શન કર, તરવાર નીચે મૂકી દે. શ્રીઠાકોરજીની સન્મુખ તરવાર નહિ જોઈએ ” આ બાઈ જયમલજીને તે પ્રમાણે કહી, હાથ ઝાલીને તરવાર નીચે મૂકાવીને તેને શ્રીઠાકોરજીની પાસે લઈ ગયાં. અને દર્શન કરતાંની સાથે તેમનો ક્રોધ ઉતરી ગયો. બુદ્ધિ નિર્મળ થઈ ગઇ. જેવી રીતે સૂર્ય ઉદય પામે છે ત્યારે કમલ પ્રફુલ્લિત થાય છે, તેમ જયમલનું હૃદય કમલ પણ પ્રફુલ્લિત થયું. અને કહેવા લાગ્યો. હરિદાસ પાસે મારો અપરાધ ક્ષમા કરાવડાવો. મને વૈષ્ણવ બનાવો.” ત્યારે આ બાઇએ જયમલજીને ન્હવડાવીને હરિદાસની પાસે બેસાડયો અને આજ અહિંઆં પ્રસાદ લો એમ કહ્યું. જયમલજીએ મહાપ્રસાદ લીધો. એટલામાં શ્રીગુસાંઇજી દ્વારકાથી મેડતા પધાર્યા. અને હરિદાસજીને ઘેર ખબર

મોકલી. આ વાત સાંભળીને હરિદાસજી જયમલ્લજીને સાથે લઇને શ્રીગુસાંઇજીનાં દર્શન કરવાને ગયા. જયમલજી ત્યાં વૈષ્ણવ થયા. અને આખું કુટુંબ તથા ગામ વૈષ્ણવ થયું. ત્યારે સર્વ લોકોને મોટું આશ્ચર્ય થયું " જયમલ તો હરિદાસને મારવાને માટે ગયા હતા. પણ વૈષ્ણવ થઇને ઘેર આવ્યા છે. એ હરિદાસ એવા ટેકવાળા વૈષ્ણવ હતા. જયમલથી ડયા નહિ અને તેને સામો ઉત્તર આપ્યો.

* પ્રસંગ ૨ * એ હરિદાસને એક દીકરી હતી. હરિદાસે પુરોહિતને કહ્યું આની સગાઈ કરી આવો, ત્યારે તે પુરોહિતે જૈનધર્મીને ધનાઢય જાણીને પૈસાના લોભથી તેની સાથે સગાઇ કરી આવ્યો. હરિદાસે આ સાંભળ્યું ત્યારે કશું બોલ્યા નહિ. પણ પુરોહિતને કહ્યું કે દ્રવ્ય તથા દીકરીને લઇ જઇ વિવાહ કરી આવો. ત્યારે પુરોહિતે હરિદાસનું દ્રવ્ય લઇને વિવાહ કરી દીધો. દીકરીને બારોબાર વિદાય કરી. તે હરિદાસ એવા ટેકવાળા ભગવદીય હતા. એમણે લૌકિક નિંદા સહન કરી, પણ જૈનધર્મીનું મુખ જોયું નહિ. એ એવા ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણ ૧૫ મા.

(સાર) (૧) વૈષ્ણવે નિર્ભયતા રાખવી જોઇએ. (૨) ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ ટેક છોડવો નહિ. (૩) વષ્ણવમાં પ્રભુ કરતાં પણ અધિક સ્નેહ રાખવો. અને તેમનો અજાણથી પણ યત્કિંચિત્ અપરાધ થાય તો ભગવાનનો અપરાધ કર્યા પ્રમાણે છે એમ સમજવું માટે કોઇ પણ રીતે એવો અપરાધ ન થાય એવું વર્તન રાખવું જોઇએ. (૪) લૌકિકમાં આસક્તિ ન રાખવી (૫) અન્ય ધર્મીઓનો સંસર્ગ અથવા પરિચય ન રાખવો. આ હરિદાસના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીદ્વારકાંનાથજી હતા. હાલમાં તે મથુરામાં શ્રીવિઠ્ઠલનાથજી તથા શ્રી પુરૂષોત્તમલાલજીને માથે બિરાજે છે. શ્લોકોના અર્થ—

(૧) મારા કરતાં મારા ભક્તના ભક્તોમાં અધિક પ્રીતિ થવી જોઇએ. કારણકે મારા ભક્તોનોભક્ત વિશેષ પૂજનીય છે. (૨) જે માર્ગમાં થાકી ગયેલો, અજાણ્યો, ભુખ અને તરસવાળો અતિથિ હોય તેનું પૂજન ભક્તિથી કરતો નથી તે બ્રહ્મઘાતી છે એમ કહે છે. (૩) મારા વંદન કરતાં મારા ભક્તનું વંદન સોગણું વધારે છે- મારા ભોજન કરતાં મારા ભક્તનું ભોજન સોગણું વધારે છે.
બૃહન્નારદીયપુરાણમાં કહ્યું છે કે:—

જે નિષ્કામ વિષ્ણુભક્તોને શ્રદ્ધાથી ભોજન કરાવે છે તે ૨૧ કુળનો ઉદ્ધાર કરીને હરિધામમાં જાય છે (૪) વિષ્ણુની કૃપા મેળવવાની ઇચ્છા રાખનારે વૈષ્ણવોને સંતોષવા. તે સિવાય બીજી કોઈપણ રીતે તે અવાપ્તકામથી પ્રભુ સંતોષ પામતા નથી (૫) વિષ્ણુભક્તોના પૂજનથીજ પુરૂષાર્થ થાય છે, બીજી કોઇપણ રીતે નહિ. તેમના દ્વેષ કરનારનું કંઈપણ થતું નથી, અને પોતાનો નાશ થાય છે. (૬)

જે વસ્ત્ર અલંકાર આદિથી ભગવાનના સેવકનું અર્ચન કરે છે તેનો વંશ શ્રીની વૃદ્ધિથી તથા પુત્રથી અને તેમના પુત્રોથી ભૂષિત થાય છે. (૭) અંગ સંવાહન વગેરેથી તથા તાંબૂલ અને પંખાથી ભગવાનના ભક્તને સંતોષવા જોઇએ. તેથી ભગવાન્ સંતોષ પામે છે. (૮) શ્રીમદ્ભાગવત્માં—મારો ભક્ત વિષયથી બાધિત થાય છે છતાં પણ તે અજીતેન્દ્રિય ધીમે ધીમે બળવાન્ ભક્તિથી વિષયોને વશ થતો નથી (૯) શ્રીમદ્ભગવદ્ગીતામાં–જો ઘણોજ દુષ્ટાચારવાળો માણસ હોય અને તે મને અનન્ય ભાવથી ભજેતો તે સાધુ પુરૂષ છે એમ માનવું જોઇએ. તે બરાબર નિશ્ચયવાળો છે. (૧૦) સ્કન્દપુરાણમાં—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અથવા બીજો કોઈપણ જો વિષ્ણુની ભક્તિથી યુક્ત હોય તો તે સર્વથી ઉત્તમોત્તમ છે એમ જાણવું જોઈએ. (૧૧) દુરાચારી, કૃતઘ્ન, અને પહેલાં નાસ્તિક એવાએ શ્રીહરિનો આશ્રય શ્રદ્ધાથી કરવો જોઇએ. તેજ શરણ છે. (૧૨) હારિત સ્મૃતિમાં—ભગવાનની ભક્તિરૂપી અગ્નિથી જેનાં પાપ બળી ગયાં છે એવો ચંડાળ હોય તે ડાહ્યા માણસોની શ્લાઘ્ય છે. વેદ જાણનારો કે નાસ્તિક નહિ. (૧૩) પારાશર સ્મૃતિમાં—હે ઉત્તમ મુનિઓ! તેના અપરાધનું ફળ કહીશ કે જેના અન્વેષણ માત્રથી સર્વ પાપથી મુક્ત થવાય છે (૧૪) આનાથી ત્રણ લોકમાં બીજું કંઈપણ પુણ્ય નથી. (૧૪) સર્વ કામનાઓ આપનાર ઘણુંજ હરિને પ્રિય એવું આનાથી બીજું મનુષ્યોનું શ્રેય નથી. એ હું સત્ય કહું છું. (૧૫) એક વખત જો તેમનું પૂજન કર્યું હોય તો તે પાપીઓને પણ મુક્તિ આપે છે. વિષ્ણુ ભગવાનની પૂજા હજાર વર્ષ સુધી કરી હોય પણ ભગવાનના ભક્તની એક વખત પૂજા કરી હોય તો તેની સોળમી કળાની પણ બરાબર નથી. (૧૬) એક વખત પુણ્યશાળી મહાભાગવદીયનું ઘરમાં પૂજન કર્યું હોય તો કલ્પ કોટી પર્યન્તના તેના પિતૃઓ પરિતૃપ્ત થાય છે. એમાં શંકા નહિ. (૧૭) મહાભગવદીયની પૂજા કરવાથી ભગવાન જેવા પ્રસન્ન થાય છે તેવા વિધિ પ્રમાણે ભગવાનનું અર્ચન કરવાથી પણ તે પ્રસન્ન થતા નથી (૧૮) વિષ્ણુનું ૬૦ હજાર વર્ષ સુધી આરાધન કરવાથી ફળ મળે છે તે વૈષ્ણવની જો એક વખત પૂજા કરી હોય તો મળે છે. (૧૯) જેના ઘરમાં વૈષ્ણવ ભોજન કરે છે તેના ઘરમાં ભગવાન જાતે જમે છે. જેના ઘરમાં ભગવાન જમે છે, તેને ત્યાં ત્રણે જગત્ જમે છે (૨૦)

અંબરીષાખ્યાનમાં દુર્વાસાને ભગવાને કહેલાં વાકયો—

હે બ્રાહ્મણ! હું ભક્તને પરાધીન છું. સ્વતંત્ર જેવો નથી. મારૂં હૃદય સાધુ ભકતોને વશ છે. હું ભક્તજનને પ્રિય છું. (૧) મારા સાધુ ભકતો વગર હું મારા આત્માનું આશાસન કરી શકું એમ નથી. આત્યન્તિક શ્રી પણ હે બ્રાહ્મણ! મારા હાથમાં નથી ( ભકતો વગર ) કારણકે તેમની ગતિ મત્પરાયણ છે. (૨) જેઓ સ્ત્રી, ઘર, પુત્ર, સગાઓ, અને પ્રાણ તથા પરમ દ્રવ્યનો ત્યાગ કરીને મારે શરણે આવ્યા છે તેઓનો ત્યાગ કરવાને હું શી રીતે ઉત્સાહ મેળવું? (૩) સરખી દૃષ્ટિવાળા સાધુઓનું હૃદય મારામાં હોય છે. તેઓ જેમ સારી સ્ત્રી સારા પતિને વશ કરે છે તેમ, તેમની ભક્તિથી મને વશ કરે છે. (૪) મારી સેવાથી સાલોકયાદિ ચાર પ્રકારના મોક્ષની પ્રતીતિ થાય છે તેની પણ તેઓ ઇચ્છા કરતા નથી. સેવાથીજ તે પૂર્ણ (સંતોષ પામે છે) બને છે તો બીજું

જે કાળથી વિપ્લુત છે તેનો તેમને શો હિસાબ ? (૫) સાધુઓ મારૂં હૃદય છે. હું સાધુઓનું હૃદય છું. મારાથી બીજાઓને તે જાણતા નથી, હું તેમનાથી બીજા કોઇને અલ્પ પણ જાણતો નથી. (૬) આ પ્રમાણે આત્મનિવેદિ માણસોનો ધર્મ જાણે છે તેની મારામાં ભક્તિ થાય છે. એને બીજો કયો પદાર્થ બાકી રહે છે. (૭) દશમસ્કંધના ઉત્તરાર્ધમાં ભગવાનનાં વાકયો—જળથી ભરેલાં તીર્થો, તીર્થો નથી; શીલામૂર્તિઓ દેવ નથી. તે લાંબા વખતે પવિત્ર કરે છે. સાધુઓ તો દર્શનથીજ પવિત્ર કરે છે. (૮) અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તારાઓ, પૃથ્વી, જળ, આકાશ, વાયુ, વાક્, મન ઉપાસનાથી પાપ હરતા નથી. પણ સાધુઓની મુહૂર્ત માત્રની સેવાથી પાપ હરાય છે. (૯)

# વાર્તા ૧૬ મી, વૈષ્ણવ ૧૬ મા.

## श्रीगुसांइजीना सेवक हरिदासनी दीकरी कृष्णाबाइनी वार्ता.

* प्रसंग १ * જે હરિદાસની દીકરીને પુરોહિત પરણાવીને સાસરામાં લઇ ગયો હતો તેનું નામ કૃષ્ણાબાઇ હતું. કૃષ્ણાબાઇએ સાસરાના ઘરનો અનાચાર જોઇને મનમાં વિચાર કર્યો " અન્નજળ નહિં લઉં, અને દેહ ત્યાગ કરીશ." તેણે ત્રણ દિવસ સુધી અન્નજળ લીધું નહિ. તેની સાસુનો સ્વભાવ બહુ દયાળુ હતો. તેથી તેને દયા આવી. તેણે કહ્યું " વહુ તું શા માટે ખાતી નથી ? કૃષ્ણાબાઇએ કહ્યું " હું મારા હાથનું રાંધેલું ખાઇશ, બીજાના હાથનું નહિ લઉં " તેની સાસુએ કહ્યું " તારે હાથે પાણી ભરી લાવીને રસોઇ કર " અને વહુએ જે વાસણો કહ્યાં તે સઘળાં સાસુએ મંગાવી આપ્યાં. વહુએ રસોઇ કરીને ભોગ ધર્યો. ભોગ ધરાવીને એક પાતળ પોતાની કરી લીધી. અને સઘળો મહાપ્રસાદ તેમને આપી દીધો, એ મહાપ્રસાદ લેતાં વેંત તેની બુદ્ધિ નિર્મળ બની ગઇ. પછીથી તે ઘરમાં કૃષ્ણાની પ્રશંસા કરવા લાગી. કૃષ્ણા ગામ બહાર કૂવાનું પાણી ભરવા જતાં. એ કૂવા ઉપર એક વૈષ્ણવ તેમને મળ્યો. તેની સાથે હરિદાસજીનું ઓળખાણ કાઢયું. તે વૈષ્ણવ નિત્ય કૂવા ઉપર આ બાઇને ભગવત્સ્મરણ કરતો, કૃષ્ણા પણ એમને ભગવત્સ્મરણ કર્યા વગર પ્રસાદ લેતાં નહિ. જો કોઇ દિવસ એ કૂવાપર ન મળે તો તેને ઘેર જઇને પણ ભગવત્સ્મરણ કરી આવતાં. કારણકે શ્રીમહાપ્રભુજીએ નવરત્નગ્રંથમાં આજ્ઞા કરી છે.

निवेदनं तुस्मर्तव्यं सर्वथा तादृशैर्जनै : ( સર્વથા તાદશ્ય જનની સાથે નિવેદનનું સ્મરણ કરવું જોઇએ. ) તેથી નિત્ય ભગવત્સ્મરણ કર્યા વગર પ્રસાદ લેતાં નહિ, એક દિવસ તે વૈષ્ણવ ગામ ગયા હતા, તેથી ત્રણ દિવસે આવ્યા. આ કૃષ્ણાએ ત્રણ દિવસ સુધી પ્રસાદ લીધો નહિ. ત્યારે કૃષ્ણાની સાસુએ કહ્યું "તું પ્રસાદની પાતળ ગાયને કેમ મૂકે છે, શા માટે તું લેતી નથી ?" કૃષ્ણાએ કહ્યું " એક મારો ગુરૂભાઈ છે તે નિત્ય કૂવા ઉપર મને મળે છે. જો તે ન મળે તો તેને ઘેર જઇને હું ભગવત્સ્મરણ કરી આવું છું, હાલમાં ત્રણ દિવસથી એ મળતા નથી, તેથી મહાપ્રસાદ લેતી નથી." એ સાસુ એનું સત્ય જોઇને ઘણીજ પ્રસન્ન થઈ. અને કહેવા લાગ્યાં " હું તમારી સાથે આવીશ, મને વૈષ્ણવનું ઘર દેખાડો." પછીથી સાસુને વૈષ્ણવને ઘેર લઈ ગયાં. તે વખતે તે વૈષ્ણવ ઘેર આવ્યો હતો. કૃષ્ણાએ તેને ભગવત્સ્મરણ કહ્યા. એમની સાસુ હાથ જોડીને વૈષ્ણવને કહેવા લાગ્યાં. "એ ત્રણ દિવસથી ભૂખી છે જો તમે અમારે ત્યાં નિત્ય આવીને કૃષ્ણાને ભગવત્સ્મરણ કહો તો તમારો મોટો ઉપકાર માનું. વળી તમારા સંગથી મારૂં સારૂં થશે." તે વૈષ્ણવે હંમેશાં આવવાની હા કહી. તેથી હંમેશાં એમને ઘેર આવીને ભગવત્સ્મરણ કહેતા. આથી કૃષ્ણાની સાસુ,સસરા અને પતિ બધાં ઘરનાં તેવૈષ્ણવને ઓળખવા લાગ્યાં અને કહ્યું "તમારો ધર્મ અમને સમજાવો. અમે સત્રળા તમારા શિષ્ય થઇશું. તે વૈષ્ણવે કહ્યું " અમારા ધર્મમાં તો સર્વ શ્રીગુસાંઇજીના સેવક છે" તેની સાસુએ કહ્યું " એ શ્રીગુસાંઇજી કયાં રહે છે ? અહિંઆં શી રીતે પધારે ? તમે કંઇક ઉપાય કરો. દ્રવ્ય અમારે ત્યાં ઘણું છે. તમે જે કહેશો તે પ્રમાણે હું ખર્ચીશ" ત્યારે આ વૈષ્ણવે કાગળ લખીને કાસદ મોકલ્યો. શ્રીગુસાંઇજી ત્યાં પધાર્યા. એ બધાં સેવક થયાં. એમના સંગથી એ ગામના બધા વાણીયા પણ વૈષ્ણવ થયા. હરિદાસની બેટી શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં જેમના સંગથી ગામમાં બધાં વૈષ્ણવ થયાં.

* प्रसंग २ * શ્રીગુસાંઇજી ત્યાંથી શ્રીદ્વારકાં પધાર્યા. એક દિવસ કૃષ્ણાની સાસુએ રસોઈ કરી. ત્યારે કૃષ્ણાને ઘણો તાપ થયો " કે હમણાં મારી ભગવત્સેવા છૂટી ગઈ. રસોઇ કરવાની વખતે શ્રીઠાકુરજી મને શીખવાડતા હતા. ઇચ્છા પ્રમાણે સામગ્રી કરાવતા. અને મને સઘળો બાલભાવ જણાવતા. આ સુખ મને નહિ મળે. આમ વિચાર કરતાં ઘણો વિપ્રયોગ થયો. એમનો તાપ શ્રીઠાકોરજી સહન કરી શકયા નહિ. તેથી એની સાસુને

સ્વપ્નામાં શ્રીઠાકોરજીએ જણાવ્યું કે " મને કૃષ્ણાના હાથની રસોઈ સારી લાગે છે. માટે તમે બીજી સેવા કરો " બીજે દિવસે કૃષ્ણાને સાસુએ કહ્યું "રસોઈ તમે કરો. હું બીજી સેવા કરીશ." વળી શ્રીગુસાંઈજીને પણ શ્રી શ્રીઠાકોરજીએ જણાવ્યું કે તમે કૃષ્ણાને ભલામણ કરો કે રસોઇની સેવા છોડશો નહિ. ત્યારે શ્રીગુસાંઈજી દ્વારકાથી પાછા આ ગામમાં પધાર્યા. આ કૃષ્ણા શ્રીગુસાંઈજીના દર્શન માટે આવતાં ત્યારે રસોઇની બહુ વાર થશે એમ જાણીને એમની સાસુ રસોઇ કરતાં. શ્રીગુસાંઈજીએ કૃષ્ણાને આજ્ઞા કરી " તારા હાથની રસોઇ શ્રી ઠાકોરજીને ભાવે છે તો તું શ્રીઠાકોરજીને પહોંચીને અમારા દર્શન માટે આવજે. શ્રીપ્રભુને શ્રમ પડે એવું કરવું નહિ એ દાસનો મુખ્ય ધર્મ છે. ત્યારથી કૃષ્ણાબાઇ રસોઇની સેવા ખાસ કરીને પોતે કરતાં. આ કૃષ્ણાબાઇ એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬ મા.

(સાર) (૧) નિવેદન કર્યા સિવાય પ્રસાદ લેવો નહિ (૨) સેવામાં પ્રભુ જે સેવા કરાવે તે કરવી.

# વાર્તા ૧૭ મી. વૈષ્ણવ ૧૭ મા.



## શ્રીગુસાંઇજીના સેવક અલીખાન પઠાણની વાર્તા.

* પ્રસંગ ૧ * આ અલીખાન પઠાણ પૃથ્વીપતિની પાસેથી નવીસાલની હકૂમત લઇને મહાવનમાં આવીને રહ્યા, અને શ્રીગુસાંઈજીની પાસે નિત્ય કથા સાંભળવાને આવતા. તેમણે કથામાં એમ સાંભળ્યું હતું કેઃ—

**वृक्षे वृक्षे वेणुधारी पत्रे पत्रे चतुर्भुजः ।**

**यत्र वृंदावनं तत्र लक्षा लक्षकथा कुतः ॥**

આ શ્લોક સાંભળીને પોતે એવો હુકમ ફરમાવ્યો કે જે કોઇ વ્રજનાં વૃક્ષનાં પાંદડાં તોડશે તેને શિક્ષા કરવામાં આવશે. એ પ્રદેશમાં એક તેલી તેલ લાદીને જતો હતો, તેણે, એક વૃક્ષની ડાળ તોડી, ત્યારે અલી-ખાને એનું સઘળું તેલ ઝાડમાં ઠલવાવી દીધું. ત્યારથી એવો ડર બેસી ગયો કે કોઇ વ્રજના ઝાડનાં પાંદડાં તોડતા નહિ.

* પ્રસંગ ૨ * એક દિવસ એક ચોરને અલીખાનની પાસે પકડી લાવ્યા એ ચોર સોગંદ ખાવા લાગ્યો, અને કહ્યું કે હું ગરમ તેલમાં હાથ નાખું, અને તેથી જો તેલ ઠંડું થાય તો મારી વાત સાચી માનશો. અલીખાને તેલ મંગાવીને કહ્યું " જો પરમેશ્વર ગરમ તેલને ઠંડુ કરે છે તો ઠંડાનું ગરમ પણ કરી શકશે. માટે તું ઠંડા તેલમાં હાથ નાખ. તે ચોરે ઠંડા તેલમાં હાથ નાખ્યો, ત્યારે તેનો હાથ બળી ગયો. એ અલીખાનને પરમેશ્વર ઉપર એવો દૃઢ વિશ્વાસ હતો.

* પ્રસંગ ૩ * અલીખાનની પાસે એક ઘોડો ઘણો સુંદર હતો. એક ઘડીમાં છ કોસ ચાલતો હતો. આ ઘોડાને જોઇને શ્રીગુસાંઇજીએ ઘણી પ્રસંશા કરી. તેથી અલીખાને એ ઘોડાને શ્રીગુસાંઇજીની પાસે મોકલી દીધો. પણ શ્રીગુસાંઇજીએ રાખ્યો નહિ. ત્યારે અલીખાને મનમાં વિચાર કર્યો. " જો હું તેમનો સેવક થઉં તો રાખશે " ત્યારે અલીખાન સેવક થયા. પછીથી સેવા કરવા લાગ્યા. અલીખાનની દીકરી પણ સેવા કરવા લાગી. તેને શ્રીઠાકોરજી અનુભવજતાવવા લાગ્યા. એની સંગે નૃત્ય કરતા, અલીખાનને ખબર પડી કે " અંદર કંઇક નૃત્યનો શબ્દ થાય છે. " અલીખાને છૂપાઇને જોયું તો શ્રીઠાકોરજી પધારેલા છે અને નૃત્ય કરે છે. તે દેખીને દીકરીની ઘણી સરાહના કરવા લાગ્યા.

* પ્રસંગ ૪ * શ્રીગુસાંઇજી શ્રીગોકુલમાં નિત્ય કથા કરતા હતા. અને બધા વૈષ્ણવો સાંભળતા હતા. અલીખાન પણ નિત્ય કથા સાંભળવાને આવતા. જ્યારે અલીખાન આવતા ત્યારે શ્રીગુસાંઇજી કથા કહેતા હતા. ત્યારે વૈષ્ણવોના મનમાં એમ આવ્યું કે મ્લેચ્છ આવે છે ત્યારે કથા વાંચે છે. શ્રીગુસાંઇજીએ બધા વૈષ્ણવના મનની વાત જાણી. એક દિવસ વૈષ્ણવોને પૂછ્યું કે કાલે શો પ્રસંગ હતો, પણ કોઇ વૈષ્ણવ કહી શક્યો નહિ. ત્યારે અલીખાને હાથ જોડીને વિનતિ કરી કે " આપની આજ્ઞા હોય તો કાલની કહું અથવા આજ્ઞા હોય તો જે દિવસથી કથા સાંભળું છું તે બધા દિવસની કહું " આ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. એ અલીખાન એવા કૃપાપાત્ર હતા. જો કંઈ ભગવત્કથા સાંભળતા તેમાંથી એક અક્ષર પણ ભૂલતા નહિ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૭ મા.

(સાર) (૧) પ્રભુ ભક્તિનો માર્ગ સર્વને માટે ખુલ્લો છે. તેમાં ન્યાત જાતનો ભેદ નથી. વૈષ્ણવોએ કૂળ અગર ન્યાતનો ગર્વ કદીપણ કરવો નહિ. જેનામાં

પ્રભુ માટે ભાવ છે તેજ ઉત્તમ ફૂળનો છે. (૨) જ્યાં સુધી માર્ગની રીતિ પ્રમાણે નિવેદન મંત્ર પામીને સેવા કરવામાં આવતી નથી ત્યાં સુધી, આ માર્ગમાં પ્રભુ તેને અંગીકાર કરતા નથી. (૩) પ્રભુએ જે જે સ્થળે વિહાર કર્યા છે તે બધાં પ્રભુલીલાના સાક્ષી છે, માટે તે સ્થળનું સૌન્દર્ય સાચવી રાખવું જોઇએ. ત્યાંનાં વૃક્ષ, લતાઓ, તથા નદીઓનું રક્ષણ થવું જોઈએ તે બધાંમાં પ્રભુની લાવણ્યમય મૂર્તિ હજી પણ વિહાર કરી રહી છે તેવો ભાવ હૃદયમાં આરૂઢ થવો જોઇએ.

અલીખાનના સેવ્ય પ્રભુ શ્રીમદનમોહનજી હતા. તે હાલમાં મુંબઈમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજને માથે બિરાજે છે. અને તેમની દીકરીના શ્રીત્રિભંગીરાયજી હતા તે પણ હાલમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજને માથે બિરાજે છે.

# વાર્તા ૧૮ મી. વૈષ્ણવ ૧૮ મા.

## શ્રીગુસાંઇજીના સેવક નિહાલચંદ જલોટાક્ષત્રીની વાર્તા.

આ નિહાલચંદ ઉજ્જનમાં રહેતા હતા. પુષ્ટિમાર્ગીય ગ્રન્થ સાંભળવાને તેમની બહુ આસક્તિ હતી. શ્રીઠાકુરજી એમને અનુભવ જણાવતા હતા. એક સમયે નિહાલચંદ શ્રીગોકુળ આવ્યા. રસ્તામાં ૧૬ માણસ વેપારીઓનો સંગ થયો. રસ્તામાં ચોર લોકો એ વેપારીઓને તથા નિહાલચંદને પકડીને લઈ ગયા. બધું દ્રવ્ય લઇને કેદ કર્યા. બધાને મારી નાખવાનો વિચાર કર્યો. તેમાં એક મુખ્ય ચોર હતો. તેની મા વૈષ્ણવ હતી. ચાચા હરિવંશજીએ જે ભીલોના ગામને વૈષ્ણવ બનાવ્યા હતા. તે ગામની આ પટેલની મા વૈષ્ણવ હતી. આ નિહાલચંદભાઇ રાત્રે કીર્તન કરતા હતા. તે પટેલની માએ સાંભળ્યું. તે ઉઠીને નિહાલચંદ પાસે ગઈ. તેમને પૂછયું. "તમારૂં નામ શું ?" તેમણે નામ બતાવ્યું. આ નામ તેણે વૈષ્ણવો પાસેથી સાંભળ્યું હતું. તે નામ સાંભળીને પગે લાગી. અને પોતાના બેટાને લાવીને પગે પડાવીને અપરાધ ક્ષમા કરાવ્યો. અને આખા ગામને વૈષ્ણવ બનાવ્યા. અને આખા ગામને મળીને શ્રીગુસાંઇજીની ભેટ અપાવી. નિહાલચંદે તે ચોરોને ખેતી કરવાનું કહ્યું, અને ચોરી છોડાવી દીધી. પછી એ ત્યાંથી શ્રીગોકુળ આવ્યા. તે સોળ વેપારીઓ પણ સાથે આવ્યા અને વૈષ્ણવ થયા. એમની સાથે જે માલ હતો તે બધો ભેટ કરી દીધો. એ નિહા-

લચંદ એવા કૃપાપાત્ર હતા. એમની સંગથી ભીલનું ગામ બધું તથા વેપારી બધા વૈષ્ણવ થયા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૮ મા.

(સાર) ખરો વૈષ્ણવ તો એ કે જેના સંગથી બીજા પણ વૈષ્ણવ થાય.

## વાર્તા ૧૯ મી. વૈષ્ણવ ૧૯ મા.

### શ્રીગુસાંઇજીના સેવક માધવદાસક્ષત્રીની વાર્તા.

એ માધવદાસ કાબૂલમાં રહેતા હતા. એક વખત ભૈયા રૂપમુરારી દેશાધિપતીની સાથે કાબૂલ ગયા. ત્યાં બજારમાં માધવદાસને માથે તિલક જોઇને પૂછવા લાગ્યા. " તમે કોણ છો ? અને આ તિલક કેમ કર્યું છે ?" ત્યારે માધવદાસે કહ્યું " હું શ્રીગુસાંઇજીનો સેવક છું " રૂપમુરારીએ કહ્યું " હું પણ શ્રીગુસાંઇજીનો સેવક છું. " ત્યારે માધવદાસ ઘણા પ્રસન્ન થયા. એટલામાં માધવદાસ ઉઠીને અંચળ ફેરવવા લાગ્યા. ત્યારે રૂપમુરારીએ પૂછયું " આ શું છે " ત્યારે તેમણે કહ્યું શ્રીનાથજી ગાય ચરાવીને વ્રજમાં પધારે છે તેથી અંચળ વારૂં છું. " ત્યારે રૂપમુરારી એ સાંભળીને ઘણા વિસ્મય પામ્યા. એવું આશ્ચર્ય થયું કે શ્રીનાથજી એમને અહિંઆં દર્શન દે છે ! ત્યારે મનમાં એમની ઘણી સરાહના કરી. માધવદાસે શ્રીનાથજીનો જે શૃંગાર કહ્યો તે રૂપમુરારીએ લખી લીધો. પછીથી માધવદાસને ઘેર જઇને શ્રીઠાકોરજીનાં દર્શન કર્યાં. તો સાક્ષાત્ શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન થયાં. અને મનમાં કહ્યું કે " મારૂં મોટું ભાગ્ય છે. કે જો કે હું મ્લેચ્છ દેશમાં છું છતાં પણ મને આવો વૈષ્ણવનો સંગ થયો. " ફરીથી કેટલાક દિવસ રહીને ચાલવા લાગ્યા. માધવદાસે કહ્યું " તમે થોડા દિવસ રહો. એ પૃથ્વીપતિ ( બાદશાહ ) વીસ મજલ જશે તો હું તમને એક દિવસમાં પહોંચાડી દઇશ. " આથી રૂપમુરારી ત્યાં રહ્યા. વીસ દિવસ પછી માધવદાસજી રૂપમુરારીની સાથે ઘોડા ઉપર બેસીને પર્વતમાંથી બીજો રસ્તો શોધી કાઢયો ને ૮૦ ગાઉ જેટલો રસ્તો એક રાતમાં પહોંચી ગયા. આ રસ્તામાં ચોર બહુ હતા, પણ માધવદાસને તથા રૂપમુરારીને કોઇએ દીઠા નહિ. આખી રાત રસ્તામાં ભગવદ્વાર્તા કરતા કરતા આવ્યા. માધવદાસે કહ્યું " હું

હરિદ્વારમાં શ્રીગુસાંઇજીનો સેવક થયો હતો. " ત્યારે રૂપમુરારીને ઘણું આશ્ચર્ય થયું. " શ્રીનાથજી વ્રજલીલા સહિત એમને દર્શન દે છે. તેથી તેમની ઉપર શ્રીગુસાંઇજીની ઘણી કૃપા છે. ત્યારે માધવદાસ રૂપમુરારીથી વિદાય થઇને પોતાને ઘેર આવ્યા. એ માધવદાસ એવા કૃપાપાત્ર હતા. તેમને શ્રીનાથજી કાબૂલમાં નિત્ય દર્શન આપતા હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૯ મા.

(સાર) પ્રભુતો કેવળ ભાવને વશ છે. સાધનને વશ નથી. નંદદાસજીએ પણ એવું કહ્યું છે.

યદ્યપિ અગમ તેં અગમ હે, નિગમ કહત હેં જાહિ;
તદપિ રંગીલે પ્રેમવશ નિપટ નિકટ હરિ આહિ.

## વાર્તા ૨૦ મી. વૈષ્ણવ ૨૦ મા.

### श्रीगुसांइजीना सेवक माधवदासभट्ट नागरा कायस्थनी वार्ता.

આ માધવદાસ શ્રીગુસાંઇજીના સેવક થયા ત્યારથી તેમનું ચિત્ત શાન્ત થયું અને ભગવત્સેવા કરવા લાગ્યા. માધવદાસના પિતા સંસારમાં આસક્ત હતા તથા વિષયી હતા. અને માધવદાસ ઉપર અપ્રસન્ન હતા. તેમની પાસે દ્રવ્ય ઘણું હતું. તે માધવદાસને એક પૈસો પણ આપતા નહિ. કારણકે તે એમ જાણતા કે માધવદાસ ભગવત્સેવામાં ખર્ચ કરશે. તેથી માધવદાસની બહુજ નિન્દા કરતા હતા. જ્યારે તે બહુ વૃદ્ધ થયા ત્યારે માધવદાસે એમને કહ્યું " હવે તો તીર્થયાત્રા કરો તો ઘણુંજ સારૂં. " ત્યારે માધવદાસના પિતા તીર્થયાત્રા કરવાને ચાલ્યા. જ્યારે મથુરાના ચોબા એમને મલ્યા ત્યારે તેમણે કહ્યું ગુરૂ મુખ થઈ જાવ. ત્યારે તેમણે વિચાર કર્યો. " આ ચોબા તો મારા ગુરૂ થયા, પણ મારૂં મનતો સંસારના વિષયમાંથી નીકળ્યું નથી. માધવદાસના ગુરૂને શરણ જઇશ ત્યારે મારૂં મન નિવૃત્ત થશે. " એમ વિચાર કરીને શ્રીગોકુળ ગયા. અને વિનતિ કરી. " મારો અંગીકાર કરો. " શ્રીગુસાંઇજીએ નામ નિવેદન કરાવડાવ્યું. માધવદાસના પિતાએ શ્રીગુસાંઇજીની સાથે જઇને શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. મનમાં એવો વિચાર કર્યો " જ્યાં સુધી દેહ રહેશે ત્યાં સુધી શ્રીગુસાંઇ-

જીના ચરણારવિંદ નહિં છોડું આમ વિચાર કરીને માધવદાસને પાસે બોલાવી લાવ્યા. મનમાં કહેવા લાગ્યા. " મારૂં ધન્યભાગ્ય છે કે માધવદાસ જેવો પુત્ર મારે ત્યાં જન્મ્યો છે. એને લીધે મને શ્રીગુસાંઇજીના ચરણારવિંદ મળ્યા છે. સઘળાં તીર્થ એમના ચરણારવિંદમાં છે. માટે તીર્થ કરવા નહિ જવું." પછી સઘળું દ્રવ્ય માધવદાસને સોંપી દીધું. તે માધવદાસ એવા ભગવદીય હતા કે એમના સંગથી એમના પિતા જે વિષયાસક્ત હતા તે વિષયો છોડી દઇને મન પ્રભુમાં લગાડયું. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૦ મા.

સાર. (૧) પુત્ર વૈષ્ણવ હોય તો તે પિતાને પણ સુધારી શકે છે. કોઇ કુટુંબમાં એકપણ વૈષ્ણવ હોય તો તેના સંગથી આખું કુટુમ્બ પવિત્ર બને છે, અને વૈષ્ણવ થાય છે, (૨) પ્રભુની નિરંતર સેવા કરનારને તીર્થની આવશ્યકતા નથી. કારણકે પ્રભુના ચરણારવિંદમાંજ સર્વ તીર્થો આવી જાય છે. (૩) વિષયાસક્તિ છોડી દેવી જોઇએ, ત્યાર વગર મન પવિત્ર બનતું નથી'

## વાર્તા ૨૧ મો. વૈષ્ણવ ૨૧ મા.

### श्रीगुसांइजीना सेवक कटहरीआ क्षत्रीनी वार्ता.

એક વખતે શ્રીગુસાંઇજી ગુજરાતથી વ્રજમાં પધારતા હતા. રસ્તામાં ત્રણસો અસ્વાર લઇને કટહરીઆ ક્ષત્રી લોકોને લુટતા ફરતા હતા. ત્યારે શ્રીગુસાંઇજીની અસ્વારી જતી દેખીને, તેઓ આવ્યા અને ઘેરો ઘાલ્યો. પંદર વીસ ગાડીઓ હતી, તે બધાને રોકી લીધી. ત્યારે શ્રીગુસાંઇજીના માણસ એક એક ગાડીમાં ઉભા થઇ ગયા. તે ચોરોએ એવી રીતે જોયું કે એક એક ગાડીમાં એક એક સિંહ ઉભો છે. એ કટહરીઓ શ્રીગુસાંઇજીના રથની પાસે ગયો. જઇને જુએ છે તો સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ બિરાજતા હતા. તેથી દંડવત્ કરીને ઉભો રહ્યો અને વિનંતિ કરી, " હું અપરાધી છું. આપ કૃપા કરીને મને પાવન કરો. આપના સિવાય મારો ઉદ્ધાર કરી શકે એવું કોઇ નથી. આ વિનંતિ સાંભળી શ્રીગુસાંઇજીએ નામ આપ્યું. અને ત્યાં મુકામ કર્યો. કટહરીઆએ બધા ચોરોને વિદાય કર્યા. અને પોતે શ્રીગુસાંઇજીની સાથે ગયા. અને જઇને શ્રીગોકુળમાં રહ્યા. કટહરીઆએ સેંકડો

નવાં પદ બનાવ્યાં અને ગાયાં. એક દિવસ જન્માષ્ટમીને રોજ શ્રીનાથજીની આગળ આ પદ ગાયું.

મહામંગલ મહેરાને આજ,
પંચ શબ્દ ધ્વનિ ભેર વધાઇ ઘર ઘર વેરખવાને.

આ પદ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા. અને મનમાં વિચાર કર્યો, " શ્રીનાથજીએ કટહરીયાની ઉપર કેવી કૃપા કરી છે. એ ચોરી કરતો હતો, માણુસને મારતો હતો, પણ હવે તો ભગવાનની લીલાનું અવગાહન કરે છે. એવું વિચારીને આપ ઘણા પ્રસન્ન થયા.

ગોપાળદાસજીએ ગાયું છે કેઃ—
એવા તે ગુણનિધિ નાથ ગાતાં બ્રહ્મહત્યાદિક અઘટરે,
લીલાતે લહેરી સિંધુ ઝીલે રાસ રસિકને જઇ મલે.

આ વાત કટહરિયામાં પ્રત્યક્ષ દેખાય છે. તે એવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૧ મા.

સાર. (૧) દ્વેષભાવથી ગુરૂની પાસે જાય છે તેનું પણ કલ્યાણ થાય તો પછી જે ભાવપૂર્વક ગુરૂને શરણે જાય તેનો જરૂર ઉદ્ધાર થયા વગર રહેજ નહિ. (૨)

(૨) આ કટહરિઆના સેવ્ય પ્રભુ શ્રીબાલકૃષ્ણજી હતા. તે શ્રીયમુનાજીમાંથી પ્રાપ્ત થયેલા અને શ્રીમહાપ્રભુજીના સેવ્ય હતા. તે હાલમાં જોધપુરમાં શ્રીવ્રજાધીશજી મહારાજને માથે બીરાજે છે.

---

## વાર્તા ૨૨ મી. વૈષ્ણવ ૨૨ મા.

### श्रीगुसांइजीना सेवक रूपचंदनंदानी वार्ता.

* પ્રસંગ ૧ * આ રૂપચંદનંદા આગ્રામાં રેહેતા હતા. તે એક દિવસ શ્રીગોકુળ આવ્યા. શ્રીગુસાંઇજીની પાસે રાઘવદાસ બ્રાહ્મણ શ્રીસુબોધિનીજી ભણતા હતા. તેમના મનમાં એમ આવ્યું કે ચાચાજી પરદેશમાં જઇને ભેટ બહુ લાવે છે. મારા સરખો પંડિત જાય, તો ચાચાજીથી અધિક ભેટ લાવે, કારણ ચાચાજી કશું ભણેલા નથી. એમના મનની વાત શ્રીગુસાંઇજીએ જાણી. રૂપચંદનંદાએ પણ જાણી. ત્યારે રૂપચંદનંદાએ રાઘવદાસને પૂછ્યું, " તમે ભણેલા છો તો શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના

૪૯ અધ્યાય છે. અને ઉત્તરાર્ધના ૪૧ અધ્યાય છે તો પછી તે દરેક અર્ધ-ભાગ કેમ કહેવાય છે?" તેનો રાઘવદાસને કશો ઉત્તર જડયો નહિ. ત્યારે રૂપચંદનંદાએ કહ્યું "યોગ્યતા તો મનથી ચાચાજી કરતાં પણ અધિક માનો છો." પછી રાઘવદાસે પોતાનો અપરાધ ક્ષમા કરાવ્યો. તે રૂપચંદ-નંદા એવા કૃપાપાત્ર હતા. શ્રીગુસાંઇજીના મનની તથા વૈષ્ણવના મનની વાત જાણી જતા. એવા હતા.

* પ્રસંગ ૨ * એક દિવસ શ્રીગુસાંઇજી આગ્રે પધાર્યા હતા. ત્યારે શ્રી-ગુસાંઇજીના મનમાં એમ આવ્યું કે જો એવો ઘોડો હોય કે એનાથી ચાર ઘડીમાં શ્રીનાથજીનાં દર્શન કરી અવાય. રૂપચંદનંદાને શ્રીગુસાંઇજીના મન-ની ખબર પડી અને એણે એવો ઘોડો આણી દીધો. ત્યારે શ્રીગુસાંઇજી ઘોડા ઉપર અસ્વાર થઇને શ્રીનાથજીનાં દર્શન કરી ફરીથી આગ્રે પધાર્યા. અને રૂપચંદનંદાને કહ્યું. "તું કંઇક માગ" ત્યારે તેમણે માગ્યું "આ-ગ્રામાં આપ પધારો ત્યારે મારા ઘર સિવાય બીજાના ઘરમાં બિરાજો નહિ. જયારે પધારો ત્યારે મારે ઘેરજ પધારો." એ માગ્યું એમની શ્રીગુસાંઇજીના સ્વરૂપમાં એવી પ્રીતિ હતી. શ્રીગુસાંઇજી શ્રીગોકુળ બિરાજતા હતા, ત્યારે સામગ્રી જે જે શ્રીગુસાંઇજીના મનમાં આવતી, તે સઘળી રૂપચંદનંદા જાણી જતા અને શ્રીગુસાંઇજીને મોકલતા. રૂપચંદનંદાનું મન શ્રીગુસાંઇજીના સ્વ-રૂપમાં તલ્લીન થઈ ગયું હતું. એવી એવી એમની વાર્તા અનેક છે. તે ભગ-વદીય કૃપાપાત્ર હતા. એમની વાર્તા શી કહીએ? વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૨ મા.

સાર. (૧) પરમ ભગવદીયમાં પ્રભુ એટલું બધું સામર્થ્ય મૂકે છે કે તે અન્યના મનના વિચારો આપો આપ જાણી જાય છે (૨) વૈષ્ણવોએ કદી પણ અહંકાર કરવો નહિ. દૈન્ય એ આ માર્ગમાં મુખ્ય વસ્તુ છે. વિદ્યાનો ગર્વ અગર અન્ય કોઈ પણ જાતનો ગર્વ બહિર્મુખતાને વશ કરે છે (૩) ગુરૂ પ્રસન્ન થાય તો વૈષ્ણવે લૌકિક વસ્તુની માગણી તેમની પાસેથી કરવી નહિ.

---

## વાર્તા ૨૩ મી; વષ્ણવ ૨૩ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક યદુનાથદાસની વાર્તા.

એ જોનપુરમાં રહેતા હતા. તેમનું મન હાથીના મહાવતની સ્ત્રીમાં આ સક્ત હતું. એને દીઠા વગર પાણી પણ પીતા ન હોતા. એક દિવસ તે સ્ત્રી

સૂતી હતી. પહોર દહાડો રહ્યો છતાં તે સ્ત્રી ઉઠી નહિ. યદુનાથદાસ ત્રણ પહોર એના દરવાજા આગળ થોભી રહ્યા. જ્યારે તે ઉઠી ત્યારે તેણે દાસીને કહ્યું જો દેખતો ખરી બહાર કોઇ પુરૂષ થોભી રહ્યો છે ત્યારે દાસીએ કહ્યું એક દવનો માર્યો પુરૂષ ઉભો છે ત્યારે એ સ્ત્રી બોલી " એ ગાંડો છે. જેવી રીતે તેણે મારાં હાડકાં અને ચામડીમાં મન લગાવ્યું છે તેવું જો શ્રીઠાકોરજીમાં લગાડે તો કામ થઈ જાય." એ વાત સાંભળીને યદુનાથદાસના હૃદયમાં પ્રકાશ થઇ ગયો જેમ સૂરજ ઉદય થવાથી અંધકાર જતો રહે છે તેમ ત્યાંથી ચાલીને ઘરમાં આવ્યા. અને એવો સંકલ્પ કર્યો " જેમ બને તેમ શ્યામને ભજીશ " તે વખતે જોનપુરમાં શ્રીગુસાંઇજી પધાર્યા હતા. બધા વૈષ્ણવો દર્શન કરવાને માટે ભેગા થયા હતા તેમની સાથે યદુનાથદાસજી પણ ગયા. જઇને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ કોટી કંદર્પ લાવણ્ય સ્વરૂપનાં દર્શન થયાં. દંડવત્ કરીને શ્રીગુસાંઇજીને વિનતી કરી "મને શરણ લ્યો. ત્યારે શ્રીગુસાંઇજી એ નામ નિવેદન કરાવડાવ્યું માર્ગની પ્રણાલિકા સમજાવી. શ્રીઠાકોરજી પધરાવ્યા યદુનાથદાસ ત્યારથી સેવા કરવા લાગ્યા. પછી યદુનાથદાસનું મન ભગવત્સેવામાં એવું આસક્ત થયું કે તે સ્ત્રી દરરોજ સામે આવીને ઉભી રહેતી તો પણ યદુનાથદાસ તેના સામુ પણ જોતા નહોતા, અને બોલતા પણ નહિ. એ યદુનાથદાસ એવા કૃપાપાત્ર હતા. એમનું ચિત્ત વિષયથી છૂટી ગયું અને પ્રભુમાં લાગી ગયું. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૩ મા.

(સાર) શ્રી મહાપ્રભુજીએ કહ્યું છ:—

स्वधर्माचरणं शक्त्या ह्यधर्मात्तु निवर्तनम् ।
इन्द्रियाश्व विनिग्रहः सर्वथा न त्यजेत्त्रयम् ॥

સ્વધર્મનું શક્તિપ્રમાણે આચરણ કરવું. અધર્મમાંથી નિવૃત્ત થવું અને ઇન્દ્રિયરૂપી અશ્વનો નિગ્રહ કરવો. કોઈપણ રીતે આ ત્રણનો તો ત્યાગ નહિજ કરવો.

---

## વાર્તા ૨૪ મી. વષ્ણુવ ૨૪ મા.

### श्रीगुसांइजीना सेवक राजालाखानी वार्ता.

આ રાજા વ્રજમાં તીર્થ કરવાને આવ્યા. શ્રીનાથજીનાં દર્શન કરીને શ્રીગુસાંઇજીને શરણે ગયા. શ્રીનાથજીના સ્વરૂપમાં એમની એવી આસક્તિ

થઇ કે શ્રીનાથજી સિવાય કશું પણ એમને રૂચતું ન હોતું શ્રીનાથજીનું રટણ એમને આઠે પહોર રહેતું હતું. એક દિવસે એમની સ્ત્રીએ કહ્યું જો અહિંઆં પડદાનો બંદોબસ્ત રહે તો દર્શન કરૂં. ત્યારે રાજાએ કહ્યું " શ્રી નાથજીની આગળ પડદાનો બંદોબસ્ત કેવો " પણ રાણીએ બારોબાર શ્રી ગુસાંઇજીને કહિને બંદોબસ્ત કરાવડાવ્યો અને જ્યારે દર્શનને માટે આવી ત્યારે રાજા એકલાજ અંદર હતા બીજું કોઇ માણુસ ન હોતું ને શ્રીનાથજી એ કમાડ ખોલી દીધું. તો અચાનક રાણીની ઉપર ભીડ પડી ત્યારે રાજાએ કહ્યું " મેં કહ્યું હતું કે અહિંઆં પડદો નહિ ચાલે ! શ્રીનાથજીએ કમાડ ખોલ્યાં તે રાજાની વાત સત્ય કરવા ખોલ્યાં એ એવા શ્રીનાથજીમાં આસક્ત હતા, શ્રીગુસાંઇજીની કૃપાથી એમનો ભાવ હમેશાં એવો રહેતો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૪ મા.

(સાર) પ્રભુ મંદિરમાં લૌકિક લાજ મર્યાદા કે પડદા ચાલી શકતા નથી. માટે વૈષ્ણવે એવો આગ્રહ કરવો નહિ.

---

# વાર્તા ૨૫ મી, વૈષ્ણવ ૨૫ મા.

## श्रीगुसांइजीना सेवक ज्ञानचंदनी वार्ता.

જ્યારે જ્ઞાનચંદની દેહથાકી ત્યારે બધા વૈષ્ણવોએ કહ્યું તમે ભગવાનનું નામ લ્યો. ત્યારે વૈષ્ણવ ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા અને ભગવત્સ્મરણ કરતાં કરતાં જ્ઞાનચંદની દેહ છુટી ગઇ. પણ શ્રીગોકુલમાં નવો દેહ ધરીને શ્રીગુસાંઇજીની પાસે ગયા અને દંડવત્ કર્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ પૂછ્યું "ક્યારે આવ્યા?" જ્ઞાનચંદે કહ્યું "હમણાં આવ્યો છુ" એટલામાં શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન ખૂલ્યાં અને જ્ઞાનચંદ દર્શન કરીને લીલામાં પ્રવેશ્યા. શ્રીગુસાંઇજી પછીથી બહાર પધાર્યા ત્યારે વૈષ્ણવોએ પૂછ્યું "જ્ઞાનચંદ ક્યાં છે?" શ્રીગુસાંઇજીએ કહ્યું જ્ઞાનચંદ ભક્તચંદની સાથે ગયા છે," ચાચાહરિવંશજી સમજી ગયા કે જ્ઞાનચંદની દેહ છૂટી ગઇ છે. અને ભગવલ્લીલામાં પ્રવેશ કર્યો છે. ચાચાજીએ સઘળા વૈષ્ણવોને કહ્યું "એ જ્ઞાનચંદ એવા કૃપાપાત્ર હતા. બધાંના દેખતાં સઘળા વૈષ્ણવોને વિશ્વાસ ઉત્પન્ન કરવાને લીલામાં પ્રવેશ પામ્યા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૫ મા.

(સાર) અવસાન સમયે વૈષ્ણવોને પાસે રાખીને ભગવત્સ્મરણ કરવું જોઇએ જેથી કરીને ચિત્ત પ્રભુમાંજ પરોવાય, અને લૌકિક પદાર્થમાં ન રહે. એક પદમાં કહ્યું છે.

યમદૂતન જાઇ પુકાર કીયો, ધર્મરાય સુનો એક બાત હમારી,
શ્રી વલ્લભ કુલમેં પ્રગટે સો, આનંદકંદ વિનોદ વિહારી.
સો જીનકે શિર હાથ ધરે, તિનસું ન ચલે કછુ રીત હમારી,
આગે કહો ન પાછેં પ્રસિદ્ધ ચલેગી કેસે તિહારી.
ભગવદ્દગીતા અ૦ ૮ ના શ્લોક ૫. માં કહ્યું છે.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं यात्रिनास्त्यत्र संशयः ॥

જે અન્તકાલે મારૂંજ સ્મરણ કરતો દેહ છોડે છે, તે મારા ભાવને પ્રાપ્ત કરે છે તેમાં કોઇપણ જાતનો સંશય નથી. આ જ્ઞાનચંદ આગ્રાના રહિશ હતા.

## વાર્તા ૨૬ મી, વૈષ્ણવ ૨૬ મા.

### श्रीगुसांइजीना सेवक भाइलाकोठारीनी वार्ता.

જ્યારે શ્રી ગુસાંઇજી દ્વારકા પધારતા ત્યારે ભાઇલાકોઠારીને ત્યાં ઉતરતા શ્રીગુસાંઇજીનાં દર્શન કરવાને ભાઇલાકોઠારીનું મન ઉદ્વિગ્ન હતું. તેથી શ્રીગુસાંઇજી તેના મનની વાત જાણીને પધારતા. ભાઇલાકોઠારીના ઘરમાં એવો ચમત્કાર હતો. જે કોઈ એમના ઘરમાં જતો તેની બુદ્ધિ શ્રીગુસાંઇજીની કૃપાથી નિર્મળ થઇ જતી. એ દેશમાં એક બ્રાહ્મણી શ્રીગુસાંઇજીની સેવક થઈ તેણે પોતાનું સઘળું દ્રવ્ય ભેટ કરી દીધું. તેની પાડોસમાં એક ચાડીઓ બ્રાહ્મણ રહેતો હતો. તેણે ધોળકામાં લાછબાઈ રાણીને કહ્યું કે એક ગોકુળના ફકીર આવ્યા છે તે ભાઇલાકોઠારીને ઘેર ઉતર્યા છે અને બધાનું દ્રવ્ય ઠગી લે છે. લાછબાઇએ પોતાના બાજબહાદૂર પ્રધાનને બોલાવીને પરવાનગી આપી. “ રાજનગર જઇને કોઠારીને ઘેર બધી ખબર કાઢો. ” ત્યારે બાજબહાદૂર કોઠારીને ઘેર આવ્યો. આ વખતે પાંચ દશ ગરાસીઆ તેની પાસે બેઠા હતા. તે શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા આવ્યા હતા. બાજબહાદૂર એમની પાસે જઇને બેસી ગયો. જ્યારે શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે બાજબહાદૂર ઉભો થયો અને દંડવત્ કર્યા. તેને સાક્ષાત્ કન્હૈયાલાલનાં દર્શન થયાં. બાજબહાદૂરે મનમાં વિચાર કર્યો કે લોક નકામા મને એમની

સાથે લઢાવે છે. ફરીથી કાળ ને કાળ નજરે પડયા એટલે ખૂબ ડર્યો. એટલે શ્રીગુસાંઇજી પાસેથી જવાની આજ્ઞા માગી. આપશ્રીએ બીડું આપ્યું, ત્યારે બાજબહાદૂરે વિનતિ કરી કે એવી વસ્તુ કૃપા કરીને આપો કે જેને સદૈવ મારે માથે ધરીને ફરૂં. ત્યારે શ્રીગુસાંઇજીએ એક સોપારી આપી. તે પાઘડીના આંટામાં બાંધીને માથા પર પહેરી રાખતો. બાજબહાદૂર મનમાં સમજ્યો કે આ ઇશ્વર છે. પછી તેણે શ્રીગુસાંઇજીને વિનતિ કરી " કે મેઘ ક્યારે વર્ષશે ? " દુનિયા ઘણી ગભરાઇ ગઇ છે. પોતે આજ્ઞા કરી " આજે વર્ષશે " તે સાંભળીને બાજબહાદૂર એને ઘેર ગયો. રસ્તામાં વર્ષાદ પડયો તેથી બધું ભીંજાઇ ગયું અને દઢ નિશ્ચય થયો કે આ તો ઇશ્વર છે, પછી એ ચાડી કરનાર બ્રાહ્મણને મારી નાખવો એમ વિચાર કરી તેને પકડી મંગાવ્યો. આ વાત સાંભળીને શ્રીગુસાંઇજીએ કહેવડાવ્યું એને મારશો નહિં ત્યારે તેણે આ બ્રાહ્મણને કહ્યું " કોઇ દિવસ કોઇની ચાડી કરવી નહિ એવું લખાવી લઇને તેને શ્રીગુસાંઇજી પાસે મોકલ્યો. તેણે આવીને દંડવત્ કર્યાં અને કહ્યું આપની કૃપાથી બચ્યો છું. મને સેવક બનાવો. પછી તે બ્રાહ્મણને શરણ લીધો. એ ભાઈલાકોઠારી એવા કૃપાપાત્ર હતા. એમના ઘરમાં જે કોઇ આવે તેની બુદ્ધિ નિર્મળ થઇ જતી. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૬ મા.

(સાર) વૈષ્ણવે પોતાના ચિત્તનો નિરોધ એવી રીતે કરવો કે જેથી કરીને પોતાના આજુબાજુ એવું વાતાવરણ થાય કે સર્વ કોઇ તેના પ્રભાવે નિર્મળ બની જાય. શ્રીગુસાંઇજીની જેના ઉપર કૃપા હોય છે. એવા મહાનુભાવી વૈષ્ણવો જ્યાં જાય છે ત્યાં શાંતિ પ્રસરે છે અને સર્વની બુદ્ધિને નિર્મળ બનાવે છે.

આ ભાઈલા કોઠારીના શ્રીઠાકોરજી શ્રીબાળકૃષ્ણજી હતા. તે હાલમાં અમદાવાદમાં શ્રીરણછોડલાલજી મહારાજને માથે બિરાજે છે.

---

## વાર્તા ૨૭ મી. વૈષ્ણવ ૨૭ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક હરજીકોઠારીની વાર્તા.

એ ત્રણ ભાઇ હતા જ્યારે શ્રીગુસાંઇજી અસારવા પધારતા ત્યારે એ ત્રણે ભાઇઓનાં મન પ્રસન્ન રાખતા. એકને ઘેર સુઇ જતા, એકને ઘેર ભોજન કરતા, એકને ઘેર બેઠક રાખતા. આ ત્રણ ભાઇઓમાં હરજી કોઠારી

પણ્ડિત હતા. આ હરજી કોઠારીએ શ્રીવિઠ્ઠલ સહસ્ત્ર નામનો ગ્રંથ પ્રકટ કર્યો છે. શ્રીગુસાંઈજીને પૂર્ણ પુરૂષોત્તમ જાણુતા હતા. ત્રણે ભાઇઓ આવા કૃપાપાત્ર હતા. અત્યાર સુધી અસારવામાં એમનાજ ઘરમાં શ્રીગુસાંઇજીની બેઠક પ્રસિદ્ધ છે. વાર્તા સંપૂર્ણ. વષ્ણુવ ૨૭ મા.

(સાર) ભક્તનું ઘર તે પોતાનું છે એમ સમજે છે.

આ હરજીકોઠારીના શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હાલમાં શ્રીગોકુળમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજને માથે બિરાજે છે. આ વાર્તા સંબંધે વધુ માહિતી "તીર્થયાત્રાનોહેવાલ" આ પુસ્તકમાં આપી છે ત્યાં જોવું.

---

# વાર્તા ૨૮ મી, વૈષ્ણવ ૨૮ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ગોપાલદાસની વાર્તા.

આ ગોપાળદાસ રૂપાલ ગામમાં રહેતા હતા. તેમની સગાઇ ભાઇલા કોઠારીને ઘેર થઇ હતી. એક દિવસ એમને ભાઇલા કોઠારીને ઘેર જમવાનું હતું. તે વખતે ગોપાળદાસ પાંચ વર્ષના હતા. તેમને જોઇને શ્રીગુસાંઇજીએ પૂછ્યું. "આ કોણ છે." કોઠારીએ કહ્યું, "ગોમતીનો વર" છે શ્રીગુસાંઈજીએ કહ્યું, "ગોમતીનો વર તો સાગર જોઇએ" કોઠારીએ કહ્યું, "આપની કૃપાથી એ સાગર થશે." એ વાત સાંભળીને શ્રીગુસાંઇજીએ વિચાર કર્યો મારો સેવક ભાઈલા કોઠારી થયો છે. માટે તેનું વચન સત્ય થવું જોઇએ. તેથી આપે ગોપાળદાસને ચર્વિત તાંબૂલ આપ્યું. તેથી ગોપાળદાસનું હૃદય નિર્મળ થયું. ગોપાળદાસને રાસલીલાનાં દર્શન થયાં. રાસલીલામાં હંમેશાં રાત હોય છે. તેથી પહોર દિવસ ચઢયો હતો તો પણ ગોપાળદાસે કેદારા રાગમાં વલ્લભાઆખ્યાન ગાયું. એ ગોપાળદાસ એવા કૃપાપાત્ર હતા. એમણે માર્ગનો સર્વ સિદ્ધાંત નવઆખ્યાનમાં વર્ણવ્યો છે. ચોથા આખ્યાનમાં શ્રીમદ્‌ભાગવતના બારે સ્કંધની બારલીલાઓનો સમાવેશ કર્યો છે. દરેક ટુકમાં એક એક સ્કંધનીલીલા ગાઈ છે. એ એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૨ * ગોપાળદાસના હૃદયમાં શ્રીગુસાંઇજીએ પ્રવેશ કર્યો અને ગોપાળદાસના મુખદ્વારા વલ્લભાખ્યાનનું વર્ણન કર્યું. જેવી રીતે શ્રીમદ્‌-

ભાગવતનું વર્ણન શ્રીઠાકોરજીએ શ્રી શુકદેવજીના હૃદયમાં પ્રવેશ કરીને શ્રીશુકદેવજીના મુખદ્વારા કર્યું છે તેવી રીતે, આથી કરીને શ્રીમદ્ભાગવતમાં કોઇ જગાએ રાધાજી એવું નામ નથી તેજ પ્રમાણે વલ્લભાખ્યાનમાં કોઈ ઠેકાણે શ્રીરૂક્મિણી વહૂજીનું તથા શ્રીપદ્માવતી વહૂજીનું નામ નથી. એ ગોપાળદાસ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૮ મા.

(સાર) પ્રભુ પોતાના અનન્ય ભક્તની સંતતિને કૃપા કરીને પોતાની જાણે છે. અને પોતાની લીલાનો પ્રકાશ હૃદયમાં કરે છે. પ્રભુ સર્વ કરવાને સમર્થ છે कर्तुम कर्तुमन्यथा कर्तुम स शक्नोति. મૂક્‌ને વાચા આપે છે અને પંગુને ગિરિ ઓળંગાવે છે. સર્વ પ્રભુ શરણથી સિદ્ધ થાય છે.

આ ગોપાળદાસે કરેલા વલ્લભાખ્યાન સંબંધી. પુષ્ટિભક્તિસુધા વર્ષ ૨ જાના અંક ૩ જાથી લંબાણ પૂર્વક મોટો લેખ રા. રા. મૂળચંદ્ર તુલસાદાસ તેલીવાલાએ લખેલો છે. તે લેખમાં શ્રી વલ્લભાખ્યાનની દરેક પંક્તિમાં રહેલા ગૂઢભાવોને સમજાવ્યા છે. તેમાંથી ફક્ત નીચેનુંજ અવતરણ શ્રી વલ્લભાખ્યાનના સારરૂપે આપીએ છીએ "શિષ્ટાચાર પ્રમાણે પ્રથમ આખ્યાનના આરંભમાં ભક્ત કવિ પોતાના પરમ દૈવતરૂપ શ્રીગુસાંઇજીને નમન કરે છે, અને પછી શ્રીગુસાંઇજીના સ્વરૂપનું દિગ્દર્શન કરાવીને પ્રથમ આખ્યાનના અંત સુધી બ્રહ્મવાદ અને પુષ્ટિનો અતિ સૂક્ષ્મ પણ અતિ પ્રકટ વિસ્તાર કરીને દૈવી અને આસુરી એમ દ્વિવિધ સૃષ્ટિના પ્રાકટ્યનું નિરૂપણ કરીને આ સઘળું પ્રભુની લીલા છે એમ દૃઢતાથી સૂચવે છે, દ્વિતીયાખ્યાનમાં શ્રીગોપાળદાસજી શ્રીમદ્વલ્લભાચાર્યજીના અલૌકિક સ્વરૂપ અને અલૌકિક ચરિત્રનું નિરૂપણ કરીને અંતમાં દર્શાવે છે કે, શ્રીકૃષ્ણ સ્વત: શ્રીગુસાંઇજીરૂપે શ્રીમદ્વલ્લભ ગૃહે પ્રકટ થયા છે. તૃતીયાખ્યાનમાં શ્રી ગુસાંઈજીના પ્રાકટ્યોત્સવનું નિરૂપણ કરે છે. ચતુર્થમાં શ્રીગુસાંઇજીજ પરમતત્ત્વ છે એમ ભક્તરાજ દૃઢતાથી દર્શાવીને પંચમમાં શ્રી ગુસાંઇજીની અલૌકિક કૃતિ અને જગત્ પર તેઓ શ્રીએ કરેલા મહાન્ ઉપકારનું વર્ણન કરે છે. ષષ્ઠાખ્યાનમાં ભગવલ્લીલાનો ગુણાનુવાદ કરીને શ્રીકૃષ્ણ અને શ્રીગુસાંઈજીની અનન્યતા દર્શાવે છે. સપ્તમમાં શ્રીગુસાંઈજીની કૃતિ અને પ્રતાપનો વિશેષ વિસ્તાર કરે છે.અષ્ટમ આખ્યાનપણ એજ દિશામાં છે. નવમાખ્યાનમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી અને તેઓ શ્રીના સપ્તબાળક તથા પારકરનું કલ્પદ્રુમ રૂપે વર્ણન કરી ( પુત્ર પૌત્રાદિક સુખ શું કહું જો તું મુખમાં એક રે રસના, " શ્રી વિઠ્ઠલ કલ્પદ્રુમ ફળ્યો જેની શાખા પ્રસરી અનેક રે રસના." ) નિરવચ્છિન્ન આનંદમાં અવગાહન કરતાં કરતાં ભક્તિ ભાવે ગ્રંથનો ઉપસંહાર કરે છે.

આ ગ્રંથ ઘણો રસિક છે. દરેક વૈષ્ણવોએ તે મુખ પાઠ કરવો જોઇએ.

# વાર્તા ૨૯ મી, વૈષ્ણવ ૨૯ મા.

## શ્રીગુસાંઈજીના સેવક માનિકચંદ ઓશવાળની વાર્તા.

આ માનિકચંદને શ્રીગુસાંઇજીનાં પૂર્ણપુરૂષોત્તમનાં દર્શન થયાં. તે તથા એમની સ્ત્રી શ્રીગુસાંઇજીના સેવક થયા. અને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું. સેવક થતી વખતે માનિકચંદે આ પદ ગાયું.

ચહું યુગ વેદ વચન પ્રતિ પાળ્યો.

વિગેરે ઘણાં પદ ગાયાં. પછીથી માનિકચંદને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, “ તમે વેપાર કરો અને ઘરમાં રહીને શ્રીઠાકુરજીની સેવા કરો.” ત્યારથી તે વેપાર કરવા લાગ્યા. જ્યારે તે વૃદ્ધ થયા, ત્યારે શ્રીઠાકુરજી પધરાવીને શ્રી ગુસાંઇજીની પાસે આવીને રહ્યા. તેમને એવો નિયમ હતો, જો પાતળ પર મહાપ્રસાદ લેવાને બેસે તો પાતાળ પરનો મહાપ્રસાદ છાંડતા નહિ. એક દિવસ શ્રીગોકુળનાથજીના મંદિરમાં માનિકચંદજી પ્રસાદ લેવાને બેઠા હતા. ત્યારે સાચોરાએ જાણ્યું કે પાતાળ પર કશું છાંડતો નથી, અને પાતળ ધોઇને પી જાય છે. તેથી મશ્કરી કરવાને માટે સાચોરાએ ભાતની નીચે ગોબર-છાણ ધર્યું. ત્યારે માનિકચંદ છાણ સહિત ખાઇ ગયા. આ વાતની ખબર શ્રીગોકુળનાથજીને પડી ત્યારે તેમણે હાથમાં જળ લીધું અને સાચોરાને શ્રાપ દીધો કે તમારા સાચોરા દેહથી તેમનો ઉદ્ધાર નહિ કરેતે દિવસથી સેવકીજલ પર્યંત શ્રીગોકુળનાથજીના ઘરમાં સાચોરાને અડકવા દેતા નથી એવો બંદોબસ્ત કર્યો. આ માનિકચંદજી એવા કૃપાપાત્ર હતા. એમની કાન શ્રીગોકુળનાથજી એવી રાખતા હતા. જેને લીધે આજ સુધી સાચોરાઓને શ્રી ગોકુળનાથજીની સેવામાં રાખવા દેવામાં આવતા નથી. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૨૯ મા.

( સાર ) (૧) વૈષ્ણવોએ અમુક પ્રકારનો નિયમ રાખવો જોઇએ. (૨) મહાપ્રસાદ લેતી વખતે એમાંથી એક પણ કણ નીચે પડે નહિ. તથા કંઈપણ છંડાય નહિં એવી કાળજી રાખવી. કોઇપણકણ જો નીચે પડે અને કોઇના પગ નીચે આવે તો પ્રભુનો મોટો અપરાધ થાય છે. (૩) પોતાના ભકતોનો બીજો કોઈ અપરાધ કરે તો તે પ્રભુ સહન કરતા નથી. જો કોઇ બર્હિર્મુખ વૈષ્ણવની મશ્કરી કરે અથવા તો અપરાધ કરે તો પણ તેણે ગુસ્સે થવું નહિં. પણ ચિત્તની વૃત્તિપર નિરોધ રાખીને શાંતીથી નિયમ પ્રમાણે પોતે જેમ કરતા હોય તેમ કર્યા જવું. ધ્યાન એટલું

રાખવાનું છે કે કંઇપણ આડંબરથી ના કરવું. અને નેક છોડવો નહિં પ્રભુ જરૂર અપરાધીઓને શિક્ષા કરે છે જ.

આ માણકચંદના શ્રીઠાકોરજી શ્રીબાળકૃષ્ણજી હતા. તે હાલમાં મુંબઇમાં સુરતવાળા શ્રીગિરધરલાલજી મહારાજને માથે બિરાજે છે.

---

# વાર્તા ૩૦ મી, વૈષ્ણવ ૩૦ મા.

---

## श्रीगुसांइजीना सेवक देंव ब्राह्मण बंगाळाना वासीनी वार्ता.

આ બ્રાહ્મણ વ્રજયાત્રા કરવાને આવ્યા. શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરીને તેમનું મન ઘણું પ્રસન્ન થયું. સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. તેમણે શ્રીગુસાંઇજીને વિનતિ કરી કે મને શરણ લ્યો. શ્રીગુસાંઇજીએ કૃપા કરીને સમર્પણ કરાવ્યું. પછીથી આ બ્રાહ્મણ અહીંયાં રહીને પુષ્ટિમાર્ગીય સર્વ સેવાની રીત શીખ્યા. અને શ્રીગુસાંઇજીની આજ્ઞા લઇને બંગાળામાં ગયા. ત્યાં ઘરમાં સેવા કરવા લાગ્યા. એક દિવસ આ બ્રાહ્મણે અડદની દાળનાં વડાં કર્યાં. તે વખતે એમના મનમાં એવું આવ્યું કે કંઇ મિષ્ટાન્ન પણ જોઇએ. દ્રવ્યનો ઘણો સંકોચ હતો. તેથી થોડો ગોળ આણ્યો અને શ્રીનાથજીને ભોગ સમર્પ્યો. ત્યાં શ્રીનાથજી પોતે સાક્ષાત્ આરોગવાને પધાર્યા. અને શ્રી ગિરિરાજ ઉપર રાજભોગ ધરેલો હતો તે ન આરોગ્યા. પછી ભિતરીયાએ અનોસર કર્યા તે વખતે શ્રીગુસાંઇજી શ્રીગોકુળમાં બિરાજતા હતા. ત્યાં શ્રી નાથજીએ જણાવ્યું "આજે હું ભૂખ્યો છું, હું દેવ બ્રાહ્મણના ઘરમાં ગોળ તથા વડાં આરોગવા ગયો હતો. પછીથી રાજભોગ સરાવીને ભિતરીઆએ અનોસર કર્યા. શ્રીગુસાંઇજી તે વખતે શ્રી ગોકુળથી શ્રીગિરિરાજ પધાર્યા અને સામગ્રી કરીને રાજભોગ ધરાવ્યો. પછીથી તે બ્રાહ્મણને પત્ર લખ્યો કે તમે જે ગોળ તથા વડાં અમૂક દિવસે ધર્યાં હતાં તે શ્રીનાથજી સારી રીતે આરોગ્યા છે. એ પત્ર વાંચીને બ્રાહ્મણ ઘણાજ પ્રસન્ન થયા. અને બે થાન બંગાળી મલમલ લઇને ગયા. આવીને એક શ્રીગુસાંઇજીને ભેટ કર્યો અને વિનતિ કરી આ થાન અંગીકાર કરો" શ્રીગુસાંઇજીએ કહ્યું "આ થાન શ્રી નાથજીને લાયક છે" આ બ્રાહ્મણે વિનતિ કરી "હું એક બીજું થાન લાવ્યો છુ તે શ્રીનાથજીને અંગીકાર કરાવો. ત્યારે શ્રીગુસાંઇજીએ એ પ્રમાણે

કર્યું પછીથી આ બ્રાહ્મણે મલમલના વાઘા ધરેલા શ્રીનાથજીનાં દર્શન કર્યાં. એ બ્રાહ્મણ એવા શ્રીનાથજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૦ મા.

( સાર ) પ્રભુ ભક્તની ભાવનાના ભૂખ્યા છે. દ્રવ્યનો સંકોચ હોય પણ જો ભાવથી ભક્તિ કરવામાં આવે તો પ્રભુ તેને અધિક માને છે. શબરીનું દૃષ્ટાંત સર્વને વિદિત છે. તેણે એઠાં બોર શ્રીરામચંદ્રજીને અંગીકાર કરાવ્યાં હતાં, પણ શ્રી રામચંદ્રજી તે પ્રેમથી આરોગ્યા હતા. આમ મર્યાદામાં જણાય છે. તો પુષ્ટિમાં શા માટે ભક્તે પ્રેમથી આરોગાવેલી વસ્તુનો પ્રભુ અંગીકાર ન કરે ? પુષ્ટિમાર્ગ તો ભાવનો છે. ' पुष्टिपथमर्म ' માં શ્રી હરિરાયજી કહે છે पञ्चमं कृष्णलीलायां भावनं हृदि सर्वथा. ભાવોદ્બોધ એ પુષ્ટિમાર્ગમાં પાંચમો મર્મ છે.

---

# વાર્તા ૩૧ મી, વૈષ્ણવ ૩૧ મા.

---

## श्रीगुसांइजीना सेवक गणेश व्यासनी वार्ता

* प्रसंग १ * આ ગણેશવ્યાસને શ્રીનાથજી સાનુભાવ હતા. એ એક દિવસ શ્રીનાથજીને માટે સામગ્રી લાવતા હતા. રસ્તામાં વર્ષાદ પડયો. ગામ બહાર દેવીના દેવળમાં આવીને મૂકામ કર્યો. ત્યારે લોકોએ કહ્યું "જે કોઈ માણસ અહિંઆં રાત રહે છે તેને દેવી ખાઇ જાય છે" ત્યારે ગણેશવ્યાસે દેવીના મંદિરને ધોઈ નાખ્યું ને દેવીના કાનમાં અષ્ટાક્ષર મંત્ર સંભળાવ્યો અને તે ત્યાં સૂઈ ગયા. તે વખતે દેવીએ ગામના રાજાને સ્વપ્નમાં કહ્યું "હું હવે વૈષ્ણવ થઈ છું. તું જે મને દરરોજ બે બકરા મોકલે છે તે ના મોકલીશ, અને તમે બધા વૈષ્ણવ થાવ, નહિ તો હું તમને દુઃખ દઇશ." પછી રાજાએ સવારે ગણેશવ્યાસ પાસે જઇને સઘળી વાત પૂછી. ગણેશવ્યાસ રાજાને સાથે લઇને આવ્યા. અને શ્રીગુસાંઇજીના સેવક કરાવ્યો. એ ગણેશવ્યાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમના સંગથી દેવી તથા રાજા વૈષ્ણવ થયા.

* प्रसंग २ * આ ગણેશવ્યાસને શ્રીગુસાંઇજી ખીજતા હતા. ત્યારે તે પોતાનું અહો ભાગ્ય માનતા. અને શ્રીગુસાંઇજી પાછળથી એમની બહુ પ્રશંસા કરતા. ત્યારે એક વૈષ્ણવે પૂછ્યું "આપ એમના ઉપર ખીજ કરો છો, અને પાછળથી પ્રશંસા કરો છો તેનું કારણ શું ? ત્યારે શ્રીગુસાંઇજીએ

આજ્ઞા કરી " વૈષ્ણવતા તો એજ છે કે રીસ કરવા છતાં પણ અભાવ ન આવે. તે ગણેશવ્યાસ એવા કૃપાપાત્ર હતા. એમના પર શ્રીગુસાંઇજી ખીજતા છતાં પણ તે અભાવ રાખતા ન હોતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૩૧ મા.

( સાર. ) (૧) ગુરૂ ક્રોધ કરે તો પણ મનને ઉદ્વિગ્ન કરવું નહિ, પણ તેમાં ગુરૂની પરમકૃપા છે એમ સમજીને ચિત્તને પ્રસન્ન રાખવું. (૨) ભક્ત પ્રભુ સિવાય બીજા કોઇપણ દેવ દેવીથી ડરતો નથી. દેવ દેવીઓ પ્રભુના ભક્તની સરાહના કરે છે.



# વાર્તા ૩૨ મી, વૈષ્ણવ ૩૨ મા,

## શ્રી ગુસાંઇજીના સેવક મધુસૂદનદાસની વાર્તા

એક સમય મધુસૂદનદાસ શ્રીગોકુળ આવ્યા, અને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. મનમાં એવું થયું કે હું "શ્રી ગુસાંઇજીનો સેવક થઉં તો ઠીક" તેથી શ્રીગુસાંઇજીને વિનાત કરી " મને શરણ લ્યો " ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " ન્હાઇ આવો એટલે તે ન્હાઇ આવ્યા, શ્રીગુસાંઇજીએ પછી કૃપા કરીને નામ નિવેદન કરાવ્યું. મધુસૂદનદાસનું ચિત્ત ઘણું પ્રસન્ન થયું. પછીથી શ્રીગોકુળમાં તેનું મન લાગ્યું. પુષ્ટિમાર્ગની રીતિ શીખવાને શ્રીગોકુળમાં રહેવા લાગ્યા. ભિક્ષાવૃત્તિ માગીને નિર્વાહ કરવા લાગ્યા. એક દિવસ શ્રીગુસાંઇજીએ પૂછયું તમે ભિક્ષા કયાં કયાં માગો છો " તેમણે કહ્યું " બધાના ઘરથી લાવું છું " શ્રીગુસાંઇજીએ કહ્યું " અમારા સેવક, ભટ્ટ કે નોકરને ઘરથી ભિક્ષા લેવી નહિ. કારણકે એમને ત્યાં અમારૂં દ્રવ્ય આવે છે. દેવ-દ્રવ્ય, ગુરૂ-દ્રવ્ય, અને બ્રાહ્મણનું દ્રવ્ય લેનારની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. પછી મધુસૂદનદાસ એ પ્રમાણે કરવા લાગ્યા. તેમની ચિત્તવૃત્તિ સ્થિર જોઇને શ્રીગુસાંઇજીએ એમને પાનઘરની સેવા આપી. મધુસૂદનદાસનું ચિત્ત સેવામાં એવું લાગ્યું કે જન્મભર શ્રીગુસાંઇજીની સેવાકરી એમની વાર્તા કેટલી લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૨ મા.

( સાર ) ગમે તેવી ખરાબ સ્થિતિ હોય તો પણ ગુરૂના તથા તેમના સેવકો, વગેરેના ઘરના દ્રવ્યથી વૈષ્ણવે કદી પણ નિર્વાહ ચલાવવો નહિ. તેમ કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે.

# વાર્તા ૩૩ મી. વૈષ્ણવ ૩૩ મા.

## શ્રીગુસાંઇજીના સેવક બ્રહ્મદાસની વાર્તા.

એ ગોપાળપૂરમાં રહેતા હતા. વ્રજમાં ફરતા અને માનસી સેવા કરતા. માનસી સેવા તેમને સાક્ષાત્કાર થઇ ગઈ હતી. રાધાકુંડપર એક બંગાળી કૃષ્ણ ચૈતન્યનો સેવક રહેતો. એ બ્રહ્મદાસનો મિત્ર હતો, એ પણ માનસી સેવા કરતા, અને હંમેશાં દૂધ પીને રહેતા. પછીથી થોડા દિવસ રહીને દુધ છોડી દીધું. અને છાશ પીવા લાગ્યા. એક દિવસ આ બંગાળીએ માનસી સેવા કરી. માનસીમાં દુધ ભોગ ધર્યો અને પ્રસાદી દુધ માનસીમાં પીધું. પછી હંમેશની છાસ લેવાનો વખત થયો ત્યારે તે શિષ્યે તેને ના કહી છતાં પણ પરાણે છાશ પાઇ. કારણ એણે માનસીમાં દુધ પીધું હતું. એ શિષ્યને ખબર નહોતી. આથી તે બંગાળીને તાવ આવ્યો. એ બ્રહ્મદાસ બંગાળીને જોવા આવ્યા. બ્રહ્મદાસ વૈદકમાં બહુ ચતુર હતા. તેમણે જોઇને કહ્યું તમે દુધની ઉપર છાશ લીધી છે તેથી જ્વર આવ્યો છે. બંગાળીના શિષ્યે કહ્યું એમણે દુધ પીધું નથી." ત્યારે એ બંગાળી બોલ્યો "તને શી ખબર છે" જે ઘરનું મેં દુધ પીધું છે તે ઘરમાં આ રહે છે. અને જ્યારે મેં પીધું તે વખતે તે ઘરમાં હતા. એ બ્રહ્મદાસજી એવા કૃપાપાત્ર હતા. બીજો કોઈ માણસ માનસી સેવા કરતો તો તે પોતાની માનસીના પ્રતાપથી તથા શ્રીગુસાંઇજીના પ્રતાપથી સર્વની માનસી જાણી લેતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૩ મા.

(સાર) સેવા ત્રણ પ્રકારની છે તનુજા, વિત્તજા અને માનસી. માનસી એ ઉત્તમ છે. માત્ર શ્રીજીના પરમ કૃપાપાત્ર ભગવદીયોથીજ તે સિદ્ધ થઇ શકે છે. સામાન્ય વૈષ્ણવોએ તો તનુજા અને વિત્તજાજ કરવી જોઇએ. એ બેનો ત્યાગ કરીને માનસી કરવા જાય તો તે સિદ્ધ થઇ શકતી નથી. પ્રભુની કૃપા વગર તે બનતી નથી. માટે તનુજા અને વિત્તજા તેજ કરવી જોઇએ, અને તે દ્વારા ભાવનું ઉદ્‌બોધન થવું જોઇએ.

# વાર્તા ૩૪ મી. વૈષ્ણવ ૩૪ મા.

## શ્રીગુસાંઇજીના સેવક નરુ વૈષ્ણવની વાર્તા.

એક વખત શ્રીગુસાંઇજી દ્વારકામાં પધાર્યા, ત્યારે તે વૈષ્ણવે શ્રીગુસાંઇ-

જીને પોતાને ઘેર પધરાવીને મુકામ કરાવડાવ્યો. એનું ઘર ઘણુંજ ન્હાનું હતું. તોપણ તેનો આગ્રહ દેખીને શ્રીગુસાંઇજીએ ત્યાં મુકામ કર્યો. શ્રીગુસાંઇજીએ તે વૈષ્ણવને પૂછયું "તમે નિર્વાહ શી રીતે કરો છો?" તેમણે કહ્યું "ગામની બહાર એક વૃક્ષ છે. તેની નીચે આપે પહેલાં મુકામ કર્યો હતો તેની પાસે નીચે બેસીને ભગવદ્દ્વાર્તા કરૂં છું. આ ગામમાં કોઇ વૈષ્ણવ નથી" ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું "મને તે ઝાડ દેખાડો." તે વૈષ્ણવ શ્રીગુસાંઇજીને પધરાવીને એ વૃક્ષ પાસે લઇ ગયા. આ વૃક્ષે શ્રીગુસાંઇજીને આવતાં જોઇને દંડવત્ કર્યા અને મૂળમાંથી ઉખડી પડયું. શ્રીગુસાંઇજીએ બધા માણસોને કહ્યું "આનાં પાંદડાં તથા ડાળો ઉઠાવીને ચાલો. આનો સર્વ અંગીકાર થયો. એ વૃક્ષ આગલા જન્મમાં વૈષ્ણવ હતો. લોકોના દોષ દેખતો હતો તેથી વૃક્ષ થયો છે." આ વાત સાંભળીને એ વૈષ્ણવને ઘણું આશ્ચર્ય થયું. પછી શ્રીગુસાંઇજી દ્વારકાં પધાર્યા. આ વૈષ્ણવે ઘરમાં જે કંઇ હતું તે બધું ભેટ કરી દીધું. આ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. શ્રીગુસાંઇજીએ એમને લૌકિક નિર્વાહની વાત પૂછી ત્યારે એમણે અલૌકિક નિર્વાહ બતાવ્યો. વૈષ્ણવોએ એવું જોઇએ તેમની વાર્તા કેટલી કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૪ મા.

(સાર) (૧) વૈષ્ણવોએ પારકાના દોષ જોવા નહિ તથા કોઇની નિન્દા કરવી નહિ. (૨) કેટલાક વૈષ્ણવો લૌકિક નિર્વાહ કેમ ચાલશે તેનોજ વિચાર કર્યા કરે છે, પણ તેમ નહિ કરવું જોઇએ. પ્રભુકૃપાથી લૌકિક કાય તેની મેળે બની આવશે. (૩) ગુરૂની સન્મુખ લૌકિક નિર્વાહની વાત કરવી નહિ.

---

## વાર્તા ૩૫ મી. વૈષ્ણવ ૩૫ મા.

### શ્રીગુસાંઇજીના સેવક પાથો ગુજરીની વાર્તા.

આ પાથો ગુજરી આન્યોરમાં રહેતા હતાં. એક દિવસ તે પોતાના દિકરાને માટે શાક લેઈ જતાં હતાં. રસ્તામાં શ્રીનાથજીએ કહ્યું "આ દહિંભાત મને આપ તેથી એમણે આપ્યું. શ્રીનાથજી આરોગ્યા, આરોગી રહ્યા એટલામાં શંખનાદ થયા. તેથી શ્રીહસ્ત ધોયા વગર મંદિરમાં પધાર્યા, ત્યારે શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીના શ્રીહસ્ત દહિંભાતવાળા જોઇને પૂછયું "આપ કયાં આરોગ્યા છે?" ત્યારે શ્રીનાથજીએ કહ્યું "પાથો ગુજરીની

પાસેથી આરોગ્યા. ત્યારથી શ્રીગુસાંઇજીએ પોરીઆને કહ્યું "પાથો ગુજરી આવે તો કમાડ ખોલી નાખવાં." જ્યારે શ્રીગુસાંઇજી આજ્ઞા કરતા ત્યારે પાથો ગુજરી આવીને આરોગાવતી. તે દિવસથી કુનવારામાં શ્રીગુસાંઇજીએ દહિંભાતની સામગ્રી રાખી છે. એ પાથો ગુજરી એવા કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૫ મા.

(સાર) પ્રભુ જે ભક્ત ઉપર અનુગ્રહ કરે છે તેની પાસેથી સર્વ ચીજ જાતે માગીને લે છે. પ્રભુ ભકતોની વાત ન્યારી છે, એ વર્ણવી શકાય એમ નથી. ભક્તવાણી ખરી છે કે:—

જબ ગોપાલ કૃપા કરે, તબ સબહી બન આવે;
સુખ સંપત્તિ આનંદ ઘણો, ઘર બેઠે પાવે.
કુબજા કહા ઉદ્યમ કીયો, મથુરાકે માલી;
ઉહિ ચંદન ઉહિ પુષ્પમાલ, ચરચત બનવારિ.
બિનુ તીરથ બિનુ દાન પુન્ય, બિનહિ તપકીને;
પાંડવકુલ હિત જાન કે,અપને કર લીને.
એસી બહુત ગોપાલકી, તાકે મુનિ સાખી.
પરમાનંદ પ્રભુ સભામાંજ; દ્રૌપદી પતરાખી.

માટે— દ્રઢ ઇન ચરણન કેરો ભરોસો. ટેક.

શ્રીવલ્લભ નખચંદ્ર છટા બિન, સબ જગમાંઝ અંધેરો.
સાધન ઓર નહી યા કલિમેં, જાસોં હોય નિવેરો;
સૂરકહા કહે દ્વિવિધ આંધરો, બિના મૂલકો ચેરો.

આન્યોર ગામ શ્રીગિરિરાજજીની પાસે છે, વ્રજયાત્રાનાં તીર્થ સ્થળોમાં ગોવિંદ કુંડપણ એક છે, ત્યાં શ્રી દાઉજી તથા શ્રી ગોવિંદજીનાં મંદિરો છે. અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની બેઠક એક કદમના વૃક્ષ નીચે છે. આ કુંડની નજીક આન્યોર ગામ આવેલું છે. આન્યોર ગામની બધી ગાયો ગોવિંદ કુંડ આગળ બેસી રહે છે તેથી જાણે આ સ્થળે શ્રીનાથજીની ગૌશાળા હોય તેવો ભાસ થાય છે.

(જુઓ તીર્થયાત્રાનો હેવાલ પૃ. ૨૯૨.)

## વાર્તા ૩૬ મી. વૈષ્ણવ ૩૬ મા.

### શ્રીગુસાંઇજીના સેવક વ્રજવાસીની વહુની વાર્તા.

જે દિવસે તે પોતાના સાસરે આવી તેજ દિવસે તેની ભેંસ ખોવાઇ ગઇ. ત્યારે ઘરનાં માણસો કહેવા લાગ્યાં. "વહુનાં પગલાં સારાં નથી. જે

દિવસે તે અહિંઆં આવી તેજ દિવસે ભેંસ ખોવાઇ ગઈ." ત્યારે આ વહુના મનમાં ચિંતા થઈ. એણે શ્રીનાથજીને સવાશેર માખણ માન્યું. તેથી પાંચ સાત દિવસમાં ભેંસ મળી ગઈ. પછીથી એ વહુ ભેંસની છાશ વલોવવા લાગી તે દરરોજ છ ટાંક માખણ ચોરી લેતી. બીજે દિવસે વાસી માખણ સારામાં મેળવી લે અને સારૂં કાઢી લે. જ્યારે સવાશેર માખણ થયું ત્યારે તે લઇ શ્રીનાથજીને આરોગાવા ગઇ, જતાં વિચાર થયો "કોઇ મને જોઈજશે તો હું શો જવાબ દઇશ. તેથી આગળ જવાય નહિ તેમ પાછા પણ અવાય નહિ. શ્રીનાથજી એને ચિંતાતુર જોઇને પધાર્યા શ્રીનાથજીએ એવું જાણ્યું "આ મારા વગર બીજા દેવને જાણતી નથી તેથી પધાર્યા. એનું માખણ લઇને આરોગ્યા. એ વહુ એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ વૈ. ૩૬મા.

(સાર) પ્રભુમાં શ્રદ્ધા હોય તો સર્વ લૌકિક ચિંતાઓ દૂર થઇ જાય છે.

---

# વાર્તા ૩૭ મી. વૈષ્ણવ ૩૭ મા.

## श्रीगुसांइजीना सेवक गोपीनाथदास ग्वालनी वार्ता.

આ ગોપીનાથદાસ વનમાં ગાયો, ભેંસો ચરાવતા હતા. એક દિવસે વનમાં એમને ભૂખ લાગી ત્યારે શ્રીનાથજીએ આઠ લાડવા રાજભોગની સામગ્રીમાંથી લાવીને તેમને આપ્યા. એમણે વિચાર કર્યો "આ લાડવા શ્રીગુસાંઇજીની આજ્ઞા વગર ખાવા નહિ. તેથી તે લાડવા શ્રીગુસાંઇજી પાસે લઇ ગયા. અને શ્રીગુસાંઇજીને વિનતિ કરી ત્યારે તેમણે આજ્ઞા કરી "આ લાડવા શ્રીનાથજીએ તમને આપ્યા છે તો તમે ખાવ" એ ગોપીનાથદાસ શ્રીગુસાંઇજીની આજ્ઞા વગર કંઇ પણ કરતા ન હોતા. એક વખત ગોપાળદાસ ભીતરીઆને વનમાં શ્રીનાથજીએ કહ્યું "મને ભૂખ લાગી છે, ભીતરીઆએ આવીને શ્રીગુસાંઇજીને વિનતિ કરી, એટલે શ્રીગુસાંઇજી શિતલ સામગ્રી કરિને વનમાં પધાર્યા. તે વખતે તડકો ઘણો હતો. ગોપીનાથદાસ ગ્વાલે શ્રીગુસાંઇજીને વિનતિ કરી. "મહારાજ આવા ઘામમાં શા માટે પધારો છો. શ્રીનાથજી તો બાળક છે. માટે આપ પાછા પધારો. તોપણ શ્રીગુસાંઇજી વનમાં પધાર્યા. જઇને શ્રીનાથજીને સામગ્રી આરોગાવી. પછીથી ગોપીનાથ ગ્વાલે શ્રીનાથજીને વિનતિ કરી "મહારાજ, આપે આવા

ધામમાં શ્રીગુસાંઇજીને શા માટે શ્રમ આપ્યો. આપે આજ્ઞા કરી હોતતો બહુ સામગ્રી આવી જાત." ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી. "એમના હાથ સિવાય બીજાના હાથની સામગ્રી મને ભાવતી નથી. અને અમના કહ્યા વગર બીજાના હાથની આરોગીશ નહિ. આ વાત સાંભળીને ગોપીનાથદાસ ચુપ થઇ ગયા. આથી શ્રીરઘુનાથજીએ નામરત્નગ્રંથમાં શ્રીગુસાંઇજીનું નામ "तन्निमंत्रणभोजकः" એમ કહ્યું છે. એ ગોપીનાથદાસ ગ્વાલ એવા કૃપાપાત્ર હતા. એમની વાર્તા કેટલી લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૭ મા.

(સાર) જ્યાં ગુરૂની આજ્ઞાની જરૂર પડે ત્યાં ગુરૂની આજ્ઞા સિવાય કંઇપણ કાર્ય ન કરવું.

# વાર્તા ૩૮ મી. વૈષ્ણવ ૩૮ મા.

## શ્રીગુસાંઈજીના સેવક બે ભાઇની વાર્તા.

આ બે ભાઇ ગુજરાતના પટેલ હતા. તે શ્રીજીદ્વારમાં રહીને શ્રીનાથજીની સેવા કરતા હતા એક દિવસ એ બન્નેના મનમાં એમ આવ્યું "અમે દ્રવ્ય ખરચીને શ્રીનાથજીને સામગ્રી આરોગાવી નથી" એમ વિચાર કરીને તે બે જણ ચાલ્યા. જતાં એક તળાવ ખોદાતું હતું ત્યાં કંઠી તિલક ગુપ્ત રાખીને મજૂરી કરતા, એમ કરતાં કરતાં ઘણા દિવસ થયા. ત્યારે કોઇએ એ વૈષ્ણવ છે એમ જાણ્યું. અને એ બેની ખાત્રી કરવા લાગ્યા. અને તેમની પાસે થોડી મજુરી કરાવવા માંડી. ત્યારે એમણે વિચાર કર્યો. "ધર્મ વેચીને પૈસા કમાવા એ ઠીક વાત નથી." આથી ત્યાંથી તેઓ શ્રીજીદ્વાર આવ્યા. જે પૈસા લાવ્યા હતા તે શ્રીગુસાંઇજીને આપ્યા. અને શ્રીનાથજીને અંગીકાર કરાવડાવ્યા. અને શ્રીગુસાંઇજીને બધી વાત કહી. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "વૈષ્ણવ ધર્મ પ્રકટ કરીને પૈસા લાવે તે પૈસા શ્રીનાથજી અંગીકાર કરતા નથી" એ બે ભાઈ એવા કૃપાપાત્ર હતા. એમણે મજુરી કરી તો પણ વૈષ્ણવ ધર્મ પ્રકટ કર્યો નહિ. એમની વાર્તા કેટલી કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૩૮ મા.

(સાર) વૈષ્ણવે ધંધામાં વૈષ્ણવતા પ્રકટ ન કરવી. ધર્મ વેચીને પૈસા કમાવા નહિ.

# વાર્તા ૩૯ મી. વૈષ્ણવ ૩૯ મા.

## श्रीगुसांइजीना सेव गोपाळदास भीतरीआनी वार्ता.

આ ગોપાળદાસ ગુજરાતમાં શ્રીગુસાંઇજીની સાથે આવ્યા. શ્રીગુસાંઇજીએ ગોપાળદાસને શ્રીનાથજીની સેવા સોંપી હતી. શ્રીનાથજી ગોપાળદાસની ઉપર એવી કૃપા કરતા કે જે ઠેકાણે ગોપાળદાસ સેવામાં ભૂલ કરતા તે ઠેકાણે શ્રીનાથજી શીખવાડતા, આ ગોપાળદાસનો પ્રસંગ ગોપીનાથદાસ ગ્વાલની વાર્તામાં લખ્યો છે. શ્રીનાથજી ગોપાળદાસને સાથે વનમાં લઇ જતા. જે સામગ્રી ગોપાળદાસજીને નહોતી આવડતી તે શ્રીનાથજી પોતે બતાવીને કરાવી લેતા. એવી રીતે અનેક પ્રકારનો અનુભવ કરાવતા. આ ગોપાળદાસ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૩૯ મા.

( સાર ) અનન્ય ભકતને પ્રભુ અનેક પ્રકારના અનુભવ કરાવે છે. સેવામાં જો કોઈ ચૂક પડે તો પ્રભુ જાતે તે બતલાવે છે.

# વાર્તા ૪૦ મી. વૈષ્ણવ ૪૦ મા.

## श्रीगुसांइजीना सेवक एक ब्राह्मणनी वार्ता.

આ બ્રાહ્મણ એની સ્ત્રી સહિત ગંગાજીના કિનારા ઉપર ઝુંપડી બાંધીને ત્યાં શ્રીઠાકોરજીને પધરાવીને સેવા કરતા. તે ભિક્ષા માગી લાવતો એક દિવસનું સિધું હોય તો બીજા દિવસનું કોઈ આપવા આવે તો લેતા નહિ. શ્રીઠાકોરજીના રાજભોગ પછી જેટલા વૈષ્ણવ આવ્યા હોય તે બધાની પાતળ કરતા. ભગવત્સેવા અને ભગવદ્ દર્શન સિવાય બીજી જગ્યાએ એનું ચિત્ત ચોટતું નહિ. આમ કરતાં ઘણા દિવસ વીત્યા. ત્યારે એક પણ્ડિત ગંગાજીના તટપર તપ કરવાને આવ્યો. એ બહુ વિદ્વાન હતો. સામુદ્રિક શાસ્ત્ર ભણ્યો હતો. તે આ બ્રાહ્મણના ઘરની પાસ રહેતો હતો. એ પણ્ડિતને મહાપ્રસાદની પાતળ આ બ્રાહ્મણ ધરતા હતા. એક દિવસે એ પણ્ડિતે જ્યોતિષના બળથી તથા સામુદ્રિકના બળથી એવું જાણ્યું કે "આવતી કાલે આ બ્રાહ્મણ ઉપર ચોરીનો મુદ્દો આવશે. રાજાના માણસો એને

પકડીને લઈ જશે. અને રાજાના હુકમથી એને ફાંસી દેશે. આ પંડિત એમના મનમાં અનેક સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યા. કાલે દશ ઘડી થશે એટલે આ બ્રાહ્મણનો પ્રાણ જશે. આમ વિચાર કરતાં, આ પણ્ડિતનો સઘળો દિવસ ગયો. જ્યારે તે વખત આવ્યો ત્યારે તે બ્રાહ્મણ જપ કરતો હતો. અને બ્રાહ્મણને ઉંઘ.આવી ત્યારે સ્વપ્નામાં એ સર્વ વ્યવસ્થા થયેલી જોઈ. જ્યારે તે જાગ્યો ત્યારે સ્ત્રીને કહ્યું "હું છૂવાઇ ગયો છું માટે મને ન્હવડાવ" ત્યારે તે બ્રાહ્મણ ન્હાઇને ફરીથી સેવા કરવા લાગ્યા. આ વાત દેખીને એ પંડિતે વિચાર્યું આ શાસ્ત્ર બધાં જુઠાં છે. માટે પુસ્તકોને ગંગાજીમાં ફેંકી દઇશ. એ પંડિત પુસ્તક લઇને ગંગાજીમાં ફેંકવા ગયા. ત્યારે આ બ્રાહ્મણે કહ્યું શા માટે ફેંકી દોછો ? એ બધાં સાચાં છે જેના ઉપર પ્રભુની કૃપા હોય છે તેને હઝારો વર્ષનાં દુ:ખમાંથી ક્ષણમાં મુક્ત કરી દે છે. એમાં કંઈ આશ્ચર્ય નથી. આ વાત સાંભળીને એ પંડિત ચૂપ થઈ ગયો. પછી આ પંડિતે વિચાર કર્યો. "આ બ્રાહ્મણને દ્રવ્યનો સંકોચ બહુ છે." તેથી તે પંડિતની પાસે પારસમણી હતો તે તેને આપ્યો ત્યારે તે બ્રાહ્મણે ગંગાજીમાં ફેંકી દીધો. જ્યારે તે પંડિતે કહ્યું "મારો પારસમણિ પાછો આપો." "બ્રાહ્મણે કહ્યું" મણિ શા કામનો હતો. પંડિતે કહ્યું "લોઢાનું સોનું કરે છે" ત્યારે તે બ્રાહ્મણે પંડિતને કહ્યું આ દરવાજા ઉપર શિલા પડી છે, તેની સાથે લોઢું ઘસો તો સોનું થઇ જશે. પંડિતે એ પ્રમાણે કર્યું તો સોનું થઇ ગયું. પંડિત વિચારીને ચકિત થયો અને બ્રાહ્મણને પગે લાગ્યો. અને તે બ્રાહ્મણને કહ્યું મને કંઇ પણ સમજણ પડતી નથી. મેં ઘણાં કષ્ટ સહન કર્યાં ત્યારે મહાદેવજીએ આ મણિ મને આપ્યો હતો. આ મણિ જેવા તો તમારે દરવાજે પથ્થર પડયા છે. તો મારી બુદ્ધિ કામ કરતી નથી. બ્રાહ્મણે કહ્યું તમે શાસ્ત્રનો વિચાર કરો કે મહાદેવજીએ તમને મણિ આપ્યો તે મહાદેવજી હંમેશાં ગંગાજીને પોતાના મુસ્તક ઉપર રાખે છે તો આ ગંગાજીના કિનારા ઉપર એવા અનંતમણિ હોય એમાં આશ્ચર્ય શું ? આ ગંગાજી વિષ્ણુના ચરણારવિંદમાંથી પ્રકટ થયાં છે. તો વિષ્ણુના દાસ આ મણિને તુચ્છ માને એમાં આશ્ચર્ય શું છે ? પછી આ પંડિત પગે લાગ્યો અને બ્રાહ્મણને કહ્યું "મને વિષ્ણુનો દાસ બનાવો." ત્યારે આ બ્રાહ્મણ, પંડિતને શ્રીગોકુલ લઈ ગયા અને શ્રીગુસાંઇજીના સેવક કરાવડાવ્યા. માર્ગની સઘળી રીત શીખવાડી. એ બ્રાહ્મણ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૦ મા.

(સાર) (૧) લૌકિકમાં પ્રાણયાત્રા કરવાને જેટલા શ્રમની જરૂર પડે તેટલોજ કરવો, બાકીનો વખત પ્રભુ માટે ગાળવો. (૨) મહાપ્રસાદમાં લૌકિક પદાર્થની ગંધ નહિ રાખવી. બહુ પ્રેમથી મહાપ્રસાદ લેવો તેમ અન્યને લેવડાવવો. (૩) ભગવત્સેવા અને ભગવદ્દર્શન સિવાય બીજે ચિત્તને દોરવું નહિ. (૪) વૈષ્ણવને કાળ કે કર્મ કંઈ પણ બાધા કરી શકતાં નથી. (૫) પ્રભુભક્તિ સિવાય અન્ય આઠ સિદ્ધિઓની પણ ભગવાનના ભક્તે દરકાર કરવી નહિ, તેને તો એ બધું તુચ્છ જેવું લાગવું જોઇએ. (૬) હરિનું નામ તેજ પ્રભુના ભક્તનું પરમ ધન છે.

હરિજનકું હરિનામ બડો ધન, હરિજનકું હરિ નામ;
બીન રખવાલે ચોર નહિ ચોરત, સોવત હે સુખધામ. બડો ધન. ૧
દિન દિન હોત સવાઈ ઠેરી, ઘટત નહિ કછુ દામ. બડો ધન. ૨
સુરદાસ પ્રભુ સેવા જાકી, પારસસું કહા કામ. બડો ધન. ૩

# વાર્તા ૪૧ મી, વૈષ્ણવ ૪૧ મા.

## श्रीगुसांइजीना सेवक दिल्हीमां रहता हता तेमनी वार्ता.

આ વૈષ્ણવ શ્રીનાથજીનાં દર્શન કરવાને ગયા. દર્શન કરીને બહુજ પ્રસન્ન થયા. પણ શ્રીરામચંદ્રજીનો મહિમા એમણે બહુજ સાંભળ્યો હતો. તેથી મનમાં એવું આવ્યું કે અયોધ્યામાં શ્રીરામચંદ્રજીનાં દર્શન કરૂં તો ઠીક. તેથી શ્રીગુસાંઇજીની આજ્ઞા માગીને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરવાને ગયા. જયારે શ્રીરામચંદ્રજીનાં દર્શન કર્યાં ત્યારે એમના મનમાં અભાવ આવ્યો. કે શ્રીનાથજીના જેવું સુખ અહિંઆં નથી. તેથી વાંકીપીઠ કરીને ઉભા રહ્યા. આથી એમને કોઢ નીકળ્યો. ત્યારે શ્રીરામચંદ્રજીને કહ્યું, " શ્રીનાથજીને છોડીને હું તમારી પાસે આવ્યો છું. તે મારો અપરાધ થયો છે. કોઢથી મારા અપરાધની નિવૃત્તિ નહિ થાય. મને વાળે વાળમાં કીડા પડવા જોઇએ. તોજ મારો અપરાધ દુર થશે. એવાં અનન્યતાનાં વચન સાંભળીને શ્રી રામચંદ્રજી હસ્યા અને આજ્ઞા કરી, "જાવ, શ્રીનાથજીનાં દર્શન કરો." શ્રીરામચંદ્રજીનાં વચન સાંભળીને આનો કોઢ મટી ગયો. આવીને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. એ વૈષ્ણવ એવા અનન્ય હતા. એમની અનન્યતા જોઇને શ્રીનાથજી પ્રસન્ન થયા. અને સર્વ પ્રકારનો અનુભવ જણાવ્યો. વૈ. ૪૧મા.

(સાર.) આ માર્ગમાં અન્યાશ્રય એ મહાબાધક છે. પુષ્ટિમાર્ગીય સેવ્ય પ્રભુ સિવાય બીજામાં જો ચિત્ત ખેંચાય તો તે બાધક કર્તા છે. માટે શ્રીમહાપ્રભુજીનાં તથા તેમના વંશજોનાં જે સેવ્ય સ્વરૂપ છે તેમનાં અનન્યભાવથી દર્શન કરવાં જોઇએ.

# વાર્તા ૪૨ મી. વૈષ્ણુવ ૪૨ મા.

## શ્રીગુસાંઇજીના સેવક કણબી વૈષ્ણવની વાર્તા.

આ વૈષ્ણુવ ગુજરાતના સંઘવી સાથે વ્રજયાત્રા માટે ગયા. રસ્તામાં એ સંઘના વૈષ્ણુવોની મજુરી કરતા હતા. જયારે શ્રીજી દ્વાર એક માઇલ જેટલે દૂર રહ્યું ત્યારે આ વૈષ્ણુવને તાવ આવ્યો. એમણે સર્વને કહ્યું મને કાલે ગાડીમાં બેસાડજો. પણ કોઇએ તેની વાત સાંભળી નહિ. ત્યારે એને ચિંતા થઈ કે મને સવારે શ્રીનાથજીનાં દર્શન શી રીતે થશે. આ ચિંતાને લીધે તેને આખી રાત ઉંઘ આવી નહીં.શ્રીનાથજી એની ચિંતા સહન કરી શકયા નહી તેથી શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને કહ્યું "આને મારા દર્શનને માટે ઘણી ચિંતા થઇ છે. તેથી મને ઉંઘ આવતી નથી." એ વાત સાંભળી ને શ્રીગુસાંઇજીએ કહ્યું "આપ સુખેથી પોઢો એ બધાથી પહેલો આવશે તેથી શ્રીગુસાંઇજીએ તેને માટે ગાડી મોકલી અને બધાથી પહેલાં બોલાવી લીધો. એને શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં. દર્શન કરતાની સાથે પોતાની દેહ દશા ભુલી ગયા. શ્રીગુસાંઇજીએ એમની આ અવસ્થા જોઇને ચરણ સ્પર્શ કરાવ્યો. ત્યારે આને સ્મૃતિ આવી. શ્રીગુસાંઇજીને સાષ્ટાંગ દંડવત્ કર્યા. શ્રીગુસાંઇજીએ આને સઘળા સમાચાર પૂછયા, જયારે સંઘ આવ્યો ત્યારે શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને કહ્યું "એમને દર્શન કરાવશો નહીં. શ્રી ગુસાંઇજીએ વિનતી કરી. "જીવતો હંમેશાં અપરાધથી ભરેલા છે. એમણે વૈષ્ણવ જાણીને અપરાધ કર્યો નથી." ત્યારે શ્રીનાથજીએ કહ્યું, "એમને દર્શન કરાવો. વૈષ્ણવ જાણીને જો અપરાધ કરે તો હું અંગીકાર નહીં કરૂં." પછીથી શ્રીગુસાંઇજીએ એ બધાને સમજાવ્યા. હવે પછી કોઇ દિવસ વૈષ્ણુવ-નો અપરાધ કરવો નહીં. એમ સમજાવી ફરીથી એમને દર્શન કરાવવાની આજ્ઞા થઈ. એ પટેલ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમની આરતી શ્રીનાથજી સહન કરી શકયા નહીં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૨ મા.

સાર. (૧) પ્રભુ પોતાના જીવનો થયેલો યતકિંચિત્ પણ અપરાધ સહન કરી શકતા નથી. (૨) વૈષ્ણુવોએ કૂળનો તથા લક્ષ્મીનો ગર્વ કરવો નહિ.

હરિ ભક્તન સોં ગર્વ નહિ કરનો;
યહ અપરાધ પરમ પદ હું તે, ઉતર નરકમેં પડવો.
હું કુલીન ધનવાન યહ ભિક્ષુક, ઇતનો મનમેં ન ધરનો;

ગજ સિંહાસન ઉંટ અશ્વ ચઢી, ભવસાગર નહિ તરવો.
ખાન પાન બઢાય ભલેજું, ફિર વદન પસારકે મરવો;
સુરદાસ હિતચિત વિવેક ધર, ભક્તકે સંગ ઉબરવો.

## વાર્તા ૪૩ મી. વૈષ્ણવ ૪૩ મા.

### શ્રીગુસાંઇજીના સેવક શાહૂકારના બેટાની વહુની વાર્તા.

એ વહુ એક દિવસ બારીમાં બેઠી હતી. એક તુરકે એને દીઠી. અને તેની એમાં આસક્તિ થઈ તેથી એને દીઠા વગર એ પાણી પણ લેતો નહિં. ત્યારે ગામમાં બહુ ચર્ચા થઇ. ન્યાતમાં બહુ નિંદા થઈ. ત્યારે એ વહુના ઘરના માણસો તેને શ્રીગોકુળમાં લઇ ગયા. તુરકને આ વાતની ખબર પડી. તે પણ તેની પાછળ ગયો. રસ્તામાં જઇને મળ્યો. લોકોએ કહ્યું, "જે દુઃખને લીધે ઘર છોડયું તે દુઃખ તો આગળ આવ્યું." આ પ્રમાણે કહીને શ્રીગોકુળ પહોંચ્યા. અને નાવવાળાને એ શાહુકારે કહ્યું એને ( તુરકને ) પાર ઉતારીશ નહિં. આ તુરક શ્રીયમુનાજીના કિનારા પર બેસી રહ્યો. શાહુકારે જઇને શ્રીગુસાંઇજી તથા શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. જ્યારે આ શાહુકારે મહાપ્રસાદ લેવાની તૈયારી કરી ત્યારે શ્રીગુસાંઇજીએ પાંચ પાતળ ધરાવી. અને તુરકને માણસ મોકલીને શ્રીગુસાંઇજીએ બોલાવી લીધો. એ પાંચ જણાઓ દૂર દૂર પ્રસાદ લેવાને બેઠા. શ્રીગુસાંઇજી એમની સામે આવીને બીરાજ્યા. આ ચાર જણાઓ પ્રસાદ લઇને ઉઠયા. પણ તુરકની દ્રષ્ટિ અને મન શ્રીગુસાંઇજીના ચરણ કમળમાં લાગી રહ્યાં હતાં. કંઈ પણ દેહાનુ સંધાન રહ્યું નહિં જયાં સુધી શ્રીગુસાંઇજી આ તુરકની સામે બિરાજતા હતા ત્યાં સુધી દર્શન કરી રહ્યો. જ્યારે શ્રીગુસાંઇજી ઉઠીને અંદર પધાર્યા ત્યારે આની દેહ છૂટી ગઇ. આ વાત શ્રીગુસાંઇજીએ જાણી. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " આ તુરકને અગ્નિનો સંસ્કાર કરાવો. આ વાતનું કારણ વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીને પૂછયું. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું, " એ આગલા જન્મમાં બ્રાહ્મણ વૈષ્ણવ હતો. અને આ વહુ એની સ્ત્રી હતી. એક દિવસે વૈષ્ણવની સાથે ભગવદ્ વાર્તા કરતાં તેમાં કંઇ દોષ ન હોતો છતાં આના મનમાં વૈષ્ણવ પર આ સ્ત્રીનો દોષ આવ્યો હતો. આ અપરાધને લીધે તેણે તુરકના ઘરમાં જન્મ લીધો છે. તેની સ્ત્રી ક્ષત્રીનીવહૂ થઇ. જ્યારે આ વહૂને

એણે દીઠી ત્યારે તેના નેત્રોમાં શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન થયાં. તેથી આ વહુમાં એનું મન લાગ્યું. શ્રીગોકુળ આવી શ્રીયમુનાજલ પાન કર્યું ત્યારે આનો અપરાધ જતો રહ્યો. હવે ભગવલ્લીલામાં તે પ્રાપ્ત થયો છે. એ વાત સાંભળીને આ વહુને વિરહ તાપ થયો. આથી એની દેહ છૂટી ગઇ. તેણે પણ ભગવલ્લીલામાં પ્રવેશ કર્યો. આ વહુ આવી કૃપાપાત્ર હતી. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૪૩ મા.

સાર. (૧) એક વખત જો ભગવાનનું ભજન થયું હોય તો તેનું ફળ મળ્યા વગર રહેતું નથી. બીજને જમીનમાં રોપ્યું હોય તો વખત આવે, વૃક્ષના રૂપમાં બહાર તે પ્રકટ થાય છે અને વર્ણ અંકુર ફુલ તથા ફળ તેને આવે છે. પૂર્વ જન્મમાં કરેલી ભક્તિનું ફળ કદાચ અમૂક અપરાધને લીધે તાત્કાળિક મળ્યું ન હોય તોપણ તે વ્યર્થ જતી નથી. અન્ય જન્મમાં તેનું ફળ મળે છેજ, (૨) જીવે કોઇના દોષ જોવા નહિં. વૈષ્ણવના તો ખાસ કરીને જોવા નહિ. એથી મોટો અપરાધ થાય છે. અને તેને પરિણામે ભક્તિના ફળમાં વિલંબ થાય છે.

એમના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીસ્વામીનીજી સહિત શ્રીવ્રજેશ્વરજી હતા. તે શ્રી ગંગાજીમાંથી પ્રાપ્ત થયા હતા. હાલ કોટામાં શ્રીકન્હૈયાલાલજીમહારાજને માથે બિરાજે છે. એ બાઇ સુરતના રહેવાશી હતા.

---

## વાર્તા ૪૪ મી, વૈષ્ણવ ૪૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક ગુજરાતના સાઠોદરા નાગરની વાર્તા.

આ વૈષ્ણવ જે ગામમાં રહેતા હતા ત્યાં એક બીજો વૈષ્ણવ પણ રહેતો હતો. એ બન્ને એક બીજાની સાથે મેળાપ રાખતા, ને હળીમળીને ભગવત્સેવા કરતા. એક દિવસ બે જણા જળ ભરીને આવતા હતા. રસ્તામાં એક વેશ્યાનું ઘર હતું. તેની છોકરી નાચ કરતી હતી. તે આ સાઠોદરા વૈષ્ણવે દીઠી. એ વેશ્યાની છોકરી દૈવી જીવ હતી, તેથી તેને જોવાને તે ઉભા રહ્યા. પેલો બીજો વૈષ્ણવ પોતાને ઘેર ગયો. તે મનમાં સમજ્યો કે આ વિષયી છે. આની સોબત નહિં કરવી. પોતાની સ્ત્રીને કહ્યું, "જો સાઠોદરો વૈષ્ણવ મને બોલાવા આવે તો કહેજે ઘરમાં નથી." પછી આ સાઠોદરો વૈષ્ણવ વેશ્યાની સાથે ઠરાવ કરીને એની છોકરીને ઘેર લાવ્યો. રાત્રે ન્હવડાવીને શૃંગાર કરાવ્યા. અષ્ટાક્ષર મંત્ર સંભળાવ્યો. અને શ્રી-

ઠાકુરજીની આગળ નૃત્ય કરાવડાવ્યું. શ્રીઠાકુરજી આનું ગાયન સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા. એ છોકરીમાં એટલું સામર્થ્ય થયું કે સંસ્કૃત બોલવા લાગી. ભગવાનના રૂપમાં તેનું મન લાગ્યું. આ વૈષ્ણવનો ઘણોજ ઉપકાર માન્યો. અને દ્રવ્ય ન લીધું. અને મનમાં વિચાર કર્યો. "હંમેશાં આવા વૈષ્ણવનો સત્સંગ થાય તો ઘણું સારૂં," વેશ્યાનું કર્મ છોડી દીધું. અને વૈષ્ણવનો સત્સંગ કરવા લાગી. બીજો વૈષ્ણવ જે ગામમાં રહેતો હતો તેની સ્ત્રીને શ્રીઠાકુરજીએ કહ્યું, "હવે હું તમારા ઘરમાં નહિં બિરાજું. તમે સાઠોદરા વૈષ્ણવનો નકામો દોષ જોયો. એ બીજો વૈષ્ણવ સાઠોદરા વૈષ્ણવને પગે લાગ્યો અને અપરાધ માફ કરાવ્યો. પછી સાઠોદરા નાગર, પેલો બીજો વૈષ્ણવ અને વેશ્યાની દીકરી મળીને ભગવદ્ વાર્તા કરતા. એ સાઠોદરા વૈષ્ણવના સંગથી વેશ્યાની દીકરી પણ પરમ વૈષ્ણવ થઇ. તેમની વાર્તા કેટલી લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૪ મા.

( સાર. ) વૈષ્ણવોની કૃતિને આપણે ચર્મચક્ષુથી જોવી નહિં. કેટલાક વખત એ ચર્મચક્ષુઓ સરળ અને શુદ્ધ આશયની કૃતિઓમાં વિપરિતતા જુએ છે. જેની આંખે કમળો હોય તે સઘળું પીળું દેખે છે, તે પ્રમાણે સદોષ ચર્મચક્ષુઓથી જે જે કૃતિઓ મહાનુભાવિ વૈષ્ણવોના જીવનમાં આપણે જોઇએ છીએ તેમાં જો આપણને કંઈ વિપરિતતા દેખાય તો તે દોષ આપણા ચર્મચક્ષુઓનો છે. તે મહાનુભાવિ વૈષ્ણવોનો નહિં. માટે આપણે આપણી દૃષ્ટિને સુંદર વસ્તુનું નિરિક્ષણ કરતાં શિખવાડવું જોઇએ.

---

# વાર્તા ૪૫ મી, વૈષ્ણવ ૪૫ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક વેશ્યાની બેટીની વાર્તા.

આ વેશ્યાની બેટીએ સાઠોદરા વૈષ્ણવને ઘેર શ્રીઠાકોરજીની આગળ આખી રાત નૃત્ય કર્યું. જ્યારે સ્હવાર થયું ત્યારે તેને કશી શુદ્ધિ રહી નહિ. ભગવાનના આવેશમાં મગ્ન થઇ ગઇ. દોઢ પહોર દિવસ થયો એટલે એના ઘરથી બોલાવવાને આવ્યાં ત્યારે તે કશું બોલી નહિ. કંઇપણ સાંભળ્યું નહિ. એના ઘરના માણસો તેથી એને પકડીને લઇ ગયા. ઘરમાં ગઈ એટલે ત્યાં બહાવરી થઇ ગઇ. કશું ખાતી ન હોતી, તેમ બોલતી ન હોતી. ઘરનાં માણસોની નજર ચુકાવીને તે વૈષ્ણવને ઘેર આવી તો તેની સાથે બોલવા

લાગી. ભગવદ્દ્વાર્તા કરવા લાગી. પ્રસાદ લીધો. આ પ્રમાણે નિત્ય કરવા લાગી. એના ઘરનાં માણસો એ રાજદ્વારમાં ફરિયાદી કરી. "આ વૈષ્ણવે અમારી બેટીને બાવરી કરી દીધી છે." રાજાના માણસો આ વૈષ્ણવને પકડીને લઇ ગયા. રાજાએ આ વૈષ્ણવને દીઠો તો એ વૈષ્ણવ પરમ ભગવદીય જણાયા. ભગવત્તેજ તેના મુખ ઉપર પ્રકાશતું હતું. રાજા બોલ્યો આ વાત જુઠી છે. એણે મંત્ર જંત્ર કશું કર્યું નથી. આ વૈષ્ણવ પોતાને ઘેર આવ્યો અને વેશ્યાની બેટીને એનાં ઘરનાં માણસોએ બાવરી ધારી કાઢી મૂકી.તેથી એ બાઇ વૈષ્ણવના ઘરમાં આવીને રહી એટલામાં શ્રીગુસાંઇજી પધાર્યા. ત્યારે આ બાઇને નામ નિવેદન કરાવ્યું. પછી એ બાઈ વૈષ્ણવને ઘેર પરચારગી કરવા લાગી. એક દિવસે આ સાડોદરા વૈષ્ણવને શ્રીઠાકોરજીએ કહ્યું "મારી શૃંગાર સેવા આ બાઈ કરશે, તું મારી રસોઇ સેવા કર." આથી આ વૈષ્ણવ ઘણા પ્રસન્ન થયા. એ બાઇ શૃંગાર કરવા લાગ્યાં. અને એ રસોઈ કરતા હતા. જયારે તે વૈષ્ણવ વ્યાવૃત્તિને માટે જતા ત્યારે આ બાઇની સાથે શ્રીઠાકુરજી બોલતા. અને ભુલ પડે તો બતાવતા. એ બાઈ શ્રીગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૫ મા.

(સાર) વૈષ્ણવનો સંગ પારસ મણિ જેવો છે. લોઢાને જો પારસ મણિનો સંગ થાય તો, તે સુવર્ણ બની જાય છે, તેમ ગમે તેવો હીન યોનિનો તથા અધમ સ્થિતિનો જીવ હોય પણ જો તેને વૈષ્ણવનો સંગ થાય તો તેના અપરાધ છૂટી જાય છે. અને તેપણ પરમ ભગવદીય બને છે. પૂર્વ જન્મનાં બંધન તુટી જાય છે.

વૈષ્ણવના સંગનું માહાત્મ્ય નીચેના પદમાં ગાયું છે.—

મિલે કબ વે મનકે અનુરાગી.
શ્રીવલ્લભ વચનામૃત પીવત, જ્યું ચકોર લવ લાગી.
તીનકે નામ સંબંધ માત્રતેં, જાય અવિદ્યા ભાગી,
આનંદ રોમ રોમ ભર આવત, સુખ ઉપજાવત સાગી.
જાકે પીછે ડોલત ગિરિધર, પ્રેમ પુંજરસ પાગી,
રસિકદાસ જન કે કૃષ્ણસંગ, સોઈ દાસ બડભાગી.

---

## વાર્તા ૪૬ મી, વૈષ્ણવ ૪૬ મા.

---

### શ્રી ગુસાંઇજીના સેવક વાઘાજી રજપૂતની વાર્તા.

એ તથા તેમની સ્ત્રી ઘરમાં શ્રીઠાકોરજીને પધરાવીને નિત્ય સેવા કરતા

હતા. એક બે વૈષ્ણવોને ભોજન કરાવતા. એક દિવસ વાઘાજીએ એક વૈષ્ણવને પ્રસાદ લેવાનું આમંત્રણ કર્યું અને તવાપુરોની સામગ્રી કરાવી. તે દિવસે શૃંગાર કરીને વાઘાજી રાજાની સ્વારીમાં ગયા: ઘી થોડું હતું. તેથી વાઘાજીની સ્ત્રીએ થોડું ઘી રાજભોગમાં ધર્યું. વાઘાજીના શ્રીઠાકોરજીએ વાઘાજીને જણાવ્યું "ઘી થોડું છે અને તવાપુરી ગળામાં ખુંચે છે. આથી વાઘાજીને ઘણી આતુરતા થઈ. ત્યાંથી દોડયા અને બજારમાંથી ઘી લઈને શ્રીઠાકોરજીની આગળ ધર્યું. પહેરેલાં કપડાં સહિત મંદિરમાં ગયા. કશું ભાન રહ્યું નહિ. પણ શ્રીઠાકોરજીને શ્રમ થશે એ વાત ધ્યાનમાં રહી. અનાચાર થશે એ વાત ધ્યાનમાં ન રહી. ત્યારે ઘી ધરીને ફરીથી રાજાની અસ્વારીમાં ગયા. આ વખતે જે વૈષ્ણવ ત્યાં બેઠો હતો તેમના મનમાં એમ આવ્યું. "જોડા પહેરીને મંદિરમાં જઈને ઘી ધર્યું છે. તેથી એમણે આચાર વિચાર કશો રાખ્યો નથી. એમના ઘરનો પ્રસાદ લેવો નહિ." આમ વિચાર કરીને ઉઠી ગયો. જયારે વાઘાજી આવ્યા ત્યારે આ વૈષ્ણવને બોલાવા ગયા. ત્યારે તે વૈષ્ણવ સંતાઈ ગયો. આથી વાઘાજી ઘેર આવ્યા, એ અને એમનાં સ્ત્રી ભૂખ્યાં રહ્યાં. ત્રણ દિવસ સુધી તે વૈષ્ણવ આવ્યો નહિ. વાઘાજી ત્રણ દિવસ સુધી ભૂખ્યા રહ્યા. એ વૈષ્ણવના શ્રીઠાકોરજીએ તે વૈષ્ણવની સ્ત્રીને જણાવ્યું "હું તમારા ઘરમાંથી જતો રહીશ. વાઘાજી ઉપર નકામો દોષ આણ્યો છે. એનું ચિત્ત તો મારામાં હતું. દેહનું ભાન કશું પણ નહાતું. માટે તમારા ઘરમાં નહિ બિરાજું. આ પ્રમાણે સાંભળીને તે વૈષ્ણવની સ્ત્રી જાગી ઉઠી પોતાના પતિને આ હકીકત કહી તો તે વાઘાજીને ઘેર જઈ પગે લાગ્યો. અને અપરાધ ક્ષમા કરાવ્યો. બન્નેએ મળીને મહાપ્રસાદ લીધો. આ વાઘાજી એવા કૃપાપાત્ર હતા. એમનું દુઃખ શ્રીઠાકોરજી સહન કરી શકયા નહિ. એમની કેટલીક વાર્તા કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૬ મા.

( સાર. ) (૧) વૈષ્ણવોએ મહાપ્રસાદનો કદી પણ અનાદર કરવો નહિ. (૨) વૈષ્ણવોના દોષ જોવા નહિ. (૩) ભગવદીયોના લૌકિક આચરણ જોવા નહિ, તેમની લૌકિક કૃતિઓ આપણને ગમેતેવી જણાતી હોય પણ તેમનો અલૌકિક ભાવ અતિગૂઢ છે.

આ પરમ ભગવદીયના શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી મુંબઈમાં મોટા મંદિરમાં શ્રીગોકુલનાથજી મહારાજને માથે, શ્રીબાળકૃષ્ણજીની સાથે બિરાજે છે.

આ ભગવદીયની વાર્તા ભાવસિન્ધુ નામના ગ્રંથમાં આપેલી છે તે પુસ્તક અમારા તરફથી પ્રકટ થયું છે. તેમાંથી કેટલોક પ્રસંગ જે આ વાર્તામાં અહિંઆં નથી તે આપીએ છીએ.

એકવાર શ્રીગુસાંઈજી પરદેશ પધાર્યા હતા. રસ્તામાં વાઘાજીના ગામમાં મૂકામ કર્યો. ત્યાંના વૈષ્ણવોએ વાજતે ગાજતે શ્રીગુસાંઇજીને ગામમાં પધરાવ્યા હતા. વાઘાજી આ સમયે રાજમહેલમાંથી આવતા હતા. માર્ગમાં શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. અને પછીથી શ્રીગુસાંઈજીના મૂકામ ઉપર ગયા ત્યાં જઇને હાથ જોડી દૂર ઉભા રહ્યા, હૃદય ઉત્કણ્ઠાથી ઘણું આતુર થયું હતું. વાઘાજીના હૃદયની આર્તિ શ્રીગુસાંઇજીએ તંબુમાં રહીને જાણી તેથી સહન કરી શકયા નહિ આ સમય આપે એક વૈષ્ણવને આજ્ઞા કરી કે પેલો રજપુત જે બહાર ઉભો રહ્યો છે તેને અંદર લાવો. આ સમયે વૈષ્ણવ વાઘાજી પાસે ગયો કે તમને શ્રીગુસાંઇજી અંદર બોલાવે છે આ સાંભળીને વાઘાજીના હર્ષનો પાર રહ્યો નહિ તેમના જામાનો બંધ તુટી ગયો, ઢાલ તરવાર પણ પડી ગયા. અને એકદમ જઇને શ્રીગુસાંઈજીના ચરણારવિંદમાં પડયા. શરીરની શુદ્ધિ રહી નહિ. શ્રીગુસાંઈજીએ શ્રીહસ્ત માથે મૂકીને તેમને સાવધાન કર્યા. નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પણ શ્રીગુસાંઇજીએ શ્રીમુખે આજ્ઞા કરી. વાઘાજી સાવધાન થાઓ ! એ સાંભળીને વાઘાજીનું હૃદય શીતળ થયું, પછી તેમણે વિનતિ કરી. મહારાજ મને આપનો દાસ બનાવો, પછીથી શ્રીગુસાંઈજીએ નામ સંભળાવ્યું. તથા તેમને તથા તેમની સ્રીને નિવેદન મંત્ર આપ્યો. આ પ્રમાણે તે બન્નેજણાં શ્રીગુસાંઈજીનાં સેવક થયાં. પછી વાઘાજીએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી 'રાજ! હવે અમને શી આજ્ઞા છે? ત્યારે શ્રીગુંસાંઇજીએ આજ્ઞા કરી" તમારે ક્ષત્રિયોનું ખાન પાન કરવું નહિ. વાઘાજીએ કહ્યું "હવેથી અમે તે પ્રમાણે કરીશું નહિ. અત્યાર સુધી જે થયું તે ખરૂં. પછી શ્રીગુસાંઈજીએ તે બન્નેને શ્રીઠાકોરજીની સેવા કરવાને આજ્ઞા કરી. તથા સેવાની વિધિ પણ સમજાવી. આ પ્રમાણે શ્રીગુસાંઇજી આજ્ઞા કરીને શ્રીગોકુળ પધાર્યા. પછી આ સ્રી પુરૂષ પ્રેમથી શ્રીઠાકોરજીની સેવા કરવા લાગ્યા.

( વધુ વિસ્તાર માટે જુઓ, ભાવસિન્ધુ પૃ. ૨૧૭. )

## વાર્તા ૪૭ મી, વૈષ્ણવ ૪૭ મા.

### श्रीगुसांइजीना सेवक अजबकुंवरबाइनी वार्ता.

આ બાઈ મેવાડમાં રહેતાં હતાં અને મીરાંબાઇનાં દેરાણી હતાં. અહિંઆં એક દિવસ શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે અજબકુંવર બાઈને સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. અજબકુંવર શ્રીગુસાંઇજીનાં સેવક થયાં. આઠ પહોર શ્રીગુસાંઇજીના ચરણારવિંદમાં ચિત્ત લાગ્યું. શ્રીગુસાંઇજી પધારવા લાગ્યા ત્યારે અજબકુંવર બાઇને મૂર્છા આવી. શ્રીગુસાંઇજી એમની એવી દશા જોઇને ચાર દિવસ એમને ત્યાં રહ્યા. અજબકુંવર બાઇને પાદુકા પધરાવી દીધી. ત્યારે અજબકુંવર બાઇ શુદ્ધ પુષ્ટિમાર્ગની રીતિ પ્રમાણે સેવા

કરવા લાગ્યાં.શ્રીનાથજી અજબકુંવર સાથે નિત્ય ચોપાટ ખેલતા. અજબકુંવર બાઇના મનમાં એવું હતું "જો શ્રીનાથજી હમેશાં અહિઆં બિરાજે તો સારૂં," એક દિવસ અજબકુંવર બાઇ ઉપર શ્રીનાથજી પ્રસન્ન થયા અને કહ્યું "કંઇપણ માગ" અજબકુંવરે માગ્યું "આપ હમેશાં અહિંઆં બિરાજો. ત્યારે શ્રીનાથજીએ કહ્યું "જયાં સુધી શ્રીગુસાંઇજી તથા તેમના સાત લાલજી ભુતળ ઉપર મારી સેવા કરશે ત્યાં સુધી ગોવર્ધન પર્વત નહિ છોડું, પછીથી અહિંઆં પધારીશ. ત્યાં સુધી નિત્ય આવજા કરીશ. એવાં વચન સાંભળીને અજબકુંવર બાઈ ઘણાં પ્રસન્ન થયાં." એમનાં વચન સત્ય કરવાને અત્યાર સુધી પણ મેવાડમાં શ્રીનાથજી બિરાજે છે. એમની વાર્તા કેટલીક કહીએ. વાર્તા સંપૂર્ણ વૈ. ૪૭ મા.

(સાર) ભગવદીયથી ગુરૂનો તથા પ્રભુનો વિરહ સહન કરાતો નથી. એકક્ષણનો જો વિયોગ પડે તો તેમને મૂર્છા આવે છે અને ભાન જતું રહે છે.

મારે સર્વસ્વ શ્રીવલ્લભવર, હું છું એમની દાસીરે;
બીહું નહિ હું બીજા કોઇથી, લોક કરે કોન હાંસીરે. મારે૦ ૧
એમને ચરણે પ્રીત બંધાણી, તોડાવી નવ તુટેરે;
બાંધેલી એ પટોળે ગાંઠી, છોડાવી નવ છૂટેરે. મારે૦ ૨
લોપીલાજ લોક કુળની મેં, ભલીબુરી હું તો એઉનીરે;
કહે હરિદાસ જે એઉના, ચરણ રેણુ હું તો એઉનીરે. મારે૦ ૩

---

## વાર્તા ૪૮ મી, વૈષ્ણવ ૪૮ મા.

---

### श्रीगुसांइजीना सेवक बीरबलनी पुत्रीनी वार्ता.

એક દિવસ શ્રીગુસાંઇજી આગ્રે પધાર્યા હતા. બીરબલની બેટીને શ્રી ગુસાંઇજીનાં દર્શન સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં થયાં તેથી બીરબલની બેટી શ્રીગુસાંઇજીની સેવક થઇ. નિત્ય કથા સાંભળવાને શ્રીગુસાંઇજીની પાસે જતી. કથામાં જે સાંભળતી તે મનમાં લખી રાખતી. એકપણ અક્ષર ભુલતી નહી. દિવસ અને રાત આ કથાનો અનુભવ કરતી. એક દિવસે બિરબલને બાદશાહે પૂછયું સાહેબને શી રીતે મલાય? એ નિશ્ચય કરીને કહો ત્યારે બિરબલે સઘળા પંડિતોને તથા મહંતોને પૂછયું પણ એમનું કહ્યું કશું નજરમાં આવ્યું નહિ. તેથી બહુજ ચિંતાતુર થયા. અને એવો ડર લાગ્યો

"બાદશાહ મને લૂટી લેશે" ત્યારે બેટીએ કહ્યું આનો ઉત્તર શ્રીગુસાંઇજી દેશે, ત્યારે બીરબલ શ્રીગોકુળ આવ્યા. શ્રીગુસાંઇજીને વિનતિ કરી, ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "આનો ઉત્તર બાદશાહને એકાંતમાં દઇશું" ત્યારે બીરબલે પાદશાહને કહ્યું "ત્યારે બાદશાહ શ્રીગોકુળ આવ્યા. બીરબલ પણ સંગ આવ્યા. બીરબલ આવીને બાદશાહના મુકામ પર શ્રીગુસાંઇજીને પધરાવીને લઇ ગયા. બાદશાહે એકાંતમાં શ્રીગુસાંઇજીને પૂછ્યું "સાહેબ શી રીતે મળે ? એનો ઉપાય બતાવો. શ્રીગુસાંઇજીએ લૌકિક રીતથી ઉત્તર આપ્યો "જેવી રીતે તમે અમને મળો છો તેવી રીતે સાહેબ મળે છે." બાદશાહે કહ્યું એનું કારણ સમજાવો. શ્રીગુસાંઇજીએ કહ્યું "અમે હઝારો ઉપાય કરીએ તોપણ તમને મળવું કઠણ છે. પણ જો તમે વિચારો તો ઘડી પણ લાગતી નથી. તર્ત જ અમને મળી જાવ છો. તે પ્રમાણે જીવ હજારો ઉપાય કરે તો પણ સાહેબ મળતા નથી. સાહેબ વિચારે તો જલદીથી મળે છે. જીવની પાસે કોઇપણ ઉપાય નથી. સાહેબની મરજી હોય તો ક્ષણ એક પણ ન લાગે. આ સાંભળીને બાદશાહ ઘણોજ પ્રસન્ન થયો. શ્રીગુસાંઇજીને દંડવત્ કર્યા અને વિનતિ કરી. મારો અંગીકાર કરો. પછીથી શ્રીગુસાંઇજીએ કહ્યું "અમારે ગોપાલપુર જવું છે. તો એક ઘંટામાં ત્યાં પહોંચાય એવી અસ્વારી હોય તો ઠીક. બાદશાહે એવો ઘોડો આપ્યો. તે ઘોડો એક ઘંટામાં ( કલાકમાં ) દશ કોશ જતો હતો ઘોડાના ખર્ચમાં શ્રીગોકુલ તથા ગોપાલપુર એમ બે ગામ આપ્યાં અને દંડવત્ કર્યા અને આગ્રામાં ગયા. આ ઘોડાપર બેસીને શ્રીગુસાંઇજી હમેશાં ગોપાલપુર પધારતા. પછીથી શ્રીગોકુલ આવતા. આ ઘોડાની વાત ગોપાલદાસજીએ સમ-મવલ્લભાખ્યાનમાં ગાઇ છે,

"તુરંગ ચાલે વાયુવેગે ઉતાવલા જાણે નૌકા ચાલી સિંધુ તરવા"

એવી રીતથી ગોપાળદાસજીએ વર્ણન કર્યું છે. એ બીરબલની બેટી એવી કૃપાપાત્ર હતી. અને શ્રીગુસાંઇજી ઉપર એવો વિશ્વાસ હતો એમની વાર્તા કેટલીક કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૮ મા.

( સાર ) પ્રભુનો અનુગ્રહ તેજ પ્રભુ પ્રાપ્તિનો આ માર્ગમાં ઉપાય છે. જીવ પોતાનાં સાધનોથી પ્રાપ્ત કરી શકે નહિ. મુણ્ડકોપનિષદ્‌ની શ્રુતિમાં કહ્યું છે. "नायमात्मा प्रवचनेन लभ्य: न मेधया न बहुना श्रुतेन । यमेव वृणुते तेन लभ्य स्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् આ આત્મા વેદ વાક્યથી, ઘણી બુદ્ધિથી, તેમ ઘણાં શાસ્ત્રો-

ના શ્રવણથી પ્રાપ્ય નથી. જેનું તે વરણ કરે છે તેનેજ પોતાનું રૂપ દેખાડે છે ભક્ત કવિ દયારામે ગાયું છે—

અજપા જપો, અનહદ સુણો, પોપલાં સઘળાં વ્યર્થ,
જન દયા પ્રીતમ કૃષ્ણભક્તિ વિના ન સરે અર્થ.

---

# વાર્તા ૪૯ મી. વૈષ્ણવ ૪૯ મા.

## શ્રીગુસાંઇજીના સેવક કુંજરીની વાર્તા.

એક દિવસ શ્રીગુસાંઇજી ગોપાલપુરથી શ્રીગોકુળ પધારતા હતા. રસ્તામાં એક કુંજરી તરસથી ગભરાઇને પડી હતી. ત્યારે શ્રીગુસાંઇજીએ ખવાસને કહ્યું "તરસને લીધે આ લુગાઇના પ્રાણ નીકળે છે" પછીથી પોતાના ખવાસને કહ્યું " આપણી ઝારીમાંથી એને જળ પાવો. " ખવાસે કહ્યું " ઝારી છૂવાઈ જશે." શ્રીગુસાંઇજીએ કહ્યું " ઝારી તો બીજી આવશે પણ આનો પ્રાણ તો બચશે." પછી એને જળ પાયું તેથી તે ચેતન થઈ. પછીથી આ કુંજરી પોતાનું બધું દ્રવ્ય લઇને શ્રીગોકુળમાં આવીને રહી. દિવસે દુકાન માંડીને બેસે, રાત્રે ગામ બહાર જઇને રહે. કારણકે શ્રીગોકુળમાં મુસલમાનને રાત રહેવાનો બાદશાહનો હુકમ ન હોતો. તે વખતે આ કુંજરી ઉત્તમ મેવા મંગાવીને વેચતી. જે કોઇ મંદિરમાં મેવા પહોંચડાવે તેની પાસે દામ થોડા લેતી. તે મનમાં એમ સમજતી કે આ રીતે મારૂં દ્રવ્ય અંગીકાર થશે. આમ કરતાં કરતાં આ કુંજરીએ આખો જનમારો શ્રીગોકુળમાં વ્યતીત કર્યો. શ્રીગુસાંઇજી શ્રીયમુનાજીના ઘાટ ઉપર પધારતા ત્યારે આ કુંજરીને હમેશાં દર્શન થતાં. તે સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં થતાં તેથી આ કુંજરી શ્રીગુસાંઇજીને પૂર્ણ પુરૂષોત્તમ જાણીને શ્રીગોકુળમાં રહેતી હતી. જયાં સુધી આની દેહ રહી ત્યાં સુધી એને એ પ્રમાણે પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થતાં હતાં. આ કુંજરી શ્રીગુસાંઇજીની એવી કૃપાપાત્ર ભગવદીય હતી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૪૯ મા.

( સાર. ) (૧) ક્ષુત્પીપાસાથી આર્ત જનના ઉપર વૈષ્ણવે અનુકંપા રાખવી (૨) વ્યાપારાદિ કાર્યમાં જો રોકાયલા હોય તો તે ધનનો પ્રભુ સેવામાં વિનિયોગ કરવાને મનમાં ભાવ રાખવો. (૩) સેવામાર્ગમાં ન્યાતનો ભેદ નથી. પુષ્ટિમાર્ગમાં સાધન નથી. સાધન વગર પ્રભુ સ્વપ્રસાદથીજ જીવને માર્ગનું સુખ પ્રદાન કરે છે. દયારામભાઇ નીચે પ્રમાણે કહે છે.

રોધાઉ નહી વેદાધ્યયન આદિ વિના સત્સંગ,
વણ ધર્મ સાધન થાઉં વશ હું જો સુસંગે રંગ.
સ્ત્રી વૈશ્ય શૂદ્ર ને અંત્યજ જાતિ રજ-પ્રકૃતિ સપાપ,
તે તે સઉ મુજ પામિયા કેવળ સુસંગ પ્રતાપ.

( રસિકવલ્લભ. પદ ૯૦. )

---

# વાર્તા ૫૦ મી, વૈષ્ણવ ૫૦ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક પ્રેત હતીત પતીત બે ભાઇની વાર્તા.

એ બન્ને મહી નદીના કિનારા પર રહેતા હતા. જો કોઇ રસ્તામાં નિકળતા તેમને મારી નાખતા. એ વાતની ખબર દરેક જણને પડી. આથી તે રસ્તો ઉજ્જડ થયો. કોઇ આવતું જતું નહોતું. એ જગ્યાએથી ચાર ચાર કોસ સુધી બધું ઉજ્જડ થઇ ગયું. કોઇ ખેતી કરવાને આવતું નહિં. એ પ્રેત એવો જબરો હતો. કોઇ મંત્રજંત્રને વશ થતો નહોતો. જે કોઈ જતું તેને મારી નાખતો. એક દિવસ ચાચા હરિવંશજી ગુજરાતથી શ્રીગોકુળ જતા હતા. એ ભુલથી આ રસ્તે નિકળ્યા. ત્યારે આ બે પ્રેત પર્વત થયા. અને રસ્તા ઉપર આવીને પડયા. એક જવાના રસ્તામાં પડયો બીજો પાછા ફરવાના રસ્તામાં પડયો. ત્યારે ચાચાજીએ જાણ્યું કે આ કોઈ પ્રેત છે. તેથી એમણે ચરણામૃત ભેળવીને તેમના ઉપર પાણી છાંટયું. ત્યારે તેમણે ચાચા હરિવંશજીનો પ્રતાપ જાણ્યો. આ કોઇ મહાપુરૂષ છે. અને હાથ જોડીને વિનતિ કરી, "અમારો ઉદ્ધાર કરો." ચાચાજીએ એમને અષ્ટાક્ષર મંત્ર સુણાવ્યો. નામ સાંભળતાની સાથે એમનો દેહ દિવ્ય બની ગયો. અને ભગવલ્લીલામાં પ્રવેશ થયો. પછી ચાચાજી શ્રીગોકુળમાં ગયા. અને શ્રીગુસાંઇજીને વિનતી કરી ત્યારે તેમણે આજ્ઞા કરી ૨૦૦ વર્ષો પહેલાં એ બન્ને ઠગ હતા. વૈષ્ણવોનો વેષ લઇને ફરતા હતા. એક જગ્યાએ વૈષ્ણવનો વેષ લઇને એક વૈષ્ણવને ઘેર ગયા હતા. એ વૈષ્ણવ ઘેર નહોતો, એની સ્ત્રી ઘરમાં હતી. તે રાત્રે એને ઘેર ગયા. તે સ્ત્રીને મારી, અને ઘરેણાં લઇ ગયા. રસ્તામાં એ લોકોને ચોર મળ્યા. તે ચોર લોકોએ એમને માર માર્યો અને ઘરેણાં લઇ ગયા. જેવું તેમણે કર્યું તેવું તેમણે ભોગવ્યું.

પણ વૈષ્ણવને માર માર્યો હતો અને વૈષ્ણવ બનીને ઠગાઇ કરી હતી તેથી એ અપરાધે કરીને પ્રેત થયો હતો. જો તમે એનો ઉદ્ધાર કર્યો ન હોત તો કલ્પ વર્ષ પર્યંત એ પ્રેત રહેત. વૈષ્ણવનો અપરાધ વૈષ્ણવ વિના માફ કરવાને કોઇ સમર્થ નથી. શ્રીઠાકુરજી પણ માફ કરતા નથી. એ વાત અંબરીષના આખ્યાનમાં પણ પ્રસિદ્ધ છે. તેથી વૈષ્ણવના અપરાધથી ડરવું. આ પ્રમાણે ચાચા હરિવંશજીને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, એ સાંભળી સર્વ વૈષ્ણવો પ્રસન્ન થયા. એ હતીતપતિતનો ચાચા હરિવંશજીએ શ્રીગુસાંઇજીની કૃપાથી ઉદ્ધાર કર્યો. ગોપાળદાસજીએ શ્રીવલ્લભાખ્યાનમાં ગાયું છે.

હતીત પતિતનો જુવો તમે પ્રકટ એંધાણ.

એમનો શ્રીગુસાંઇજીની કૃપાથી ભગવલ્લીલામાં પ્રવેશ થયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૫૦ મા.

( સાર ) (૧) વૈષ્ણવોએ ખોટો વૈષ્ણવનો વેષ ધારણ કરીને અન્યને છેતરવાનું કામ કરવું નહિં. (૨) જે વસ્તુ આપણી નથી તેને ખોટી રીતે લેવાનો પ્રયત્ન કરીએ તો તે જો કે ઘણો પ્રયત્ન કરીને મેળવી હોય તો પણ આપણી પાસે નથીજ રહેતી. કરેલાં કર્મનું ફળ ભોગવવું પડે છે. માટે એવી લલુતા કરવી નહિં. દરેક કર્મની અસર કદાચ ધોવાઇ જાય પણ વૈષ્ણવનો જે અપરાધ થયો હોય તે કદી પણ જતો રહેતો નથી. માટે એવા અપરાધથી ડરતા રહેવું. (૩) વૈષ્ણવનો અપરાધ વૈષ્ણવ વિના બીજાથી માફ થઈ શકતો નથી. નીચેના પદમાં વેષધારી હરિભક્તને માટે કહેવામાં આવ્યું છે—

લજાયો હરિભક્તનકો વેષ.
મલમલ ધોયે કપડા પહેરે, અરૂ મૂડાયે કેશ;
જો કોઇ માયામતિ આવત, તીનસું અતિ ઉપદેશ.
બડી ડફાંનકી વાત બનાવત, નહિ ધરમકો લેષ;
બડા બડા પોથા સંગ રાખત, ઠગ ઠગ ખાયો દેશ.
જબ કોઉ સાધુજન આવત તીનતેં રાખત દ્વેષ;
મનહી કહત યહ મોસમ નાંહિ, ચાલ્યો પાપકો પેખ.
એસે અપુનો જન્મ બિતાયો, કહાકહુ હંમેશ;
રસિકદાસજનકી સબરાખે, શ્રીવલ્લભ મધુરેશ.

હરિદાસ મેડતાવાળાની પણ વાર્તા વાંચવી.

# વાર્તા ૫૨ મી, વૈષ્ણવ ૫૨ મા.



## શ્રીગુસાંઇજીના સેવક ગંગાબાઇની વાર્તા.

આ ગંગાબાઇની મા મહાવનમાં રહેતાં હતાં. શ્રીગુસાંઇજીના સેવક હતાં. તેમના સ્વરૂપમાં ચિત્ત લાગી ગયું હતું. અને હંમેશાં તે સ્વરૂપમાં કામબુદ્ધિ રહેતી હતી. પણ શ્રીગુસાંઇજીની એવી પ્રતિજ્ઞા હતી કે પારકી સ્ત્રીના સામા કામદ્રષ્ટીથી જોવું નહિ. મહાવનવાળી ક્ષત્રિયાણીની આ વાત શ્રીગુસાંઇજીએ જાણી ત્યારે તેને શ્રીગોકુળમાં આવવાનું બંધ કર્યું. બાર વર્ષ સુધી શ્રીગોકુળમાં આવવા ન દીધી. તેથી મહાવનમાં વિપ્રયોગની ભાવનાથી શ્રીગુસાંઇજીની ભાવના કરતી. એક દિવસ આને સ્વપ્ન થયું. એની ગર્ભ સ્થિતિ થઇ ત્યારે તે ગંગાબાઇ જન્મ્યાં. એની મા તે વખતે ભગવલ્લીલામાં પ્રાપ્ત થઈ. જ્યારે ગંગાબાઈ મોટાં થયાં ત્યારે ગંગાબાઇ શ્રીગુસાંઇજીના સેવક થયાં. મહાવનથી ગોપાળપુર આવીને રહ્યાં. શ્રીગોવર્ધનનાથજી તેની સાથે હસતા ખેલતા અને વાતો કરતા અને સઘળી લીલાનાં દર્શન કરાવતા. ગંગાબાઇ તે લીલાનાં પદ બનાવતાં. અને શ્રીનાથજીની આગળ ગાતાં. ગંગાબાઇએ જે પદ બનાવ્યાં છે એમાં એમણે "શ્રી વિઠ્ઠલ ગિરિધરણ" એવી છાપ ધરી છે. ૧૬૨૮ માં તેમનો જન્મ થયો હતો ૧૭૩૬ ની સાલ સુધી એટલે ૧૦૮ વર્ષ સુધી ભૂતળ પર રહ્યાં હતાં. મેવાડમાં શ્રીનાથજીની સંગે આવ્યાં હતાં. એમની વિશેષ વાર્તા શ્રીનાથજીના પ્રાકટ્યમાં લખી છે. એક દિવસ શ્રીનાથજીએ શ્રીહરિરાયજીને મેવાડમાં કહ્યું, "ગંગાબાઇને વસ્ત્રાભુષણ અતિ સુંદર પહેરાવીને રાત્રે જગમોહનમાં બેસાડી દો." ત્યારે એ પ્રમાણે એમને બેસાડવામાં આવ્યાં. જગમોહનમાંથી શ્રીનાથજી ગંગાબાઇને સદેહ ભગવલ્લીલામાં લઇ ગયા. એ ગંગાબાઇ શ્રીનાથજીનાં એવાં કૃપાપાત્ર હતાં. એમની વાર્તા કેટલી કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૫૨ મા.

સાર:—ગુરૂના સ્વરૂપમાં આસક્તિ તથા પ્રેમ હોઇ શકે, પણ લૌકિક કામ બુદ્ધિ વર્જ્ય કરવી.

શ્રીનાથજીના પ્રાકટ્યમાં આ ગંગાબાઈ વિષે ઘણું કહેવામાં આવ્યું છે. એક વખતે શ્રીનાથજી ચાતુર્માસ વિત્યા પછી પુષ્કરજી થઇને જોધપુરમાં પધાર્યા. તે વખતે

પુષ્કરજી નજીક રથ નીકળ્યો પણ તે અટકી ગયો. ત્યારે શ્રીગોવિંદજીએ ગંગાબાઇને પુછયું, આનું કારણ શું ? તમે શ્રીનાથજીને પુછો. ગંગાબાઈ ભિતર જઇને શ્રીનાથજી ને આ હકિકત પુછી ત્યારે તેમણે આજ્ઞા દીધી " અહિંયાં નજીક એક સરોવર છે. તેમાં કમલ ફુલ્યાં છે. તેની સુગંધી મને આવે છે તેથી જલદી જઈને એ કમળ લાવો અને મારા રથમાં મુકો." આથી બે ચાર વ્રજવાસીઓ પુષ્કરજી ગયા અને ફુલ લઈ આવ્યા. અને શ્રીગોવિંદજી મહારાજે શ્રીનાથજીને અંગીકાર કરાવ્યાં.

વળી જ્યારે વિસલપુરથી શ્રીનાથજીનો રથ ચાલ્યો ત્યારે રથ ત્રણ કોસ જઈને અટકયો ત્યારે ગંગાબાઇએ તે અટકાવાનું કારણ પૂછયું, ત્યારે શ્રીનાથજીએ કહ્યું "મને રાજભોગ ધરાવો " તે પ્રમાણે કરવામાં આવ્યું. આ પરમ ભગવદીય બાઈ શ્રીજીની સાથે અનેક અનુભવ કરતાં હતાં. એમને શ્રીજીની કોઇપણ પ્રકારની ઈચ્છા થાય તો આ બાઇને જણાવતા હતા. શ્રીનાથજીના પ્રાકટયમાં આ બધા પ્રસંગો વર્ણવ્યા છે.

---

# વાર્તા ૫૨ મી, વૈષ્ણવ ૫૨ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક એક રાજાની વાર્તા.

આ રાજાનું મન દિવસ અને રાત ભગવત્સેવામાં હતું. ભગવાનના ઉપયોગ સિવાય દ્રવ્ય ખર્ચતા ન હોતા. વૃથાલાપ, વૃથાક્રિયા, તેમને રૂચતું નહિ. લૌકિકમાં જેટલી આવશ્યકતા હોય તેટલુંજ બોલતા, વૈષ્ણવોનો સંગ દિવસ રાત છોડતા નહિ. વૈષ્ણવ સિવાય કોઇના ઉપર પ્રસન્ન થતા નહિ. એ રાજાના ગામમાં એક ભવૈયો આવ્યો. તે બહુ ચતુર હતો. બધાંને તે રિઝવતો હતો. તે ઘણા દિવસ સુધી એ ગામમાં રહ્યો પણ રાજાએ એના ખેલ જોયા નહિ. આ ભવૈયો એવો પ્રયત્ન કરવા લાગ્યો કે કોઇપણ ઉપાયે રાજા મારા ખેલ જુએ તો ઠીક. આ ભવૈયો રાજાના કામદારોને મળ્યો અને એવો પ્રયત્ન કર્યો કે રાજા ખેલ જુએ. એવો ઠરાવ કર્યો. રાત્રે જ્યારે બધા કામદાર તથા રાજા ખેલ જોવાને બેઠા ત્યારે ભવૈયાએ બહુ ખેલ કર્યા અને બહુ તરેહના સ્વાંગ દેખાડયા. પણ રાજા રીઝયો નહિ. આ ભવૈયાના મનમાં ઘણો પસ્તાવો થયો. રાજાના મનુષ્યોને પૂછવા લાગ્યો. " રાજા કઇ રીતથી રીઝશે ? તમે બતાવો " રાજાના ખવાસે કહ્યું " વૈષ્ણવ વગર બીજા કોઇથી રાજા રીઝતો નથી. પછીથી રાજાના માણસની શીખવણીથી એ ભવૈયો વૈષ્ણવનો સ્વાંગ પહેરીને તિલક મુદ્રા તથા માળા ધરીને રાજાની સભામાં

આવ્યો. રાજાએ ઉઠીને આ વૈષ્ણવને દેખીને સાષ્ટાંગ દંડવત્ કર્યા. અને છાતીથી ભેટયા, ગાદીપર બેસાડયો, અને જાતે પંખો નાખવા લાગ્યા. અને આ વૈષ્ણવની સાથે ભગવદ્વાર્તા કરવા લાગ્યા. ભંડાર ખૂલ્લો કર્યો. જે ઇચ્છા થાય તે માગવું એમ વૈષ્ણવને કહ્યું અને તેની ટહેલ કરી. જો કે રાજા જાણતા હતા કે આ ભવૈયો છે અને વૈષ્ણવનો વેષ ધારણ કરીને આવ્યો છે, તોપણ તેમને વૈષ્ણવ વેષ ઉપર એવો વિશ્વાસ હતો કે જેવો શ્રીઠાકોરજી ઉપર વિશ્વાસ હોય. આ રાજા હરિ, ગુરૂ અને વૈષ્ણવમાં ભેદ જોતા નહોતા. તેમની વાર્તા શી કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૫૨ મા.

( સાર ) (૧) નામધારી વૈષ્ણવ હોય તો પણ તેનામાં સ્નેહ રાખવો જોઇએ. (૨) લૌકિક કાર્યોમાં ન જોઇએ તે કરતાં વધારે આસક્ત થવું નહિ. તેથી દુઃસંગ થાય છે અને ભગવાનમાંથી ચિત્ત ચલિત થાય છે. વૈરાગ્યશતકમાં સુરદાસજીએ કહ્યું છે.

મિથ્યા સુખ દુઃખ જગતકે, અરૂ મિથ્યા યહ દેહ,
તામેં અરૂઝ વૃથા મર્યો, કિયો ન હરિ સોં નેહ.
તેરે સંગી કોઉ નહિ, સબ સ્વાર્થ કે મિત્ત,
મતિ અરૂઝે પછીતાઇગો, ભજ હરિ કર પરતીત.

* * * * *

યહ તન કુંભ અલ્પપર્યો, વિનસત નાહિંન વાર,
સુમર શ્રીગિરિધરલાલકો, યહ નિશ્ચય નિરધાર.
કાગદકી જયોં નાવ જગ, એસો યહ તન જાન,
ધુલ જાય યહ પલકમાં, ભજલે શ્રીભગવાન.

વળી ભક્તકવિ શ્રીદયારામભાઇ કહે છે કે—

હરિ, ગુરૂ, વૈષ્ણવ સરખા લખો, ભિન્નભાવ હૃદયે નવ દેખો;
દાસપણું ત્રણેનું ગ્રહજો, તો તન મન ધન વિવેકશુંજી.

---

# વાર્તા ૫૩ મી, વૈષ્ણવ ૫૩ મા.

## श्रीगुसांइजीना सेवक दया भवैयानी वार्ता.

આ દયા ભવૈયા વૈષ્ણવનો વેશ ધારણ કરીને રાજાને રીઝવવા માટે ગયા હતા, તે રાજાથી વિદાયગિરિ લઇને પોતાના મુકામ તરફ પાછા ફર્યા. મનમાં વિચાર કરવા લાગ્યો કે " ઘણા દિવસની મહેનત આજ સફળ થઈ. તેવામાં રસ્તામાં પાછળ ફરી જુએ છે તો ચાર સ્રીઓ તેની પાછળ પાછળ આવતી હતી. જો તે ભવૈયો ઉભો રહે તો તે સ્રીઓ પણ ઉભી રહેતી. જો

તે ચાલે તો પેલીઓ પણ ચાલે. આ જોઇને એમના મનમાં આશ્ચર્ય થયું "આ કોણ હશે ?" પછીથી આ ભવૈયાએ પેલી સ્ત્રીઓને પૂછયું "તમે કોણ છો અને શા માટે મારી સાથે આવો છો. ત્યારે તે સ્ત્રીઓ બોલી" અમે ચાર હત્યા છીએ. તારા શરીરમાં હમેશાં રહીએ છીએ. જયારે તું મરીશ ત્યારે તને નર્કમાં લઇ જઇશું. તેં વૈષ્ણવનો વેષ ધારણ કર્યો છે તેથી અમે તારા શરીરમાંથી બહાર નીકળ્યાં છીએ. વૈષ્ણવથી અમે બહુ દૂર રહીએ છીએ વૈષ્ણવની દૃષ્ટિમાં અમે આવિએ તો ભસ્મ થઇ જઇએ. આ વાત સાંભળીને દયો ભવૈયો પાછો ફર્યો અને રાજાને પગે લાગ્યો અને કહ્યું "મને વૈષ્ણવ બનાવો" પછીથી એ સઘળું વૃતાન્ત રાજાને કહ્યું. રાજાએ ઉઠીને ચાર સ્ત્રીઓને જોઇ કે તે તુર્ત ભસ્મ થઇ ગઇ. પછી દયા ભવૈયાને શ્રીગુસાંઇજી ઉપર પત્ર લખી આપ્યો, અને અડેલ મોકલ્યો. દયા ભવૈયા જઇને શ્રીગુસાંઇજીનો સહકુટુમ્બ સેવક થયો. શ્રીઠાકોરજી પધરાવીને ભગવત્સેવા કરવા લાગ્યો. કેટલાક દિવસ અડેલ રહીને, પુષ્ટિમાર્ગીય સેવાની રીત શીખીને તે રાજાની પાસે જીંદગી સુધી રહ્યો. બન્ને જણા મળીને ભગવદ્વાર્તા કરતા. તેના મનમાં એમ નિશ્ચય થયો કે વૈષ્ણવ ધર્મ વગર અન્ય ધર્મ બધા તુચ્છ છે. મેં વૈષ્ણવનો જુઠો વેષ પહેર્યો હતો, તો પણ હત્યાઓ દૂર જતી રહી. તો સાચો રહું તો શ્રીગુસાંઇની કૃપાથી ભગવલ્લીલાની પ્રાપ્તિ થશે. એમ કરતાં કરતાં એ ભવૈયાને ભગવલ્લીલાની સ્ફુર્તિ થઇ, શ્રીઠાકોરજી સાનુભાવ જણાવવા લાગ્યા. એ દયા ભવૈયા એ રાજાના સંગથા પરમ ભગવદીય થયા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૫૩ મા.

(સાર) માત્ર વૈષ્ણવનો વેષ ધારણ કરે છે તો તેનાં કોટિ જન્મનાં પાપ દૂર થાય છે, તો જે શુદ્ધ હૃદયથી વૈષ્ણવ છે તેને ભગવાન્ શા માટે ભક્તિનું સુખ ન આપે ? ખરો વૈષ્ણવ કોણ કહેવાય ? તેને માટે દયારામભાઇ નીચેના પદમાં કહે છે:—

વૈષ્ણવ નથી થયો તું રે, શીદને ગુમાનમાં ઘુમેરે,
હરિજન નથી થયોતું રે. ટેક
હરિજન જોઈ હુઇડું નવ હરખે, દ્રવે ન હરિ ગુણ ગાતાં;
કામ ધામ ચટકી નથી ફટકી ક્રોધે લોચન રાતાં. ૧
તુજ સંગે કોઇ વૈષ્ણવ થાએ તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે તાંહાં લગી તું કાચો. ૨
પરદુ:ખ દેખી હૃદે ન દાઝે, પરનિંદાથી નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલ સું સાચું હઠે ન હું હું કરતો. ૩
પરોપકારે પ્રીતિ ન તુજને, સ્વાર્થ છૂટયો છે નહિ;
કેહેણી તેવી રહેણી ન મળે, કહાં લખ્યું એમ કહેની. ૪

ભજવાની રૂચિ નથી મન નિશ્ચે નથી હરિનો વિશ્વાસ,
જગત્ તણી આશા છે જહાં લગી, જગત્ ગુરૂ તું દાસ. ૫

આ દયા ભવૈયાના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હતા. તે શ્રીયમુનાજીમાંથી પ્રાપ્ત થયા હતા. હાલમાં જુનાગઢમાં શ્રીરૂગનાથલાલજીમહારાજને માથે બિરાજે છે.

## વાર્તા ૫૪ મી. વૈષ્ણવ ૫૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક ગુજરાતના કણબીની વાર્તા.

એ તાદશી વૈષ્ણવ હતા. શ્રીઠાકોરજી એમને સાનુભાવ જણાવતા હતા. ચાચાજીની સાથે એક વખત વ્રજમાં ગયા. રસ્તામાં એક ગામ હતું ત્યાં એક બ્રાહ્મણી હતી. એને ગલિત કોઢ થયો હતો, ને કીડા પડયા હતા, આ બ્રાહ્મણીનો છોકરો તેને નદી ઉપર ધોવાને લઇ ગયો હતો. તે વખતે આ કણબી વૈષ્ણવ સ્નાન કર્યા પહેલાં ધોતીયું ધોતા હતા. તેના છાંટા પેલી બ્રાહ્મણીને પડયા. જે ઠેકાણે છાંટા લાગ્યા તેટલા શરીરમાંથી કોઢ મટી ગયો. ત્યારે એ બ્રાહ્મણી વૈષ્ણવને પગે લાગી. અને તેણે કહ્યું "મારા શરીરની આ અવસ્થા છે પણ તમારા ધોતીઆના છાંટાથી મારા શરીરમાંથી એટલો કોઢ જતો રહ્યો. ત્યારે કણબી વૈષ્ણવે કહ્યું" હું શુદ્ર છે. તું બ્રાહ્મણ છું માટે મને પગે લાગ નહિ. ત્યારે બ્રાહ્મણી હાથ જોડીને બોલી "તમે મહાપુરૂષ છો. તમારા સિવાય કોઇ મારૂં આ મોટું દુઃખ દૂર કરે એવું નથી." માટે મારા ઉપર કૃપા કરો "ત્યારે એ વૈષ્ણવ એને ચાચાજી પાસે લઈ ગયા. અને બધું વૃતાન્ત કહ્યું.ચાચાજીએ તેને નામ આપ્યું અને ચરણામૃત આપ્યું. ત્યારે બ્રાહ્મણીનો બધો કોઢ મટી ગયો. બધું અંગ સારૂં થઈ ગયું એ બ્રાહ્મણી સારી અવસ્થામાં તેને ઘેર ગઈ. તેનું ઘર સારૂં થયેલું જોઇને બધાલોક ચાચાજીની પાસે ગયા અને પગે લાગ્યા. બધાઓ નામ પામ્યા. અને પુષ્ટિમાર્ગની રીતિ શીખ્યા. ગામના બધા લોક વૈષ્ણવ થયા. આ બ્રાહ્મણી અને તેનો દિકરો એ વૈષ્ણવની સાથે શ્રીગોકુળ ગયાં, જઇને શ્રીગુસાંઇજીના સેવક થયાં. અને શ્રીનવનીતપ્રિયાજી તથા શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરીને ઘણાજ પ્રસન્ન થયા. તેઓ વ્રજયાત્રા કરીને શ્રીઠાકોરજી પધરાવીને પોતાને દેશ પાછાં વળ્યાં. આ કણબી વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. તેમની ધોતીના

છાંટાથી આ બાઇનો કોઢ મટી ગયો. એમની વાર્તા કેટલી કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૫૪ મા.

(સાર) શુદ્રયોનિનો વૈષ્ણવ પણ બ્રાહ્મણના કરતાં શ્રેષ્ઠ છે.

---

## વાર્તા ૫૫ મી, વૈષ્ણવ ૫૫ મા.

---

### श्रीगुसांइजीना सेवक एक क्षत्राणीबाइनी वार्ता.

એ બહુ ભોળાં હતાં. શ્રીઠાકોરજીની સેવા સારી રીતે કરતાં હતાં. શ્રીઠાકોરજી એમને બાળભાવ જણાવતા હતા. છાતીમાં લપટતા, ગોદમાં બેસતા, અને ઘડી ઘડી ભુખ્યા થઇને ખાવાનું માગતા. આ બાઇને બહાર જવા દેતા નહિ. જ્યારે તે બાઈ બહાર જતી ત્યારે શ્રીઠાકોરજી રૂદન કરતા. આ રીતે બાળભાવ જણાવતા હતા. એક દિવસ ઘરમાં બીલાડી લઢવા લાગી. ત્યારે શ્રીઠાકોરજીએ આ બાઇને કહ્યું "હું ઘણો બીઉં છું" એમ કહીને એ બાઇની છાતીમાં લપાઇ ગયા. ત્યારે આ બાઇએ કહ્યું" તમે પુતના વગેરે દૈત્યને માર્યા ત્યારે ડયા નહિ તો અત્યારે કેમ ડર્યા ? "ત્યારે શ્રીઠાકોરજી આ બાઇની સાથે બોલ્યા નહિ. ત્રણ દિવસ સુધી કશું માગ્યું નહિ. જ્યારે આ બાઇએ બહુ પ્રાર્થના કરી અને રડવા લાગ્યાં ત્યારે શ્રીઠાકોરજી પછીથી બોલવા લાગ્યા. તેથી વૈષ્ણવોએ એવો વિચાર રાખવો નહિ. શ્રીઠાકોરજીને ભૂખ નથી લાગતી. એમને ઠંડી નથી લાગતી. તરસ નથી લાગતી. એ સઘળું કરવાને સમર્થ છે. એવો જો વિચાર કરીને શ્રીઠાકોરજીની સેવા કરે તો તે સેવા નિષ્ફળ જાય છે. શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં કહ્યું છે.

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।
स्नेहो भक्तिरिति प्रोक्ता तथा मुक्तिर्न चान्यथा ॥

"માહાત્મ્યજ્ઞાન પૂર્વક સર્વથી અધિક અને સુદૃઢસ્નેહ તેનું નામ ભક્તિ કહેવાય છે. તેનાથીજ મુક્તિ મળે છે બીજાથી નહિ" માટે આવો સર્વથી અધિક સ્નેહ શ્રીઠાકોરજીમાં રાખવો જોઇએ. જેવી રીતે રાજાની માના મનમાં એમ થાય છે કે" આ મારા દિકરાને ભૂખ લાગી હશે, ઠંડી લાગી હશે. તેવી રીતે વૈષ્ણવોએ પણ શ્રી ઠાકોરજીમાં પ્રીતિ રાખવી અને સેવા કરવી. એ ક્ષત્રાણી બાઇ એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ વૈ. ૫૫મા.

(સાર) પુષ્ટિમાર્ગમાં પ્રભુ બાળભાવથી ભજાય છે. માટે બાળભાવને ઉચિત લીલાઓનો અનુભવ પરમભગવદીયને પ્રભુ કરાવે છે. આથી એ લીલાઓમાં શંકાની બુદ્ધિ રાખવી નહિ. એમ કરવાથી, શુદ્ધ પુષ્ટિના ફળનું દાન થતું નથી. આ માર્ગમાં સેવાનું ફળ સેવા છે. અને તે પ્રેમથીજ કરવાથી છે. દયારામભાઇએ એક પદમાં કહ્યું છે.

સર્વાત્મભાવ પ્રભુ સુખી કયમ થાય એ અભિલાષ,
સેવાનું ફળ સેવા ઇચ્છે, સુખ અવર નહિં આશ,
મન લોકવેદની લાજ નહી, એક પીયુ શું પ્રેમ,
પતિની પ્રસન્નતા સાધ્વી, અચલિત એ ઉર નેમ.

( રસિકવલ્લભ )

વળી બીજા પદમાં કહે છે.

પ્રકટ મળ્યે સુખ થાય, શ્રીગિરિધર પ્રકટ મળ્યે સુખ થાય;
અંતર્યામિ અખિલમાં છે, તેથી કહો કોનું દુઃખ જાય?
તેલ વિના સ્ફુટ તિલ પૂર્ણથી દીપક કયમ પ્રકટાય?
પ્રકટ પાવક વિના કાષ્ઠને ભેટયે શી પેરે શીત શમાય?
પૃથ્વી ચાટયે તૃષા ટળે નહી, અંતર્જળ શ્રુતિ ગાય,
દીવાસળી પાષાણ સ્પર્શથી કો કહે જવાળ જણાય?
સુરભિ પેટમાં પય, તેમાં ધૃત તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથીને માખણ તાવ્યે સર્પિ ભક્ષણ સુખદાય.
વ્યાપકથી વાતો નવ થાયે, તે વિના જીવ અકળાય,
રસિયા જન મન રંજન નટવર દયાપ્રીતમ વ્રજરાય,

---

# વાર્તા ૫૬ મી, વૈષ્ણવ ૫૬ મા.

## શ્રીગુસાંઇજીના સેવક એક પટેલની વાર્તા.

આ પટેલ ગુજરાતના સંઘ સાથે શ્રીગોકુળ ગયા અને ત્યાં શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીગુસાંઇજીના સાત લાલજી શ્રીગુસાંઇજીને કાકા કહેતા. આ પટેલ પણ એ બાળકોના મુખથી સાંભળીને શ્રીગુસાંઇજીને કાકા કહેતા, આ પટેલને એવો ભોળો જાણીને શ્રીગુસાંઇજીએ એને ગાયોની સેવા સોંપી. એ ગાયની એવી સેવા કરતા કે ગાયની નીચે સાફ કરતા. નીચે નવી રેતી નાખતા. અને જુની રેતી બહાર કાઢતા. એ મનમાં એમ વિચાર કરતા કે ગાયોના શરીરમાં જીવ નહિ પડવા જોઇએ અને તેમને ઠંડક નહિ લાગવી જોઇએ. ગાયોની આવી ટહેલ જોઇને શ્રીનાથજી આ પટેલ ઉપર પ્રસન્ન

થયા. એ પટેલ ગાયોને ઘાસ ધોઇને ખવડાવતા હતા. કારણકે જો એ રજ ગાયના દુધમાં આવે તો શ્રીનાથજી શી રીતે આરોગે. આ પટેલ કોઈ દિવસ પાતળ લેવા જતા કોઈ દિવસ નહોતા જતા. ગાયોની ટહેલમાં વાર થઈ જાય તો પાતળ લેવા ન હોતા જતા. ભુખ્યા ટહેલ કર્યા કરતા. આથી શ્રી-નાથજી એને લાડવા દેતા, તે ખાઇને ગાયોની સેવા કરતા. એક દિવસ આ પટેલને શ્રીગુસાંઇજીએ પૂછ્યું "તું નિત્ય પાતળ લેવા કેમ આવતો નથી? તેણે કહ્યું "કાકાજી મહારાજ, કોઇ દિવસ જ્યારે શ્રીનાથજી લાડવા આપે છે ત્યારે પાતળ લેવા નથી આવતો. જો લાડવા ન આપે ત્યારે લેવા આવું છું. એ વાત સાંભળીને શ્રીગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા. અને કહ્યું "તારી પાતળ હંમેશાં ખિરકમાં મોકલીશું" આ પટેલ નિત્ય ગાયોની ટહેલ કરતા. એક દિવસ આ પટેલે કહ્યું "મારી પાતળ મોકલશો નહિ. શ્રીનાથજી હંમેશાં મને લાડવા આપે છે" એ સાંભળીને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "તું બધા લાડવા ખાઈ જાય છે કે રાખી મૂકે છે" આણે કહ્યું "અડધો લાડવો મારી પાસે છે. પછીથી શ્રીગુસાંઇજીએ અડધો લાડવો મંગાવ્યો. જોયું તો શય્યા ભોગનો લાડવો હતો. શ્રીગુસાંઇજી આ જોઇને તેના ઉપર ઘણા પ્રસન્ન થયા. પછી એક દિવસે વર્ષાદ ખુબ આવતો હતો, ત્યારે એ પટેલ ભુખ્યા રહ્યા. તેથી શ્રીનાથજી ઝારી બંટા લઈને આવ્યા અને તેને લાડવો આપ્યો, અને ઝારી બંટા ત્યાં છોડીને શ્રીનાથજી જતા રહ્યા. જ્યારે એ પટેલ ઝારી બંટા લઇને શ્રીગુસાંઇજીની બેઠકમાં ગયા, અને શ્રીગુસાંઇજીને આપ્યાં અને કહ્યું રાતમાં શ્રીનાથજી ખિરકમાં ભૂલી ગયા છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "તમે સિંહપોળના દરવાજા આગળ ચોકી કરો." આથી આ પટેલ સિંહપોળ આગળ બેસતા. એક દિવસ શ્રીનાથજી સિંહપોળથી બહાર પધારવા લાગ્યા, ત્યારે આ પટેલે ના પાડી, અને કહ્યું કે રાત્રે ઘરેણાં પહેરીને ન જવાય. જો જશો. તો કાકાજી મારા ઉપર ખીજશે. તોપણ શ્રીનાથજી તો પધાર્યા. એટલે એ પટેલ પણ પાછળ પાછળ ગયા. વૃંદાવનમાં જઈને શ્રીનાથજીએ રાસ કર્યો, ત્યારે આ પટેલને દર્શન થયાં. ત્યાં વ્રજભકતોનાં જે આભૂષણો પડયાં હતાં તે બધાંએ વીણી લાવ્યા. લાવીને શ્રીગુસાંઇજીની આગળ ધર્યા અને કહ્યું શ્રીનાથજી માનતા નથી. રાત્રે મંદિરમાંથી હજારો સ્ત્રીઓ શ્રીના-થજીની સંગ ગઇ હતી. તે ખબર ન પડે. એ સ્ત્રીઓ કયાં રહેતી હશે. હું એમનાં ઘરેણાં વીણી લાવ્યો છું એ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન

થયા. ત્યારે શ્રીગુસાંઇજીએ મનમાં વિચાર કર્યો આને પ્રપંચની સ્મૃતિ જતી રહી છે. ભગવત્સ્વરૂપમાં આસક્તિ થઈ છે. આને ગાયોની સેવાથી નિરોધ સિદ્ધ થયો છે. આના ભાગ્યની બડાઈ શી કહેવી. એની સાથે શ્રીનાથજી અરસપરસ થઇ રહ્યા છે." આ પટેલને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી" તું સિંહપોળની રખવાળી કરે જા. શ્રીનાથજી જ્યાં જાય ત્યાં એમને જવા દેજે, તું અટકાવીશ નહિ. તને સાથે લઇ જાયતો જજે. નહિતો જઇશ નહિ" આ સાંભળીને આ પટેલે વિનતિ કરી. ઘરેણાં ખોઇ આવે તો શું કરવું ? ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું " અમારે ત્યાં ઘરેણાં પુષ્કળ છે. પટેલ ચૂપ થઇ ગયો. અને સિંહપોળ આગળ બેસી રહેતો. જ્યારે શ્રીનાથજી પધારતા ત્યારે આને જગાડીને કહી જતા. અને ઇચ્છા થતી તો એને સાથે લઇ જતા. એ પટેલ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ ૫૬ મા.

(સાર) પ્રભુકૃપાથી જેવી જાતની પ્રભુની સેવા પ્રાપ્ત થઇ હોય તે સઘળી તન્મયતાથી કરવી, તો પ્રભુ તાદૃશ લીલા રસનો આસ્વાદ કરાવે છે.

આ પટેલના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી શ્રીયમુનાજીમાંથી પ્રાપ્ત થયા હતા. હાલમાં વેરાવળમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજને માથે બિરાજે છે.

---

## વાર્તા ૫૭ મી, વૈષ્ણવ ૫૭ મા.

---

### श्रीगुसांईजीना सेवक एक विरक्त वैष्णवनी वार्ता.

એ વ્રજમાં પર્યટન કરતા, ચપટી માગીને નિર્વાહ કરતા. એમણે એક દિવસ કોકિલા વનમાં રસોઈ કરી. તે દિવસ ડોલ ઉત્સવ હતો. તે એ ભૂલી ગયા હતા. જ્યારે રસોઇ કરી રહ્યા ત્યારે ડોલ ઉત્સવ યાદ આવ્યો. ત્યારે ઘણો પસ્તાવો થયો. પછી વિચાર કર્યો. ભગવાનની ઇચ્છા એવી છે. પછી કુંજની લતાઓ બાંધીને ડોલોત્સવ કર્યો. શ્રીઠાકોરજીને ઝુલાવ્યા. દાળ બાટી કરી હતી તે ત્રણે ભોગમાં સમર્પી. આ વૈષ્ણવનો એવો ભાવ દેખીને શ્રીઠાકોરજી ઘણા પ્રસન્ન થયા અને શ્રીગુસાંઇજીને જણાવ્યું. ત્યારે શ્રીગુસાંઇજીએ વિચાર કર્યો. એ વૈષ્ણવનું ધન્યભાગ્ય છે. એક દિવસ એ વૈષ્ણવ શ્રીગુસાંઇજીની પાસે ગયા ત્યારે શ્રીગુસાંઇજીએ એમને આ ડોલની

વાત કહી, ત્યારે વૈષ્ણવ બોલ્યા "જો શ્રીઠાકોરજી કંઈપણ માને છે, તે આપની કાનથી માને છે ( સ્વીકારે છે ). જીવમાં કશું પણ સામર્થ્ય નથી. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. એમના ભાવથી શ્રીઠાકોરજી વશ થઈ ગયા હતા, એ વૈષ્ણવનો એવો ભાવ હતો. એમની વાર્તા કેટલી કહીએ. એમને જોઈને શ્રીઠાકોરજી ઘણાજ પ્રફુલ્લિત રહેતા હતા. વાર્તા સંપૂર્ણ. વૈ ૫૭ મા.

(સાર) પ્રભુ સેવામાં ભાવ રાખવો. એમાં આ વાર્તાનું ઉત્તમ રહસ્ય રહેલું છે. દયારામભાઇ નીચેના પદમાં ભાવ અગર પ્રેમની સર્વોત્કૃષ્ટતા વર્ણવે છે.

રાગ જંગલો.

બિર પેંડો પ્રેમકો નોખો કહાવે, જાકો બેદહુ ભેદ ન પાવે;
પીરકી ભરી પ્રેમકી બતિયાં, કાહુ અરૂચ ન આવે.
દેખહુ સાચો શ્યામ છેલ જાકું, લાલ બાલ કહિકેં બુલાવે. બિર-૧
અજીત સ્વતંત્ર અચ્યુત બ્રહ્મચારા, નિગમ નેતીનેતી ગાવે,
સબ સાધનતેં રહિતજુ અબલાઓ થૈ થૈ નાચ નચાવે. બિર-૨
જગનમેં ઝાંખે નહિ જગદિશ્વર, એંઠો આહિરકો પાવેં,
નાથ ન માન્યો નૃપકો નિમંત્રણ, ભાજી બિદુરકી ભાવેં. બિર-૩
બોસહુ કટા ભજિજાય ભારજા, સુ કલમ કટયો નહિં જાવેં
કોટિ પ્રયત્ન કરો દયા પ્રીતમ, નેહબીના બસ ના આવેં. બિર-૪

આ વૈષ્ણવના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીરૂપાલાલજી હતા. તે હાલમાં નડિઆદમાં શ્રીઅનિરૂદ્ધલાલજી મહારાજને માથે બિરાજે છે.

શ્રીહરિરાયજી પુષ્ટિમાર્ગના લક્ષણમાં નીચે પ્રમાણે કહે છે.

अनुग्रहेणैव सिद्धिर्लौकिकी यत्र वैदिकी ॥
न यत्नादन्यथा विघ्नः पुष्टिमार्गः स कथ्यते ॥
स्वरूपमात्रपरता तात्पर्यज्ञानपूर्वकम् ॥
धर्मनिष्ठा यत्र नैव पुष्टिमार्गः स कथ्यते ॥
यत्रांगीकरणेनैव योग्यतादिविचारणम् ॥
अविलंबः प्रभुकृतः पुष्टिमार्गः स कथ्यते ॥
वरणे दृश्यते यत्र हेतुर्नाणुरपि स्वतः ॥
वरणं च निजेच्छातः पुष्टिमार्गः स कथ्यते ॥
संबंधः साधनं यत्र फलं संबंध एव हि ॥
सोऽपिकृष्णेच्छया जातः पुष्टिमार्गः स कथ्यते ॥
फले च साधने चैव सर्वत्र विपरितता ॥
फलभावः साधनस्य पुष्टिमार्गः स कथ्यते ॥

અનુગ્રહથીજ જ્યાં લૌકિક તથા વૈદિક સિદ્ધિ થાય છે, યત્નથી નહિ તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. જેમાં માત્ર સ્વરૂપમાં માહાત્મ્ય જ્ઞાનપૂર્વક આસક્તિ રહે છે, જ્યાં ધર્મનિષ્ઠા હોતી નથી તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. જેમાં અંગીકારથીજ યોગ્યતાદિનો વિચાર થાય છે. તેમાં વિલંબ થતો નથી કારણકે તે પ્રભુથી કરાયલો છે માટે એ પુષ્ટિમાર્ગ કહેવાય છે. જ્યાં વરણમાં લેશ પણ હેતુ જોવામાં આવતો નથી. નીજ ઇચ્છાથીજ વરણ થાય છે. તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. જ્યાં સંબંધ એજ સાધન છે. ફલ પણ એજ છે, અને તે પણ કૃષ્ણની ઇચ્છાથી થાય છે. એ પુષ્ટિમાર્ગ કહેવાય છે. ફલમાં અને સાધનમાં જ્યાં વિપરિતતા જોવામાં આવે છે. સાધન તેજ ફલ છે. તે પુષ્ટિમાગ કહેવાય છે.

---

# વાર્તા ૫૮ મી. વૈષ્ણવ ૫૮ મા.

## श्रीगुसांइजीना सेवक एक विरक्तनी वार्ता.

આ વૈષ્ણવે એવો નિયમ લીધો હતો કે હંમેશાં શ્રીગિરિરાજજીની પરિક્રમા કરવી. આમ કરતાં ઘણા દિવસ વીતી ગયા. એક દિવસ એમના મનમાં એવું આવ્યું કે કોઇ દિવસ શ્રીગુસાંઇજી મારી સાથે બોલતા નથી. તેથી બહુ ચિંતા થઇ. એક દિવસ આ વૈષ્ણવના પગમાં ઠોકર વાગી તેથી પરિક્રમા કરવા જઇ ન શકયા. એ દિવસે અન્નકૂટનો ઉત્સવ હતો. આ વૈષ્ણવના મનમાં એવું આવ્યું "આ રસ્તા ઉપર આજ શ્રીગુસાંઇજી પધારશે તેથી એ રસ્તો ચોકખો કર્યો, અને કાંકરા વીણી કાઢયા. પછી શ્રીગોવર્ધન પૂજાનાં દર્શન કર્યાં, પછી શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા ગયા. શ્રીગુસાંઇજીએ કહ્યું આવો વૈષ્ણવ, બેસો," ત્યારે આ વૈષ્ણવે વિનતિ કરી "મહારાજાધિરાજ કોઇ દિવસ આપ મારી સાથે બોલ્યા નથી. આજ કૃપા કરીને બોલ્યા છો. આનું કારણ શું? શ્રીગુસાંઇજીએ કહ્યું "આજ તમે પુષ્ટિમાર્ગની રીતિ પ્રમાણે ચાલ્યા છો એથી અમે પ્રસન્ન થયા છીએ." ત્યારે આ વૈષ્ણવે વિનતિ કરી "હું નિત્ય શ્રીગિરિરાજજીની પરિક્રમા કરૂં છું. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી" આતો તારા દેહનું સાધન કર્યું, પણ આજતો તેં શ્રીઠાકોરજીના સુખનો વિચાર કર્યો. પુષ્ટિમાર્ગમાં તો જેવી રીતે શ્રીઠાકોરજી સુખી થાય એવો વિચાર કરવો અને કૃતિ કરવી. આ સાંભળીને એ વૈષ્ણવ ઘણાજ પ્રસન્ન થયા. બધાં સાધનો છોડીને સેવા કરવા લાગ્યા. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૫૮ મા.

(સાર) પુષ્ટિમાર્ગમાં વૈષ્ણવે પોતાનું સુખ વિચારીને સેવા કરવાની નથી, પણ સેવ્ય શ્રી પ્રભુનું સુખ વિચારવાનું છે. શ્રીહરિરાયજીએ પુષ્ટિમાર્ગનાં લક્ષણોમાં પુષ્ટિમાર્ગ એટલે શું તે સમજાવ્યું છે. અને તે પાછલી વાર્તામાં ઉતાર્યા છે. (જુઓ ફુટનોટ), તે ઉપરથી જણાશે કે પુષ્ટિમાર્ગમાં પ્રભુનો પ્રેમ સંપાદન કરવાનો છે, અને તે પ્રેમ પ્રભુનું સુખ વિચારવાથીજ થાય છે. બીજા કશાથી નહિ.

---

## વાર્તા ૫૯ મી. વૈષ્ણવ ૫૯ મા.

---

### श्रीगुसांईजीना सेवक एक क्षत्रीनी वार्ता.

આ ક્ષત્રી હિરાની જમીન પારખતા હતા. એક વર્ષ વરસાદ ના વર્ષ્યો તેથી એમની ખેતી પાકી નહિ. સરકારે મહેસૂલના પૈસા માગ્યા તે પણ એની પાસે હતા નહિ. તેથી સરકારે એમનું ઘર લુટી લીધું. તેથી એમના ઘરમાં કશું રહ્યું નહિ. એમની સ્ત્રી ચરખો કાંતીને જે કંઈ મળતું તે ઉપર ગુજરાન ચલાવતી. પણ એ બે જણનું ચિત્ત એવું રહેતું કે શ્રીઠાકોરજીને શ્રમ થશે એ વિચાર કરીને એ પરદેશ ચાલ્યાં. જે દેશમાં હિરા હતા ત્યાં ગયાં. ત્યાં એક વેપારીને મળ્યાં તેની સાથે ક્ષત્રીએ ઠરાવ કર્યો " હું હિરાની ભૂમી પરખું છું. હું જે ધરતી પરખું તે તમે લેજો. જે માલ નીકળે તેમાં મારો અડધો ભાગ. એ પ્રમાણે કબૂલ કરાવીને આની પાસે ધરતી લેવડાવી અને ખોદાવી. પછીથી ઘણો માલ નીકળ્યો. તે વેપારીએ ક્ષત્રી વૈષ્ણવને કશું આપ્યું નહિ. પછીથી તે ક્ષત્રી વૈષ્ણવ બીજા વેપારીને મળ્યા. તેની સાથે નક્કી કરી ખત લખાવ્યું અને એ દેશમાં ધરતી લેવડાવી. અને ધરતી ખોદાવી તો હીરા પુષ્કળ નીકળ્યા. તો તેમાંથી અડધો માલ વહેંચીને પોતાના દેશ ચાલ્યો. એટલામાં જે પહેલો વેપારી હતો તેના ઘરમાં આગ લાગી તેથી બધો માલ બળી ગયો. તે વેપારી આવીને વૈષ્ણવને પગે લાગ્યો. મારો અપરાધ ક્ષમા કરો. મારી પાસે હાલમાં કશું રહ્યું નથી. ત્યારે આ વૈષ્ણવને દયા આવી. પછીથી એને માટે ધરતી પારખી આપી. એ વૈષ્ણવનો એવો ધર્મ હતો કે કોઇ બુરૂં કરે તો પણ તેનું ભલુ કરવું. પછીથી તે બે ત્રણ નોકર રાખીને પોતાના દેશ તરફ આવ્યા. રસ્તામાં એક તળાવ જંગલમાં હતું આ તળાવની ઉપર અગીઆર ઠગ હતા. ત્યાં ક્ષત્રી વૈષ્ણવે મુકામ કર્યો, અને પોતાના માણસોને કહ્યું તમે ચાર જણ ગામમાંથી સામગ્રી લઇ આવો

પછી એ માણસો ગયા. ઠગોએ એવો વિચાર કર્યો, આને મારીને બધો માલ લઇ જઇએ તો ઠીક. પછી ઠગ મારવા લાગ્યા. ત્યારે વૈષ્ણવે કહ્યું "મને ન્હાવા દો" ઠગોએ કહ્યું "ભલે" પછીથી વૈષ્ણવ ન્હાવા ગયો. અહિંઆં ન્હાઇને શ્રીગુસાંઇજીનું ધ્યાન ધર્યું. શ્રીગુસાંઇજી પરમ દયાળુ છે ભક્ત વિરહ કાતર કરૂણામય છે, ભકતોને છોડતા નથી. જ્યાં ત્યાં ભકતોની પાછળ ફરે છે. તેથી આ ક્ષત્રી વૈષ્ણવે તળાવમાં એમનાં દર્શન કર્યાં અને વિનતિ કરી "મહારાજ મારો શો અપરાધ છે. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી આગલા જન્મમાં આ અગીઆર ચોર હતા. અને તું સરકારી નોકર હતો. તેં એમને માર્યાં હતા. તેથી તારૂં વેર લેવાને આવ્યા છે. તો તું તેમના મારને સહન કર નહિતો તારે અગીઆર જન્મ લેવા પડશે. તે વૈષ્ણવ શ્રીગુસાઇજીની આજ્ઞા લઇને બહાર આવ્યા; અને એ ઠગોને કહ્યું "તમે મને મારો." પરંતુ આ ઠગોએ શ્રીગુસાંઇજીની વાણી સાંભળી હતી, તેમને જો કે દર્શન થયાં ન હતાં. આ વાણી સાંભળીને તેમના પ્રતાપથી એમની બુદ્ધિ નિર્મળ થઇ ગઈ. જેમ ભગવાનના પાર્ષદની વાણી સાંભળીને અજામિલની બુદ્ધિ થઈ હતી તેમ. જ્યારે યમદૂત અજામિલને મારતા હતા તેવામાં ભગવાનના પાર્ષદોએ એમને છોડાવ્યા હતા. તે સમયે ભગવાનના પાર્ષદોએ યમદૂતને ભગવાનનો યશ સંભળાવ્યો હતો તે અજામિલે સાંભળ્યો. અજામિલને અમૃતનું બિંદુપાન કહ્યું છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ જલભેદમાં લખ્યું છે.

**तादृशानां क्वचिद्[illegible]ं दूतानामिव वर्णितं ।**

**अजामिलाकर्णनवद्बिंदु[illegible]नं प्रकीर्तितं ॥**

આ પ્રમાણે એ ઠગોને અમૃતના બુંદનું પાન થયું. ત્યારે એ ઠગ કહેવા લાગ્યા તમે તલાવમાં કોની સાથે વાતો કરતા હતા અને પહેલા જન્મનું વૃતાંત તમને કોણ કહેતું હતું? તે કૃપા કરીને કહો. અમે તમારા દાસ થઈશું. તમને નહિં મારીએ, અમારે પૈસો જોઇતો નથી. તમે સાચું બોલો. એ ક્ષત્રી વૈષ્ણવે સઘળી વાત કહી. ત્યારે તે ઠગ એમને પગે લાગ્યા. અને કહ્યું "અમને શ્રીગુસાંઇજીના સેવક કરાવો પછીથી એ ક્ષત્રી વૈષ્ણવ રસોઈ કરી બધાઓને પ્રસાદ લેવડાવીને પોતાને ગામ ગયા. અને સુંદર હીરાઓનો એક હાર શ્રીગુસાંઇજીને માટે કરાવ્યો, અને દશ હજારના હીરા વેચી નાખ્યા, ઘરના ખર્ચનો બધો બંદોબસ્ત કર્યો, પછીથી શ્રીઠાકુરજીને પધરાવીને સ્રીને સાથે લઇને અને ઠગોને પણ સાથે લઇને શ્રીગોકુળ આવ્યા. શ્રીગુસાંઇજીનાં

દર્શન કર્યાં, અને બધા ઠગોની વાત કહી. તે ઠગ શ્રીગુસાંઇજીને પ્રેમ પૂર્વક શરણ ગયા. અને શ્રીગુસાંઇજીની કૃપાથી ભગવત્સ્વરૂપ, શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ, શ્રીગિરિરાજના સ્વરૂપ અને વ્રજના સ્વરૂપનું જ્ઞાન એ ઠગોને થયું, એ ક્ષત્રી વષ્ણવ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૫૯ મા.

(સાર) (૧) વૈષ્ણવે કોઇ બુરૂં કરે તો પણ તેનું ભલું કરવું. (૨) ગમે તેવો આપત્ કાળ આવ્યો હોય પણ જો ભગવાનનું સ્મરણ કરવામાં આવે તો સંકટ દૂર થાય છે. ભગવાનની કૃપાથી ભગવદીયોના પૂર્વ જન્મોના અપરાધો બળીને ભસ્મ થાય છે.

---

## વાર્તા ૬૦ મી. વૈષ્ણવ ૬૦ મા.

### श्रीगुसांईजीना सेवक एक विरक्तनी वार्ता.

એ વૈષ્ણવ શ્રીગોકુળમાં રહેતા હતા, અને ચપટી માગીને નિર્વાહ કરતા. એ ગામમાં એક ક્ષત્રાણી વૈષ્ણવ હતી. એની પાસે બહુ દ્રવ્ય હતું. વિરક્ત વૈષ્ણવ એ બાઇને ઘેર બહુ જતા. ભગવદ્વાર્તા કરતાં. પણ લોક તેમની બહુ નિંદા કરતા. એક દિવસ વૈષ્ણવને શ્રીગુસાંઇજીએ પૂછયું, "તું એ ક્ષત્રાણીને ઘેર શા માટે જાય છે." એણે કહ્યું " મહારાજ મારે કોઇ પણ મતલબ ત્યાં નથી. કદાચ કંઈ દ્રવ્યનું કામ પડે તો ત્યાં જઉ છુ. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, " વૈષ્ણવે દ્રવ્યપાત્રની ખુશામત નહિં કરવી જોઇએ. ત્યાગીએ ખુશામત નહિં કરવી. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે,

सत्यांक्षितौ किंकशिपोः प्रयासैर्बाहौस्वसि द्ध्युपर्बहगैः
सत्यंजलौ किं पुरुधाऽन्नपाञ्यादिग्वल्कलादौ किं सति किंदुकूलैः १
चारीणि किंपथि न सान्ति दिशंति भिक्षां नैवांघ्रिपाः परभृतः
सरितोऽप्यशुष्यन् ।
रुद्धागुहाः किमजितोऽवतिनोपसन्नान्कस्माद्भजन्ति
कवयो धनदुर्मदांधान् ॥ २ ॥

એ પ્રમાણે બહુ રીતથી એ વિરક્તને શ્રીગુસાંઇજીએ સમજાવ્યો પણ એ વૈષ્ણવ સમજ્યો નહિ. શ્રીગુસાંઈજી પરમ દયાળુ છે તેથી તે વૈષ્ણવને સંસારમાં ડુબતો જોઇને તેમણે લૌકિક યુક્તિ રચી, વૈષ્ણવને

કહ્યું અમારે પાંચ હજાર રૂપીઆ ઉધારે જોઇએ છીએ. મહીના એકમાં પાછા આપીશું. એ ક્ષત્રાણીને ત્યાંથી તમે વચમાં પડીને તમારા નામે ઉધારે લઇ આવો. ત્યારે આ ક્ષત્રાણીને કહીને એ વૈષ્ણવ પાંચ હજાર રૂપીઆ પોતાને નામે લઇ આવ્યા, અને શ્રીગુસાંઇજીને આપ્યા. શ્રીગુસાંઇજીએ એ રૂપીઆ જમીનમાં દાટયા. દોઢ મહીના પછી ક્ષત્રાણીએ વૈષ્ણવની પાસે રૂપીઆ માગ્યા ત્યારે શ્રીગુસાંઇજીએ એ વૈષ્ણવને કહ્યું, " અમે વર્ષ દોઢ વર્ષ પછી પરદેશ પધારીશું ત્યારે રૂપીઆ આવશે અને પછી આપશું. ત્યારે વૈષ્ણવ આ સાંભળીને ચૂપ થઈ ગયા. એ ક્ષત્રાણીએ વૈષ્ણવને પેરામાં બેસાડયા. કંઈ માગવાને પણ જવા દેવામાં આવતા ન હોતા, ઘરમાં પણ આવવા નહીં દીધા. એકવાર દર્શન કરવાને સિપાઇની સાથે જવા દેતી. તેણે મનમાં વિચાર કર્યો, " આને બહુ દુઃખ આપું તો શ્રીગુસાંઇજી રૂપીઆ આપી દેશે. એ વૈષ્ણવ શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા ગયો ત્યારે ચાર સિપાઇઓ તેની સાથે હતા. શ્રીગુસાંઇજીએ પૂછયું. " વૈષ્ણવ આ શું છે ? ત્યારે તે વૈષ્ણવ રડી પડયા અને પોતાની બધી હકીકત કહી. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું આ ક્ષત્રાણિ સાથે તારે મિત્રાચારી છે. ચાર પાંચ લાખ રૂપીઆ એની પાસે છે. એના ઘરમાં ખાનાર કોઇનથી તો પાંચ હજારને માટે તને આટલો હેરાન કરે છે. તો હવે તું શું કરીશ? વૈષ્ણવે કહ્યું એકવાર જો એના રૂપીઆ આપી દેવું તો જીંદગી સુધી ફરીથી એનું મોઢું નહિં જોઉં. ત્રણ દિવસ સુધી મેં અનાજપાણી લીધું નથી. આ સાંભળી શ્રીગુસાંઇજીએ ઘણી કૃપા કરીને દ્રવ્ય કઢાવી આપ્યું. અને વૈષ્ણવને કહ્યું કે મારે દ્રવ્ય જોઇતું ન હોતું પણ તારી આસક્તિ છોડાવવાને આટલું કરવું પડયું હતું. દ્રવ્ય લઇને તે વૈષ્ણવે ક્ષત્રાણીને આપ્યું અને પોતાના મનમાં સમજ્યો કે શ્રીગુસાંઇજી વિના આટલી કૃપા કોણ કરે. અને સંસારમાં ડુબત્રાવાળાને કોણ કાઢે, આવો વિચાર કરીને વૈષ્ણવે નિયમ લીધો કે તે ક્ષત્રાણીનું મ્હોં ન જોઉં. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા કે જેથી શ્રીગુસાંઇજીએ તેની સંસારાસક્તિ છોડાવી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૦ મા.

(સાર):-ગુરૂ પોતાના જીવને સંસારમાં ડુબવા દેતા નથી. એને સંસારમાં ડુબતો દેખીને ઉદ્ધાર કરવાને માટે ઉપદેશ આપવા છતાં જો તેનું ચિત્ત સંસારમાંથી પાછું હઠે નહિં તો લૈકિક યુક્તિથી તેનો ઉદ્ધાર કરવાને કૃપા કરે છે.

જગ જુઠા વે મેહેરયાર, આપના કોઉ નહીં મિલિયાવે. જગ૦
બારિ ગિરધારી બિના સબકી ખ્વારી, જહાં ગયા વ્હાં જલિયા જલિયા. આપ. ૧
દયા કે પ્રીતમ પ્યારે એક વિહારી, વો માલયા દુઃખ દલિયા દલિયા. આપ. ૨

# વાર્તા ૬૧ મી. વૈષ્ણવ ૬૧ મા.

## श्रीगुसांइजीना सेवक ब्राह्मण स्त्री पुरुषनी वार्ता.

આ બ્રાહ્મણ આગ્રામાં રહેતા હતા. એમણે એવો દેવીનો મંત્ર સાધ્યો હતો કે હંમેશાં મધ્ય રાત્રે દેવી આવીને તેમને દર્શન દેતાં અને એમની સાથે વાતો કરતાં. એમ કરતાં કરતાં ઘણા દિવસ પસાર થઇ ગયા. એક દિવસ ચાચાજી શ્રીગોકુળથી આગ્રામાં ગયા. તે વખતે જયેષ્ટ માસ હતો. તાપ ઘણો સખ્ત પડતો હતો. તાપને લીધે રસ્તામાં મોડુ થઇ ગયું હતું રાત પહોર ગઇ ત્યારે આગ્રે પહોંચ્યા. તેઓ બહુ થાકી ગયા હતા, અને તેથી આ બ્રાહ્મણના ચોતરા ઉપર મુકામ કર્યો. અહીયાં હવા સારી છે એમ જાણીને સુઇ રહ્યા. પછી મધ્યરાત્રી થઇ એટલે એ દેવી બ્રાહ્મણને ઘેર આવી, અને જુવે છે તો બ્રાહ્મણના ચોતરા ઉપર પાંચ વૈષ્ણવ સુઇ રહ્યા હતા. દેવી પ્રસન્ન થઇને પોતાનું મોટું ભાગ્ય માનીને વૈષ્ણવોને પંખો નાખવા લાગી. અને મનમાં એમ સમજી કે આ ભગવદ્દભક્ત સુતા છે તો તેમને ઓળંગીને શી રીતે જાઉં ? આ બ્રાહ્મણ દેવીના દર્શનને માટે ઘણો આતુર હતો. એ બે સ્ત્રી પુરૂષે ઘણી પ્રાર્થના કરી તો પણ દેવી આવી નહિ. આખી રાત ચાચાજી ને દેવી પંખો નાખતી હતી. જ્યારે ચાર ઘડી રાત રહી ત્યારે ચાચાજી ઉઠયા અને સંતદાસને ઘેર ચાલ્યા ત્યારે દેવી અંદર સ્ત્રી પુરૂષને દર્શન દેવાને ગયાં. પછી બ્રાહ્મણે હાથ જોડીને પૂછયું,„ આજે રાત્રે કેમ પધાર્યાં નહોતાં. શું અમારો કંઇ અપરાધ થયો છે?'' દેવીએ કહ્યું, “તમારા ઘરની સામે વૈષ્ણવ સુતા હતા, તેમને હું પંખો નાખતી હતી.” ત્યારે બ્રાહ્મણે હાથ જોડીને કહ્યું “શું વૈષ્ણવ તમારાથી અધિક છે? દેવીએ કહ્યું ” વૈષ્ણવ ત્રણ લોકમાં મોટા છે, ભગવાન તેમને વશ છે. મારા જેવા દેવતાઓ તેમની સેવા કરવાને ઇચ્છા રાખે છે. પણ એ ટહેલ તેમને મળતી નથી “ ત્યારે બ્રાહ્મણ બોલ્યો, કૃપા કરીને એ વૈષ્ણવનાં દર્શન મને કરાવો ” દેવીએ કહ્યું “ હું તમારા ઉપર પ્રસન્ન થઈ છું. તમારો સાચો ભાવ મારામાં છે. તેથી હું તમને કહું છું કે તમે બે જણાં એ વૈષ્ણવની પાસે જઇને શ્રીગુસાંઇજીને શરણે જાવ ” ત્યારે તે બ્રાહ્મણ સ્ત્રી સહિત સંતદાસજીને ઘેર ગયા. અને ચાચાજીને મળ્યા અને સઘળી હકીકત કહી. ચાચાજીએ એ બન્નેને નામ સંભળાવ્યું. અને

માર્ગની રીતી શીખવાડી. પછીથી તેમને શ્રીગોકુળમાં લઇ ગયા અને શ્રીગુસાંઇજીનાં દર્શન કરાવ્યાં અને બધો પ્રકાર જણાવ્યો. શ્રીગુસાંઇજીએ કૃપા કરીને એ સ્ત્રી પુરૂષને નામ નિવેદન કરાવ્યું. એ સ્ત્રી પુરૂષ નવનીત પ્રિયાજીનાં દર્શન કરીને ઘણુંજ પ્રસન્ન થયાં. શ્રીમદનમોહનજીની સેવા માથે પધરાવી, અને સેવા કરવા લાગ્યા. અને શ્રીનાથજીનાં દર્શન શ્રીગુસાંઇજીની સાથે જઇને કર્યાં. એ બ્રાહ્મણ અને બ્રાહ્મણી ઘણાં પ્રસન્ન થયાં. પછી શ્રીગુસાંઇજીથી વિદાયગીરી લઇને આગ્રે આવ્યા અને એક મહીના સુધી ચાચાજી અમારી પાસે રહે એવી વિનતિ શ્રીગુસાંઇજીને કરી પછી ચાચાજીને સાથે લઇને આવ્યા. ચાચાજીએ કૃપા કરીને માર્ગની રીત શીખવાડી. એ સ્ત્રી પુરૂષ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ ૬૧ મા.

( સાર ) વૈષ્ણવે અન્યાશ્રયથી બીહવું જોઇએ. શ્રીપ્રભુનો આશ્રય કરનારને અન્યદેવતાની ઉપાસના કરવાની જરૂર નથી. ફક્ત પ્રભુમાં દૃઢ આશ્રય જોઇએ.

પદ.

શ્રી વલ્લભ ભલે બુરે તો તેરે.
તુમહી હમારી લાજ બઢાઇ, બિનતી સુનો પ્રભુ મેરે.
અન્ય દેવ સબ રંક ભિખારી, દેખે બોહોત ઘનેરે,
હરિ પ્રતાપ બલ બદત ન કાહું, નિડર ભયે હમ ચેરે.
સબ તજ તુમ શરણાંગત આયે, દૃઢ કરચરણ ગ્રહેરે,
સુરદાસ પ્રભુ તુમ્હારી કૃપા તેં, પાયે સુખ જુ ઘનેરે.

દયારામભાઇ પણ ભક્તિપોષણમાં નીચે પ્રમાણે અન્યાશ્રય નહિં કરવા વિષે કહે છે:—

પુરૂષોત્તમને પરહરી, જેનું અન્ય અમર મન મોહે;
કામદુર્ગા મળી મુકીને, મહીષીપુત્રીનું પય દોહે,
દોહે ગાય મુકી મૂઢ પાડો, તરસ્યો ગંગાતીરે ખોદે છે ખાડો;
તેમ પૂરણ તન અવર આરાધે, મેહેનત માથે પડે કાંઈ ન લાધે. સેવો૦
રાખી ભરોસો અન્યનો, ન કરે આશરો અવિનાશ;
ઇચ્છે અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ;
આશ કરે તરવા દધી પુર, સ્વાનનું હાથ ગ્રહી લંગુર;
તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિ વિમુખ સંસાર. સેવો૦
કોડી ઉપાસન મલીનનું, જન તામ્ર મુદ્રા સમ જાણો;
રૂપૈયો સુર સેવના વ્યુહ, કંચન મોહોર પ્રમાણો;
કંચન મોહોર વ્યુહ હરિ હીરો, એમ અંશ અંશી સમજી રહો;
સર્વ એ દ્રવ્ય હીરાથી થાએ, હીરો કર્યો કોહોનો નવ કહેવાએ. સેવો૦
જગત વૃક્ષ તેહેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાએ;
પ્રતિ શાખા જળ સીંચીએ તેથી, તરૂ તૃપ્તિ ન થાએ;

તૃપ્તિ ન થાએ વૃથા શ્રમ પોહોંચે, સમજણુ આવે ત્યારે પછી શોચે;
મુખ દ્વારા સહુ ઇંદ્રિય સંતોષે, ભોજન અંગ લેપ્યું કોઇને ન પોષે;
જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, અવગુણને ગુણ જાણે;
અવળું પડે અન્ય દેવને, સામું દે દુઃખ શત્રુ પ્રમાણે;
પ્રમાણ નહીં ફળ દે તોએ જાએ, હરિનું આપ્યું કદી નાશ ન થાએ;
અમર અલ્પ વર અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાટે દે એ રત્ન. સેવો૦
વેલું પીલતાં જો તેલ નીકળે, જળ મધ્યે નવનીત હોએ;
મૃગજળથી જો તૃષા ટળે તોએ, ભક્તિ વિના ભદ્ર ન હોએ;
ભદ્ર ન હોએ હાર વિના કદાપી, અભય ન હરિ વિના કો શકે આપી;
હું નથી કહેતો પોકારે છે વેદ, સમરો શ્રીકૃષ્ણ ટળે સહુ ખેદ. સેવો૦
મંત્ર આધીન સહુ દેવતા, યોગે વીરાટ પણ વશ થાય;
જ્ઞાની અક્ષરને જઇ મળે પુરૂષોત્તમ પ્રેમે પમાય;
પ્રેમ ભક્તિ વશ પૂર્ણાનંદ, એ ન અડે અન્ય સાધન ફંદ;
શ્રી મુખે ભાખ્યું શ્રીગીતામાંહ, ના માનો તો જો જો ત્યાંહ. સેવો૦

શ્રીભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે. " सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहंत्वां सर्वे पापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥ સર્વ ધર્મોનો ત્યાગ કરીને મારે શરણે આવ. હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. શોક કરીશ નહિ. માટે પ્રભુની અનન્ય ભાવથી સેવા કરવી. વિવેકધૈર્યાશ્રયમાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે, अन्यस्य भजनं तत्र स्वतोगमनमेव च ॥

વૈષ્ણવનું માહાત્મ્ય, દેવતા કરતાં વિશેષ છે. જે સિદ્ધિઓ અને ચમત્કાર વૈષ્ણવો દેખાડી શકે છે તે દેવતાઓ પણ દેખાડી શક્તા નથી.

## વાર્તા ૬૨ મી, વૈષ્ણવ ૬૨ મા,

### શ્રીગુસાંઇજીના સેવક કૃષ્ણદાસ તથા ઇશ્વરદાસ બે ભાઇની વાર્તા.

એ બે ભાઇ નિષ્કિંચન હતા. હમેશાં શ્રીગુસાંઇજીની પાસે રહેતા હતા. શ્રીગુસાંઇજી પરદેશ પધારતા ત્યારે તે સંગ જતા હતા. જલઘરની સેવા કરતા હતા. એ બે ભાઇ અફીણ ખાતા હતા. એક દિવસ તેમને અફીણ ખાતા જોઇને શ્રીગુસાંઇજીએ કહ્યું " તમે અફીણ છોડી દો. ત્યારે તેમણે કહ્યું "મહારાજ અફીણમાં શો દોષ છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "અફીણ ભગવાનના સ્વરૂપને ભુલાવી દે છે, અને પુરૂષાર્થને ઘટાડી દેછે. તત્વ નિશ્ચય થવા દેતું નથી. અતત્વમાં મનને લગાડે છે. જો અફીણ ના મળે તો કોઇ વાતમાં ચિત્ત રહેતું નથી, એ વાત સાંભળીને એ બે ભાઇઓએ અ-

ફીણુ છોડી દીધું. પછી તેઓ ભગવદ્દરસમાં મસ્ત રહેતા. અનેભગવદ્દરસનો અમલ રહેતો.એ બે ભાઇ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૨ મા.

(સાર) વૈષ્ણવોએ કોઈ પણ પ્રકારનું વ્યસન રાખવું નહિ. તે દુઃસંગના માફક તથા અન્યાશ્રયની માફક વર્જ્ય છે. કારણકે ભગવત્સેવામાં તે બાધક છે. ફક્ત પ્રભુ સેવાનુંજ વ્યસન હોવું જોઇએ.

## વાર્તા ૬૩ મી. વૈષ્ણવ ૬૩ મા.

### શ્રીગુસાંઈજીના સેવક શાહુકારની બેટાની વહુની વાર્તા.

આ બાઈ સુરતમાં રહેતાં હતાં. એમનું રૂપ બહુ સુંદર હતું. એ સતી હતાં. એક દિવસ ઘરમાં કમાડ વાસીને નહાતાં હતાં તે વખતે એક બાદશાહનો મ્લેચ્છ નોકર ઘોડા ઉપર બેસીને જતો હતો તેની નજર આ સ્ત્રી ઉપર ગઈ.દેખીને તે કામાતુર થયો. આથી ઘોડો કુદાવીને ઘરની અંદર ધસ્યો. આ બાઈ નગ્ન નહાતાં હતાં તેણે એકદમ એમનો હાથ પકડયો. તે બાઇ બોલ્યાં "શા માટે આટલી તસ્દી લીધી હું તમારી ચાકર છું તમે જેમ કહેશો તેમ હું કરીશ મને વસ્ત્ર પહેરવા દો. એ સાંભળીને એ મ્લેચ્છ પ્રસન્ન થયો અને કહ્યું ભલે તમે કપડાં પહેરીને મારી સાથે ચાલો. આમ કહીને તે સ્ત્રીનો હાથ છોડી દીધો તે સ્ત્રીએ કપડાં પહેર્યાં પછીથી તે મ્લેચ્છના મોઢા ઉપર એક તમાચો માર્યો અને અંદરના ઓરડામાં કમાડ વાસીને જતાં રહ્યાં, મ્લેચ્છ આથી શરમાયો અને ઘર તરફ ચાલી ગયો, અને વિચાર કર્યો. જેટલું દ્રવ્ય છે તે બધું ખરચીને પણ આ સ્ત્રી સાથે વિવાહ કરવો, એને છોડવી નહિ. આમ વિચાર કરીને ઉપાય શોધવા લાગ્યો. એ સ્ત્રીના ઘરની પાસે એક ડોશી હતી તે ઘણી ગરિબ હતી તેની સાથે આમ્લેચ્છે ઓળખાણ કાઢયું. હમેશાં એને ઘેર જતો કોઈ દિવસ આઠ આના, કોઇ દિવસ રૂપીઓ, કોઇ દિવસ બે રૂપીઆ એમ ડોશીને આપતો. અને પછી તેને કહ્યું આ શેઠના છોકરાની વહુનું નામ, તેના બાપનું નામ, સાસુનું નામ, સસરાનું નામ, ધણી, દાદા, દાદી, મામા, મામી, એ બધાનાં નામ; તેના શરીર ઉપરનાં ચિન્હ, અવસ્થા, જન્મ, વર્ષ તથા મહિના, દિવસ, વગેરે પુછીને મને લખાવે તો પચાસ મહોર તને આપીશ. ત્યારે આ ડોશીએ તે કબુલ કર્યું. હંમેશાં એને ઘેર જઇને એ વહુના માથામાં ધૂપેલ નાખીને વાળ ઓળતી અને સઘળી વાતો પૂછતી

અને આવીને મ્લેચ્છને લખાવતી. આમ કરતાં જ્યારે સઘળું વૃત્તાંત લખાવી રહી ત્યારે મ્લેચ્છે એક વેશ્યાની છોડીને વેચાતી લીધી. અને શાહુકારના છોકરાની વહુનું નામ તેનું પાડયું, ને તેના બધા સગાનાં નામ શીખવાડયાં. જ્યારે તે છોકરી હોંશીઆર થઇ ત્યારે શાહુકારના ઘરની પાછળ એને ઉભી રાખી, અને સુબાની આગળ જઇને ફરિયાદી કરી. કે શાહુકારના છોકરાની વહુ મારી સાથે મુસલમાન થવાને ખુશી છે. અને પરણવાને પણ ખુશી છે એના ઘરની પાછળ તે ઉભી છે. એને બોલાવીને સઘળું પુછી જુઓ. હાકેમે તેને બોલાવી અને બધી હકીકત પુછી સગાનાં નામ બધાં લખી લીધાં. પછીથી મ્લેચ્છ બોલ્યો આ બદલી જશે, સસરાને ઘેર ચાલી જશે. માટે સરકારે પાકો બંદોબસ્ત કરવો જોઇએ. આથી હાકેમે તેની પાસેથી પાકુ લખાણ કરાવી લીધું અને એને રજા આપી. પછીથી મ્લેચ્છે વેશ્યાની છોકરીને વેશ્યાને ઘેર મોકલી દીધી. અને પંદર દિવસ પછી તે સુબાની આગળ ફરિયાદી કરી, " શાહુકારના છોકરાની વહુએ મારી સાથે ખાનપાન કર્યું છે. અને હવે તેને ઘેર ગઈ છે. પછી સુબાએ હુકમ કર્યો અને તે વહુને પકડાવી મગાવી તેનો સસરો, બાપ તથા ગામનું બધું પંચ એકઠું થયું અને સુ-બાપાસે ગયું. પણ સુબાએ માન્યું નહિ. એ બાઈએ મારી પાસે લખાવ્યું છે. એમ સુબાએ જ્યારે કહ્યું ત્યારે બાઇના સસરાએ કહ્યું કે તે કોઇ વખત બહાર નિકળતી નથી. તો અમો દિલ્હીમાં અકબર બાદશાહની પાસે ફરિયાદી નોંધાવીશું જયાં સુધી ત્યાંથી ન્યાય ન આવે ત્યાં સુધી આ વહુનો ધર્મભ્રષ્ટ ન થાય તથા મ્લેચ્છ આ વહુને સ્પર્શ ન કરે. એવું સુબાની સાથે નક્કી કર્યું. પછીથી સુબાનો બંદોબસ્ત લઇને દિલ્હી ગયા. ત્યાં અકબર બાદશા-હે ન્યાય આપ્યો, તે મ્લેચ્છના લાભમાં હતો, ત્યારે તે વહુ ઉંચા સ્વરથી રડવા લાગી અને કહેવા લાગી, " હે ઇશ્વર ! જો તું સત્ય હોય તો મારો પ્રાણ લે ! હું આ બાબતમાં કંઇ પણ જાણતી નથી. આ વ્યવસ્થા જોઇને દિલ્હીપતિના મનમાં એવું આવ્યું કે આ સ્ત્રીનું મન જો મ્લેચ્છમાં મોહીત હોય તો આવી રીતે રૂદન કરે નહિં માટે પ્રભુ મારા ન્યાયમાં ખામી ન પાડે તો ઘણું સારૂં. પરમેશ્વર મારો ધર્મ રાખશે. એમ વિચાર કરીને હુકમ આ-પ્યો અને કચેરીમાં એવું કહ્યું કે આ ન્યાયમાં કંઈક ખામી છે. તે બરોબર જણાતી નથી. ફરીથી મ્લેચ્છને તે સ્ત્રી સોંપી. મ્લેચ્છ કચેરીમાંથી લઈ ચા-લ્યો. અને વહુ ઉંચા અવાજે રડવા લાગી. અને છાતી કુટવા લાગી. ઘણા માણસોની ભીડ થઈ હતી. શ્રીગુસાંઇજીએ આ જોયું અને પુછયું, કે શું છે.

જ્યારે આ બધી હકીકત સાંભળી ત્યારે તુર્કને અને વહુને બોલાવી, બધા સમાચાર પુછયા. સાંભળીને રાજાને ખબર કરાવી. આનો ન્યાય અમે પંદર દિવસમાં આપીશું. એ સાંભળીને રાજા પ્રસન્ન થયો અને કહ્યું એક મહીનાની અંદર શ્રીગુસાંઇજી જે ન્યાય કરે તે અમારે કબુલ છે. એમ કહીને બીરબલે વિનતિ કરી. શ્રીગુસાંઇજીએ મ્લેચ્છને બીજે ઠેકાણે રહેવાને હુકમ આપ્યો. અને વહુને સાસુ સસરાની પાસે રાખી. બંન્નેને બોલાવીને સઘળી હકીકત સાંભળી. એક દિવસ શ્રીગુસાંઇજીએ બે પાંજરાં મંગાવ્યાં. એકમાં તુર્કને બેસાડયો અને બીજામાં વહુને બેસાડી બન્ને પીંજરાં મેદાનમાં મૂક્યાં. આખી રાત આ પીંજરાની પાસે કોઇ માણસ જાય નહિં એવો બંદોબસ્ત કર્યો અને એક માણસને દિલ્હીપતિની ખાતરી માટે છાનો રાતમાં પાંજરાની પાસે બેસાડયો. બન્નેને ખબર ન પડે તેવી રીતે આ માણસ બેસી રહ્યો. મધ્યરાત્રી પછી વહુ મ્લેચ્છને કહેવા લાગી હાલમાં હું ત્હારી થઇ છું, અને તારી સાથે જીંદગી ગાળીશ, પણ તમારૂ કંઇ પરાક્રમ સાંભળું તો મારૂ ચિત્ત પ્રસન્ન થાય. તો કહો કે તમે કઇ યુક્તિથી આ ઉપાય કર્યો છે. એ કહેશો તો મને ધીરજ આવશે. મેં તમને કોઇ દિવસ જોયા નથી જો તમારૂં પરાક્રમ નહિ કહો તો મારો પ્રાણ પીંજરામાં માથું ફોડીને કાઢીશ. ત્યારે મ્લેચ્છ સાંભળીને ઘણોજ પ્રસન્ન થયો અને બોલ્યો. અરે! તેં મારાં પરાક્રમ હજુ સુધી જાણ્યાં નથી? તને કંઇ ખબર છે? પછી સઘળું વૃત્તાંત કહ્યું. ડોશીની અને વેશ્યાની છોડીની સઘળી રીત જેમ બની હતી તે કહી સંભળાવી ત્યારે વહુ બોલી હવે મારો પ્રાણ ઠેકાણે આવ્યો છે. તારે વશ થઇને તારી પાસે આવીશ. આ સાંભળીને મ્લેચ્છ પ્રસન્ન થયો. અને પોતાની મોટાઈ માનવા લાગ્યો. પેલા છુપાઇને બેઠેલા માણસે બન્નેની વાત લખી લીધી હતી. સવાર થયું એટલે શ્રીગુસાંઇજીએ બે પાંજરાં મંગાવ્યાં. અને માણસે જે લખ્યું હતું તે વાંચ્યું. પછીથી શ્રીગુસાંઇજીએ એ બે પાંજરાં અને લખાણ અકબર બાદશાહની પાસે મોકલ્યાં. બાદશાહે લખાણ વાંચીને તુર્કને જન્મ કેદની શિક્ષા દીધી. સુબાને દૂર કર્યો, અને કહ્યું, "જે વખતે આ સ્ત્રી તારી પાસે લખાવાને આવી ત્યારે તેં શા માટે સ્ત્રીના બાપ તથા સસરાને બોલાવીને સહી કરાવી નહિં? તે વેશ્યા અને ડોશીનું ઘર લુંટી લીધું. અને વહુને છોડી મુકી. વહુએ પોતાના સગાઓને કહ્યું, "મને શ્રીગુસાંઇજીએ જીવતી રાખી છે જેથી હું એમની સેવક થઇશ. પછીથી તે શ્રીગુસાંઇજીની સેવક થઇ. એના ધણી, સાસુ, સસરા, અને મા

બાપ, એ બધા શ્રીગુસાંઇજીના સેવક થયા. અને શ્રીઠાકોરજીને પધરાવીને પોતાના દેશમાં આવ્યાં. એ વહુ પોતાના સત્યમાં રહેલી હતી, તો એના સંગથી બધા વૈષ્ણવો થયા. એ એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૩મા.

(સાર.) સ્ત્રી ભકતોએ પોતાનું સત્ય ચુકવું નહિ. ગૃહસ્થાશ્રમમાં રહીને સતીત્વનું પાલન કરીને પ્રભુ સેવા કરનાર ઉપર પ્રભુ જરૂરથી પ્રસન્ન થાય છેજ.

આ બાઈના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીસ્વામિનીજી સહિત શ્રીવ્રજેશ્વરજી હતા. તે હાલમાં કોટામાં શ્રીકન્હૈયાલાલજી મહારાજને માથે બીરાજે છે.

## વાર્તા ૬૪ મી. વૈષ્ણવ ૬૪ મા.

### श्रीगुसांइजीना सेवक हरिदास खवास सनोडीया ब्राह्मणनी वार्ता.

* प्रसंग १ * એ હરિદાસ શ્રીગુસાંઇજીની ખવાસી કરતા હતા. હરિદાસને શ્રીગુસાંઇજીએ બે વાતની શિક્ષા દીધી. એકતો અમારા દ્રવ્યનો સ્પર્શ કરવો નહિ અને બીજું પરસ્ત્રીની સાથે એકાંત નિવાસ કરવો નહિ. અમારા દ્રવ્યને સ્પર્શ કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે. અને પરસ્ત્રીની સાથે એકાંત કરવાથી ચિત્ત ચલાયમાન થાય છે તેથી ભગવદાવેશ હૃદયમાં થતો નથી. એ હરિદાસે જન્મ પર્યંત શ્રીગુસાંઇજીની આજ્ઞા પાળી. એક દિવસ હરિદાસે શ્રીગુસાંઇજીને વિનતિ કરી "મારે શ્રીમદ્‌ભાગવત્ સાંભળવાની ઇચ્છા છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " તમે ઉજ્જન જઇને કૃષ્ણભટ્ટજીની પાસે શ્રીમદ્‌ભાગવત્ સાંભળી આવો. ત્યારે તે ઉજ્જન ગયા અને કૃષ્ણભટ્ટજીને કહ્યું "મને શ્રીમદ્‌ભાગવત્ સંભળાવો. ત્યારે કૃષ્ણભટ્ટજીએ વેણુગીતનો પ્રસંગ સંભળાવ્યો

बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद्वासः कनककपिशं वैजयंतीं च मालाम् ॥
रंध्रान्वेणोरधरसुधया पूरयन्गोपवृंदे—
र्वृन्दारण्यंस्वपदरमणं प्राविशद्गीत कीर्तिः ॥

૧ વપુ અને કર્ણમાં મયુર પિચ્છ અને કર્ણિકાર તથા સુવર્ણ જેવું કપિશ વસ્ત્ર તથા વૈજયંતી માલા પહેરીને, વેણુના રંધ્રોનો અધર સુધાથી પૂરતા, જેની કીર્તિ સર્વત્ર ગવાઇ છે એવા પ્રભુએ ગોપવૃંદ સાથે સ્વપદથી રમણીય એવા શ્રી વૃંદાવનમાં પ્રવેશ કર્યો.

આ શ્લોકની શ્રીસુબોધિનીજીના પ્રસંગમાં ત્રણ પ્રકારની સુધાનું વર્ણન કર્યું છે (૧) સેવોભોગ્યા સુધા (૨) દેવ ભોગ્યા સુધા (૩) ભગવદ્ભોગ્યા સુધા આ પ્રમાણે સુધાનું સ્વરૂપ શ્રીઠાકોરજીએ વેણુમાં વર્ણવીને વ્રજભકતોને આપે સ્વરૂપનો બોધ કર્યો અને વર્ણન કરવાનું સામર્થ્ય આપે આપ્યું. આ પ્રસંગ હરિદાસ સાંભળીને મૂર્છા ખાઇ ગયા. તે એક પહોર પછી પાછા સચેતન થયા. પછી હરિદાસજીએ કૃષ્ણભટ્ટને કહ્યું " શ્રીમદ્ભાગવત્નો બીજો પ્રસંગ સંભળાવો. ત્યારે કૃષ્ણભટ્ટે કહ્યું મને અવકાશ નથી. અને કૃષ્ણભટ્ટજી મનમાં ડર્યા કે એમની દશમી અવસ્થા થઇ જશે. તો શ્રીગુસાંઇજી ખીજશે. ત્યારે કૃષ્ણભટ્ટજીએ હરિદાસજીને કહ્યું " તમે જઇને શ્રીગુસાંઇજીની સેવા કરો. ફરીથી હારદાસજી આવ્યા. અને શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજીની ખવાસી કરવા લાગ્યા.

* પ્રસંગ ૨ * એક દિવસ હારદાસજીએ એક સાચારોના ઘરનું વંતાકનું શાક લીધું હતું. ત્યારે હરિદાસજીના મનમાં એવું આવ્યું કે મને આટલાં વર્ષો થયાં છે. હું શ્રીગુસાંઇજીની સેવા કરૂં છું, પગાર પણ કંઇ લેતો નથી. તો થોડુંક દ્રવ્ય શ્રીગુસાંઇજીનું લઇને જાઉં તો ઠીક. તેથી શ્રીગુસાંઇજીનાં વહુજીનાં એક હઝાર રૂપીઆનાં આભૂષણ લઇને ચાલ્યા તે વૃંદાવન થઇને આગળ ચાલ્યા. ત્યાં એક તળાવ હતું અને એક સાધુની જગ્યા હતી. ત્યાં હરિદાસ સામાન રાખીને ખરચુ ગયા. તળાવ ઉપર ન્હાયા. એટલામાં પવન વાયો. તેથી વ્રજની રજ ઉડીને હરિદાસના મુખમાં પડી એથી હરિદાસની બુદ્ધિ શુદ્ધ થઇ. પેટમાંથી સર્વ આસુરાવેશ નીકળી ગયો. તેથી હરિદાસને એવો પસ્તાવો થયો. મેં આ શું કામ કર્યું. પછી હરિદાસ પોટલું બાંધીને શ્રીગોકુળ પાછા આવ્યા. આવીને શ્રીગુસાંઇજીને આભૂષણ આપ્યાં અને વિનતિ કરી " મારી બુદ્ધિ આવી શાથી થઈ? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી " અમારા સેવક, જ્ઞાતિના ભટ્ટ, જલઘરીયા, પ્રચારક, રસોઇઆ, મુખીઆ ભીતરીઆ એ બધાના ઘરમાં અમારૂં વિના પ્રસાદી દ્રવ્ય જાય છે. એમના ઘરનું જે કોઈ ખાય છે તેમની બુદ્ધિ એવી થઇ જાય છે તેથી તમારી પણ થઇ ગઇ. હરિ ગુરૂ અને વૈષ્ણવમાં એમની બુદ્ધિ વિષમ થઇ જાય છે. જ્યાં સુધી તમારા પેટમાં એ સાચોરાનું શાક રહ્યું છે ત્યાં સુધી તમારી બુદ્ધિ બગડી રહી છે. તો તમારા મોઢામાં ભગવાનની ઇચ્છાથી વ્રજની રજ પડી અને તમને ઉલટી થઈ તો એ અંશ નીકળી

ગયો ત્યારે તમારી બુદ્ધિ નિર્મળ થઇ. માટે સર્વ વૈષ્ણવોએ ગુરૂ તથા શ્રી-ઠાકોરજીના અણપ્રસાદી દ્રવ્યનો એવો ડર રાખવો જોઇએ. એ હરિદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૪ મા.

(સાર.) (૧) ગુરૂના દ્રવ્યને સ્પર્શ કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. (૨) પરસ્ત્રી સાથે એકાંત ગાળવો નહિ. પ્રેમની જુદી જુદી અવસ્થા માટે ભક્તિપોષણમાં દયારામભાઈએ નીચે પ્રમાણે કહ્યું છે, તે ઉપરથી દશમીઅવસ્થા કઇ તે સમજી શકાશે.

પ્રેમ લક્ષણા વળિ દ્રગ રૂચિ, સ્મૃતિ, અભિલાખા ઉદ્વેગ ચાર;
વ્યાધિ પ્રલાપ,ને ઉન્માદ ત્રણે, આસક્તિના પ્રકાર;
પ્રકાર વ્યસનતણા બે કહીએ, જડતા ને વળી મૂર્ચ્છના લહિએ;
તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુ સાદ્રશ પણ મર્ણ ન છેક. સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.
પ્રેમ આસક્તિ વ્યસન એ, ત્રણે રૂપ સ્નેહનાં લહીએ;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇ ન કહીએ;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ;
વીજોગ થાય ત્યારે તપે તંન, તાંહાંનું તાંહાં વળગ્યું રહે મન— સેવો૦
એકવાર આખા દિવસમાં, પણ મળ્યા વિના નવ રહેવાએ;
જો ના મળે તો વિકળ થાય, આસક્તિ એ તો કેહેવાએ;
કહેવાયે વ્યસન આવું જ્યારે થાએ, સ્હામાસ્હામી હૃદયો વિંધાય;
તન્મયતા તે મૃત્યુ સમાન, એ ચારે આવે આપે હરિ દાન— સેવો૦

## વાર્તા ૬૫ મી. વૈષ્ણવ ૬૫ મા.

### શ્રીગુસાંઇજીના સેવક પ્રેમનીધિમિશ્ર વૈષ્ણવની વાર્તા.

* પ્રસંગ ૧ * એ પ્રેમનિધિમિશ્ર આગ્રામાં શ્રીગુસાંઇજીના સેવક-વૈષ્ણવ થયા, અને શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરતા હતા. ખાસ કરીને તે અસ્પર્શમાં રહેતા. યવનની વસ્તી જાણીને બહાર નીકળતા ન હતા. એમનો એવો નિયમ હતો કે ગાગરને કંતાનમાં બાંધી રાખતા અને સવાપહોર રાત રહે ત્યારે એ ગાગર લઇને શ્રીયમુનાજીમાં જઇને ફરીથી ન્હાઇને ગાગર ભરીને લાવતા. એક દિવસ વર્ષાદ ઘણોજ વર્ષ્યો તો ત્યારે પ્રેમનિધિને ચિન્તા થઈ. અંધારામાં જયાં ત્યાં પગ પડી જાય છે. દિવસે મ્લેચ્છ છી જશે. આ ચિન્તાને લીધે આખી રાત નિદ્રા ન આવી. આની ચિન્તા જોઇને શ્રીગોવર્દ્ધન

નાથજીએ સહન કરી શકયા નહિ. જયારે સવા પહોર રાત રહી ત્યારે પ્રેમનિધિ શ્રીયમુનાજી તરફ ચાલ્યા, ઘરથી બહાર નિકળ્યા. તો એક દશબાર વર્ષનો છોકરો મસાલ લઇને આવતો હતો. પ્રેમનિધિએ જાણ્યું આ કોઇને પહોંચાડવા જાય છે. એની પાછળ પાછળ જઉં તો ઠીક. જયાં સુધી એ આ રસ્તામાં જાય ત્યાં સુધી એની પાછળ ચાલી જઇશ જયારે એ જશે. ત્યારે શ્રીયમુનાજીમાં જઇશ. એમ કરતાં એ છોકરો શ્રીયમુનાજી સુધી આવ્યો. પછી અંતર્ધાન થઇ ગયો. ત્યારે એને મોટું આશ્ચર્ય થયું " એ કોણ હશે. કોઇ ભૂત પ્રેતનું સામર્થ્ય નથી કે તે મારી દૃષ્ટિ આગળ આવી શકે. એમ વિચાર કર્યો પછી ન્હાઇને ગાગર ભરીને પ્રેમનિધિ ચાલ્યા. ત્યારે મસાલ લઇને એ છોકરો ફરીથી આવ્યો. ત્યારે વિચાર કર્યો. " આને પૂછું, " તું કોણ છે, "પાંચ સાત પગલાં ચાલ્યો એટલામાં પોતાનું ઘર જે એક કોશ સુધીને અંતરે હતું તે આવ્યું તેથી કશું પૂછી શકયા નહિ. પછી એ છોકરો ચાલ્યો ગયો તેથી એમણે ઘરમાં જઇ વિચાર કર્યો, કે કોસભરનો રસ્તો પાંચ સાત પગલામાં આવી ગયો એ કાર્ય શ્રીનાથજીનું હશે. તેથી ઘણો પસ્તાવો થયો, અને તે છોકરાના રૂપમાં મન લાગી ગયું. નેત્રમાં પાણી ભરાઈ ગયું. એ પ્રેમનિધિ મિશ્ર શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેને માટે શ્રીનાથજીને મસાલ લેવી પડી.

* પ્રસંગ ૨ * પ્રેમનિધમિશ્ર કથા એવી વાંચતા કે કોઇ સાંભળવાને આવે તો તેના મનનું હરણ થઇ જતું. અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન થઇ જતું ઘણાં સ્ત્રી પુરૂષો કથા સાંભળવાને આવતાં. આ વાત પ્રેમનિધનાં દુષ્ટ પાડોસીઓથી સહન ન થઇ શકી. એ દુષ્ટોએ જઇનેબાદશાહને ફરિયાદી કરી બાદશાહે ચોપદાર મોકલ્યો આ વખતે પ્રેમનિધએ ન્હાઇને ઉત્થાપન કર્યાં હતાં અને ઝારી ઉઠાવી હતી. અને બીજી ભરવાનો વિચાર કરતા હતા. ચોબદારોએ આ વખતે જઇને તેમને પકડયા અને બાદશાહ પાસે લાવ્યા. શ્રીઠાકોરજી જલ વગર રહી ગયા. બાદશાહે પૂછયું. " તમે કથા વાંચો છો ત્યાં સ્ત્રીઓને કેમ આવવા દો છો ? ત્યારે પ્રેમનિધિ બોલ્યા, જયાં ભગવત્કથા થાય ત્યાં જેને સાંભળવા આવવું હોય તે આવે, સાંભળવા આવનારને ઉઠાવીને કાઢી મૂકવામાં, ધમકાવવામાં, વિષય દૃષ્ટિ રાખવામાં અને ભગવન્નામ સાંભળવામાં, પ્રતિબંધ રાખવામાં મોટો દોષ આવે છે. તેથી હું ના નહિ કહિ શકું. બાદશાહે કહ્યું તેં જે કહ્યું તે વાત જુદી છે અને તારી

શેરીના લોકોએ જે વાત કહી તે પણ જુદાં છે. જ્યાં સુધી નક્કી નહિ થાય ત્યાં સુધી તું છૂટવાનો નથી ” એમ કહીને તેમને કેદ કર્યા. ત્યારે શ્રીઠાકોરજીએ બાદશાહને ઇષ્ટપીરનું રૂપ ધારણ કરી રાત્રે એ સૂતો હતો ત્યાં ગયા. અને સ્વપ્નમાં એને કહ્યું “ મને તરસ બહુ લાગી છે ” એણે કહ્યું “ મારા ઘરમાં જુદી જુદી જાતનાં જળ છે. અનેક પ્રકારની સુગંધીવાળાં જળ છે. ત્યારે શ્રીઠાકોરજી બોલ્યા “કોણ પીવડાવશે” બાદશાહે કહ્યું “આપ જેને ફરમાવશો તે પીવાડશે.” શ્રીઠાકોરજીએ તેને લાત મારી કહ્યું “તું મારી વાત ચિત્ત દઇને સાંભળતો નથી. જેના હાથનું જલ હું પીઉં છું તેને તો તેં કેદ કર્યો છે. આ વચન સાંભળીને બાદશાહ ઉઠીને બેઠો અને મનુષ્ય મોકલીને પ્રેમનિધિને બોલાવ્યા અને ઉઠીને તેમને પગે લાગ્યો અને કહ્યું “ મારો અપરાધ ક્ષમા કરો. સાહેબને તરસ લાગી છે. તમે જઇને જલ પીવડાવો એ બીજાના હાથનું જળ નહિજ પીવે. તમારાથીજ પ્રસન્ન થશે, તો તમે જઇને સાહેબને જળ પીવડાવો. હું તમારા ઉપર રાજી છું. જેમ કથા વાંચતા હો તે પ્રમાણે વાંચો. જે ગામ તથા દેશ તમને ભેટમાં આપું તે લ્યો. “ત્યારે પ્રેમનિધિ બોલ્યા ” મારે કશું જોઇતું નથી. દ્રવ્ય લેવાથી કોઇનું સારૂં થયું નથી. જેમની પાસે દ્રવ્ય ગયું છે તેમની બુદ્ધિ સ્થિર થઇ નથી. એમાં બહુ પ્રકારનો બગાડ થાય છે. તો હું દ્રવ્ય નહિ લઉં ” આથી બાદશાહને ડર લાગ્યો અને કહ્યું કંઇક ફરમાવો. પ્રેમનિધિએ કહ્યું “ તમારે કોઈ દિવસ મને બોલાવવો નહિ. ” એટલુંજ માગું છું. પછી બેચાર માણસોને મસાલ સહિત પ્રેમનિધિને ઘેર મોકલ્યા. પ્રેમનિધિએ ઘેર આવીને ન્હાયા અને ઝારી ભરી ત્યારે શ્રીઠાકોરજીને ધીરજ આવી તથા શાંત થયા. એ પ્રેમનિધિ મિશ્ર શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૫ મા.

(સાર.) (૧) સેવા માટે વૈષ્ણવોને ઘણી ઉત્કણ્ઠા થવી જોઇએ. સેવા કાલે કોઇ બીજાનો સ્પર્શ ન થાય તેની સંભાળ રાખવી જોઇએ. અને અસ્પર્શ પાળવી જોઇએ. (૨) ભગવત્કથારસનું પાન સ્ત્રીઓ તથા પુરૂષ ઉભયને કરવાનો હક્ક છે. પણ જ્યાં સ્ત્રી પુરૂષો એકત્ર થયા હોય ત્યાં વિષયદૃષ્ટિ રાખવી જોઇએ નહિ. અલૌકિક પ્રસંગની કથા કરવા, ભગવાનના ગુણનું સંકીર્તન કરવાજ સ્ત્રી પુરૂષોને એકઠા થવાનો અધિકાર છે. લૌકિક બાબતો માટે નહિ. લૌકિક વિષય ઉપર એકઠા થઇ વાતો કરવાથી વિષયાસક્તિ થાય છે. અને બહિર્મુખતા પ્રાપ્ત થાય છે.

# વાર્તા ૬૬ મી. વૈષ્ણવ ૬૬ મા.

## श्रीगुसांइजीना सेवक एक ब्राह्मण स्त्री पुरुषनी वार्ता.

આ સ્ત્રીપુરૂષ ઇટાયા ગામમાં રહેતા હતા. અને દેવીનાં ઉપાસી હતા. રાતમાં દેવી એમની પાસે આવતાં. એક દિવસ ચાચાજી ઇટાયા ગામમાં ગયા. રાત બહુ પડી ગઇ હતી તેથી બ્રાહ્મણના ચોતરા ઉપર મુકામ કર્યો. અને ત્યાં સૂઈ ગયા. રાત્રે દેવી ત્યાં આવ્યાં પણ વૈષ્ણવને ઓળંગીને જઇ ન શકયાં. ત્યાંજ ઉભાં રહી. દેવી જે વીષ્ણુની માયા હતી, તે વૈષ્ણવનું સ્વ-રૂપ બરાબર રીતે જાણુતી હતી, તેથીપાછી ફરી. આ બ્રાહ્મણ દેવીને માટે અનેક પ્રકારના મંત્ર તથા જપ તથા આવાહન કરવા લાગ્યો. જ્યારે રાત બે ઘડી રહી ત્યારે ચાચાજી ઉઠીને ચાલ્યા. ત્યારપછી દેવી બ્રાહ્મણને ઘેર ગઈ. બ્રાહ્મણે પૂછ્યું, રાતમાં કેમ પધાર્યાં નહિ. દેવીએ કહ્યું ચોતરા ઉપર વૈષ્ણવ સુતા હતા. અને શી રીતે ઓળંગીને આવું. પછી બ્રાહ્મણે પૂછ્યું. "વૈષ્ણવ તમારાથી મોટા છે." દેવીએ કહ્યું "અનન્ય વૈષ્ણવ સૌથી મોટા છે એમનાથી મોટા કોઇ નથી, તેત્રીસ કરોડ દેવતા વિરાટ્‌ના રોમ-રોમમાં છે તે વિરાટ્ ભગવાન બ્રહ્માંડ રૂપ છે. એવા અનંત કોટી બ્રહ્માંડ શ્રીઠાકોરજીના એક એક વાળમાં છે. એવા ભગવાનને જેણે વશ કર્યા છે એવા વૈષ્ણવથી મોટું કોણ? એમની પાછળ પુરૂષોત્તમ ફરે છે." પછી બ્રાહ્મણે કહ્યું, "મારે વૈષ્ણવનાં દર્શન કરવાં છે. "દેવીએ કહ્યું, "ગામ બહાર જાવ, તમને જતાં મળશે." બ્રાહ્મણ જઇને ચાચાજીને મળ્યો, અને કહ્યું "મારે ઘેર પાછા પધારો" તે બ્રાહ્મણે સઘળી વાત ચાચાજીને કહી. ચાચાજીએ કહ્યું "હું દશ પંદર દિવસ પછી આવીશ." તેમણે બ્રાહ્મણને એક ઉપરણો આપ્યો. અને કહ્યું "કે આ ઉપરણો દેવીને આપજો." બ્રાહ્મણે ઘરમાં આવીને, ખુંટી ઉપર ઉપરણો ધરી દીધો. ના-હીને ગાયત્રીનો જપ કરવા લાગ્યા. તેની સ્ત્રી રસોઇ કરવા લાગી. એટલા-માં પવન વાયો અને ઉપરણો ઉડીને તે બ્રાહ્મણના માથા ઉપર જઇને પડયો. ત્યારે તેની સ્ત્રી તેને કુતરા જેવી દેખાવા લાગી, ત્યારે બ્રાહ્મણ બોલ્યો "તું કુતરૂ શાથી બની ગઇ છે" સ્ત્રીએ કહ્યું કે આને કંઈક થયું છે. એ બાવરા તો થયા નથી! બ્રાહ્મણના માથા ઉપરથી ઉપરણો ઉતારી લીધો ત્યારે તે સ્ત્રી

એને મનુષ્ય જેવી દેખાવા લાગી. બ્રાહ્મણે વિચાર કર્યો, "આ ઉપરણામાં ચમત્કાર છે." અને સ્ત્રીને કહ્યું કે આ ઉપરણો ઓઢીને મને જો. ત્યારે સ્ત્રીએ આ ઉપરણો ઓઢીને જોયું તો તે બ્રાહ્મણ તેને ગધેડા જેવો દેખાવા લાગ્યો. સ્ત્રીએ કહ્યું, "તમે મને ગધેડા જેવા દેખાવ છો. બ્રાહ્મણ ઉપરણો ઓઢીને બજારમાં ચાલવા લાગ્યો. તેણે બજારમાં કોઈ ગધેડા જેવું, કોઇ ઉંટ જેવું, કોઈ કુતરા જેવું અને કોઇ ઘોડા જેવું એમ અનેક પ્રકારનાં પશુઓ દીઠાં. પણ કોઇ માણસ જોયું નહિં. આખા ગામમાં ફર્યા ત્યારે માત્ર બે જણજ એક દુકાનમાં બેઠા હતા. તેને મનુષ્યરૂપે જોયા. તેમને જઇને પૂછ્યું. "તમે કયા ધર્મમાં છો" એમણે કહ્યું અમે વૈષ્ણવ ધર્મમાં છીએ. અને શ્રીગુસાંઇજીના સેવક છીએ તું શા માટે પુછે છે." બ્રાહ્મણે બધી હકીકત કહી ત્યારે તે વૈષ્ણવને પસ્તાવો થયો. આ ગામમાં ચાચાજી આવ્યા છતાં અમને મેળાપ થયો નહિં. હવે આવે તો અમને ખબર આપજો. ચાચાજી આવે તો હું વૈષ્ણવ થઇશ એ પ્રમાણે મનમાં વિચાર કર્યો. થોડા દિવસ પછી ચાચાજી આવ્યા. આ વખતે તેઓ તે સ્ત્રી પુરૂષને ઘેર ઉતર્યા. ચાચાજીએ નામ શ્રવણ કરાવ્યું. પછી બન્નેજણ વૈષ્ણવ થયા. શ્રીગોકુળમાં આવીને શ્રીગુસાંઇજીની કૃપાથી શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. અને શ્રીગુસાંઇજીના શ્રીમુખથી કથા સાંભળી પછી શ્રીનાથજીનાં દર્શન કર્યાં પછી શ્રીઠાકોરજીને પધરાવીને ઇટાઇમાં આવ્યા અને ભગવદ્ સેવા કરવા લાગ્યા. કેટલાક દિવસ વીત્યા પછી શ્રીઠાકોરજી એમને અનુભવ જણાવવા લાગ્યા. એ બ્રાહ્મણ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમને શ્રીગુસાંઇજીએ ચાચાજી દ્વારા પ્રમેયબલ દેખાડીને અંગીકાર કર્યા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૬ મા.

(સાર( અન્યચ વૈષ્ણવ દેવ દેવીઓ કરતાં અધિક છે. એમ આગળ બ્રાહ્મણ સ્ત્રી પુરૂષની વાર્તામાં કહ્યું છે. શ્રીગોસ્વામી શ્રીહરિરાયજી પણ નીચેના પદમાં વૈષ્ણવના માહાત્મ્ય સંબંધી કહે છે.

આયે મેરે શ્રીવલ્લભ કે દાસ. ટેક.
તાકી સરભર નહીં ત્રિભુવનમેં, સુણો વેદ ઈતિહાસ.
વ્રજ રસનાકે ભાવની ભાવક, સદા મન પ્રસન્ન હુલ્લાસ;
મેઘ ગંભીર ગર્જત વચનામૃત, વર્ષત સુખકી રાસ.
કોટી જન્મ અઘ હરત, કરત શુદ્ધ, ભેટત સબ વ્રજ આસ;
નામ લેત મન આનંદ ઉપજત, ભજનાનંદ વિકાસ.
તીનકી સંગત કબહુ ભઇ, હરિવશ હોય અનાયાસ,
વાગ્ધીશ પદ કમલ એ શીર, નીર્ભય કરત વિલાસ.

તાકી મહિમા કો કહિ બરણત, શુક સનક સરસ્વતી વ્યાસ;
તીર્થનકો અતિ તીર્થ કરી અબ, પદરજ ગંધ સુવાસ.
લક્ષ્મી કરત અપેક્ષા જીનકી, નિશદિન કીયે નિવાસ,
ભક્તિ મુક્તિ સંગ લાગી ડોલત, કરત અન્ય ન ઉપાસ.
કોટી સમુદ્ર કરૂણા નેનનમેં, સબ ગુણ તેજ પ્રકાસ;
રસિકદાસ જનકો તબદીજે, નિજજન પદરજ આસ.

(૨) પ્રભુ ભજન નહિ કરનાર પશુ જેવો છે. પુષ્ટિ સંપ્રદાયમાં જ્યારે જીવનો અંગીકાર કરવામાં આવે છે ત્યારે મહારાજશ્રી તરફથી ઉપરણો આપવામાં-ઓઢાડવામાં આવે છે, તેનું રહસ્ય આ વાર્તા ઉપરથી સમજી શકાશે. ઉપરણાથી ચર્મચક્ષુઓની આગળ જે સંસારનું આવરણ હોય છે તે દૂર થઈ જાય છે, અને ખરી વસ્તુ શું છે તે સમજી શકાય છે. ઉપરણો એ દિવ્ય દૃષ્ટિ આપનાર છે. ઉપરણો ઓઢવાથી જીવ વૈષ્ણવતાની સ્થિતિમાં આવે છે, અને જે વૈષ્ણવ હોય તેજ ખરો મનુષ્ય છે, તે સિવાયનાં બધાં પશુવત્ છે. સુરદાસજીએ એક પદમાં ગાયું છે કે પ્રભુના ભજન વગર જે જીવ રહે છે તેને પ્રેત તુલ્ય જાણવો.

પદ.

ભજન બિન જીવત જેસે પ્રેત.
મન મલિન ઘર ઘર ડોલત હેં ઉદર ભરન કે હેત.
કબહું પાવત પાપકો પૈસા, ગાડ ધુળમેં દેત;
સેવા નહિ ગોવિંદ ચંદકી, ભવન ગલીનકો ખેત.
મુખ કટુ વચન કરત પર નિંદા, સંતનકું દુઃખ દેત;
સુરદાસ બહુત કહા કહું, ડુબે કુટુંબ સમેત.

---

# વાર્તા ૬૭ મી. વૈષ્ણવ ૬૭ મા.

## श्रीगुसांइजीना सेवक श्यामदास विरक्तनी वार्ता.

આ શ્યામદાસની ઉપર શ્રીગુસાંઈજીની સંપૂર્ણ કૃપા હતી. શ્રીઠાકોરજી તેમને અનુભવ જણાવતા હતા. એક દિવસ લાલદાસ બ્રાહ્મણ શ્રીગુસાંઈજીના સેવક થયા. લાલદાસે વિનતિ કરી “ મહારાજ હું શું કરૂં, મારૂં ચિત્ત સ્થિર નથી રહેતું ” શ્રીગુસાંઈજીએ કહ્યું “ એક વર્ષ સુધી તમે શ્યામદાસનો સત્સંગ કરો ” ત્યારે લાલદાસે શ્યામદાસને કહ્યું “ એક વર્ષ સુધી તમારો સત્સંગ કરીશ કારણકે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી છે. ત્યારે શ્યામદાસે કહ્યું ” મારે પરદેશ જવાનું છે. ત્યારે લાલદાસે કહ્યું “ હું પણ તમારી સાથે તમારી ટહેલ કરતો ચાલીશ. ” ત્યારે એ શ્યામદાસ ચાલ્યા, લાલદાસ

એમની સાથે ચાલ્યા. રસ્તામાં એક ગામ આવ્યું એ ગામમાં એક વૈષ્ણવને ઘેર મંડાણ હતું તેમણે એ દિવસે ૫૦૦ માણસો જમાડવાનો વિચાર કર્યો હતો તેથી તેમણે શ્યામદાસ અને લાલદાસને નોતરૂં આપ્યું. પછીથી બે જણાઓ પ્રસાદ લેવા ગયા. ત્યાં જઇને બેઠા શ્યામદાસે પોતાની પાતળમાં કીડાકીડા દીઠા. તે દ્વારા શ્યામદાસને શ્રીઠાકોરજીએ એવું જણાવ્યું કે "આ દ્રવ્ય કન્યાવિક્રયનું છે. તે હું કદી પણ અંગીકાર કરીશ નહિ. તેથી આ સામગ્રી હું આરોગ્યો નથી, માટે તમે પ્રસાદ લેશો નહિં. તેથી શ્યામદાસે પ્રસાદ લેવાની ના પાડી. બધા વૈષ્ણવો શ્યામદાસને સમઝાવવા લાગ્યા. પણ શ્યામદાસ ત્યાંથી ઉઠીને ચાલ્યા. એ ગામની બહાર બીજું ગામ હતું ત્યાં ગયા, લાલદાસતો ત્યાં બેઠા રહ્યા. મનમાં એવો વિચાર કર્યો કે "શ્યામદાસ શાણા વૈષ્ણવ નથી. વૈષ્ણવનું કહ્યું માનતા નથી એમ કહીને લાલદાસ પ્રસાદ લેવા બેઠા, પ્રસાદ લઇને શ્યામદાસની પાસે ગયા. તે દિવસથી શ્યામદાસ કશું તેમની સાથે બોલ્યા નહિ. ફક્ત પાતળ ધરી દેતા. એમ કરતાં એક વર્ષ થયું ત્યારે શ્રીગોકુલ ગયા. લાલદાસે શ્રીગુસાંઇજીને વિનતિ કરી "શ્યામદાસ કશું સમજતા નથી. પાંચસો વૈષ્ણવોએ કહ્યું પણ તેમણે બિલકૂલ ન માન્યું, અને મહાપ્રસાદ ના લીધો. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી. તમે અમારી તથા વૈષ્ણવની આજ્ઞા માની નહી તમને કહ્યું હતું કે તમારે શ્યામદાસનો સત્સંગ કરવો તો તમે પાંચસો વૈષ્ણવના કહેવાથી શા માટે પ્રસાદ લીધો. એ દ્રવ્ય કન્યાવિક્રયનું હતું. શ્રીઠાકોરજી આરોગ્યા નહોતા. હવે બે વર્ષ સુધી શ્યામદાસની ટહેલ કરશો તો શ્રીઠાકોરજી પ્રસન્ન થશે. એ શ્યામદાસ એવા કૃપાપાત્ર હતા. એમને શ્રીઠાકોરજીએ એવું જણાવ્યું કે કન્યાવિક્રયના દ્રવ્યથી જો શુભ કાર્યો થાય તો તે વ્યર્થ થાય છે. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૭ મા.

(સાર):-(૧) કન્યા વિક્રય કરનારનો સંગ વૈષ્ણવે કરવો નહિં. તેના ઘરનું દ્રવ્ય પણ લેવું નહિં. તેના ઘરનું ભોજન પણ વિષ્ટા સમાન છે, એમ જાણીને તેનો સદંતર ત્યાગ કરવો. એવું દ્રવ્ય શ્રીઠાકોરજી પણ અંગીકાર કરતા નથી. કન્યાવિક્રય એ એક પ્રકારનું મોટું પાપ છે. એમ સમજીને તે ન કરવો જોઇએ. કંન્યાવિક્રયના પૈસાથી જે પ્રભુની સેવા કરવા માગે છે, તેણેનક્કી જાણવું જોઇએ કે પ્રભુ તેની સેવાનો અંગીકાર કરતા નથી. (૨)ભગવદ્‌ભાવની સ્ફુર્તિ કાયમ રહે એટલા માટે વૈષ્ણવોનો સત્સંગ કરવો જોઇએ. સત્સંગ દ્વારાજ ભક્તિનો રસ જામે છે. દયારામભાઇએ એક પદમાં કહ્યું છે,

"સત્સંગ દેશમાં ભક્તિ નગર છે, પ્રેમની પોળ પૂછી જાજોરે."

સત્સંગ વિશે ભક્તિપોષણમાં પણ કહેવામાં આવ્યું છે. તે ઉપરથી સત્સંગ એટલે શું તે સમજી શકાશે. પદ.

દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભુલાવે ભગવંત,
સ્નેહ કરાવે શ્રીકૃષ્ણ શું, તેને કહિયે સાચા સંત;
સંત સાચા તેની સંગત કરીયે, અસમર્પીત અન્યાશ્રયથી ડરીયે,
હું હરિનો હરિ મારા નાથ, એ નિશ્ચે કરવું મન સાથ. સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ.

## વાર્તા ૬૮ મી. વૈષ્ણવ ૬૮ મા.

### શ્રીગુસાંઇજીના સેવક એક વૈષ્ણવની છોકરીની વાર્તા.

આ છોકરીનો વિવાહ શ્રીરામચંદ્રજીના ઉપાસકની સાથે થયો હતો. આ બાઇ બાલપણામાંથી શ્રીગુસાંઇજીનાં સેવક થયાં હતાં. ભગવત્સેવામાં તત્પર હતાં. તે શ્રીઠાકોરજીને પધરાવીને સેવા કરવા લાગ્યાં. બાળપણમાંથીજ ભગવદ્ધર્મનું આચરણ કરવા લાગ્યાં. શ્રીમદ્ભાગવત્માં કહ્યુ છે.

कौमार आचरेत् प्राज्ञो धर्मान्भागवतानिह ।

"પ્રાજ્ઞ એટલે બુદ્ધિમાન્ હોય તેજ બાલ અવસ્થામાં ભગવદ્ધર્મનું આચરણ કરે છે. આ બાઈ શ્રીકૃષ્ણચંદ્રના અનન્ય ભક્ત હતાં. એ બાઈ જ્યારે એમના પતિને ઘેર ગયાં, ત્યારે તે પતિ શ્રીરામચંદ્રજીનો ઉપાસક હતો. તેટલા માટે તેની સાથે બોલ્યાં નહિં. એક દિવસ તેમના પતિએ પૂછ્યું કે તમારા શ્રીકૃષ્ણ શું કરે છે. ત્યારે તેમણે કહ્યું "બાળલીલા, દાનલીલા, રાસલીલા, ચોરલીલા, માનલીલા, જન્મલીલા, વનલીલા, વિહારલીલા એમ જેટલી લીલાઓ છે તે બધી એક કાલાવચ્છીન્ન કરે છે." ત્યારે તેમના પતિએ કહ્યું, "અમારા શ્રીરામચંદ્રજી તો રાજલીલા કરે છે." એમ કરતાં હંમેશાં ઝઘડો એ બન્ને જણને થતો. શ્રીઠાકોરજી હંમેશાં આવીને એમના ઝઘડા પતાવતા. અને કહેતા કે હું બધામાં છું, તમે મારામાં અભેદ જાણો. ભેદ નહિં જાણશો. જે સ્વરૂપમાં સ્ત્રી શ્રીકૃષ્ણચંદ્રને દેખે છે, તે આ પુરૂષ શ્રીરામચંદ્રજીને દેખે છે. આમ કરતાં એ બન્ને સ્ત્રીપુરૂષોનો આખો જન્મ ઝઘડામાં વહી ગયો. અને હંમેશાં શ્રીઠાકોરજી ઝઘડા ચૂકાવતા હતા. જન્મ સુધી એમને સંસાર વ્યવહાર યાદ આવ્યોજ નહિં. એ બાઇ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદિય હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૮ મા.

સાર:—(૧) વૈષ્ણવે સ્ત્રી કે પુરૂષની સાથેનો સંસાર વ્યવહાર વર્જીત કરવો. સ્ત્રીપુરૂષોનો પરસ્પર સંબંધ લૌકિક દૃષ્ટિએ વિષયવાસનાને તૃપ્ત કરવાને માટે નથી. પણ દિવ્યરસનું પાન કરવાને માટે છે, માટે એ સંબંધ અવૈષ્ણવની સાથે ન થાય એને માટે પ્રથમથીજ સાવચેતી રાખવી જોઈએ. (૨) ભગવાનના જે સ્વરૂપમાં જેની આસક્તિ હોય તેને તેમાંજ ભાવના દૃઢીભૂત થાય છે, તો તેને માટે વૃથા વિતણ્ડાવાદ કરવો નહિ. ભગવદ્ગીતામાં કહ્યું છે કે:—

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।

तस्य तस्याचलां श्रद्धां तामेव विद्धाम्यहम् ॥

જે જે સ્વરૂપને જે જે ભક્ત અર્ચન કરવાને ઈચ્છે છે તેની તે અચલ શ્રદ્ધા તેમાં કરૂં છું.

જો કે सर्वं खल्विदं ब्रह्म એ સૂત્ર પ્રમાણે સર્વ બ્રહ્મ છે, અને જુદા જુદા અવતારો તે પ્રભુની વિભૂતિઓ છે. પણ પૂર્ણ રસમય અને આનંદ ઘન સ્વરૂપ તો શ્રી કૃષ્ણચંદ્રજ છે. પદ.

હું સેવું ગિરિધરન છબીલો, શ્રીમોહનલાલ રંગીલો શ્યામ;
ઓર અનેક અવતાર ધરે હેં, વાસું નહિ મેરે કછુ કામ. હું ૧.
જાકી જનની જસોદા પીતા નંદજી, બડો ભૈયા જાકો બલરામ;
જાકી પ્રિયા વૃષભાનુ નંદિની, શ્રીરાધાજી વાકો નામ. હું ૨.
જાકે ગિરિ ગોવર્દ્ધન મથુરા નગરી, વ્રજ વૃંદાવન શ્રીગોકુલ ગામ;
માણેકચંદકું એહી કૃપાફલ, નિત્ય પ્રતિ દર્શન વ્રજમેં ઠામ. હું ૩.

વળી, એક ભગવદીય કહે છે કે:—

ઓર કોઉ સમજો સો સમજો હમકોં ઈતની સમજ ભલી,
ઠાકોર નંદકિશોર હમારે ઠકુરાયનિ વૃષભાન લલી. ૧.
સુબલ આદિ સબ સખા શ્યામ સંગ શ્યામાસંગ લલિતાદિ અલી;
વ્રજ સુખવાસ સૈલવન વિહરન, કુંજન કુંજન રંગરલી. ૨.
તિનકો લાડ ચાવ સેવા સુખ, ભાવ વેલિ બઢિ સુફલ ફલી;
કહે ભગવાન હિત રામરાય પ્રભુ, સબતેં ઉનકી કૃપા બલી. ૩.

( જુઓ "નાગર સમુચ્ચય" )

---

## વાર્તા ૬૯ મી, વૈષ્ણવ ૬૯ મા.

---

### श्रीगुसांइजीना सेवक आठ वैष्णवनी वार्ता.

* प्रसंग १ * એ આઠ જણ એક ગામમાં રહેતા હતા. શ્રીગુસાંઈજીનાં દર્શન કરવાને તેઓ શ્રીગોકુળ ગયા. તેમાંના સાત જણ પાસે ધન હતું. એક જણ ગરિબ હતો. ભેટને માટે શ્રીફળ પણ તેની પાસે ન હોતું. સાત જણાએ

ભેટ કરી ત્યારે ગરિબ વૈષ્ણવે કંઈ પણ કર્યું નહિ. એ વૈષ્ણવ પાસે એક શેર ચોખા હતા. તે તેમણે એવા વિચારથી છૂપા રાખ્યા હતા. કે કોઈ જાણે નહિ તેવી રીતે જઇને શ્રીનવનીતપ્રિયાજીના ભંડારમાં ધરી આવીશ એમ વિચાર કર્યો. અને તે છૂપા રાખ્યા. સાત જણાએ ભેટ કરી ત્યારે એ શરમાઇને બેસી રહ્યો. શ્રીગુસાંઇજીએ ગરિબ વૈષ્ણવને આજ્ઞા કરી "તેં જે ચોખા છૂપા રાખ્યા છે તે લાવ." શ્રીગુસાંઇજીએ શ્રીમુખથી ચોખા માગી લીધા જેમ શ્રીઠાકોરજીએ સુદામા પાસેથી તાંદુલ માગ્યા હતા તેમ. એમાંના અડધા ચોખા શ્રીનાથજીના ભંડારમાં અને અડધા શ્રીનવનીતપ્રિયાજીના ભંડારમાં મોકલાવી દીધા.

* પ્રસંગ ૨ * એક દિવસ એ આઠ વૈષ્ણવો ગોપાળપુરમાં શ્રીનાથજીનાં દર્શન કરવાને માટે આવ્યા. એ સાત જણા સારી જગ્યામાં ઉતર્યા. ગરિબ વૈષ્ણવ જયાં ત્યાં પડી રહ્યા. કશું ખાવાનું તથા ઓઢવાનું તેની પાસે હતું નહિ. તેથી ભુખ્યો પડી રહ્યો. સાત જણાઓએ તેમની દરકાર કરી નહિ. મધ્ય રાત્રે શ્રીનાથજીએ શૈયા ભોગનો લાડુ અને ઓઢવાની ચાદર એ વૈષ્ણવને આપી અને કહ્યું, "શ્રીગુસાંઇજીએ મને તારી પાસે મોકલ્યો છે." આ વૈષ્ણવે શ્રીનાથજીને ઓળખ્યા નહિં. સવાર થયું ત્યારે લોકોએ શ્રીનાથજીની ચાદર આ વૈષ્ણવે ઓઢેલી હતી તે દીઠી, ત્યારે શ્રીગુસાંઇજીને લોકોએ કહ્યું કે આપના ઘરમાંથી શ્રીનાથજીનું વસ્ત્ર આ શી રીતે લઇ ગયો છે ? શ્રીગુસાંઇજીએ મનમાં એવું જાણ્યું કે શ્રીનાથજીએ એ વસ્ત્ર આપ્યું છે. મંગળા વખતમાં શ્રીનાથજીએ આજ્ઞા કરી કે આ સાત જણાઓએ એની ખબર રાખી નથી, પણ મારા વૈષ્ણવોને દુઃખ પડે છે તો તે હું શી રીતે સહન કરી શકું ? એ સાંભળીને શ્રીગુસાંઈજીએ એ સાત જણાઓને બોલાવ્યા અને કહ્યું કે તમે એક એક જણ વારા પ્રમાણે એની ટહેલ કરો. આથી શ્રીનાથજી તમારી સેવા માનશે. જે દિવસે શ્રીનાથજીની સેવાનું કામ પડે તે દિવસે પણ તમારે આની ટહેલ છોડવી નહિં. શ્રીનાથજીની સેવા કરતાં સોગણી ગુરૂની સેવા અધિક છે. ગુરૂની સેવા કરતાં સોગણી વૈષ્ણવની સેવા અધિક છે. પણ તે વૈષ્ણવ નિર્લોભી, નિષ્કપટી, અન્યાશ્રય રહીત, પુષ્ટિમાર્ગીયની રીતી સિવાય બીજી રીત નહીં જાણનાર, લોકોને પોતાની વૈષ્ણવતા ન જણાવે, પુષ્ટિમાર્ગની રીતભાતમાં કુશળ હોય એવો હોવો જોઇએ. એવા વૈષ્ણવની સેવા સર્વથી અધિક છે. તેનાથી કંઇ પણ અધિક નથી માટે તમે સાત જણાઓ તેની ટહેલ કરવામાં તત્પર રહો.

* પ્રસંગ ૨ * એક દિવસ આ આઠ વૈષ્ણવો શ્રીગોકુળમાં ગયા. હમેશાં ત્યાં દર્શન કરતા. અને શ્રીગુસાંઇજીના મુખથી કથા સાંભળતા એક દિવસ બધા વૈષ્ણવ આવ્યા પણ ગરીબ વૈષ્ણવ આવ્યો નહિ. શ્રીગુસાંઇજી પુસ્તક ખોલીને બિરાજી રહ્યા. વૈષ્ણવોએ વિનતિ કરી. આપ કથા વાંચો ? શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, કે " જેને માટે શ્રીમહાપ્રભુજીએ કથારસ પ્રકટ કર્યો છે, તે આવશે ત્યારેજ વાંચીશું. જ્યારે તે ગરીબ વૈષ્ણવ આવ્યો ત્યારે શ્રી ગુસાંઇજીએ કથાનો આરંભ કર્યો. ત્યાં એ વખતે એક ધનિક બેઠો હતો. તેણે કહ્યું આતો મજુર જેવો છે. એમાં શું બહુ છે. શ્રીગુસાંઇજીએ કહ્યું. " તમે જે પૈસો એકઠો કર્યો છે તે અહીયાં છોડીને જશો. આણે ભગવદ્દરસ અને ભગવદ્ ગુણાનુવાદ એકઠો કર્યો છે. તે એ સાથે લઇને જશે. તો તમે મજુર છો કે એ મજુર છે. એનો વિચાર કરો ? એ સાંભળીને એ ધનિક વૈષ્ણવ ઘણો શરમાયો. બધો ધંધો છોડી દઇને ગરીબ વૈષ્ણવનો સત્સંગ કરવા લાગ્યો. એ ગરીબ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. તે સાત વૈષ્ણવ શ્રી ગુસાંઇજીની આજ્ઞાથી જન્મ સુધી એમની ટહેલ કરતા હતા. એવા તે કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૬૯ મા.

( સાર ) આ માર્ગમાં ધનિક કે ગરીબ એવા કોઈપણ જાતના ભેદ નથી. જેની પાસે હરિનું નામ અથવા ભજન છે તેજ ધનિક છે. બાકી બીજા બધા ગરીબ છે. માટે દ્રવ્યનો અહંકાર રાખવો નહીં. દ્રવ્ય આજ છે ને કાલ નથી. માટે હરિરૂપી હીરો પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવો જોઇએ. નીચેનાં સુરદાસજીનાં બે પદ વાંચવાથી આ વાર્તાનું રહસ્ય બરાબર સમજાશે.

પદ. ૧.

હરિજનકું હરિનામ બડો ધન હરિજનકું હરિનામ;
બીન રખવારે ચોર નહિ ચોરત, સોવત હે સુખધામ. બડોધન. ૧.
દિનદિન હોત સવાઈ ઢેરી, ઘટત નહિ કછુ દામ. બડોધન. ૨.
સુરદાસ પ્રભુ સેવા જાકી, પારસ શું કહા કામ. બડોધન. ૩.

પદ. ૨ જું.

હરિદાસનતેં ગર્વ ન કરવો.
યહિ અપરાધ પરમ પદ હું તે ઉતર નરકમેં પરવો. ૧
હું ધનવંત કુલવંત યહ ભિક્ષુક, યહ કબ હું મનમેં નહિ ધરવો;
ગજ સિંહાસન અશ્વ પાલખી, ભવસાગર નહિં તરવો. ૨
ખાનપાન એંડાય ચલત હેં, ઐસે કારજ કબહુ ન સરવો;
સુરદાસ યહ સત્ય કહત હું, ભક્તન સંગ ઉબરવો. ૩

# વાર્તા ૭૦ મી. વૈષ્ણવ ૭૦ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ત્રણ તુંબાવાળા વૈષ્ણવની વાર્તા.

એ વિરક્ત વૈષ્ણવ હતા. એ ત્રણ તુંબાં રાખતા. એક ખાસાનું, એક સેવકીનું અને એક બહારનું. તે જે ગામમાં જતા ત્યાં તેમનો નિર્વાહ ભગવદિચ્છા પ્રમાણે થતો હતો. એક વખત એક ગામમાં ગયા, ત્યારે વર્ષાદ બહુ પડયો તેથી રસોઇનો ઉપાય જડયો નહિ. તેથી ત્રણ દિવસ સુધી ખાધા વગર ચલાવ્યું. ચોથે દિવસે વર્ષાદ બંધ રહ્યો. એટલે વૈષ્ણવ તળાવ ઉપર ન્હાવા ગયા. ત્યાં ગામનો બ્રાહ્મણ વૈષ્ણવ ન્હાતો હતો એ આ વિરક્ત વૈષ્ણવને પોતાને ઘેર તેડી ગયો અને તેની ટહેલ બરાબર રીતે કરી. સાક્ષાત્ પરમાત્મા મારે ઘેર પધાર્યા છે. એમ તે બ્રાહ્મણ વૈષ્ણવ સમજતો. તેમને ત્રણ દિવસ સુધી રાખ્યા અને મહાપ્રસાદ લેવડાવ્યો આ વિરકત વૈષ્ણવના હૃદયમાં હમેશાં ભગવદાવેશ રહેતો હતો. તે પ્રસન્ન થયા અને ભગવદાવેશથી બોલ્યા " કંઈક માગ " બ્રાહ્મણ બોલ્યો " મારે કંઈ પણ માગવું નથી. પણ આ ગામનો રાજા ધર્મિ છે. તે બ્રાહ્મણનું રક્ષણ કરે છે તેને પુત્ર નથી માટે પુત્ર થાય તો સારૂં " આ સાંભળીને વિરકત વૈષ્ણવ ભગવદાવેશથી બોલ્યા " ચાર પુત્ર થશે, અને રાજા વૈષ્ણવ થશે " આ પ્રમાણે કહીને ગયા. તે બ્રાહ્મણ વૈષ્ણવ રાજા પાસે ગયો, અને આશિર્વાદ આપ્યો. રાજાએ તેને આદરમાન આપ્યું અને કહ્યું " મારૂં મોટું ભાગ્ય છે કે આપ અહિંઆં પધાર્યા છો અમારા જેવા દિન ચિત્તવાળાને તમારા વગર કોણ પાવન કરે. અમે તમારા દર્શનથીજ પાવન થઇએ છીએ. આપ શા માટે અહિંઆં પધાર્યા છો? રાજાનાં આવાં વચન સાંભળીને તથા વૈષ્ણવનાં વચન સાંભળીને બ્રાહ્મણ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો " હે રાજા! મારે ઘેર એક પરમ ભગવદીય વૈષ્ણવ આવ્યા હતા. અને તેમણે કહ્યું હતું કે તમારે ઘેર ચાર પુત્ર થશે " ત્યારે રાજાએ કહ્યું " મેં પુત્રને માટે ઘણા ઉપાયો કર્યા છે. આ ગામમાં એક વિશ્વનાથ બ્રાહ્મણ છે તેને શ્રીમહાદેવજીનાં દર્શન થાય છે. મહાદેવજી તેના ઉપર દયા રાખે છે, એણે યજ્ઞ કરવાનું મને કહ્યું તેથી મેં ચાર વખત મહારૂદ્ર યજ્ઞ કર્યા, છતાં પણ પુત્ર પ્રાપ્તિ ન થઇ. આ વિશ્વનાથ બ્રાહ્મણે મહાદેવજીને પૂછયું કે " રાજાને પુત્ર કેમ થતો નથી.

ત્યારે મહાદેવજીએ વૈકુંઠમાં જઇ શ્રીઠાકોરજીને પ્રણામ કરીને વિનતિ કરી ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું " સાત જન્મ સુધી તે રાજાને પુત્ર નથી ત્યારે મહાદેવજીએ કહ્યું " હે બ્રાહ્મણ ! તું હવે પ્રયત્ન ન કર રાજાના નસીબમાં પુત્ર નથી. આથી તે બ્રાહ્મણ બેસી રહ્યો. પણ તમે એમ કહો છો કે તને ચાર પુત્ર થશે. એ શી રીતે બને. વૈષ્ણવ બ્રાહ્મણે કહ્યું આમાં તમારે કશું ખર્ચ નહિ કરવું પડે. મારે કશું જોઇતું નથી. હું તમને કહેવા આવ્યો છું બીજા લોક તમને કહેશે કે તમારે પુત્ર થશે પણ તેમનું માનશો નહીં મારામાંજ વિશ્વાસ રાખો. આમ કહીને તે વૈષ્ણવ બ્રાહ્મણ ઘેર ગયો. અને શુદ્ધ ચિત્તથી ભગવત્સેવા કરવા લાગ્યો. ભગવાનની ઇચ્છાથી તે રાજાની ચાર સ્ત્રીઓને ગર્ભ રહ્યો. અને દશ મહીના પછી ચાર પુત્ર થયા. રાજાએ બ્રાહ્મણને બોલાવીને પુછ્યું " તમે કયો ધર્મ પાળો છો. અને કયા દેવની ઉપાસના કરો છો. તે કૃપા કરીને મને કહો. મને પુત્ર પ્રાપ્તી થશે એવો આશીર્વાદ દેનાર વૈષ્ણવ કયાં રહે છે. એમની અને તમારી શી ઇચ્છા છે. બ્રાહ્મણ વૈષ્ણવે કહ્યું કે મારે કંઇ જોઇતું નથી પેલા વૈષ્ણવ મારા ગુરૂભાઇ છે તે ગુરૂજીની પાસે છે. અને વિરકત સ્થિતિમાં રહે છે. તેને કોઇપણ વસ્તુની અપેક્ષા નથી. અહીં બોલાવશો તો પણ આવશે નહિં. રાજાએ કહ્યું, " મને તમારા ગુરૂનાં દર્શનકરાવો " ત્યારે બ્રાહ્મણે શ્રીગુસાંઇજીને વિનંતિ પત્ર લખ્યો. શ્રીગુસાંઇજી શ્રીગોકુળથી પધાર્યાં. અને રાજાને દર્શન દીધાં તે સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. તે રાજા નોકર તથા કુટુંબ સહિત શ્રીગુસાંઇજીનો સેવક થયો. શ્રી મદનમોહનજીને પધરાવીને સેવા કરવા લાગ્યો. પછી શ્રીગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યાં એક દિવસે વિશ્વનાથ બ્રાહ્મણે મહાદેવજીને વિનંતિ કરી, " તમે કહ્યું હતું કે રાજાને પુત્ર પ્રાપ્તી નથી તો શાથી ચાર પુત્ર થયા ! " મહાદેવજીએ શ્રીઠાકોરજીને પુછ્યું. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું, " હું મારા અનન્યભકતને અધીન છું એની મરજીમાં આવે તે કરી શકે. તો એણે પુત્ર આપ્યા તો તેપ્રમાણે બનવુંજ જોઇએ તેમાં તમે શંકા કરશો નહિ. વૈષ્ણવનું કહેલું વૃથા થતું નથી. વૈષ્ણવ ત્રિગુણાતીત છે. કાળને પણ વશ નથી " મહાદેવજીએ આ સઘળું વિશ્વનાથ બ્રાહ્મણને કહ્યું શ્રીઠાકોરજી વૈષ્ણવની ઇચ્છા પ્રમાણે વર્તે છે જેમ વાછરડું ગાયની પાછળ ફરે છે તેમ શ્રીઠાકોરજી વૈષ્ણવની પાછળ ફરે છે જેને ભગવાનનો આશ્રય છે તે શું ન કરી શકે. શ્રીમદ્‌ભાગવત્‌માં કહ્યું છેઃ—

¹यत्पाद पंकज परागं निषेव तृप्तयोग प्रभाव विधु ताखिल कर्मबंधा ।
स्वैरं चरंति मुनयोपि न नह्यमाना इति ॥

આ વૈષ્ણવ સ્વતંત્ર આચરણ કરે છે તેના ઉપર કોઈનું શાસન ચાલી શકે નહિ. કામ, ક્રોધ, મદ, લોભ, ઇત્યાદિ જેણે જીત્યા છે એવા વૈષ્ણવ સર્વ રીતે સમર્થ છે. વિશ્વનાથે આ સાંભળીને મહાદેવજીને પૂછ્યું "મને વૈષ્ણવ બનાવો" મહાદેવજીએ તેને બ્રાહ્મણ વૈષ્ણવ પાસે જવાને કહ્યું. તેથી તે બ્રાહ્મણ વૈષ્ણવને ઘેર જઇને બધી વાત કહી. ત્યાં બ્રાહ્મણ વૈષ્ણવે વિશ્વનાથને મહાપ્રસાદ લેવડાવ્યો. અને પત્ર લખી આપીને તેને શ્રીગોકુળ મોકલ્યો. આથી વિશ્વનાથ શ્રીગોકુળ જઇને શ્રીગુસાંઇજીનો સેવક થયો. આ ત્રણ તુંબાવાળા વિરક્ત વૈષ્ણવ એવા ભગવદીય હતા એમની કૃપાથી રાજાનો બધો દેશ વૈષ્ણવ થયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૩ મા.

(સાર) પરમ ભગવદીયનાં વચનમાં શ્રદ્ધા રાખવી જોઇએ. તેઓ જે કહે છે તે ભગવત્કૃપાથી સિદ્ધ થાય છે.

## વાર્તા ૭૧ મી, વૈષ્ણવ ૭૧ મા.

### श्रीगुसांइजीना सेवक एक ब्राह्मणनी वार्ता.

આ વૈષ્ણવ જે ગામમાં રહેતા હતા તે ગામમાં એક મહાદેવજીનો પુજારી રહેતો હતો. તે શીવ નિર્માલ્ય ખાતો હતો. શિવ નિર્માલ્ય ખાવાનો ઘણો દોષ પદ્મપુરાણમાં લખ્યો છે. પાર્વતીજીએ શિવનિર્માલ્ય ખાનારને શાપ દીધો છે. એ મહાદેવજીના પૂજારીની દેહ છૂટી ત્યારે તેને એક વૃક્ષ નીચે અગ્નિસંસ્કાર કરવાને લેઇ ગયા. તેનો ધૂમાડો આકાશમાં ગયો તે વખતે દેવતા આકાશમાં વિમાનમાં બેસીને જતા હતા તેને સ્પર્શ થવાથી તે નીચે પડયા. આ જોવાને ઘણા લોકો એકઠા થયા. ગામમાં ઘણો અવાજ થઇ રહ્યો. ગામનો રાજા પણ ત્યાં જોવાને આવ્યો ત્યારે દેવતાએ કહ્યું કે મને જો અશ્વમેધયજ્ઞ કર્યો હોય તે તેનું ફળ આપે તોજ સ્વર્ગમાં જઇ શકું રાજાએ બધા પંડિતોને એકઠા કર્યા. પણ કોઇ ઉપાય જડયો નહિ. કોઇ રાજાના કહેવાથી હ-

¹ જેના પાદરૂપી કમળની પરાગનું સેવન કરવાથી તૃપ્ત અને યોગના પ્રભાવે જેમનાં કર્મબંધનો દૂર થાય છે એવા મુનિઓ પણ સ્વતંત્ર રીતે સ્ખલન પામ્યા સિવાય આચરણ કરે છે.

વન કરવા લાગ્યા, કોઇ વેદ પાઠ કરવા લાગ્યા, પણ કોઇ રીતે વિમાન સ્વર્ગમાં જઇ શકયું નહિ. આ બ્રાહ્મણી બાઈ જળ ભરવાને ગઇ હતી. તેણે આ ભીડ થવાનું કારણ પૂછયું ત્યારે લોકોએ સઘળી હકિકત કહી સંભળાવી, તે બ્રાહ્મણી ગાગર ભરીને આવ્યાં અને બધાંને કહ્યું કે તમે અહિંથી દૂર જાવ. હું વિમાનને સ્વર્ગમાં મોકલી આપીશ. જયારે લોકો ખસી ગયા ત્યારે બ્રાહ્મણી બાઇએ હાથમાં જળ લીધું અને કહ્યું " હું જળની ગાગર લઉં છું તેના એક ડગલાનું ફળ તમને આપુ છું આમ કહીને વિમાન ઉપર જળ છાંટયુ એટલે દેવતા તે બાઇની સ્તુતિ કરતા સ્વર્ગમાં ગયા. આ વાત જાણીને રાજા અને આખું ગામ બ્રાહ્મણબાઇને વંદન કરવા લાગ્યું અને બધાએ કહ્યું " અમે ત્રણ દિવસ સુધી મહેનત કરી, અને ત્રણ દિવસ સુધિ અન્નજળ લીધા સિવાય ઘણા ઉપાય કર્યા છતાં પણ કંઇ થયું નહિ, અને તમે અલ્પ સમયમાં વિમાનને સ્વર્ગમાં મોકલી દીધું તેનું કારણ શું ? ત્યારે તે બાઇ બોલ્યાં.

विप्रोद्विषड्गुण युतादरविंदनाभ पादारविंद विमुखात् श्वपचं वरिष्टं ।
मन्ये तदर्पितमनो वचने हितार्थं प्राणं पुनाति सकुलं न तु भूरिमानः ।

દ્વાદશ ગુણ સહિત કોઇ બ્રાહ્મણ હોય છતાં જો તે શ્રીઠાકોરજીના ચરણ કમળથી બહિર્મુખ હોય તો એવા બ્રાહ્મણ કરતાં ભગવાનની ભક્તિ કરનાર ચાંડાલ તે શ્રેષ્ઠ છે. કારણકે જે પોતાનું મન અને વાણી ભગવાનને અર્પણ કરે છે, અને જેનું મન ભગવાનના વિરહથી આતુર છે. એવો ચાંડાળ સકુટુમ્બ પ્રાણને પવિત્ર કરે છે અને બ્રાહ્મણ તો પ્રાણ પણ પવિત્ર કરતો નથી. પછી રાજા અને બધા પંડીતો બ્રાહ્મણીને ઘેર ગયા કે ગમે તે ખર્ચ લઇને એમને પવિત્ર કરો. ત્યારે બ્રાહ્મણીએ કહ્યું મારે કોઇપણ અપેક્ષા નથી. મારે કશું જોઇતું નથી. જો તમારે પવિત્ર બનવું હોય તો શ્રીગુસાંઇજી પાસે જાવ. અને તેમનું શરણ કરો, રાજાએ બ્રાહ્મણી પાસે પત્ર લખાવીને શ્રીગુસાંઇજીને પધરાવ્યા. બધા તેમના સેવક થયા. રાજાએ શ્રીગુસાંઇજીનાં સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન કર્યાં. પછીથી શ્રીગુસાંઇજીની સમક્ષ તે બાઇની ઘણી પ્રશંસા રાજાએ કરી, અને ભગવત્સેવા કરવા લાગ્યો. રાજાએ પૂછયું " મહારાજ, ભગવાનના સ્વરૂપમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન કેવી રીતે થાય છે, ત્યારે શ્રીગુસાંઇજીએ રાજાને શ્રીનવનીતપ્રિયાજીના સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું અને ભક્તિવર્દ્ધિની ગ્રંથ ભણાવ્યો. એ બાઇ બ્રાહ્મણી એવાં

કૃપાપાત્ર વૈષ્ણવ હતાં એમના સંગથી આખું ગામ વૈષ્ણવ થયું હતું. વાર્તા સંપૂર્ણ, વૈ. ૭૧ મા.

(સાર) (૧) જે કાર્ય જપ, તપ, યજ્ઞ, યોગ ઇત્યાદિ સાધનોથી થઇ શકતું નથી, તે વૈષ્ણવ પ્રભુની કૃપાના પ્રમેય બળથી સ્હેજમાં કરી શકે છે. એવા વૈષ્ણવો પદભ્રષ્ટ થયેલા દેવતાઓને પણ પવિત્ર કરે છે, એવો ભક્તિમાર્ગનો પ્રતાપ છે. (૨) ભક્તોનાં હૃદયો અનુકમ્પા યુક્ત હોય છે, અને તેથી દુઃખી જીવોને જોઇને તેઓ તેમના ઉપર દયા અને પરોપકાર કરે છે. જો કે આ માર્ગમાં જીવ પોતાની કૃતિથી પરોપકાર કરી શકતો નથી કારણકે જીવમાં કોઈપણ સામર્થ્ય નથી પણ, એવાં મહાનુભાવી વૈષ્ણવનાં હૃદયોમાં પ્રભુ સ્વ ઇચ્છાથી દયાનો ઝરો પ્રકટાવે છે, અને તેથી જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં તેમના દૃષ્ટિપાતથી અઘના પુંજોને તુલરાશિની માફક બાળીને ભસ્મ કરે છે.

---

# વાર્તા ૭૨ મી, વૈષ્ણવ ૭૨ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક શેઠના પુત્રની વાર્તા.

શ્રીગુસાંઇજી જ્યારે પરદેશ પધાર્યા હતા ત્યારે એ પુત્રે શ્રીગુસાંઇજીના શ્રીમુખથી કથા સાંભળી હતી. એ કથા દશમ સ્કંધના દ્વાદશ અધ્યાયની શ્રીસુબોધિનીજીનો પ્રસંગ હતો.

कृष्णः कमलपत्राक्षः पुण्य श्रवण कीर्तन
स्तूयमानोऽनुगैर्गोपैः साग्रजो व्रजमाव्रजत् ॥

" કમલ પત્ર જેવાં ચક્ષુવાળા, જેના શ્રવણનું કીર્તન પવિત્ર છે એવા કૃષ્ણ પોતાના ભાઇની સાથે પાછળ આવતા ગોપોથી સ્તુતિ કરાવાતા વ્રજમાં પધાર્યા."

અહિંઆં ગૌચારણ પછી શ્રીઠાકોરજી વ્રજમાં પધારે છે અને તે નિત્ય લીલા છે. આ વાત સાંભળીને એ પુત્રે શ્રીગુસાંઇજીને વિનતિ કરી " મહારાજ એ લીલા હજુ છે કે કેમ? ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " એ લીલા તો નિત્ય છે, અખંડ છે. તેમ સર્વત્ર વ્યાપક છે. આ સાંભળીને તે પુત્ર વ્રજમાં ગયા અને શ્યામઢાકની પાસે જઇને બેઠા. સંધ્યાકાળ થયો, ગાયો આવવાનો વખત થયો છતાં પણ દર્શન ન થયાં. આથી તેને ઘણો તાપ હૃદયમાં થયો આવો અતિશય વિયોગ જોઇને શ્રીનાથજીએ દર્શન આપ્યાં. બધા ગોપ બાળકોની સાથે વેણુનાદ કરતા ગાયોની સાથે શ્રીનાથજી પધાર્યાં

આ દર્શનથી તે પુત્ર દેહ દશા ભૂલી ગયા અને નવો દેહધારણ કરીને ગોપબાળકોની સાથે નિત્ય લીલામાં પ્રવેશ્યા. આ વૈષ્ણવપુત્ર શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમનો નિત્ય લીલાનાં દર્શન કરાવીને શ્રીનાથજીએ પોતાની લીલામાં અંગીકાર કર્યો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૭૨ મા.

(સાર) પ્રભુનીલીલા નિત્ય વ્રજમાં વૃન્દાવનની ભૂમિમાં થાય છે. ગોપાળદાસજીએ પણ "શ્રીવલ્લભાખ્યાનમાં" એ હકિકત લખી છે.

નાના પક્ષીની શબ્દ માધુરી, શોભાતણો નહિ પાર;
વિવિધ પ્રકારે જુજવા કહેતાં, ગ્રંથ થાય વિસ્તાર.
શ્યામા શતદલ નયન સુંદરી, યુથ તણો નહિ પાર,
અનેક રાસ મંડળ રચના રચી, ખેલે શ્રીનંદકુમાર.
એણી પેરે નિત્ય નવલી લીલા, ઘોષ વાદ્યઝંકાર;
અંગ સ્વેદ મકરંદે મોહ્યા, મધુપ કરે ગુંજાર.

માત્ર પ્રભુના કૃપાપાત્ર ભગવદીયોજ એ લીલાના રસનું પાન કરી શકે છે.



# વાર્તા ૭૩ મી, વૈષ્ણવ ૭૩ મા.

## श्रीगुसांइजीना सेवक आशकरण राजानी वार्ता.

* प्रसंग १ * આ રાજા આશકરણ નરવર ગઢમાં રહેતા હતા. રાગ સાંભળવાનું વ્યસન એમને પુષ્કળ હતું. એમને રાગ સંભળાવવાને દેશ દેશના ગવૈયાઓ એમની પાસે આવતા, દરેકને આદર પૂર્વક માન આપતા. એમને રાગની પરીક્ષા બહુ સરસ હતી. આ વાત જ્યારે તાનસેને સાંભળી ત્યારે તે આશકરણની પાસે આવ્યો, અને તેણે વિષ્ણુ પદ ગાયું.

રાગ સારંગ.

કુંવર બૈઠે પ્યારીકે સંગ અંગ અંગ ભરે રંગ, બલ બલ બલ ત્રિભંગી યુવતીન સુખદાઈ;
લલિતગતિ વિલાસ હાસ દંપતિ મન અતિ ઉલ્હાસ, વિકસિત કચ્ય સુમન વાસ સ્ફુટત કુસુમ નિકર તૈસી હૈ શરદ રેન ઝુનાઇ. ૧
નવનિકુંજ મધુપગુંજ કોકિલ કલ કૂજત પુંજ, શીતલ સુગંધ મંદ વહત પવન અતિ સુહાઇ;
ગોવિંદ પ્રભુ સરસ જોરિ નવ કિશોર નવ કિશોરી, નિરખ મદન ફોજ મોરી છૈલ છબીલે નવલ કુંવર વ્રજ નૃપ કુલ મણિ સાઇ. ૨

આ પદ સાંભળીને રાજા આશકરણ ઘણા પ્રસન્ન થયા અને તાનસેનને કહ્યું "મેં ઘણાં પદ સાંભળ્યાં છે, પણ આવું વિષ્ણુ પદ કોઇ દિવસ સાંભળ્યું નથી. તમે આવું પદ કયાથી સાંભળ્યું. તો મને શીખવાડો. ત્યારે તાનસેનજી બોલ્યા "શ્રીગોકુલમાં શ્રીગુસાંઇજીના સેવક ગોવિંદદાસજી છે એમણે આવાં સહસ્ત્રાવધિ પદ કર્યાં છે. પણ તે શ્રીગુસાંઇજીના સેવક સિવાય બીજા કોઇને શીખવાડતા નથી. હું તેમના સંગથી શ્રીગુસાંઇજીનો સેવક થયો છું. તેથી હું પણ કોઇને શીખવાડતો નથી." પછી આશકરણે કહ્યું તમારે જે ગામ અથવા દ્રવ્ય જોઇએ તે લ્યો પણ મને એ પદ શીખવાડો." તાનસેને કહ્યું "હું તમારી પાસે દ્રવ્ય લેવાને આવ્યો નથી, મેં એવી વાત સાંભળી હતી કે રાજા આશકરણ રાગની પરીક્ષા બરાબર કરે છે. તે નક્કી કરવાને હું આવ્યો હતો. જે પ્રમાણે સાંભળ્યું હતું તે પ્રમાણે દીઠું તો ખરૂં હવે મારે કશું કામ નથી, તેમ કંઇપણ જોઇતું નથી." એ સાંભળીને આશકરણે કહ્યું "હું પણ શ્રીગુસાંઇજીનો સેવક થઇશ અને ગોવિંદદાસને મળીશ, તમે દશપંદર દિવસ અહિંઆં રહો, અને કૃપા કરીને મને સાથે લઇ ચાલો." પછી તાનસેનજી ત્યાં રહ્યા, અને થોડા દિવસ પછી રાજા આશકરણજીને સાથે લઇને શ્રીગોકુલ ગયા. તે વખતે શ્રીગુસાંઇજી શ્રીઠકુરાણી ઘાટ ઉપર બિરાજી સંધ્યા કરતા હતા. તે વખતે આશકરણ રાજાને સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમ કોટિ કંદર્પલાવણ્યનાં દર્શન થયાં. શ્રીગુસાંઇજીને સાષ્ટાંગ દંડવત્ કરીને ઉભા રહ્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "આશકરણજી ઘણા દિવસ થયા. હવે કયાં સુધી શ્રીઠાકોરજી તમારી વાટ જોશે?" આશકરણે કહ્યું "શ્રીઠાકોરજી ભટકવાનો પાર લાવે તો કોઇપણ વિલંબ થશે નહિ." ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું ન્હાઇને મંદિરમાં આવો." ત્યારે આશકરણજી ન્હાઇને આવ્યા પછી શ્રીગુસાંઇજીએ કૃપા કરીને આશકરણજીને નામ નિવેદન કરાવ્યું. આ વખતે ગોવિંદસ્વામી શ્રીનવનિતપ્રિયાજીની સમક્ષ કીર્તન કરતા હતા. શ્રાવણ મહિનો હતો. કીર્તન નીચે પ્રમાણે ગાતા હતા.      રાગ મલ્હાર.

આઇ જુ શ્યામ જલઘટા ઓલ્હર ચહુંં દિશતેં ઘન ઘોર,<br>
દંપતી પરસ્પર બાંહી જોટી વિહરત કુસુમ વીનત કાલિંદી તટા. ૧<br>
બડી બડી બૂંદન બરસન લાગ્યો તેસી લહેકત વીજ છટા;<br>
ગોવિંદ પ્રભુ પીયે પ્યારી ઉઠચલે ઓઢે લાલપટ દોર લિયે જાય બંસીબટા. ૨

આ પદ ગોવિંદસ્વામીએ ગાયું તે રાજા આશકરણે સાંભળ્યું ત્યારે તાનસેનને કહ્યું "આ ઘણુંજ સુંદર ગાન કરે છે. તેમાં મારૂં મન ઘણુંજ આસક્ત થઇ ગયું છે. આ ગોવિંદસ્વામી હશે." ત્યારે તાનસેને કહ્યું "હા. એજ ગોવિંદસ્વામી છે." ત્યારથી રાજા આશકરણ હમેશાં ગોવિંદસ્વામી પાસે જતા, અને રમણ રેતીમાં ફરતા.

* પ્રસંગ ૨ * ફરીથી રાજા આશકરણે શ્રીગુસાંઇજીને વિનતિ કરી. "મહારાજ હવે મારે શું કરવું ? શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "ભગવત્સેવા કરો. આમ કહીને શ્રીમદનમોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું. પછી રાજા આશકરણે વિનતિ કરી. "હું ભગવત્સેવાની વિધિ સમજતો નથી કૃપા કરીને તે સમજાવો" તેથી શ્રીગુસાંઇજીએ સેવાની રીતિ સમજાવી. "સવારે ઉઠીને માલા અગરયજ્ઞોપવિત સંભારવી. માલા દાસ્ય ધર્મ છે. જનોઇ વૈદિક ધર્મ છે. જનોઇનો અધિકાર ન હોય તેણે માલા સંભાળવી. શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજીનું ધ્યાન કરવું. નામ લઇને દંડવત્ કરવા. અને બહાર આવવું. પછી દેહ કૃત્ય કરીને ચરણામૃત લેવું. સૂર્યોદય પહેલાં દાતણ કરવું. તેલ લગાવીને મુખ શુદ્ધિ માટે બીડું ખાવું. જે દિવસે વ્રત હોય તે દિવસે નહિ ખાવું. સ્નાન કરી શ્રીયમુનાજીની રજ લઇને ભગવત્પદાકૃતિ તિલક કરવું. દશ પ્રકારનાં તિલક સકામ છે. તે ભગવાનના ચરણકમલમાં અંતરાય પાડે છે, તો તે દશ પ્રકારનાં તિલક નહિ કરવાં.

वर्तुलं तिर्यग छिद्रं ह्रस्वं दीर्घतरं तनुम् ।
वक्रं विरूपं बद्धाग्रं भिन्न मूलं पदच्युतं ।

વર્તુલ ( ગોળ તિલક ) તીર્યક્ ( વાંકુ ) અછિદ્ર ( ચિર્યાવગરનું ) હ્રસ્વ ( ઘણુંજનાનું ) દીર્ઘતર ( ઘણુંજ નાસિકા સુધી લાંબુ ) તનુ (ઘણુંજ પાતળુ ) વક્ર (આડું ) બદ્ધાગ્ર ( ઉપરથી બાંધેલું ) ભિન્નમૂલ ( નીચેથી બન્ને બાજુ જુદી જુદી) આ દશ પ્રકારનાં તિલક નહિ કરવાં. ફક્ત ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું, આ દેહમાં જે પંચમહાભૂત છે તેમની અંદર અને બહાર શુદ્ધિ કરવી. ત્યારે આશકરણે પૂછયું "પંચ મહાભૂતની શુદ્ધિનો પ્રકાર આપ કહો" શ્રીગુસાંઇજી હસીને પ્રસન્ન થયા અને કહ્યું "છ મુદ્રા કરીએ તો પંચમહાભૂતની બાહ્ય શુદ્ધિ થાય. પદ્મ ધારણ કરવાથી પૃથ્વીની શુદ્ધિ, શંખથી જલની, ચક્રથી અગ્નિની, ગદાથી વાયુની, નામ મુદ્રાથી આકાશની, સંપ્રદાય મુદ્રા ધારણ કરવાથી ભક્તિની પ્રાપ્તિ થાય છે, હવે પંચમહાભૂતની

આભ્યન્તર શુદ્ધિ સાંભળો. રજચરણામૃતથી જલાંશની, પ્રસાદીતુલસીથી અગ્ન્યંશ શુદ્ધિ, ભગવદીયના સંગથી વાય્વંશ શુદ્ધિ, ગુરૂ દર્શન તથા ભગવદ્દર્શનથી આકાશની શુદ્ધિ. આ પ્રકારે પંચમહાભૂતની બાહ્ય અને આભ્યન્તર શુદ્ધિ કરવી અને ભગવત્સેવા કરવી. પછી ભગવત્મંદિરમાં જવું અને દંડવત્ કરવા અને આ શ્લોક બોલવો.

नमो नमस्तेऽस्त्वृषभायसात्वतां विदूर काष्ठायमुहुःकुयोगिनाम् ।
निरस्तसाम्यातिशयेन राधसास्वधामनि ब्रह्मणि रंस्यते नमः ।

આ શ્લોક બોલીને મંદિરમાં જવું. પછીથી ઝારી, બંટા, બીડી લઇને પ્રસાદિ પાત્રમાં ઠાલવીને માંજીને ઠેકાણે ધરીને મંદિરમાં બુહારી કરવી. ભોંયતળીયું જમીનનું હોય તો માટીથી લીંપવું. અને પત્થર હોય તો ભીનું વસ્ત્ર ફેરવીને સૂકું વસ્ત્ર ફેરવવું. સિંહાસન ઉઠાવીને ઝાટકીને સાફ કરવું. હંમેશની માફક બિછાનું મૂકવું. ફરીથી ઝારી ભરવી અને સિંહાસન પાસે તબકડીમાં મૂકવી. મંગળ ભોગની સામગ્રી સિંહાસન પાસે ઢાંકીને ધરવો, પછી ત્રણ વખત ઘંટા વગાડીને શ્રીઠાકોરજીને જગાડવા. પછી જગાવવાનાં પદ અથવા અધિકાર પ્રમાણે પાઠ કરવો, પછી સિંહાસન પર પધરાવવા અને ઋતુ પ્રમાણે ઓઢાડીને ટેરો ખેંચવો, પછી શૈય્યાને ઉઠાવીને ઝાટકી નાખવી મંદિર વસ્ત્ર કરવું પછી શય્યા બીછાવત્રી શય્યાના કસના ડોળથી તે પ્રબોધિની સુધી બાંધવા, શીતકાળમાં નહિ બાધવા. આચમનની ઝારી ભરવી અને આગળ ભોગ ધરવો. સમય થયે ભોગ સરાવી, તષ્ટીમાં આચમન કરાવી મુખ વસ્ત્ર કરી બીડાં આરોગવવાં મંગલાની આરતી ઉતારવી. પછી એક પરાતમાં પીઢાં બીછાવવાં તેની ઉપર વસ્ત્ર બીછાવીને જળવડે શ્રીઠાકોરજીને સ્નાન કરાવવું. શ્યામ સ્વરૂપ હોય તો સ્નાન કરાવી પછી ફુલેલ લગાડવું ગૌર હોય તો અત્તર લગાડવું. પછી શૃંગાર કરવો. વસ્ત્ર, આભુષણ, મીણુ, શલાકા, કતરની એ સર્વ અને વસ્ત્ર વગેરે લઇને બેસવું. શીતકાળ હોય તો સ્નાન પહેલાં સખડી ધરવી. શ્રીઠાકોરજી બાળક છે તેથી સૂકો મેવો, માખણ, મિશ્રી વિગેરે ધરીને શૃંગાર કરવો. ઋતુ પ્રમાણે વસ્ત્ર પહેરાવવાં અને યથા રૂચિ શૃંગાર કરાવવા, ઉત્સવના દિવસે ઉત્સવનો શૃંગાર કરવો પછી રાજભોગ ધરવો. શ્રીઠાકોરજીને જગાડયા પછી મંગળા પછી શૃંગાર અને ત્યાર પછી રાજભોગ ધરવામાં બિલકુલ ઢીલ થાય નહિ." આશાકરણે પૂછયું "આપને ત્યાં ગોપીવલ્લભ ભોગ આવે છે અને ગ્વાલ બોલે છે. ગ્વાલના સમય ધૈયામથી

તે આરોગે છે એમ આપે કહ્યું તેનું કારણ શું ?" શ્રીગુસાંઇજીએ કૃપા કરીને કહ્યું "ગોપીવલ્લભ, ગ્વાલ, સંધ્યાભોગ, સંધ્યા આરતી અને સાંજના ગ્વાલ વૈષ્ણવને ત્યાં હોતા નથી. એતો અમારા કુળનો આધકાર છે. બીજાનો નહિ. રાજા આશકરણે વિનતિ કરી "મહારાજ ! કૃપાનાથ ! આપે મને શ્રીમદનમોહનજી પધરાવી આપ્યા. પણ તેમની કઇ લીલા પ્રકટ છે તે આપ કૃપા કરીને કહો" શ્રીગુસાંઇજીએ આ સાંભળીને કહ્યું "શ્રીમદનમોહનજીના સ્વરૂપમાં ફલ પ્રકરણના પ્રથમ અધ્યાયની લીલા પ્રકટ છે, અને બીજા પ્રકરણની લીલા ગુપ્ત છે. જ્યારે શ્રીમદનમોહનજીએ વેણુનાદ કર્યો. ત્યારે વ્રજભકતોને આકર્ષણ કર્યું એ વેણુનાદ સાંભળીને ભકતોએ પોતાનું કાર્ય છોડી દીધું અને પ્રભુ તરફ ગમન કરવા માંડયું. જ્યારે શ્રીઠાકોરજીની પાસે ગયાં ત્યારે શ્રીઠાકોરજી બોલ્યા.

> ¹स्वागतं वो महाभागाः प्रियं किं करवाणि वः ।
> व्रजस्यानामयं कच्चिद्ब्रूतागमनकारणं ॥ १ ॥
> रजन्येषा घोररूपा घोरसत्त्वनिषेविता ।
> प्रतियात व्रजं नेह स्थेयं स्त्रीभिः सुमध्यमाः ॥ २ ॥
>
> ( श्री भा, स्कं. १० अ. २८ श्लो. १८–१९ )

આગમન વાકય સાંભળીને વ્રજભકતોને ચિંતા થઇ. એમના નેત્રોમાં જળ ભરાઇ આવ્યું અને તે વાકય વિચારવા લાગ્યાં તેમાંથી સુમધ્યમા પદ જડયું. અને આ રાત ઘોર રૂપ નથી એમ વિચાર કર્યો. વ્રજભકતો તે વખતે એમ સમજ્યાં આતો વ્યંગ્ય વાકય છે. પછી સંપૂર્ણ શ્રીઅંગનાં દર્શન કર્યાં તો પ્રભુને ગૌર સ્વરૂપ દીઠા ત્યારે વિચાર કર્યો "અમારો ભાવ દેખીને પ્રભુ મોહિત થઈ ગયા છે. આથી તન્મયતાનો નિશ્ચય થયો. પ્રભુનું ચિત્ત અમારામાં છે. જો ના હોય તો ગૌર શી રીતે દેખાય એમ નિશ્ચય કર્યો અને તેથી ફરીને ચરણારવિંદનાં દર્શન થયાં. ચરણારવિંદ સાધન ભક્તિ રૂપ છે. પાદુકા તે અંતરાલ છે. જેમ વાકય વ્યંગ્ય છે. જો વાકય શ્રીઅંગ સુખદ હોયતો વ્રજભક્ત ગ્રહણ કરે. નહિતો નહિ કરે. જુએ તો દક્ષિણ ચ-

---

¹ શ્રીભગવાન કહે છે—હે મહાભાગ્યશાળી ગોપીઓ, તમે સારૂં થયું કે આવ્યાં. તમારૂં શું પ્રિય હું કરૂં ? શા માટે આવ્યાં છો તે કહો વ્રજમાં કુશળતો છે ને હે સુંદર કટિવાળી સ્ત્રીઓ ! ભયંકર પ્રાણીઓએ સેવેલી, અને વિકરાળ રૂપવાળી આ રાત્રિમાં સ્ત્રીઓએ અહિં રહેવા જેવું નથી, માટે તમે વ્રજમાં પાછાં જાઓ.

રણારવિંદની અંગુલીનો સ્પર્શ માત્ર પાદુકાજીને દેખ્યાં એટલે દાસ્ય ભક્તિની સ્ફૂર્તિ થઈ. પછી ફળરૂપ ભક્તિ શ્રીમુખ તેનાં દર્શન કર્યાં એ ફળની આગળ ચાર પ્રકારની મુક્તિ પણ તુચ્છ ગણાય છે. સ્વરૂપ મુક્તિ ભક્તિ આગળ તુચ્છ છે. સાંખ્ય યોગરૂપી જો કુંડળનાં દર્શન થયાં તો સામીપ્ય મુક્તિ પ્રાપ્ત થાય છે જે ઘણીજ નિકટ છે. પણ ફલરૂપ ભક્તિ આગળ તેનો હિસાબ નથી ? સાલોકય મુક્તિમાં અક્ષરાનંદનો અનુભવ છે તે ગંડસ્થ યુક્ત અધરામૃત તેની આગળ અન્યરસ તુચ્છ છે તેથી અક્ષરાનંદ પણ તુચ્છ છે, આથી સાલોકય મુક્તિ પણ ફલરૂપ ભક્તિ આગળ તુચ્છ છે. સાયુજ્ય મુક્તિમાં બ્રહ્માનંદનો અનુભવ છે. जले निमग्नं जलपानवत् જળમાં ડુબીને જળનું પાન કરવા બરાબર આ છે. એ બ્રહ્માનંદનો અનુભવ બ્રહ્મ બનીને શી રીતે થઈ શકે? છતાં કોઈ કરે તો, હાસ્ય સરિત્ અવલોકનમાં જે ભક્તિ રસ છે તેની આગળ બ્રહ્માનંદનો શો હિસાબ ? આ રીતે ભક્તિ રસની આગળ ચાર પ્રકારની મુક્તિ વ્યર્થ છે, આમ તેમને નિ ય થયો.

वीक्ष्यालका वृतमुखं तव कूंडल श्रीगंडस्थलाधर सुधं हसितावलोकं ।
दत्ताभयं च भुजदंड युगं विलोक्य वक्षः श्रियैकरमणं च भवाम दास्यः ।

આ પ્રમાણે હાસ્ય રસ પ્રાપ્ત થયો અને વ્રજ ભકતોનો ભાવ જોઇને આપ પ્રસન્ન થયા. જોકે પોતે આત્મારામ હતા છતાં પણ તેમનો પ્રેમ દેખીને રમણ કર્યું, आत्मारामोप्यरीरमत्. આ પ્રમાણે વ્રજભકતોના ભાવથી શ્યામ સ્વરૂપ પણ ગૌર સ્વરૂપ થયા. આ રીતનું શ્રીમદનમોહનજીનું સ્વરૂપ છે. શ્રી ગુસાંઇજીના શ્રીમુખથી એ સાંભળીને આશકરણ રાજાએ શ્રીમદનમોહનજીને પધરાવ્યા. તાનસેનજીને સાથે લઈને રાજા આશકરણ પોતાને દેશ ગયા. અને વ્રજભકતોના ભાવથી સેવા કરવા લાગ્યા. રાજ કારભાર દિવાનને સોંપી દીધો. શ્રીમદનમોહનજીની સેવા તથા કીર્તન કરવા લાગ્યા. જ્યારે અનવસર હોય ત્યારે માનસી સેવા કરતા. આમ કરતાં ઘણા દિવસ વીત્યા.

* प्रसंग ३ * એક દિવસ રાજા આશકરણની ઉપર દક્ષિણનો રાજા ચઢી આવ્યો. આ વાતની જ્યારે આશકરણને ખબર પડી ત્યારે તે લડવાને ચાલ્યા, શત્રુની સેના પાસે આવ્યા. તે વખતે વર્ષાદ થયો. રાજા આશકરણની સેના ઉપર જળનો વર્ષાદ થયો પણ શત્રુની સેના ઉપર પત્થરનો વર્ષાદ થયો. શત્રુની સેના મરી ગઈ. રાજા આશકરણ જીતીને પાછા આવ્યા. ઘોડા

ઉપર અસ્વાર થયા હતા. અને બેઠા બેઠા માનસી સેવા કરતા હતા. બધી સેવા કરી અને રસોઇ સિદ્ધ કરી, તથા ભોગ સમર્પ્યો, પછી કઢીની હાંડી લઇને ભોગ ધરવાને જતા હતા એટલામાં ઘોડો કૂદયો. તે વખતે રાજા આશકરણનું ધ્યાન સેવામાંથી બહાર નીકળ્યું અને એવું માલમ પડયું કે કઢીની હાંડી મારા હાથમાંથી પડી ગઇ છે અને કઢી ઢળી ગઇ છે. બહાર આવીને જુએ છે તો બધાં વસ્ત્રો કઢીથી ભરાઇ ગયાં ત્યારે દિવાને પૂછયું "આ શું" ત્યારે આશકરણે કહ્યું મને કઢી બહુ ભાવે છે તેટલા માટે મેં હાંડીને કમરમાં બાંધી રાખી હતી. તે ફુટી ગઇ છે આમ કહીને એ વાત ગુપ્ત રાખી. પછી રાજા આશકરણે મનમાં એવો વિચાર કર્યો "તનુજા અને વિત્તજા સેવા માનસી સેવા સિદ્ધ થાય તેટલા માટે કરવાની છે. હવે માનસી શ્રીગુસાંઇજીની કૃપાથી સિદ્ધ થઇ છે માટે રાજ અથવા તો ઘરનું શું કામ છે. એમ વિચારીને ભત્રિજાને રાજ્ય આપી દીધું પછીથી શ્રીઠાકોરજીનાં વસ્ત્રાભૂષણ તથા સર્વ પાત્ર શ્રીગુસાંઇજીને ત્યાં મોકલી દીધાં. આપ શ્રીગોકુળમાં જઇને રહેવા લાગ્યા. સર્વ લીલાનાં દર્શન સાક્ષાત્ કરવા લાગ્યા. જેવી લીલાનાં દર્શન થતાં હતાં તે પ્રમાણે પદ ગાતા હતા.

* પ્રસંગ ૪ * એક દિવસ રાજા આશકરણ ન્હાવાને જતા હતા. શ્રીઠાકોરજીએ મોરલી વગાડી રાજા આશકરણે તે સાંભળી. અને શ્રીઠાકોરજી તરફ દોડી ગયા. શ્રીઠાકોરજી ઉભેલા છે અને સર્વ પ્રકારની લીલાઓ કરે છે. વ્રજભક્તો તેમની પાસે ઉભા છે. એવાં દર્શન એમને થયાં. રાજા દેહ દશા ભૂલી જઇને ધમાર ગાવા લાગ્યા.

[1]યા ગોકુલકે ચૌહટે રંગ રાચી ગ્વાલ,
મોહન ખેલે ફાગ નયન સલોંનરી, રંગ રાચી ગ્વાલ.

જેમ જેમ દર્શન કરતા ગયા તેમ તેમ ગાતા ગયા. ત્રણ દિવસ સુધી ગાયું કંઇપણ શુદ્ધિ રહી નહિ. પછીથી શ્રીગુસાંઇજીએ માણસોને પૂછયું કે કેમ આશકરણજી દેખાતા નથી? કયાં ગયા છે? લોકોએ કહ્યું એતો ત્રણ દિવસથી રમણ રેતીમાં છે. પછી માણસ મોકલીને તેમને બોલાવ્યા, જુએ છે તો તે ઉન્મત્ત દશામાં હતા. શ્રીગુસાંઇજીએ જાણ્યું કે તેમને ભગવલ્લીલાનો સાક્ષાત્કાર થયો છે. તો તેમને જેમ ફરવું હોય તેમ ફરવા દેવા.

---

૧ આ સ્થળ વ્રજમાં શ્રીરમણરેતી તરફ જતાં ગોપકુવાની પાસે આવેલું છે.

* પ્રસંગ ૯ * એક દિવસ સેનભોગ પછી રાજા આશરણ જગમોહનમાં બેઠા હતા ને વ્રજભક્ત દુધનો કટોરો હાથમાં લઇને કહેતા હતા. આ દુધ ઘણું ઉત્તમ છે. કપૂર મિશ્રી મેળવેલું છે તે તમે શ્રીઠાકોરજીને આરોગાવો. જ્યારે તે આરોગાવવા ગયા ત્યારે શ્રીઠાકોરજી સખા મંડળમાં બિરાજ્યા હતા. શ્રીયશોદાજીએ કહ્યું "લાલ દુધ પીઓ" આશકરણજીને આ લીલાનાં સાક્ષાત્ દર્શન થયાં, ત્યારે આ પદ ગાયું. રાગ કેદારો.

કીજે પાન લલારે ઓટચો દૂધ લાઇહે યશોદા મૈયા.
કનક કટોરા ભર પીજે વ્રજબાલ લાડિલે તેરી બેની બઢેંગી ભૈયા. ૧
ઓટયો નિકો મધુરો અછૂતો રૂચીસેં કરી લીજે કન્હૈયા,
આશકરન પ્રભુ મોહન નાગર પય પીજે સુખ દીજે પ્રાત કરેંગી ધૈયા. ૨

શ્રીયશોદાજીએ અને શ્રીરોહિણીજીએ શ્રીઠાકોરજીને અને શ્રી બળદેવજીને સેનભોગ ધર્યો, અને સર્વ સખા મંડળ સહિત જમવા લાગ્યા. આશકરણજીએ આ દર્શન કર્યાં તેથી બીજું પદ ગાયું. રાગ કાન્હરો,

કરતહે ધનશ્યામ વિયારૂ.
ખુરમા ખાજા ગુંજા મઠરી, પિસ્તા દ્રાખ બદામ. ૧.
દુધ ભાત ઘૃત સાંનિ થાળ ભરી લે આઈ વ્રજવામ,
આશકરન પ્રભુ મોહન નાગર, અંગઅંગ અભિરામ. ૨.

રાગ કેદારો.

મોહનલાલ વિયારૂ કીજે.
વ્યંજન મીઠે ખાટે ખારે રૂચિસેં માંગ જનની પૈં લીજે. ૧
મધુ મેવા પકવાન્ન મિઠાઈ તા ઉપર તાતો પય પીજે,
સખા સહિત મિલ જેંવો રૂચિસેં, જુઠીન આશકરનકોં દીજે. ૨

આ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. અને વિચાર કર્યો પ્રભુ કેવળ દયાળુ છે. આશકરણજી ઉપર કેવી કૃપા કરી છે. દુનિયામાં રાજાને રાજ્યના અંતે નરક મળે છે. પણ આશકરણજીને તો ભગવલ્લીલાનાં દર્શન થયાં. આમ વિચારને શ્રીગુસાંઇજીઘણા પ્રસન્ન થયા. સેન સમયે શ્રીઠાકોરજીના નયનમાં નિદ્રા ઝમકી રહી છે, અને એક સખી હાથ જોડીને શ્રીઠાકોરજીને વિનતિ કરી રહ્યાં છે. કે આપને નિંદ આવી છે. પોઢો, એવાં દર્શન કર્યાં. તે વખતે એમણે પદ ગાયું. રાગ કેદારો.

પોઢીએ કુંવર કન્હાઈ.

યુક્તિ નવલ વિવિધ કુસુમાવલિ, મેં અપને કર સેજ બનાઈ. ૧
નાહિન સખી સમય કાહુકો, ગ્વાલ મંડલી સબે બોરાઈ,
આશકરન પ્રભુ મોહન નાગર, રાધાકો લલિતા લે આઈ. ૨

રાગ કેદારો.

તુમ પોઢો હોં, સેજ બનાઉં,
ચાંપુ ચરન રહું પાયન તર મધુરે સુર કેદારો ગાઉં. ૧
સહચરી ચતુર સબેં જુરિઆઈ, દંપતી સુખ નયનન દરસાઉં
આશકરન પ્રભુ મોહન નાગર, યહ સુખ શ્યામ સદાહોં પાંઉ. ૨

રાગ કેદારો.

પોઢ રહો ઘન શ્યામ બલૈયા લેહું.
શ્રમિત ભયેહો આજ ગોચારત ઘોષ પરતહે ઘામ. ૧
સીરી વિચાર ઝરોખનકે મગ, આવત આત શિતલ સુખ ધામ,
આશકરન પ્રભુ મોહન નાગર, અંગ અંગ અભિરામ. ૨

આ પ્રમાણે રાજા આશકરણજીએ લીલાનાં પદ ગાયાં. શ્રીગુસાંઇજી તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા. ગોવિંદસ્વામીના સત્સંગથી શ્રીનાથજી નિત્ય તેમની સાથે વાતો કરતા અને ખેલતા હતા.

* પ્રસંગ ૭ * એક દિવસ રાજા આશકરણજી શ્રીજીદ્વાર આવ્યા. તે વખતે સર્વ વ્રજ ભકતો શ્રીયશોદાજીને ઉરાહનો દેવાને આવ્યા છે; પણ શ્રીઠાકોરજીને પાસે ઉભા રહેલા જોઇને શ્રીયશોદાજીને ઉરાહનો દેવાનું ભૂલી ગયા. અને શ્રીઠાકોરજીના સ્વરૂપમાં તેમનું મન આસક્ત થયું છે. એ લીલાનાં દર્શન રાજા આશકરણજીને થયાં. તે વખતે ચતુર્ભુજદાસજીએ આ પદ ગાયું.

રાગ આસાવરી.

ભુલીરી ઉરાહનેકો દેવો,
પરગયે દૃષ્ટિ શ્યામ ઘન સુંદર ચકિત ભઇ ચિતેવો. ૧
ચિત્ર લિખી સી ઠાડી ગ્વાલન કો સમઝે સમજેવો;
ચતુર્ભુજ પ્રભુ ગિરિધર મુખ નિરખત, કઠિન ભયો ઘર જેવો. ૨

આ પદ સાંભળીને રાજા આશકરણજી પ્રસન્ન થયા અને મનમાં સમજ્યા "જેવી રીતે મને અનુભવ થયો છે તેવો ચતુર્ભુજદાસને પણ થયો છે." આશકરણે એ વાત વિષે શ્રીગુસાંઇજીને પૂછયું ત્યારે તેમણે કહ્યું એ કુંભનદાસના પુત્ર છે. કુંભનદાસ શ્રીઠાકોરજી વગર એક ક્ષણ પણ રહી શકતા

નહોતા " એક દિવસ સાંજના વખતે આશકરણજી ગોવિંદ કુંડ આગળ ઉભા હતા. ત્યાં વ્રજ ભકતોનું યુથ આવતું હતું સર્વ ગોપીજન આવીને ઉભા હતા. એટલામાં શ્રીનાથજી ગાયો ચરાવીને ઘેર પધારતા હતા. જેમના શ્રીમુખારવિંદ ઉપર ગૌરજ લાગેલી. છે આવાં દર્શન આશકરણજીને થયાં. તે વખતે તેમણે આ પદ ગાયું. રાગ ગોરી.

મોહન દેખી સિરાને નૈના.
રજની મુખ આવત ગાયન સંગ મધુર બજાવત બૈના. ૧
ગ્વાલ મંડલી મધ્ય બિરાજત, સુંદરતા કો ઐના;
આશકરન પ્રભુ મોહન નાગર, વારોં કોટિક મૈના. ૨

આવાં બહુ પદ આશકરણજીએ ગાયાં. દરરોજ રાત્રે શ્રીગુસાંઇજી પાસે કથા સાંભળવાને આશકરણજી જતા હતા, અને ત્યાં વચનામૃત સાંભળીને જુદી જુદી લીલાનો અનુભવ કરતા. એક દિવસ શ્રીગુસાંઇજી શ્રીનાથજીને જગાડવા પધાર્યા તે વખતે વ્રજ ભકતો દુધ વિગેરેની સામગ્રી લઇને શ્રીયશોદાજીની પાસે આવીને શ્રીઠાકોરજીને આરોગાવવા માટે જગાડવાને તેમને કહેતાં હતાં. તે લીલાનાં દર્શન થયાં. તે વખતે તેમણે પદ ગાયું.

રાગ બિભાસ.

પ્રાત સમય ઘર ઘરતેં દેખનકો, આઇ હે ગોકુલકી નારી.
અપનો કૃષ્ણ જગાય યશોદા, આનંદ મંગલકારી. ૧
સબ ગોકુલકે પ્રાણજીવન ધન, યા સુતકી બલીહારી;
આશકરન પ્રભુ મોહન નાગર, ગિરિ ગોવર્ધન ધારી. ૨

રાગ બિભાસ.

ઉઠો મેરે લાલ લાડિલે રજની બીતી તિમિર ગયો ભયો ભોર.
ઘર ઘર દાધ મથિનિયા ઘુમે, અરૂદ્વિજ કરત વેદકી ઘોર. ૧
કરિ કલેઉ દધિ ઓદન મિશ્રી, વાંટી પરોસોં ઓર;
આશકરન પ્રભુ મોહન નાગર, વારોં તુમ પર પ્રાણ અંકોર. ૨

આશકરણજીને બાળલીલાનાં પણ દર્શન થયાં. શ્રીયશોદાજી દહિં મથન કરે છે અને શ્રીઠાકોરજી બાળલીલાની ચેષ્ટા કરીને તેમને મંથન કરવા દેતા નથી. શ્રીયશોદાજી વીનતિ કરે છે. આવાં દર્શન કરીને પદ ગાયું.—

રાગ રામકલિ.

મોહે દધિમથન દે બલ ગઇ.

જાઉં બલબલ વદન ઉપર છાંડ મથની રઇ. ૧
લાલ દેઉંગી નવનીત લોંદા આર તુમકિત કઇ;
સુતહિત જાન વિલોકન યશોમતિ પ્રેમ પુલકિત ભઇ. ૨
લેઉછંગ લગાય ઉરસોં પ્રાણજીવન જઇ;
બાલકેલિ ગુપાલજુકી આશકરન નીત નઇ. ૩

આ પદ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને પછી વિચાર કર્યો કે પ્રભુના સ્વરૂપની સ્ફુર્તિ આશકરણને બરાબર થઇ છે. આથી શ્રીગુસાંઇજી પ્રસન્ન થયા.

* પ્રસંગ ૭ * એક દિવસ શ્રીગોકુળમાં શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન આશકરણજીએ કર્યાં. તે વખતે શ્રીયશોદાજી શ્રીઠાકોરજીને પાલનામાં ઝુલાવે છે અને ગોપીજનો પણ તેમને ઝુલાવવા આવ્યાં છે તેઓ શ્રીયશોદાજીને કહે છે અમને તમારા બાળને ખેલાવા દો. આ લીલાનાં દર્શન થયાં ત્યારે તેમણે નીચે પ્રમાણે પદ ગાયું. રાગ રામકલિ.

યહ નિત્ય નેમ જસોદાજી મેરો, તિહારોઇ લાલ લડાવનકું.
પ્રાત સમય ઉઠ પલના ઝુલાઉં, શકટ ભંજન યશ ગાવનકું. ૧
નાચત કૃષ્ણ નચાવત ગોપી, કરકટ તાલ બજાવનકું;
આશકરન પ્રભુ મોહન નાગર, નિરખ વદન સચુપાવનકું. ૨

રાજા આશકરણ વ્રજમાં ફરતા હતા અને જે સ્થળે જતા ત્યાં શ્રીઠાકોરજી તેમને તેવાં દર્શન કરાવતા. એક દિવસ દાનઘાટી ઉપર શ્રીઠાકોરજી કામળી ઓઢીને તથા લાકડી લઇને સખા મંડળી સાથે ઉભેલા આશકરણે જોયા. શ્રીઠાકોરજી વ્રજભક્તો જે દહિં વેચવા જાય છે તેમને જવા દેતા નથી અને દહિંનું દાણ માગે છે, ગોપીજનો આપતાં નથી. કહે છે કે તમે ક્યારના દાની થયા છો. આવાં દર્શન કરીને આશકરણજીએ પદ ગાયું.

રાગ બિભાસ.

નંદકિશોર યહ બોહની કરન ન પાઇ.
ગોરસ કે મિષ રસહી ઢંઢોરત મોહન મીઠી તાનન ગાઇ. ૧
ગોરસ મેરે ઘરહિ બિકેહે કયોં વૃન્દાવન જાય;
આશકરન પ્રભુ મોહન નાગર યશોમતિ જાય સુનાય. ૨

રાગ બિભાસ.

કબતેં ભયો હે દધિ દાની.
મટુકા ફોરત હરવા તોરત યહ વાત મેં જાની. ૧

નંદરાયકી કાન કરત હું ઔર જસોદારાની;
આશકરન પ્રભુ મોહન નાગર ગુણસાગર અભિમાની. ૨

એક દિવસ પરાસોલીમાં શ્રીઠાકોરજી વેણુ વગાડે છે અને વ્રજભક્તો ઉત્કંઠા સહિત ગમન કરે છે. એવાં દર્શન આશકરણે કર્યાં. ત્યારે આ પદ ગાયું.

રાગ કેદારો.

ગોપ મંડળી મધ્ય મનોહર અતિ રાજત નંદકે નંદા.
શોભિત આધક શરદકી રજની, ઉડુગણ માનોં પૂર્ણ ચંદા. ૧
વ્રજ યુવતી નિરખ મુખડાડી માનત સુંદર આનંદ કંદા;
આશકરણ પ્રભુ મોહન નાગર, ગિરિધરનવર રસ રસિક ગોવિંદા. ૨

આ પ્રમાણે રાજા આશકરણે અનેક પ્રકારની લીલાનાં દર્શન કર્યાં.

* પ્રસંગ ૮ * આશકરણજી વ્રજમાં ફર્યા કરતા હતા, ખાવા પીવાનું કંઇ પણ રાખતા ન હોતા. આ એમની દશા જોઇને શ્રીગુસાંઇજીએ મુખિયા, ભીતરીયા, વૈષ્ણવો તથા વહુ બેટીને કહી રાખ્યું હતું કે જ્યારે આશકરણજી આવે ત્યારે જે હાજર હોય તે પ્રસાદી તેમને ધરવી. કારણ કે ભગવદિચ્છાથી જે મળે તેજ તે ખાય છે. એક દિવસ આશકરણજી શ્રીગોકુળમાં આવ્યા ત્યારે શ્રીલક્ષ્મી બેટીજીએ શ્રીસત્યભામા બેટીજીને કહ્યું તમે શ્રીનવનીત પ્રિયાજીને માટે બીજી સામગ્રી કરો, અને હું આ સામગ્રી એમને આપી દઉં છું. કારણકે આ વૈષ્ણવ ભૂખ્યા જશે. અને તે હવે પાંચ સાત દિવસે પાછા આવશે." આમ કહીને તે થાળ આશકરણજી આગળ ધર્યો અને તે બધો આરોગી ગયા. શ્રીનવનીતપ્રિયાજી માટે બીજી સામગ્રી સિદ્ધ કરીને રાજભોગ ધર્યો. પછી શ્રીગુસાંઇજી આરતી ઉતારવા પધાર્યા ત્યારે શ્રીનવનીતપ્રિયાજીએ કહ્યું "આજ તો હું બમણો રાજભોગ આરોગ્યો છું. શ્રીગુસાંઇજીએ પૂછ્યુ "શી રીતે, આજ સામગ્રી વિશેષ નહોતી" શ્રીઠાકોરજીએ કહ્યું બેટીજી આ વાત જાણે છે તેમને પૂછો" ભોજન સમયે બેટીજીને શ્રીગુસાંઇજીએ પૂછ્યું ત્યારે તેમણે ડરતાં ડરતાં કહ્યું "આશકરણજી આજે આવ્યા હતા તેમના હૃદયમાં શ્રીનવનીત પ્રિયાજી બિરાજતા હતા તેથી તે આરોગશે. એમ જાણીને પ્રથમ સામગ્રીનો થાળ તેમને ધર્યો હતો " શ્રીગુસાંઇજી આ વાત સાંભળીને પ્રસન્ન થયા. અને આજ્ઞા કરી "ખરી રીતે વૈષ્ણવનું સ્વરૂપ તે પ્રમાણેજ છે પણ જ્યાં સુધી આપ ન જણાવે ત્યાં સુધી જીવથી કંઇ પણ બનતું નથી." આમ કહીને ચૂપ થઈ ગયા, એ આશકરણજી એવા કૃપાપાત્ર હતા. એમના

હૃદયમાં બિરાજીને શ્રીનવનીતપ્રિયાજી આરોગ્યા હતા. આ વાત ગોપાળદાસે વલ્લભાખ્યાનમાં પણ ગાઈ છે.

લક્ષ્મી સત્યભામા બેઉ, અગ્રજની અનુહારરે રસના.
શ્રીનવનીતપ્રિયાજીને રિઝવ્યા, સેવ્યા વિવિધ પ્રકારરે રસના.

આ આખ્યાનમાં સાત બાળક, સાત વહુજી અને છ બેટીજીનું વર્ણન છે, પરંતુ શ્રીપ્રિયાજીને રીઝાવ્યા એવો શબ્દ લક્ષ્મી બેટીજી સિવાય બીજા કોઇને કહ્યો નથી. એ આશકરણજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા, તેમની વાતા કેટલીક લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૩ મા.

(સાર) (૧) પ્રભુનાં કીર્તન સાંભળવાનો શોખ હોય છે તો તેથી પણ કોઇ વખતે પ્રભુ કૃપા કરીને સ્વલીલાનું દાન કરે છે. (૨) માનસી સેવા જેને સિદ્ધ થાય છે તેને તનુજા કે વિત્તજા કરવાની આવશ્યકતા નથી. પણ તેવા ભગવદીય દેહાનુસંધાન ભૂલી જાય છે કોઇપણ પ્રકારના લૌકિક કાર્યોમાંથી આસક્તિ ઉઠી જાય છે. ભૂખ કે તરસ તેને બાધા કરી શકતાં નથી. (૩) આ વાર્તામાં જે રીતિ દેખાડી છે તે પ્રમાણે પુષ્ટિમાર્ગમાં વૈષ્ણવોએ સેવા કરવી જોઇએ. (૪) વૈષ્ણવે ભગવચ્ચરણાકૃતિ ઉર્ધ્વપુંડ્ર તિલકજ કરવું જોઇએ. (૫) શ્રીમુખમાં આસક્તિ થાય તો તે ભક્તિનું ફલ ચતુષ્ટય મુક્તિ કરતાં અધિક છે.

સિદ્ધાન્ત માર્તણ્ડ તથા ઉર્ધ્વપુણ્ડ્ર માર્તણ્ડમાં શ્રીઆચાર્યશ્રીએ ઉભા તિલક માટે સશાસ્ત્ર નિર્ણય કર્યો છે. વળી શ્રીપુરૂષોત્તમજીએ પોતાના વાદ ગ્રંથમાં આ વિષે પૂર્વપક્ષ અને ઉત્તર પક્ષ લઇને વિવેચન કર્યું છે. ઉર્ધ્વપુણ્ડ્ર માટે નીચેનાં પ્રમાણો અહિંઆં આપીશું.

મદન પારિજાતમાં કહ્યું છે—ऊर्ध्वपुण्ड्रं ऋजुं सौम्यं ललाटे यस्य दृश्यते । स चाण्डालोऽपि शुद्धात्मा पूज्य एव न संशयः ઉર્ધ્વ અને સરળ તથા સુંદર તિલક જેના કપાળમાં છે તે ચણ્ડાલ હોય તો પણ પવિત્ર બને છે અને પૂજ્ય થાય છે. પદ્મપુરાણ—मत्पूजा होम काले च सायं प्रातःसमाहितः । मद्भक्तो धारयेन्नित्यमूर्ध्वपुण्ड्रं भयापहम् ॥ મારી પૂજા તથા હોમ વખતે સાંઝે તથા સવારે મારા ભકતે હંમેશાં સંસારને મટાડનારૂં ઉર્ધ્વ તિલક કરવું જોઇએ. બૃહન્નારદીય પુરૂષોત્તમ માહાત્મ્યમાં કહ્યું છે. ऊर्ध्वपुण्ड्रधरं श्रीमन्नाममुद्रा विराजितं । शंख चक्रधरं विष्णोर्गोपीचंदन मृत्स्नया ॥ ઉર્ધ્વપુણ્ડ્ર ધારણ કર્યા સિવાયની સેવા, પાઠ વગેરે નિષ્ફળ જાય છે. આ ઉર્ધ્વપુણ્ડ્ર કંકુથી કરવું જોઇએ. તે વળી પ્રસાદીરૂપ હોવું જોઇએ. ઉર્ધ્વપુણ્ડ્રને આડા તિલકથી છેદવું નહિ. सम्यक्कृत्वा ललाटे तु ऊर्ध्वपुण्ड्रं पुनः स्वयं । यश्छिनत्ति त्रिपुण्ड्रेण स पापी श्वपचाधमः ॥ લલાટની અંદર દંડના આકારનું ઉર્ધ્વપુણ્ડ્ર કરીને જે તેને છેદે છે તે અધમ મનુષ્ય કરતાં પણ પાપી છે. એમ સમજવું. ઉર્ધ્વપુણ્ડ્ર એ ખાસ વૈષ્ણવતાનું ચિન્હ છે. તુલસીમાળા તથા તિલક જેના ગળામાં છે તેનોજ પ્રભુ ભક્તિમાં પ્રવેશ થાય છે.

આ રાજા આશકરણજીના શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી ( શ્રીમોહનલાલજી ) ધોળકામાં ( અમદાવાદ પાસે ) શેઠ. ચંદુલાલ મનસુખભાઈને માથે બિરાજે છે અને શ્રીનાગરલાલ ઠાકોરજી મુંબાઈમાં શ્રીગોકુલનાથજી મહારાજને માથે બિરાજે છે.

( જુઓ “ તીર્થયાત્રાનો હેવાલ. )

---

## વાર્તા ૭૪ મી. વૈષ્ણવ ૭૪ મા.

---

### श्रीगुसांईजीना सेवक बे भाइ साचोरानी वार्ता.

એ બે ભાઈ ગુજરાતમાં રહેતા હતા. એક સમય શ્રીગુસાંઈજી ગુજરાત પધાર્યા. ત્યારે તેમને નામ નિવેદન કરાવ્યું. તે બે ભાઈઓ સેવા કરતા હતા. અને ભગવદ્‌વાર્તા કરતા હતા. કોઈ પણ ધંધો કરતા ન હતા. એક વખત કેટલાક વૈષ્ણવ તેમને ત્યાં આવ્યા ત્યારે ઘરમાં સામગ્રી કંઇ નહોતી, આથી તેમણે વિચાર કર્યો આપણી પાડોશના વ્હેપારીની દૂકાનેથી સામાન જોખીને આણીએ. તે ઘેર નથી પણ આવશે ત્યારે પૈસા ચૂકવી દેઈશું. આમ કરીને રાત્રે દુકાન ઉઘાડી અને સિધુ સામગ્રી જોખીને લીધાં મોટો ભાઈ ઘેર ગયો અને નાનો ભાઈ દુકાન બંધ કરવા લાગ્યો એટલામાં રાજાના સિપાઈઓએ તેમને દીઠા અને ચોર જાણીને પકડી ગયા. નાનાભાઇએ મોટાભાઇને ખબર આપી કે તમે વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવજો, હું રાજાને ત્યાં નિકાલ થતાં સુધી રહીશ, અને પછી પાછો આવીશ. સાચોરાના પાડોશીએ આ વાત જાણી, તેને કંઈ વૈર હતું તેથી રાજાના માણસોને સમજાવ્યું કે એ નિત્યે ચોરી કરે છે માટે સખ્ત શિક્ષા કરજો. રાજાના માણસોએ આ વાત માનીને તેને મારી નાખ્યો અનેગામના દરવાજા ઉપર તેને લટકાવ્યો, ઝાડની સાથે તેનું ધડ બાંધ્યું અને ગામમાં જાહેર કર્યું જે કોઇ આ પ્રમાણે કરશે તેની આવી દશા થશે. મોટા ભાઇએ ઘર આગળ વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. તેઓ જવાની ઉતાવળમાં હતા. તેથી તેણે એક પોતાને માટે અને બીજી નાનાભાઇને માટે એમ બે પાતળો ઢાંક મૂકી અને વૈષ્ણવોને પ્રસાદ લેવડાવ્યો અને વળાવવા ગયો. ગામના દરવાજા ઉપર જુએ છે તો ભાઇનું માથું અને ધડ ટાંગેલાં છે આથી તેમને ઘણું લાગી આવ્યું. અને રડવા લાગ્યો. ધડ આ વખતે વૈષ્ણવોને હાથ જોડીને ‘જયશ્રીકૃષ્ણ’ કહેવા લાગ્યું. આથી તે વૈષ્ણવો ચકિત થઈ ગયા. તેમણે ધડ તથા શિશને છોડી-

ને ધડ ઉપર શિશ મૂક્યું અને શ્રીનાથજીનું પ્રસાદી વસ્ત્ર ગળામાં બાંધ્યું અને ચરણામૃત મુખમાં મેલ્યું તેથી વૈષ્ણવોની કૃપાથી નાનાભાઇ સજીવન થયા અને ઉઠીને વૈષ્ણવોને દંડવત્ કર્યા.અને કહ્યું "આજનો દિવસ કૃપા કરીને રહો. તે વખતે રાજાના માણસો હતા તેમણે આ બધી વાત રાજાને કહી તેથી તે સાંભળીને રાજાને ડર લાગ્યો. તે વૈષ્ણવો પાસે આવ્યો તેમને વંદન કર્યાં અને કહ્યું "મારો અપરાધ ક્ષમા કરો અને મને તમારો દાસ બનાવો" રાજાએ પછીથી સાચોરાના પાડોસીને પકડી મંગાવ્યો અને મારી નાખવાનો હુકમ કર્યો ત્યારે વૈષ્ણવોએ તેને છૂટો કરાવ્યો. પણ રાજાએ તે વૈષ્ણવદ્રોહી અને ધર્મદ્રોહીને ગામ બહાર કાઢી મૂકયો. તેનું ઘર લૂંટી લીધું. રાજા વૈષ્ણવની સાથે શ્રીગોકુળ ગયો.અને વૈષ્ણવ થયો. આ સાચોરાભાઇ એવા કૃપાપાત્ર હતા. એમની ચિત્તની વૃત્તિ રાત દિવસ શ્રીગુસાંઇજીના ચરણારવિંદમાં અને વૈ-ષ્ણવોની સેવામાં હતી. રાજાએ તે બન્ને ભાઈ માટે આજીવિકા બાંધી આપી. એ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૪ મા.

(સાર) (૧) ગમે તેવી ગારબાઇ હોય તો પણ પ્રભુ કૃપાથી વૈષ્ણવ અતિથિ ઘર આગળ આવે તો તેમનો સત્કાર કરવો અને પ્રસાદ વગેરે લેવડાવીને તેમની સે-વા કરવી (૨) પ્રભુ પોતાના ભક્તને કદીપણ નાશ થવા દેતા નથી. તેની કસોટિ કરવાને દુઃખ કદાચ આપે પણ પછીથી તેને સુખજ આપે છે. (૩) વૈષ્ણવના દ્રોહ કરનારનો કદીપણ સંગ કરવો નહિ.

---

## વાર્તા ૭૫ મી. વૈષ્ણવ ૭૫ મા.

### श्रीगुसांइजीना सेवक खंभातना रामदासनी वार्ता.

શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે રામદાસને નામનિવેદન કરાવ્યું હતું. રામદાસે શ્રીગુસાંઇજીને પૂછ્યું આપની હવે શી આજ્ઞા છે. શ્રીગુસાંઈ-જીએ કહ્યું " અષ્ટાક્ષર તથા પંચાક્ષરનો જપ કરો" ત્યારે રામદાસ એકાંતમાં બેસીને જપ કરતા હતા. પછીથી રામદાસને શ્રીગોવર્ધનનાથજીએ દર્શન કરાવ્યાં અને કહ્યું " તમે વ્રજમાં આવીને અમારી સેવા કરો ત્યારે રામદા-સજી વ્રજમાં ગયા. શ્રીગુસાંઇજીની આજ્ઞા લઇને શ્રીનાથજીના શાકઘરની સેવા કરવા લાગ્યા. શ્રીનાથજી રામદાસની સાથે વાતો કરતા હતા. એક દિવસ ગુલાલ કુંડ ઉપર શ્રીનાથજી પધાર્યા અને રામદાસજીને કહ્યું "તમે

શિતલ સામગ્રી લઇને ગુલાલ કુંડઉપર આવજો. રામદાસજી એ લઇને ગયા. ત્યાં શ્રીનાથજી આરોગવા લાગ્યા. પછી તે સખા મંડળીને વ્હેચી આપી. રામદાસને બધી લીલાનાં દર્શન થયાં. એટલામાં શંખનાદ થયો. શ્રીનાથજી ઝટ મંદિરમાં પધાર્યા. રામદાસજી ધીમે ધીમે ભોગના દર્શન વખતે આવી પહોચ્યા. અને મનમાં બહુ ડર્યા કે " શ્રીગુસાંઇજી શું કહેશે! પછી શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને કહ્યું " રામદાસજી મારી સાથે આવ્યા હતા, તેથી તેમને કશું કહેશો નહિ." ત્યારે શ્રીગુસાંઇજીએ રામદાસજીને કહ્યું " શ્રીનાથજી તમને હમેશાં સાથે લઇ જાય ત્યાં દરરોજ જજો. તમારૂં મોટું ભાગ્ય છે. શાકઘરની સેવા બીજો માણસ કરશે. અવકાશ હોય તો તમે સેવા કરજો." એક દિવસ શ્રીનાથજી રામદાસને કદમખંડી ઉપર લઇ ગયા ત્યાં રાસ કર્યો. ગોવિંદસ્વામી કીર્તન ગાતા હતા. શ્યામદાસ મૃદંગ વગાડતા હતા. આવી અનેક લીલાનાં દર્શન શ્રીનાથજીએ રામદાસને કરાવ્યાં. એ રામદાસજી અષ્ટાક્ષર મંત્રના જપ કરવાથી એવા કૃપાપાત્ર થયા. નારદ પંચરાત્રિમાં કહ્યું છે.

* किं मंत्रैर्बहुभिर्विनश्वरफलैरायाससाध्यैर्मखैः ।
किंचिल्लोपविधानमात्रविफलैः संसारदुःखावहैः ॥
एकः सन्नपि सर्वमंत्रफलदो लेपादिदोषोज्झितः ।
श्रीकृष्णः शरणं ममेति परमो मंत्रोयमष्टाक्षरः ॥

આ અષ્ટાક્ષર જપ કરીને રામદાસજીને લીલાનાં દર્શન શ્રીનાથજીએ પુષ્ટિમાર્ગ રાખવાને માટે કરાવ્યાં. જો કોઇ વૈષ્ણવ આ અષ્ટાક્ષરમંત્રનો જપ કરે તો તેના સઘળા મનોરથ પૂર્ણ થાય. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૫ મા.

(સાર) વૈષ્ણવોએ અષ્ટાક્ષર અને પંચાક્ષર મંત્રોના જપ કરવા જોઇએ. એ શરણાષ્ટક મંત્રથી ચિત્તની શુદ્ધિ થાય છે. અને સર્વ પ્રકારનાં પાપ બળીને ભસ્મ થઇ જાય છે. એથી હરિના ચરણારવિંદમાં રતિ થાય છે, અને સાયુજ્ય મુક્તિ મળે છે. અષ્ટાક્ષર મંત્રનો જપ કરનારની અષ્ટ સિદ્ધિઓ દાસી બને છે. શ્રીગુસાંઇજીએ અષ્ટાક્ષર મંત્રના રહસ્યનું વિવરણ નીચે પ્રમાણે કર્યું છે.

---

* બીજા અનેક નશ્વર ફળવાળા મંત્રોથી તથા પ્રયત્ન સાધ્ય યજ્ઞો જેમાં અલ્પ લોપ વિધાનથી ફળ નષ્ટ થાય છે અને સંસાર દુઃખને લાવનારથી શું ? સર્વમંત્રના ફળને આપનાર તથા લોપાદિ દોષ વગરનો श्रीकृष्णः शरणं मम એવો મોટામાં મોટો અષ્ટાક્ષર મંત્ર છે.

श्रीः श्रीसौभाग्यसंप्राप्तिर्धनवान्राजवल्लभः ।
कृशब्दः शोषयेत्पापं ष्ण शब्दस्तापसंहतिम् ॥
श शब्दो निर्दहेद्योनिं र शब्दो ज्ञानमाप्नुयात् ।
ण शब्देन सदा कृष्णे दृढाभक्तिः सदा भवेत् ॥
म शब्देन गुरौ प्रीतिः कृष्णरत्नोपदेशके ।
म शब्दे हरिसायुज्यमन्ययोनिं न गच्छति ॥

श्री  સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે, લક્ષ્મી મેળવે છે અને રાજાને પ્રિય બને છે.
कृ  પાપને શોષે છે.
ष्णः  ત્રિવિધ તાપ શાન્ત થાય છે.
श  સંસારમાં યોનિનો નાશ થાય છે.
र  બ્રહ્મ, જગત્, જીવ વિગેરેનું જ્ઞાન થાય છે. અને પરમાત્માનો સંબંધ સમજાય છે.
णं  શ્રીકૃષ્ણમાં દૃઢ ભક્તિ થાય છે.
म  કૃષ્ણ રત્નના ઉપદેશક ગુરૂમાં પ્રીતિ થાય છે.
म  હરિ સાથે સાયુજ્ય મુક્તિ મળે છે.

આ રામદાસના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીબાળકૃષ્ણજી હાલમાં મુંબઈ શ્રીવાગીશલાલજીમહારાજને માથે બિરાજે છે.

---

# વાર્તા ૭૬ મી. વૈષ્ણવ ૭૬ મા.

## શ્રીગુસાંઈજીના સેવક તારાચંદભાઈની વાર્તા.

આ તારાચંદ જ્યારે શ્રીગોકુળમાં ગયા ત્યારે તેમને શ્રીગુસાંઈજીનાં સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. ત્યાં તેમણે નામ નિવેદન લીધાં અને શ્રીનવનીતપ્રિયાજીના સ્વરૂપમાં આસક્તિ થઈ. એક વખત તારાચંદનું મન ચલાયમાન થવા લાગ્યું અને વૃથા વાર્તાલાપ કરવા લાગ્યા. ત્યારે શ્રીગુસાંઈજીએ કહ્યું વૈષ્ણવે વૃથાલાપ, વાર્તા, કાર્ય વગેરે વર્જીત કરવું જોઇએ. આ સાંભળીને તારાચંદભાઈએ વિચાર કર્યો " મારા મનની વાત આપે અંતર્યામિપણાથી જાણી લીધી. મારૂં મોટું ભાગ્ય છે. પછીથી પોતાના મનને સ્થિર કરવાના ઉપાય શોધવા માંડ્યા,

[1]श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ।
स तदेकमना सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः ॥

---

૧ જે શ્રદ્ધાપૂર્વક, વિશુદ્ધ બુદ્ધિથી, એક મનથી, હમેશાં શ્રીસર્વોત્તમસ્તોત્રનો પાઠ કરે તો તે માણસને મુક્તિ મળે છે તેમાં સંશય નહિ.

આ રીતે તારાચંદભાઇએ વિચાર કર્યો જો શ્રદ્ધા સહિત, શુદ્ધ બુદ્ધિથી, શ્રીસર્વોત્તમજીનો પાઠ કોઇ કરે અને ૧૦૮ નામ ચિત્તમાં ધારણ કરે તો તેનું મન સ્થિર થાય. અને કૃષ્ણના અધરામૃત રૂપી સિદ્ધિ જીવને પ્રાપ્ત થાય છે. એમાં સંશય નથી. એમ વિચારીને તારાચંદભાઈ શ્રીગુસાંઇજીની આજ્ઞાથી શ્રીસર્વોત્તમજીનો પાઠ કરવા લાગ્યા. થોડા દિવસમાં શ્રીઠાકોરજી અનુભવ જણાવા લાગ્યા. એ તારાચંદ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૬ મા.

**(સાર) ચિત્તની સ્વસ્થતા સિવાય પ્રભુ સેવામાં આસક્તિ બરાબર બની આવતી નથી. માટે હમેશાં ચિત્ત પ્રસન્ન રાખવા લૌકિક વાર્તાઓ બહુ નહિ કરવી. પણ શ્રીસર્વોત્તમજીનો પાઠ કરવો.**

---

# વાર્તા ૭૭ મી, વૈષ્ણવ ૭૭ મા.

## श्रीगुसांइजीना सेवक एक ब्राह्मणनी वार्ता.

એ બ્રાહ્મણ બહુ પંડિત હતો. કર્મમાર્ગમાં આસક્ત હતો. એ શ્રીગોકુળ આવ્યા અને શ્રીગુસાંઇજીના સેવક થયા અને ભગવત્સેવા કરવા લાગ્યા. એક દિવસ એ બ્રાહ્મણ વૈષ્ણવે શ્રીગુસાંઇજીના શ્રીમુખથી દૈવી જીવનાં લક્ષણ સાંભળ્યાં કે દૈવીજીવ, લૌકિકકર્મ અને વૈદિકકર્મ જે કરે છે તે કપટથી કરે છે. જો ન કરે તો તેને કંઇપણ બાધા થતી નથી. લોકને શિક્ષાને માટે કરે છે. પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં લખ્યું છે કેઃ—

> [1]लौकिकत्वं वैदिकत्वं कापट्यात्तेषु नान्यथा
> वैष्णवत्वं हि सहजं ततोऽन्यत्र विपर्ययः

આ વાત સાંભળીને મનમાં વિચાર કર્યો કે કર્મમાર્ગમાંથી આસક્તિ છોડવી જોઇએ. પછી શ્રીઠાકોરજી પધરાવીને પોતાને દેશ આવ્યા અને સેવા કરવા લાગ્યા. ચપટી માગી લાવીને નિર્વાહ ચલાવતા. મંગળાથી સેન પર્યંત શ્રીઠાકોરજીની આખો દિવસ સેવા કરતા. કર્મ કરવાનો વખત મળતો નહોતો. એક દિવસ સેવામાં બહુ મોડું થયું તેથી એકદમ બુહારી કરવા

---

૧ ભક્તો લૌકિક તથા વૈદિક કાર્યો કાપટ્ય બુદ્ધિથીજ કરે છે. બીજી રીતે નહિ. વૈષ્ણવત્વ સહજ છે અન્યત્ર તેની વિપરિતતા છે.

લાગ્યો, બુહારીની દોરી તૂટી ગઈ. તેથી પોતાની જનોઈ ઉતારીને બુહારી બાંધી પણ શ્રીઠાકોરજીની સેવામાં વાર કરવા દીધી નહિ. પછીથી શ્રીઠાકોરજી આ બ્રાહ્મણને જોઇને હસ્યા. અને કહેવા લાગ્યા " હું તારા ઉપર પ્રસન્ન છું, તું જાણે છે કે "જે બ્રાહ્મણ વેદકર્મ ન કરે તે નર્કમાં જાય છે." આમ તું જાણે છે છતાં પણ તેં મારે માટે નરકમાં જવાનું કબૂલ કર્યું છે તેથી હું તારા ઉપર બહુજ પ્રસન્ન છું. તું જે માગીશ તે હું આપીશ,"ત્યારે બ્રાહ્મણે હાથ જોડીને કહ્યું " મહારાજ ! મારે કશું જોઇતું નથી. હંમેશાં મારી સાથે બોલો, વાતચીત કરો એમાંજ હું તો અધિકતા માનું છું. બીજામાં નહિ. શ્રીગુસાંઇજીની કૃપાથી મને આ સુખ મળ્યું છે. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું હવે જનોઈ પહેરી લ્યો. ત્યારે બ્રાહ્મણે કહ્યું " હવે મારે કર્મમાર્ગનું શું કામ છે ? ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું " લોકોને દેખાડવાને જનોઈ પહેરવીજ જોઇએ. પછીથી તે બ્રાહ્મણ જનોઇ પહેરીને સેવા કરવા લાગ્યા. હંમેશાં શ્રીઠાકોરજી એની સાથે બોલતા અને અનુભવ જણાવતા. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમણે નર્કમાં જવાનું કબૂલ કર્યું પણ પ્રભુને વાર થવા દીધી નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૭ મા.

(સાર) આ માર્ગમાં જેનો અંગીકાર થયો છે તેને વેદોક્ત કર્મ કરવાની આવશ્યક્તા નથી. કવચિત્ કાપટ્ય બુદ્ધિથી કરવાં. પણ તે નહિ કરવાથી તે વૈષ્ણવ નર્કમાં જતો નથી. કારણ કે તેનું મન પ્રભુના ચરણારવિંદમાં લાગ્યું છે. કર્મવિધિમાં કલેશ બહુ હોય છે. અને તે છતાં તેનું ફળ અધિક હોતું નથી, કર્મ કરનારાઓ સ્વર્ગ લોકને પામે છે પણ 'क्षीणेपुण्ये मर्त्यलोकं विशन्ति' તે પ્રમાણે તેમનું પુણ્ય જ્યાં સુધી પહોચે ત્યાં સુધી સ્વર્ગમાં રહે છે અને પછીથી મૃત્યુલોકમાં પાછા આવે છે. જ્યારે ભક્તિથી રસમય આનંદઘન શ્રીકૃષ્ણચંદ્રની સન્નિધિમાં રહી, અનેક લીલાનો અનુભવ થાય છે. કર્મવિધિમાં જો કંઇક અજાણતાં સ્ખલન થઈ ગયું. તો મોટો દોષ થાય છે અને ફળમાં વિપરિતતા જણાય છે. નૃગરાજાએ અનેક ગાયોનાં દાન આપ્યાં છતાં, અણું દોષ પડવાથી તેને કૃકલાશ થઇને અવતરવું પડ્યું. દાન કરવા છતાં તેને દુઃખ પામવું પડ્યું. બર્હિષ્ રાજાએ અનેક યજ્ઞો કર્યા હતા. અને પૃથ્વીને યજ્ઞોથી અંકિત કરી દીધી હતી, તો પણ તેને એમાંથી કાંઇ પણ સાર જણાયો નહિ. ઉલટા જે જે પશુઓને હણ્યા હતા તેને બુમો પાડતા જોયા, તેથી આખરે ભયભીત થઇને હારનું શરણ લીધું. આવાં અનેક દૃષ્ટાંતો પુરાણોમાંથી ઉપલબ્ધ થાય છે. તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે કર્મ કરવા છતાં પણ અણું દોષને લીધે ફળ વિપરિત આવે છે. આથીજ શ્રુતિમાં "प्लवाह्येतेऽदृढा यज्ञरूपाः" આ યજ્ઞરૂપ પ્લવ અદૃઢ છે. તેને માટે અમુક વિધિનિષેધ છે અને તે પ્રમાણે સ્વર્ગ કે નરકનો અધિકાર થાય છે, પણ ભક્તિમાર્ગમાં જે જીવ સ્થિત છે તેને કોઈ પણ વિધિનિષેધની માથાકૂટ કરવી પડતી નથી. એ કર્મો અધિકાર પ્રમાણે કરવાનાં હોય છે, પણ ભક્તિ તો સર્વને માટે છે. ચાંડાળને પણ તે તારે છે, દયારામભાઇ કહે છે,

ભક્તિનૌકા તારે સર્વને, જે કોઇ શરણે આવે શુચીપાપી;
અન્ય સાધન દારૂ તુંબિકા, ગ્રૂહે સંભવત તરે કો કદાપી.
તરે કદા બચે કામાદિ ગ્રહાથી, સામર્થ્ય નહિં અણુ તારવા સાથી;
વિબુધ વિચારી જુઓ નીજ મન, ભક્તિ ભલી કે સાધન અન્ય. સેવો૦
શ્રીકૃષ્ણ ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વે શૂન્ય;
અંક વિના સહુ અફળ છે, સહ શૂન્ય શૂન્ય દશ શુન્ય.
દશગણા બિંદુ આદ્ય અંક એક, અંકવિના શું શૂન્ય અનેક;
ભક્તિ કરી તેણે સહુ કાંઈ કીધું, ભક્તિ વિના બીજું કાંઇ ન સીધું. સેવો૦

શ્રીકૃષ્ણભક્તિ એકડા સમાન છે, બીજાં બધાં સાધન શૂન્ય સમાન છે, "એકડા વગર સોમીડાં નકામાં" એ કહેવત પ્રમાણે શ્રીકૃષ્ણભક્તિ વગર બીજાં સાધન નકામાં છે, મીડાંનો એકડા સાથે યોગ કરીએ તો તેથી કરીને દશગણી કીંમત વધે છે, તેમ સાધનોનો કૃષ્ણભક્તિ સાથે યોગ કરવામાં આવે તો તેની કિંમત વધતી જાય છે. માટે શ્રીકૃષ્ણની ભક્તિ એજ શ્રેષ્ઠ છે. (૨) આ માર્ગમાં સેવાનું ફળ સેવાજ છે એ સર્વ કોઇએ સમજવું જોઇએ. સેવા સાધન એ કરીને તેનું ફળ એટલે સાધ્ય પણ તેજ છે. દશમ સ્કંધના ૮૪ મા અધ્યાયના ૨૭ મા શ્લોકમાંની શ્રીસુબોધિનીજીમાં શ્રી મહાચાર્યચરણ લખે છે.

" येहि निरंतरं सेवां कुर्वन्ति ते सेवार्थं वैकुण्ठेप्यपक्ष्यन्त इति देहान्तरादि निर्माणे । कदाचित्संस्कारनाशो विलम्बश्च भवेदिति तदेव शरीरं गृहीत्वा ते सेवार्थं द्रुतं गच्छन्ति । तदा मध्ये प्रतिबन्धकत्वेन मृत्युश्चेदायाति तदा तंदृष्ट्वा अभीता एव तस्यावगणनां कृत्वा अशङ्को निःश्रेणिकामिव तच्छिरस आक्रमणं कुर्वन्ति । मृत्योः शिरः महासाहसानि, तेषां करणं शिरसोऽधिरोहणम् । आधिभौतिक व्यवस्थैषा । आध्यात्मिके तु देहदैहिक वैदिकादि धर्मान् सर्वानुल्लंघ्य विरुद्धानपि कृत्वा भगवत्सेवां कुर्वन्ति इत्यर्थः तत्र गुणानाम् उत्कर्षः भगवत्सेवा विधिः, दोषाणामवधिर्भगवदवज्ञता ॥

અર્થ:-જેઓ નિરંતર સેવા કરે છે, તેમની વૈકુંઠમાં પણ સેવાને માટે અપેક્ષા હોય છે. તેથી દેહાન્તર નિર્માણ થતાં કદાચ સંસ્કાર નાશ પામે અને વિલંબ થાય તો પણ તેજ શરીરથી તેઓ સેવા માટે જલદી જઈ શકે છે. વચમાં પ્રતિબંધ રૂપી મૃત્યુ આવે તેને જોઇને કોઈ પણ જાતના ભય સિવાય તેનો તુચ્છકાર કરે છે અને જાણે સીઢી ઉપર ચઢતા હોય તેના શિર ઉપર પગ મૂકે છે. મૃત્યુનું શિર એટલે મોટું સાહસ. મોટાં સાહસ કરવાં એટલે મૃત્યુના શિરપર ચઢવું તે આતો આધિભૌતિક વ્યવસ્થા થઇ, આધ્યાત્મિકમાં તો દેહ દૈહિક વૈદિક સર્વ ધર્મોનું ઉલ્લંઘન કરીને વિરૂદ્ધ આચરણો પણ કરીને ભગવત્સેવા કરે છે. ગુણોનો ઉત્કર્ષની અવધિ ભગવત્સેવા, દોષોની અવધિ ભગવાનની અવજ્ઞતા.

પ્રભુ ભકતે તો સેવાનીજ ઇચ્છા કરવી જોઇએ. અને તેમાંજ અહર્નિશ ચિત્ત પરોવવું જોઇએ. કારણકે चेतस्तत्प्रवणं सेवा ચિત્તનું સતત શ્રીપ્રભુમાં પરોવાવું તેનું નામજ સેવા છે.

---

# વાર્તા ૭૮ મી. વૈષ્ણવ ૭૮ મા.

## શ્રીગુસાંઈજીના સેવક હરિદાસ અને મોહનદાસની વાર્તા.

આ હરિદાસ ઘરમાં શ્રીઠાકોરજીની સેવા કરતા હતા. મોહનદાસ એમના ઘરમાં આવીને ઉતર્યા હતા. તે બન્ને જણા રાત દિવસ ભગવદ્રસમાં મસ્ત રહેતા. હરિદાસજી મોહનદાસમાં બહુજ આસકત થયા. ને મોહનદાસ વગર એકક્ષણ પણ રહી શકતા નહિ. અને ભગવત્સેવા કર્યા કરતા. ગ્રંથોનું અવગાહન કરતા. મોહનદાસજીમાં સાક્ષાત્ શ્રીઠાકોરજીનો આવિર્ભાવ દેખતા જ્યારે મોહનદાસે જવાની વાત્ત કરી ત્યારે હરિદાસજી તે સાંભળીને મૂર્છા પામ્યા. અને એવી ભાવના કરતા કે " જન્મપર્યંત મોહનદાસજી અહિંથી ન જાય તો સારૂં એક દિવસ મોહનદાસજીએ નિશ્ચય કર્યો " સવારે જાવું છે. " ત્યારે હરિદાસજીએ સ્ત્રીને કહ્યું " તું સવારે ઘર, શ્રીઠાકોરજી તથા છોકરાંની સંભાળ રાખજે. મારો મોહનદાસ અહિંથી જશે તે વખતે મારો પ્રાણ રહેશે નહિ. સ્ત્રી સાંભળીને વિચાર કરવા લાગી " મોહનદાસ ન જાય અને મારા પતિનો પ્રાણ રહે એવો ઉપાય કરવો, એમ વિચારીને રાત્રે છોકરાને વિષ આપ્યું. પાછલી રાત થઇ ત્યારે છોકરાએ પ્રાણ છોડી દીધો ત્યારે તે સ્ત્રી રડવા લાગી. મોહનદાસ જવાની તૈયારી કરતા હતા. તેમણે કમર છોડીને તે સ્ત્રીની પાસે આવીને પૂછવા લાગ્યા. " આ તમારો છોકરો રાત્રે તો સારો હતો. હમણાં આ શું થયું તમે સાચું કહો. " ત્યારે હરિદાસજીની સ્ત્રીએ સાચી વાત કહી. આ સાંભળીને મોહનદાસજી ચકિત થઇ ગયા. અને એવો વિચાર કર્યો કે એમનો કેવો સ્નેહ છે. હું કેવો કઠણ છું. એમ વિચાર કરીને એ બાળકના મુખમાં ચરણામૃત મૂકયું અને ભગવન્નામનો ઉચ્ચાર કર્યો. શ્રીઠાકોરજીને વિનતિ કરી અને આ બાળકના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહ્યો ત્યારે તે બાળક જીવતો થયો. ત્યારથી મોહનદાસે એવો નિયમ લીધો " હવે પછી હરિદાસજી ધક્કા મારીને કાઢશે તો પણ નહિ જાઉં " મોહનદાસ જન્મ સુધી હરિદાસજીને ઘેર રહ્યા. એ હરિદાસ તથા હરિદાસની સ્ત્રી એવાં કૃપાપાત્ર હતાં એમણે વૈષ્ણવોનો સંગ છોડયો નહોતો. વૈષ્ણવના પ્રેમની ખાતર પોતાના પુત્રનો ત્યાગ કર્યો. શ્રીઠાકોરજી હરિદાસજીનો પ્રેમ જોઇને ઘણાજ પ્રસન્ન થયા હતા. એમની વાર્તા કેટલી લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૮ મા.

(સાર) વૈષ્ણવમાં શ્રીઠાકોરજીનો આવિર્ભાવ છે એમ જાણીને તેમના તરફ અપ્રતિમ સ્નેહ રાખવો જોઇએ, અને સેવા કરવી જોઇએ. વૈષ્ણવની સેવા કરવાથી શ્રીઠાકોરજી પણ પ્રસન્ન થાય છે. વૈષ્ણવને મળવાને નીચેના પદમાં કહ્યું છે તે પ્રમાણે ઉત્કંઠા રાખવી જોઇએ.

મીલે કબ શ્રીવલ્લભકે પ્યારે.
જાકે હાવ ભાવ પ્રીતિરસ, તીહું લોકતેં ન્યારે. ૧
કૃપા સમુદ્ર ભરે અંગઅંગમેં ઉછલિત રસકી ધારે;
માલા તિલક બીરાજત અદ્ભુત, કરૂણામય અનુહારે. ૨
કોટિજન્મકે તમ દુઃખ ભાજત, હૃદય કરત ઉજીયારે;
પુલકિત પ્રેમ કંઠ ભર આવત, સુખ ઉપજાવત ભારે. ૩
જાપેં કૃપા કરત શ્રી ગિરિધર, તબઇનકે અનુચારે;
રસિકદાસ જન કો વિધિ પઇયત, દોઉ નેનનકે તારે. ૪

# વાર્તા ૭૯ મી. વૈષ્ણવ ૭૯ મા.

## श्रीगुसांइजीना सेवक एक चोरनी वार्ता.

આ ચોર શ્રીનવનીતપ્રિયાજીના મંદિરમાં રાત્રે છુપો ભરાઇ રહ્યો હતો. પાત્ર તથા આભૂષણ તથા વસ્ત્ર સઘળાં એકઠાં કરીને એક પોટલું બાંધ્યું અને જવા લાગ્યો. પણ પોટલું તેનાથી ઉપડયું નહિ. આખી રાત તેણે ઉપાય તો બહુ કર્યો પણ સ્હવાર સુધી પોટલું ઉપડ્યું નહિ. પછીથી એ ચોર પકડાઇ ગયો. તેથી તેને શ્રીગુસાંઇજીની પાસે લઇ ગયા. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું અને છોડી દો. રાજાને ખબર પડશે તો એને મારી નાંખશે. શ્રીગુસાંઇજીને ઘણી દયા આવી તેથી ચોરને છુટો કર્યો આથી આ ચોરના મનમાં એવું આવ્યું. "અરે મારો પ્રાણ જાત પણ શ્રીગુસાંઇજીએ મારા ઉપર દયા કરી અને મને પ્રાણનું દાન કર્યું છે. એમને શરણે જાઉં તો ઠીક. ફરીથી આ ચોર શ્રીગુસાંઇજીનો સેવક થયો. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી. તું હવે ચોરી કરીશ નહિ. ત્યારે ચોરે હાથ જોડયા અને કહ્યું "મહારાજ ચોરી કર્યા વગર મારાથી રહેવાતું નથી. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું" તું નિર્દય થઇને ચોરી કરીશ નહિ. જેની પાસે રૂ. ૧૦૦ જેટલું દ્રવ્ય છે તેની રૂ. ૨ જેટલી ચોરી કરે તો તેનું મન દુઃખે નહિ. હંમેશાં સાચું બોલવું. શ્રીપ્રભુ દયાલુ છે તેથી તારો મનને ફેરવી નાખશે અને પોતાના ચરણાર-

વિંદમાં લગાવશે. આમ કહીને એ ચોરને વૈષ્ણવતાની રીત શીખવાડી. અને વિદાય કર્યો પછીથી એ ચોરે એવો વિચાર કર્યો કે "જો હું કોઈ રાજાની ચોરી કરૂં તો એકદમ કામ થઈ જાય. હવેથી ગરિબની ચોરી નહિ કરૂં. આ પ્રમાણે એના મનમાં વિચાર આવ્યો" આમ વિચાર કરીને તે ચોર રાજાને ત્યાં ચોરી કરવાને ગયો. સારો માણસ બનીને ત્યાં ગયો. રાજાના ચોકીદારોએ પૂછયું તું કયાં જાય છે ત્યારે તેણે સાચું કહ્યું "હું ચોરી કરવાને જાઉં છું. શ્રીઠાકોરજીની પ્રેરણાથી સર્વના મનમાં એવું આવ્યું કે આ મશ્કરી કરે છે. તેથી કોઇએ તેને રોકયો નહિ. રાજાના ઘરમાં નિઃશંક થઇને છુપો ઘુસી ગયો. પછી ચોરી કરીને નીકળ્યો. જે કોઇ પૂછતું તેને સત્ય કહે તો ત્યારે બધાએ એની મશ્કરી જાણી હતી. પણ પાછળથી ખબર પડી કે ઘરમાંથી ઘરેણાં ગયાં છે એટલે તપાસ કરીને તેને પકડી આણ્યો. રાજાએ તે ચોર વૈષ્ણવને પૂછયું, તેં શી રીતે ચોરી કરી તેણે બધી સત્ય હકિકત કહી. અને કહ્યું "મેં બધાને કહ્યું હતું કે હું ચોરી કરવાને જાઉં છું. પણ તમારા માણસોએ મારી વાત સાચી માની નહિ, રાજાએ આ વાતની તપાસ કરી તો આ ચોરની બધી વાત સાચી પડી. પછી રાજાએ આ ચોરને નોકર રાખ્યો, અને બધું કામ તેને સોંપ્યું પછી તેણે શ્રીગુસાંઇજીને પધરાવીને ઘણું દ્રવ્ય ભેટ કર્યું અને શ્રીઠાકોરજીને પધરાવીને સેવા કરવા લાગ્યો. આ પ્રમાણે શ્રીગુસાંઇજીની કૃપાથી તે પરમભગવદીય થયો. આ ચોરને શ્રીગુસાંઇજીની આજ્ઞામાં એવો વિશ્વાસ હતો. આથી તેમનું લૌકિક સર્વ સિદ્ધ થયું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૭૯ મા.

(સાર) ભક્તિ માર્ગમાં ચોર જેવા અધમ કૃત્યો કરનાર ઉપર દયા રાખવામાં આવે છે. દયા એજ વૈષ્ણવ માર્ગનું પરમ લક્ષણ છે. એવા હીન અને દુષ્ટ પુરૂષો જો ભક્તિમાર્ગમાં સ્થિત એવા કોઇ વૈષ્ણવ અગર ગુરૂના અલ્પ સમાગમમાં આવે છે તો તેમના ચિત્તની એકદમ શુદ્ધિ થઈ જાય છે. અને તેઓ સત્ય પરાયણ બને છે. અને આખરે ધીમે ધીમે તેમના જીવનમાં પણ અત્યન્ત ફેરફાર થઇ જાય છે.

## વાર્તા ૮૦ મી, વૈષ્ણવ ૮૦ મા.

### श्रीगुसांइजीना सेवक दयाळदास वाणीआनी वार्ता.

એમની પાસે લાખ રૂપીઆ હતા. તે જમીનમાં ડાટયા હતા. એક પ-

ણ પૈસો તેમાંથી ખર્ચતા નહિ. એક દિવસ શ્રીગુસાંઇજી ત્યાં પધાર્યા. ત્યારે દયાળદાસ સેવક થયા અને કહ્યું " મહારાજ એક પૈસો ખર્ચ ન થાય અને મારૂં કલ્યાણ થાય એવી માર્ગની રીત દેખાડો. હું દરરોજ બાર આના કમાઉં છું. ચારઆના તેમાંથી ખર્ચું છું. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું "તમે માનસી સેવા કરો. ત્યારે એમણે માનસી સવાની સઘળી રીતભાત શીખી લીધી. પછી હમેશાં તે માનસી સેવા કરતા હતા. બે પહોર સુધી કશું કામ કરતા નહોતા. એમ કરતાં કરતાં એક દિવસે માનસી સેવામાં ખીર કરી હતી. તેમાં ખાંડ ઘણી પડી ગઈ હતી. તેથી તે કાઢવા લાગ્યો. ત્યારે શ્રીઠાકોરજી એનો હાથ પકડવા લાગ્યા. અને આજ્ઞા કરી "અરે! આમાં તો તારૂં કશું ખર્ચ થતું નથી ને? તો તું શા માટે ખાંડ કાઢે છે, આ વાત સાંભળીને એમનું અંતઃકરણ ઉઘડ્યું. ભગવત્સ્વરૂપ સાક્ષાત્કાર થયું. લાખ રૂપીઆ હતા તે શ્રીગુસાંઇજીને મોકલી દીધા. જેવું તેમનું દ્રવ્યમાં ચિત્ત હતું તે પ્રમાણે શ્રીઠાકોરજીમાં લાગ્યું. એ દયાળદાસ વાણીઆ એવા કૃપાપાત્ર હતા. એમને ફળરૂપ માનસી સેવા સિદ્ધ થઇ હતી. વાર્તા સંપૂર્ણ. વૈ ૮૦મા.

(સાર) પ્રભુકૃપાથી જો દ્રવ્ય મળ્યું હોય તો તે દ્રવ્યનો વિનિયોગ પ્રભુ સેવામાંજ કરવો જોઇએ. જો કે નિષ્કિંચનતાની સ્થિતિમાં રહીને સેવા કરવાથી પ્રભુ જેટલા પ્રસન્ન થાય છે, તેટલા, વૈભવથી પ્રસન્ન થતા નથી, છતાં જો દ્રવ્ય પાસે હોય તો તેમાંથી આસક્તિ છોડી દેવી અને પ્રભુની સેવામાંજ તેનો વિનિયોગ કરવો. જ્યાં સુધી દ્રવ્યાસક્તિ રહે છે ત્યાં સુધી દેહાધ્યાસ કદી પણ છુટી શકતો નથી. દ્રવ્ય એ પ્રભુની સેવામાં પ્રતિબંધક નિવડે છે માટે પ્રસન્ન ચિત્તથી તે દ્રવ્યને પ્રભુ સેવાના ઉપયોગમાં લેવું, અને તેમાંથી આસક્તિ છોડી દેવી.

---

## વાર્તા ૮૧ મી. વૈષ્ણવ ૮૧ મા.

### શ્રીગુસાંઇજીના સેવક સ્ત્રી પુરુષની વાર્તા.

એ બન્ને જણાં શ્રીગુસાંઇજીના સેવક હતા. તે શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા. એક દિવસ સ્ત્રી પાડોશીને ઘેર ગઇ. એના ઘરમાં બહુ વૈભવ જોયો તેથી તેને પૂછયું " તમારા ઘરમાં વૈભવ શી રીતે થયો ત્યારે તેણે કહ્યું " અમે દેવીની પૂજા કરીએ છીએ તેથી આ વૈભવ વધ્યો છે તમે પણ દેવીની પૂજા કરો અને તમારો વૈભવ પણ વધી જશે. પછીથી

વૈષ્ણવની સ્ત્રીએ પાડોશણના ઘરમાંથી દેવીની મૂર્તિ આણી અને પોતાના ઘરમાં સ્થાપના કરી. અને પતિને કહ્યું દેવીની પૂજા માટે સામાન લાવો. એ વૈષ્ણવ પૈસા વેચતો હતો તેથી પૈસા વેચવાને ગયો અને એક ગાંધીની દુકાને સામાન લેવાને બેઠો. સામાન લીધો પણ પૈસાની કોથળીને બદલે ભૂલથી ગાંધીના ઘરની રૂપીઆની કોથળી લીધી. આ વાત ગાંધીએ જાણી એટલે તેણે તેને સરકારમાં પકડાવ્યો હાકેમે એવો ન્યાય આપ્યો કે આ માણસને ગધેડા ઉપર બેસાડીને આખા ગામમાં ફેરવવો. તેથી એ પ્રમાણે કરવામાં આવ્યું. આ વૈષ્ણવના મનમાં એમ આવ્યું કે મેં આ અન્યાય કર્યો તેનું ફળ મને મળ્યું. તેથી જ્યારે તે ઘેર ગયો ત્યારે તુર્તજ દેવીની મૂ-ર્તિ પડોશણને ત્યાં પાછી મોકલી દીધી. ચિત્તને શ્રીઠાકોરજીમાં લગાડી સેવા કરવા લાગ્યા. મનમાં નિશ્ચય કર્યો કે અન્યાશ્રય વૈષ્ણવને બાધક છે. તેથી અન્યાશ્રય નહિજ કરવો જોઈએ. અન્યાશ્રયથી ઘણુંજ અનિષ્ટ થાય છે અ-ને શ્રીઠાકોરજી અપ્રસન્ન થાય છે. તેથી અન્યાશ્રય તો નહિજ કરવો એવી શિક્ષા તે વૈષ્ણવને લાગી. એ સ્ત્રીપુરૂષ એવાં કૃપાપાત્ર હતાં એમનો અન્યાશ્રય છોડાવીને શ્રીનાથજી તેમની સાથે બોલવા લાગ્યા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૧મા.

(સાર) અન્યાશ્રય આ માર્ગમાં મહાબાધક છે. કારણકે તેથી શ્રીપ્રભુનામાં વિશ્વાસ રહી શકતો નથી. પ્રભુ સર્વ સમર્થ છે. સઘળા દેવો તે બધા એમનીજ ઉપાસના કરે છે. ઉપનિષદ્‌માં “देवतानां परमञ्च दैवतम्” દેવોના પણ મોટા દેવ એમ ભગવાનને કહ્યા છે. એમની શક્તિ અગાધ છે, તેમની લીલા પણ અગાધ છે, અને તેમનો આનંદ પણ અગણિત છે. દેવોનામાં પોતાનું સામર્થ્ય નથી. તેઓને પોતાના રક્ષણ માટે પ્રભુનોજ આશ્રય લેવો પડયો છે. મહાભારત અને ભાગવતની અનેક કથાઓ ઉપરથી આપણે જાણીએ છીએ કે દેવતાઓને ઘણી વખત પ્રભુની સહાયની જરૂર પડેલી હોવાથી પ્રભુએ તેમને મદદ કરેલી છે. જ્યારે દેવો પોતાનું રક્ષણ કરવાને શક્તિમાન્ નથી તો પછી પોતાના ઉપાસકોનું રક્ષણ તે શી રીતે કરી શકે? વળી વૃક્ષના મૂળમાં જળ સિઞ્ચન કરે તો બધી ડાળીઓ તથા પાંદડાં એ પહોચે છે, અને પોષણ મળે છે,:પણ જો દરેક ડાળીઓને સિઞ્ચન કરે તો તેથી કોઈપણ પ્રકારનું પોષણ તે વૃક્ષને મળતું નથી. માટે દયારામભાઇએ કહ્યું છે.

જગત વૃક્ષ તેનું મૂળ શ્રીહરિ, મૂળ પોષે વૃક્ષ પોષાએ,
પ્રતિશાખા જળ સીંચીએ, તેથી તરૂ તૃપ્તિ ના થાએ.

અન્ય દેવને એકદમ અવળું પડી જાય છે પણ શ્રીકૃષ્ણ તો અવગુણ હોય તેને પણ ગુણ ગણે છે. અન્યદેવોની ઉપાસના તે રેતીમાંથી તેલ કાઢવા જેવી છે, અગર જળમાંથી નવનીત વલોવવા બરાબર છે, તથા મૃગજળથી તૃષા શાન્ત કરવા બરા-બર છે. માટે અન્યદેવોનો આશ્રય છોડી દઇને ફક્ત શ્રીપ્રભુ ચરણમાંજ રતિ રાખવી.

અન્ય દેવોની ઉપાસનાથી જો તે ઉપાસના સફળ થાય તો અલ્પફળ આપે છે, અને તે વળી લૌકિકજ.

સૂરસાઠીમાં સૂરદાસજીએ ગાયું છે.

કૃષ્ણ વિના તોહિ કૌન છુડાવે, કો કરૂણામય બિર્દ કહાવે.
અન્યદેવકો નહિં ભરોંસો, બાત ન ખટ રસ લાખ પરોસો.
જે જન કહ્યો નૃપતિકી ન્યાંઇ, મૃગતૃષ્ણા કરિ કૌન અધાઇ.
એસે અન્ય દેવ સુખદાયક, હરિવિન કો છુડાવન લાયક.

# વાર્તા ૮૨ મી. વૈષ્ણવ ૮૨ મા.

## શ્રીગુસાંઇજીના સેવક દેવાભાઇ પટેલની વાર્તા.

એ ગુજરાતમાં રહેતા હતા અને શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરતા હતા. હંમેશાં વૈષ્ણવને પ્રસાદ લેવડાવતા. જ્યારે વૈષ્ણવ પ્રસાદ લેવા ના આવ્યા હોય ત્યારે એ અને એમની સ્ત્રી ભૂખ્યાં રહેતાં. અને ભગવદ્રસમાં મસ્ત રહેતાં હતાં. એક વખત શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા હતા. ત્યારે દેવાભાઈના પુત્રે કહ્યું. જે દિવસ વૈષ્ણવ પ્રસાદ લેવા કોઈ આવતા નથી ત્યારે મારાં માતા પિતા ભૂખ્યાં રહે છે. હું તો પ્રસાદ લઇને ખેતી કરવા જાઉં છું. તો માતાપિતાને પ્રસાદ લેવડાવ્યા સિવાય પુત્ર પ્રસાદ લે તે અપરાધ શી રીતે દૂર થાય? શ્રીગુસાંઇજીએ કહ્યું "શ્રીઠાકોરજીનાં ચરણ સ્પર્શ કરી ભોગ ધરાવજે એટલે આ અપરાધ દૂર થશે." અને દેવાભાઇને કહ્યું "જે દિવસે કોઈ વૈષ્ણવ ના આવે ત્યારે તેમની પાતળ ગાયને ધરાવવી અને પછીથી પ્રસાદ લેવો. ત્યારથી દેવાભાઇએ તે પ્રમાણે કરવા માંડયું, દેવાભાઇનો પુત્ર ખેતી કરતો હતો તેમાંથી દ્રવ્ય કમાતા હતા. કમાણી પ્રમાણે ખર્ચ કરતા અને જેટલું દ્રવ્ય વધે તે શ્રીનાથદ્વારમાં મોકલી દેતા. આ દેવાભાઈ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૨ મા.

(સાર) વૈષ્ણવોને હંમેશાં પ્રસાદ લેવડાવીને પોતે પ્રસાદ લેવો એવો નિત્ય નિયમ વૈષ્ણવોએ રાખવો જોઇએ. એજ આ માર્ગમાં અતિથિ સેવા છે. વૈષ્ણવની તરફ પ્રેમ રાખવો એથી શ્રીઠાકોરજી પ્રસન્ન રહે છે.

હું હરિજનકો દાસ ભવો ભવ.
મેરે સકલ શિરોમણિ, વાકે ચરણ રેનકી આશ.
ન કાહુકી કરત અવજ્ઞા, ન કાહુકી આશ;

પર ઉપકારી જગ હિતકારી, શીલ દયાકી રાશ.
સબ ગુન આગર ભક્તિ ઉજાગર, ભવસાગરકી નાવ.
તાકી સેવા અધિક હરિ માનત, હર્ખજુ હૃદયે ભાવ.

# વાર્તા ૮૩ મી, વૈષ્ણવ ૮૩ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ધાણીપૂણીવાળી ડોશીની વાર્તા.

આ ડોશીએ શ્રીગુસાંઇજીને વિનતિ કરીને શ્રીઠાકોરજીને પધરાવ્યા અને સેવા કરતાં હતાં. એ દરરોજ રેંટિઓ કાંતતાં હતાં, જ્યારે તે સૂતર કાંતતાં ત્યારે શ્રીઠાકોરજી પુણીઓમાં આવીને બિરાજતા હતા. બાળલીલા કરતા અને પુણીઓના ગાદી તકીયા બનાવીને તેમાં બેસતા. એક એક પુણી એ ડોશીના હાથમાં કાંતવાને આપતા. જ્યારે ભૂખ લાગે ત્યારે એ ડોશી પાસે ધાણી માગતા હતા. આ ડોશીની સ્થિતિ શ્રીગુસાંઇજીના ત્રીજા લાલજી શ્રીબાળકૃષ્ણલાલજીએ જોઇ. અને એ ડોશીને કહ્યું. "આ લાલજી અમને આપો" ત્યારે એ ડોશીએ લાલજીને પધરાવ્યા. પણ તે ડોશી શ્રીઠાકોરજી વગર બહુ દુઃખી થયાં. શ્રીઠાકોરજી એના દુઃખને સહન કરી શકયા નહિ. શ્રીઠાકોરજીએ શ્રીબાળકૃષ્ણજીને કહ્યું મને ડોશીને ઘેર પાછા મોકલી દો. મને ધાણી તથા પુણી વગર ચાલતું નથી. તેજ રાત્રે શ્રીબાળકૃષ્ણજી શ્રીઠાકોરજીને ડોશીને ઘેર પધરાવી આવ્યા. અને કહ્યું " જેમ તું કરતી હોય તેમ કરજે. શ્રીઠાકોરજી તારા ઉપર પ્રસન્ન છે, એ ડોશી એવાં કૃપાપાત્ર હતાં, જેમના વગર શ્રીઠાકોરજી રહી શકતા ન હોતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૩ મા.

(સાર) પ્રભુને પ્રેમ જોઇએ છીએ. પ્રેમથી તે વશ થાય છે. બીજા કશાથી નહિ બહુ પાણ્ડિત્ય તથા જ્ઞાનવાળા પ્રભુના સ્વરૂપને ઓળખી શકતા નથી. પણ સરલ હૃદયનાં અને પ્રેમભાવવાળાં ભકતો તે પ્રભુને ઓળખી શકે છે, અને તેમની સાથે સર્વ પ્રકારની ક્રીડાઓ કરે છે. નીચેના પદમાં કહ્યું છે.

કેવલ એક ભાવ ભૂખ ગિરધારી, કોઇ વસ્તુ ના હરિ મન હરરી.
ગરૂડસોં આસન કોસ્તુભ ભૂખન, લક્ષ્મી લલના પ્યારી.
સરસ્વતી પતિ સ્તુતિ કા કરઇ, સદા ધ્યાન ત્રિપુરારિ.

પ્રભુને કોઇપણ વસ્તુની ન્યુનતા નથી, માત્ર ભક્તનો ભાવ અગર પ્રેમ તેનીજ આકાંક્ષા હંમેશાં તેમને રહે છે.

લગન લગીહુ સુખરૂપ ગિરિધારીસોં,
જો મિલીયેંતો મહાસુખ પૈયે, સજરતલપઞોં અનુપગિરિધારીસોં. ૧

હરિ બિન ઓર સબે દુ:ખદાતા, કહા રંક કહા ભૂપ.
દયાકે પ્રીતમસેં દોસ્તી જુરે તો, તરિયે મહાભવ કૂપ. ૨

હરિની સાથે લગની થાયતોજ સર્વ પ્રકારનું સુખ ત્યાં મળે છે, કારણકે પરમ સુખનું ધામ પ્રભુજ છે. તે પ્રભુની પ્રાપ્તિ થાય છે.

આ બાઇના સેવ્ય શ્રીઠાકોરજી હાલ મુંબઈમાં શ્રીદ્વારકેશલાલજીમહારાજને માથે બિરાજે છે.

---

## વાર્તા ૮૪ મી, વૈષ્ણવ ૮૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક મથુરાનિવાસી ક્ષત્રી વૈષ્ણવની વાર્તા.

આ વૈષ્ણવ શ્રીઠાકોરજી પધરાવીને સેવા સારી રીતે કરતા હતા. ભગવદ્‌વાર્તા પણ કરતા હતા. પુષ્ટિમાર્ગના ગ્રંથો તથા તેના ભાવાર્થ શ્રીગુસાંઇજી પાસેથી શ્રવણ કર્યા હતા. ઘણા મથુરાના વૈષ્ણવો ભગવદ્ વાર્તા શ્રવણ કરવાને આ વૈષ્ણવને ત્યાં આવતા આ વૈષ્ણવ શ્રીઠાકોરજીને હમેશાં ચણા પોતાને હાથે શેકીને ધરતા અને તે બધી મંડળીમાં વહેંચી દેતા હતા. આવી રીતે કેટલાક દિવસો વીતી ગયા. ત્યારે એક પૈસાદાર શેઠ મંડળીમાં આવવા લાગ્યા. તે ચણાનો પ્રસાદ લેતો ખરો પણ નાખી દેતો હતો. મહાદેવજી પણ વૈષ્ણવનું રૂપ લઈને તે મંડળીમાં આવતા. આ વાતની કોઇની ખબર પડતી નહોતી. ફક્ત ક્ષત્રિ વૈષ્ણવજ ઓળખતા જે ચણા પેલો શેઠ ફેંકી દેતો તે મહાદેવજી વીણી લેતા. એક દિવસ જયારે મહાદેવજીને ચણા વીણતાં ક્ષત્રી વૈષ્ણવે જોયા ત્યારે તેમણે શેઠને મંડળીમાં નહિ આવવાને કહ્યું. આથી શેઠ શ્રીગોકુળ ગયો. શ્રીગુસાંઇજી તેની સાથે બિલકુલ બોલ્યાજ નહિ. શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન પણ તેને થયાં નહિ. શેઠ તેથી મથુરા આવીને ક્ષત્રી વૈષ્ણવને નમી પડયો. ક્ષત્રી વૈષ્ણવે કહ્યું તમે ભગવત્પ્રસાદનો અનાદર કર્યો તેથીજ તમને આ મંડળીમાં આવવાનો અધિકાર નહોતો. શેઠ નમ્ર થઇ ગયો. પાછીથી તેને મંડળીમાં આવવા દેવામાં આવતો હતો પછી શ્રીગુસાંઇજીએ અને શ્રીનવનીતપ્રિયાજીએ દર્શન દીધાં અને શેઠે વિચાર કર્યો " ન્યાતિ વ્યવહાર બાધ ન કરે એવો પ્રસાદ જો મળે તો તેનો કદી પણ અનાદર કરવો નહિ એમ વિચાર કર્યો. એ ક્ષત્રી વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. કરોડાધિપતિ શેઠનો પણ તેમને હિસાબ

નહોતો. એમને લીધે શ્રીગુસાંઇજીએ તથા શ્રીઠાકોરજીએ એ શેઠનો તિરસ્કાર કર્યો હતો. એ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ૮૪ મા.

(સાર) વૈષ્ણવોએ પ્રસાદનો કદી પણ અનાદર કરવો નહિ. પ્રસાદ એ એક પ્રકારનું અન્ન છે એવી બુદ્ધિ ન કરવી, એથી તે જીવની અધોગતિ થાય છે, તેની બુદ્ધિમાં વિકાર થાય છે જે જે વસ્તુ પ્રભુને સમર્પિત કરવામાં આવી છે તે પ્રભુમય છે, એમ સમજવું. પ્રભુને સમર્પિત નહિ કરેલી વસ્તુઓનો સર્વથા ત્યાગ કરવો પણ જે પ્રભુને ધરાવવામાં આવી છે તેને સહર્ષ પ્રેમ પૂર્વક સ્વીકારવો અને તે પ્રસાદી પ્રાપ્ત થવા માટે મનમાં એમ સમજવું કે અહો મારું મોટું ભાગ્ય છે કે પ્રભુએ અંગીકાર કરેલી પ્રસાદી મને મળી છે. એ પ્રસાદી બુદ્ધિને નિર્મળ કરે છે. અને પ્રભુ માટે શુદ્ધ ભાવ ઉત્પન્ન કરે છે.

## વાર્તા ૮૫ મી, વૈષ્ણવ ૮૫ મા.

### श्रीगुसांइजीना सेवक निष्किंचन स्त्रीपुरुषनी वार्ता.

આ સ્ત્રીપુરૂષ શ્રીઠાકોરજીની સેવા કરતાં હતાં. એમના ગામમાં એક શેઠ રહેતા હતા. એ શેઠને ઘેર વૈષ્ણવની સ્ત્રી એક દિવસ દર્શન કરવાને ગયાં તો ત્યાં ઘણો વૈભવ જોયો અને મનમાં વિચાર કર્યો "મારે ઘેર જો શ્રીઠાકોરજીને આવો વૈભવ હોય તો કેવું સારું" પછી તે ઘેર આવ્યાં અને પતિને કહ્યું "મારે વૈભવથી શ્રીઠાકોરજીની સેવા કરવી છે" ત્યારે પતિએ કહ્યું "દ્રવ્ય તો છે પણ તેથી ઘણી હાનિ થાય છે. એથી અભિમાન થાય છે. પૈસાદાર અપરાધથી ડરતો નથી, તેને ગરિબની સાથે પ્રીતિ થતી નથી, તે સારા ખોટાના ગુણ દોષ જુએ છે, ગરિબનું અપમાન કરે છે, એથી સત્સંગ થતો નથી, કોઇનું અહિત કરતાં ડર થતો નથી, માટે દ્રવ્યની અપેક્ષા છોડી દે." પણ તે સ્ત્રીએ માન્યું નહિ "તેણે કહ્યું" હું તો વૈભવ વગર સેવા નહિજ કરૂં " એમ કહીને રીસાઇ બેઠી. બે દિવસ સુધી સેવા કરી નહિ, તેનો પતિ એકલો સેવા કરતો હતો, ત્યારે આખરે તેના પતિએ કહ્યું અહીંથી અમુક સ્થળે એક વૃક્ષ છે તેની નીચે પુષ્કળ દ્રવ્ય છે, ત્યાં જા ને તે લઇને આવ્ય." સ્ત્રી ટોપલો લઇને તે લેવા ગઇ. તે જગ્યાએ ખોદ્યું તો પુષ્કળ દ્રવ્ય નીકળ્યું. જ્યારે તે ટોપલો ભરવા લાગી ત્યારે નીચેથી અવાજ સંભળાયો "મને કંઇક આપીને તું દ્રવ્ય લઇજા સ્ત્રીએ કહ્યું "તારે શું જોઇએ છે" ઉત્તર મળ્યો "તારે ત્યાં શ્રીઠાકોરજીને માટે જેટલી ઝારી તેં ભરી છે તેનું તેટલું ફળ આપીને તેટલા ટોપલા લઇ જા." સ્ત્રી-

એ કહ્યું "હું હવેથી એમ કરીશ. દરરોજ એક ઝારીનું ફળ આપીશ અને એક ટોપલી દ્રવ્ય લઈ જઇશ. જે દિવસે દ્રવ્ય નહિ લઉં તે દિવસે ઝારીનું ફળ નહિ આપું" ત્યારે વૃક્ષે કહ્યું " હવે મારે તારી ઝારીનું ફળ જોઇતું નથી, કારણકે તારે પૈસો થવાથી શ્રીઠાકોરજી તે અંગીકાર નહિ કરે." સ્રી-એ પૂછ્યું "શા માટે?" ઉત્તર મળ્યો "તારૂં ચિત્ત શ્રીઠાકોરજીમાં નહિ રહે, દ્રવ્યમાંજ રહેશે. માટે આજ સુધીની જેટલી ઝારીઓ ભરી છે તેમાંથી તારી મરજીમાં આવે તેટલીનું ફળ આપ અને દ્રવ્ય લઈ જા." ત્યારે સ્રીએ જ-વાબ આપ્યો "તમારા શબ્દ ઉપરથી હું સમજી શકું છું કે ગરિબીમાં પ્રભુની સેવા જેવી થઇ શકે છે તેવી વૈભવથી થઇ શકતી નથી." આમ કહીને મનમાં દઢ નિશ્ચય કરીને તે દ્રવ્ય વૃક્ષમાં પાછું ડાટી દીધું. અને પોતે ત્યાં-થી ચાલી ગઈ. ઘેર આવીને પતિને કહ્યું હવે મારે વૈભવમાં સેવા કરવી ન-થી, તમારા કહેવાનો અનાદર કરીને હું ધનિક શેઠને ઘેર દર્શન કરવા ગઈ અને તેથીજ મને બહિર્મુખતા લાગી અને બે દિવસની સેવા છૂટી ગઇ. દ્રવ્ય ઘરમાં નથી આવ્યું છતાં આ પ્રમાણે અનર્થ થયો તો તે ઘરમાં આવ્યું હોત તો શું પરિણામ થાત, તે મારાથી સમજી શકાતું નથી. માટે હવે મારે એ દ્રવ્ય જોઇતું નથી." આમ બોલીને તેણે ઝાડ આગળની બધી વાત કહી. પછી નિષ્કિંચનતામાં સેવા કરવા લાગી. એ સ્રીપુરૂષ શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. એમણે ભગવત્સેવા છોડીને દ્રવ્ય ગ્રહણ ન કર્યું. તેમની કેટલી વાર્તા કરીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૫ મા.

(સાર) ગરિબ અવસ્થામાં જેવી સેવા થઈ શકે છે તેવી શ્રીમંતાઇમાં નથી થઈ શકતી. સેવામાં ચિત્તની એકાગ્રહતા નિષ્કિંચનતામાંજ રહી શકે છે. સૂરદાસજી-એ ગાયું છે.

> ભક્તનકો સાચો ધન હે હરિનામ.
> ચોર ન લૂંટે અગ્નિ ન દાઝે, ગાઢે આવે કામ.
> દિન દિન દુનો બઢત સવાયો, ઘટત ન એકો દામ.
> સૂરદાસ સેવા કો રસ્તા, પારસસું કહા કામ.

દ્રવ્ય પ્રભુ સેવામાં પ્રતિબંધક નીવડે છે, વળી કવચિત્ ચિત્તનો વિક્ષેપ પણ કરાવે છે. માટે નિષ્કિંચનતાની સ્થિતિમાં ભાવ પૂર્વક પ્રભુ સેવા કરવી.

# વાર્તા ૮૬ મી. વૈષ્ણવ ૮૬ મા.

## श्रीगुसांइजीना सेवक एक पटेल वैष्णवनी वार्ता.

આ પટેલ ગુજરાતમાંથી આવીને શ્રીગુસાંઈજીના સેવક થયા હતા. એક દિવસ શ્રીગુસાંઈજી કથા કહેતા હતા તે વખતે શ્રીયમુનાષ્ટકની કથા એ વૈષ્ણવે સાંભળી, તે પટેલે પૂછ્યું. 'મહારાજ! આઠ શ્લોકમાં આઠ સિદ્ધિની આજ્ઞા આપે કરી છે, પણ કયા શ્લોકમાં, કયી સિદ્ધિનું વર્ણન કર્યું છે, તે આપ કૃપા કરીને કહો. ત્યારે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી. પહેલા શ્લોકમાં સાક્ષાત્ સેવોપયોગી દેહની પ્રાપ્તિની સિદ્ધિનું નિરૂપણ છે. બીજા શ્લોકમાં તલ્લીલાવલોકનની સિદ્ધિ વર્ણવી છે. ત્રીજા શ્લોકમાં તદ્રસાનુભવરૂપ સિદ્ધિનું વર્ણન છે. સર્વાત્મભાવરૂપ સિદ્ધિ તથા શ્રીયમુનાજીનું સ્વરૂપ ષટ્ ગુણ સંપન્ન છે. તે ચોથા શ્લોકમાં છે. ભક્તિદાતૃત્વરૂપી સિદ્ધિ પાંચમાં શ્લોકમાં છે. ભગવત્તાત્પર્યજ્ઞત્વરૂપી જે સિદ્ધિ તે છઠ્ઠા શ્લોકમાં કહી છે. ભગવદ્ વશીકરણત્વરૂપી સિદ્ધિ સાતમા શ્લોકમાં છે. ભગવદ્રસપોષકત્વરૂપી સિદ્ધિ આઠમા શ્લોકમાં છે. જેના ઉપર ભગવાનની કૃપા છે તથા શ્રીયમુનાજીની કૃપા છે, તેને તો એક એક શ્લોકમાંથી અષ્ટસિદ્ધિનાં દર્શન થાય છે. આ પ્રમાણે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી. આ પટેલને શ્રીયમુનાજીએ એવાં દર્શન દીધાં હતાં. જે પ્રમાણે શ્રીગુસાંઈજીએ કહ્યું હતું તે પ્રમાણેનાં દર્શન પટેલને થયાં. એ વૈષ્ણવ પટેલ શ્રીગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૬ મા.

(સાર) શ્રીયમુનાજી તે શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ છે. શ્રીયમુનાષ્ટકમાં એમને कृष्णतुर्यप्रिया એમ કહેલું છે. એ મુકુન્દ કહેતાં ભગવાનમાં રતિની વૃદ્ધિ કરાવે છે. "मुकुन्दरति वर्धिनी जयतिपद्म बंधोः सुता તો શ્રીયમુનાજીનો પાઠ વૈષ્ણવોએ નિત્યનિયમ પૂર્વક કરવો જોઈએ. શ્રીયમુનાષ્ટકનો પાઠ કરવાથી અષ્ટસિદ્ધિ મળે છે. એમ એક પદમાં પણ કહેવામાં આવ્યું છે. એક કીર્તનમાં કહ્યું છે:—

જયતિ શ્રીયમુને પ્રગટ કલ્પ લતિકે,<br>
અષ્ટસિદ્ધિ અદ્‌ભુત વૈભવ સકલ, સ્વજન વિખ્યાત સ્વામિની પતિકે.

વળી ગોવિંદદાસજીએ મધુમાધવીના પદમાં શ્રીયમુનાજીને વિનતિ કરી છે.

શ્રીયમુનાજી યહ વિનતિ ચિત્ત ધરીએ.<br>
ગિરિધરલાલ મુખારવિંદ રતિ, જન્મ જન્મ નિત કરીયે. ૧<br>
વિષ સાગર સંસાર વિષમ, સંગત માંહી ઉદ્ધરીએ,<br>
કામ ક્રોધ અજ્ઞાન તિમિર અતિ, ઉર અંતર તેં હરીએ. ૨

તુમ્હારે સંગ વસો નિજજન સંગ, રૂપ દેખ મન ઠરીએ;
ગાઉં ગુણ ગોપાલલાલકે, અષ્ટ વ્યાધિતે ડરીએ. ૩
ત્રિવિધ દોષ હરકે કાલિંદિ એક કૃપા કર ઠરીએ;
ગોવિંદદાસ યહ વર માંગે, તુમારે ચરણ અનુસરીએ. ૪

# વાર્તા ૮૭ મી, વૈષ્ણવ ૮૭ મા.

## श्रीगुसांइजीना सेवक एक व्रजवासीनी वार्ता.

આ વ્રજવાસી શ્રીનાથજીને પરે કહેતા. તે ગાયોની ખિરકમાં સેવા કરતા હતા. દરરોજ ભંડારમાંથી એક સીધું લઇ જતા. આઠે પહોર ગાયોની સેવા કરતા. એક દિવસે શ્રીગુસાંઇજી એક વૈષ્ણવને શ્રીઠાકોરજી પધરાવી આપતા હતા, તે આ વ્રજવાસીએ જોયું " તેથી એમની પણ ઇચ્છા થઇ કે શ્રીગુસાંઇજી મને સેવા પધરાવી આપે તો સારૂં તેથી શ્રીગુસાંઇજીને વિનતિ કરી. આ વખતે શ્રીગુસાંઇજી ન્હાઇને પધારતા હતા, અચાનક તેમના પગની ખડાઉં-પાદુકાજીની ઠોકર એક પત્થરને વાગી તેથી તે પત્થર દૂર જઇને પડયો, આ વખતે વ્રજવાસી ઉભા હતા. આપે "પરે પરે" એમ કહ્યું ને ભીતર પધાર્યા. આથી વ્રજવાસી વૈષ્ણવ સમજ્યા કે શ્રીગુસાંઇજીએ આ શ્રીઠાકોરજી મને પધરાવી આપ્યા છે. આથી પ્રેમમાં આવીને તે પથરાને તેમણે ઉપાડી લીધો અને તેનું નામ 'પરે' પાડયું. આ વ્રજવાસી બહુ ભોળા હતા. તેમને દરરોજ એક સીધું ભંડારમાંથી મળતું તેથી તેમણે વિચાર કર્યો "એક સીધું તો મારે માટે મળેછે, પણ પરેનેમાટે શું કરીશ, તે ભૂખ્યા રહેશે. માટે બીજા સીધાનો બંદોબસ્ત કરાઉં" તેથી ભંડારીને કહ્યું અને બે સીધાનો બંદોબસ્ત કરાવ્યો. બે સીધાં લઇને તેમણે રસોઇ કરી, પછી પાતળ ધરી એક પરેની અને એક પોતાની. ઘણી વાટ જોઇ, પણ પરે તો આવ્યા નહિ. ત્યારે તે વૈષ્ણ-વ બોલ્યા "ભાઇ પરે ! તું તારી પાતળ આવીને સંભાળી લે, જો નહિ આવે તો આ પાતળ તળાવમાં ફેંકી દઇશ "શ્રીઠાકોરજીએ વૈષ્ણવનો ભાવ જોઇ-ને આવ્યા, અને પછી તે પાતળ આરોગી. આમ નિત્ય શ્રીઠાકોરજી કૃપા કરી-ને પધારતા. એક દીવસે શ્રીગુસાંઇજીએ પૂછયું તું બે સીધાંને શું કરે છે? ત્યારે તેણે કહ્યું "એક સીધું મારે માટે લઉં છું તે એક પાતળ હું ખાઉં છું, અને એક મારા પરે આરોગે છે." આ વાત સાંભળી શ્રીગુસાંઇજી હસ્યા અને ખુશ થઇ

ગયા. એક વખત ભંડારીએ વ્રજવાસીને કહ્યું "તમે સુરત જઇને ભેટ લઇ આવો." આ ભોળા વૈષ્ણવ તો સુરત ગામ છે કે શહેર તે બિલકૂલ સમજતા ન હોતા. ભંડારીએ જ્યારે કહ્યું કે એતો શહેર છે, ત્યારે તેમણે પછી જવાને કબૂલ કર્યું પણ કહ્યું કે ભેટપત્ર અને પ્રસાદની થેલી આપો તો હું જઉં, પછી ભેટપત્ર અને પ્રસાદ લઇ રસોઇ કરીને સુરત જવાની તૈયારી કરી. જતી વખતે પરેને કહ્યું "ભૈયા પરે! તું આવીશ કે નહિ?" પરે એ કહ્યું "હું તો તમારી સાથે સુરત આવીશ." વૈષ્ણવે કહ્યું "ભૈયા પરે! તું શી રીતે મારી સાથે ચાલી શકીશ, તારા પગ નાના છે. હાથ પણ નાના છે." શ્રીઠાકોરજીએ કહ્યું "હું થોડુંક ચાલીશ, અને થોડીક વાર તારા ખભા ઉપર બેસીશ. આમ કહીને શ્રીઠાકોરજી વ્રજવાસીની સાથે ચાલ્યા. બે ત્રણ ગાઉ ચાલ્યા એટલે શ્રી ઠાકોરજીએ કહ્યું "મને થાક લાગ્યો છે" વ્રજવાસીએ કહ્યું " મારા ખભા ઉપર બેસો" પછી તેના ખભા ઉપર બેઠા. થોડેક દૂર ગયા, પછી શ્રીઠાકોરજીએ કહ્યું હવે સાંજ પડી છે માટે આજ અહિંઆં સૂઇજા, કાલે આપણે સુરત જઇશું." વ્રજવાસી સૂઇ ગયા. બીજે દિવસે નિદ્રામાંથી જાગ્યા તો તેમને જણાયું કે તે એવે સ્થાને આવ્યા હતા કે જ્યાંથી માત્ર બે ગાઉ દૂર સુરત હતું. પછી સુરત આવ્યા. ગામ બહાર મૂકામ કરીને શ્રીઠાકોરજીને બેસાડયા અને પોતે પત્ર તથા પ્રસાદી લઇને ગામમાં વૈષ્ણવોને આપવાને ગયા. વૈષ્ણવોએ પત્ર વાંચીને તેમાં લખેલી મિતિ ઉપરથી વિચાર કર્યો કે એક દિવસમાં આ પત્ર લઈ શી રીતે આવ્યા હશે. વૈષ્ણવોએ તેને સામગ્રી આપી તથા ભેટના રૂ. ૫૦૦૦ એકઠા કર્યા અને તેની હુંડી કરાવીને તે વ્રજવાસીને આપી. વ્રજવાસી લઇને પાછા પરેની સાથે ચાલ્યા. રસ્તામાં પહેલાંની માફક સાંઝ પડી એટલે સૂઇ ગયા. જાગીને સવારે ઉઠયા અને ચાલવા માંડયું. પહોર દહાડામાં ગોપાલપૂર આવી પહોંચ્યા. ભંડારી પાસે જઇને બે સીધાં માગ્યાં. ભંડારીએ કહ્યું " શા માટે તું સુરત ના ગયો ? તેણે જવાબ આપ્યો સુરતથીજ આવું છું. પત્ર તથા વસ્ત્ર લાવ્યો છું. એ બધું ભંડારીને આપ્યું" ભંડારી પત્ર, વસ્ત્ર તથા રૂ.૫૦૦૦ની હુંડી જોઇને ચકિત થઇ ગયો. એક દિવસ અને રાતમાં સુરત શી રીતે જઇને આવ્યો, એ મોટું આશ્ચર્ય ભંડારીને થયું. તેણે શ્રીગુસાંઇજીને આ વાત નિવેદન કરી. શ્રીગુસાંઇજીએ સઘળી વાત શ્રવણ કરીને કહ્યું "આ સઘળું કામ શ્રીનાથજીનું છે. હવેથી એ વ્રજવાસીને કોઇ પણ કાર્ય બતલાવવું નહિ. હમેશાં તેને

સીધાં આપ્યે જજો. શ્રીગુસાંઇજીએ વ્રજવાસીને બોલાવતા, અને આજ પરે એ આમ કહ્યું, અને આજે તેમ કહ્યું, વિગેરે હકિકત સાંભળતા. એ વ્રજવાસી એવા ભોળા હતા જીંદગી સુધી શ્રીઠાકોરજીને પરે સમજતા અને સેવા કરતા. એવા તે કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૭ મા.

(સાર) જેઓનાં મન નિષ્કપટી છે, જેમનું હૃદય સરળ છે; અને જેઓને ગુરૂનાં વચનમાં તથા કાર્યમાં અત્યન્ત નિષ્ઠા છે તેવાઓને પ્રભુ જલદી મળે છે, જેઓ જ્ઞાનનો ફાંકો રાખીને શંકાવાદી થાય છે તેઓથી પ્રભુ હજારો ગાઉ દૂર છે. માટે શુદ્ધ હૃદયથી પ્રેમ પૂર્વક પ્રભુની સેવા કર્યા કરવી. તેથી પ્રભુ જરૂર પ્રસન્ન થશે.

## વાર્તા ૮૮ મી, વૈષ્ણવ ૮૮ મા.

### શ્રીગુસાંઇજીના સેવક સ્ત્રીપુરુષની વાર્તા.

આ ઘણાં ગરિબ હતાં. હંમેશાં લાકડાના ભારાને લાવીને ગામમાં વેચીને નિર્વાહ ચલાવતા. જે કંઇ પૈસો અથવા અડધો પૈસો બચે તો તેને રાખી મૂકીને કોઇ વૈષ્ણવ આવે તેને મહાપ્રસાદ આપીને પછી પોતે લેતા હતા. એક વખતે આઠ વૈષ્ણવો તેમને ત્યાં આવ્યા ત્યારે પુરૂષે વિચાર કર્યો "હવે આપણે શું કરીશું" સ્ત્રીએ કહ્યું 'મારી એક સાડી છે તે વેચીને જે પૈસા આવે તેની સામગ્રી લાવો." પુરૂષે તે પ્રમાણે કરીને સામગ્રી આણી અને સ્ત્રીએ કમાડ વાસીને ઘરમાં રસોઇ કરી. તથા શ્રીઠાકોરજીને ભોગ ધરાવ્યો પછી સ્ત્રીએ કહ્યું "તમે ભોગ સરાવી અનવસર કરીને વૈષ્ણવોને પાતળ ધરો, હું વસ્ત્ર નહિ હોવાથી કોઠીમાં બેસું છું" તે પુરૂષે એ પ્રમાણે કર્યું. જ્યારે પાતળ ઉપર વૈષ્ણવો પ્રસાદ લેવાને બેઠા ત્યારે તેમણે પૂછયું " તમારી સ્ત્રી કયાં છે" પુરૂષે કહ્યું " એ બહુ શરમાળ છે, તેથી બહાર નીકળતી નથી. એની તબિયત બહુ ખરાબ છે. વૈષ્ણવોએ કહ્યું એ આવશે તોજ અમે પ્રસાદ લઇશું.અમે અ વૈષ્ણવના હાથની રસોઇ જમતા નથી.માટે એ વૈષ્ણવ છે કે કેમ તે અમે શી રીતે જાણીએ." આ વાત સાંભળીને પુરૂષ બહુ વિચારમાં પડી ગયો. આ વખતે મંદિરમાં શ્રીમદનમોહનજી શ્રીસ્વામિનીજીની સાથે બિરાજતા હતા. શ્રીસ્વામિનીજીએ કહ્યું " જેવી રીતે દ્રૌપદીનાં ચીર તમે પૂર્યાં હતાં તે પ્રમાણે આ સમયે તે સ્ત્રીને ચીર આપો.' આમ કહીને શ્રીઠાકોરજી અને શ્રીસ્વામિનીજીએ એ સ્ત્રીને કોઠીમાં દર્શન આપ્યાં, અને ત્યાં

તેને વસ્ત્ર પહેરાવ્યાં. એ બાઈએ હાથ જોડીને કહ્યું, હે મહાપ્રભુ! શરણાગત વત્સલ! મહામંગળ રૂપ ! આપને મારે માટે આટલો શ્રમ લેવો પડયો છે. ધિક્કાર છે મને ! આમ બોલતાં બોલતાં તે બાઇનું હૃદય ભરાઇ ગયું. આ સાંભળીને શ્રીઠાકોરજી ઘણા પ્રસન્ન થયા. અને અલૌકિક વસ્ત્રનું દાન કર્યું. એ વસ્ત્ર જળમાં ભીનું થઇ જાય અને બહાર સુકાઇ જાય એવું હતું તેને નીચોવવું પડે નહિ તેમ સુકવવું પણ પડે નહિ, આવું વસ્ત્ર પહેરીને તે બહાર આવ્યાં અને એ વૈષ્ણવોને પીરસવા મંડયાં. વૈષ્ણવો પ્રસન્ન થયા અને મહાપ્રસાદ લેવા લાગ્યા. મહાપ્રસાદ લઈ તેઓ તેમને ઘેર વિદાય થયા. તે દિવસથી તેમની કોઠીમાંથી અન્ન ખુટતું નહિ. જ્યારે જ્યારે કાઢે ત્યારે ત્યારે તે પૂરે પૂરૂં ભરાઇ રહે. કારણ શ્રીઠાકોરજીએ તે કોઠીમાં એ બાઈને દર્શન આપ્યાં હતાં. એ સ્ત્રીપુરૂષ શ્રીગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વ. ૮૯મા.

(સાર) (૧) ઘર આવેલા વૈષ્ણવોની સેવા કરવી, તેમને પ્રસાદ લીધા વગર જવા દેવા નહિ ગમે તેટલી ગરિબાઈ હોય પણ વૈષ્ણવોના સત્કાર કરવામાં ચૂકવું નહિ (૨) અવૈષ્ણવના હાથનું રાંધેલું અન્ન જમવું નહિ. (૩) શ્રીઠાકોરજીને લૌકિક કામમાં શ્રમ આપવો નહિ.

---

## વાર્તા ૮૯ મી, વૈષ્ણવ ૮૯ મા.



### श्रीगुसांइजीना सेवक एक विरक्त आग्रामां रहेता तेमनी वार्ता.

આ વિરક્ત વૈષ્ણવ ચપટી માગી લાવીને નિર્વાહ કરતા. શ્રીઠાકોરજીની સેવા પણ ઘણી સારી રીતે કરતા. શ્રીઠાકોરજી પણ તેમના ઉપર બહુજ પ્રસન્ન રહેતા. એક વખત એ વિરક્તને અને શેઠને મેળાપ થયો શેઠે કહ્યું. " તમે શ્રીઠાકોરજીને પધરાવીને મારા ઘરમાં રહો. તમે અને હું હળીમળીને શ્રીઠાકોરજીની સેવા કરીશું. આથી તે વિરક્ત શેઠને ઘેર જઇને રહ્યો. બહારથી જે સામગ્રી જોઇએ તે એ વિરક્ત ખરીદી લાવતા. એક દિવસ બઝારમાં નવું ખડબૂચું લેવાને તે ગયા. તે ખડબુચાવાળાએ તેનો રૂ. ૧ ઠરાવ્યો, આ વિરક્ત વૈષ્ણવ રૂ.૧ આપતા હતા એટલામાં એક મુસલમાન આવ્યો તેણે તેનો રૂ.૧ા આપવાનો કર્યો. આ વિરક્ત વૈષ્ણવે રૂ. ૧ાા કહ્યો આમ કરતાં કરતાં તેણે રૂ. ૫) કહ્યા ત્યારે વૈષ્ણવે રૂ. ૧૦) કહ્યા. આ રીતે તેઓ તે ખડબુચાને ખરીદવાને માટે રસાકસી કરવા લાગ્યા અને તેની કિંમત ઉ-

છળતાં આખરે રૂ. ૧૦૦૦) માં તે ખડબુચું વિરક્ત વૈષ્ણવે ખરીદ્યું. ઘેર આવીને ખર્ચ લખાયો, પણ તે શેઠ કશું બોલ્યા નહિ. તેમને વિરક્ત વૈષ્ણવ માં ઘણોજ વિશ્વાસ હતો, શ્રીઠાકોરજીને ખડબુચું ઘણુંજ પસંદ પડયું તેથી તે ઉઠાવીને સિંહાસન ઉપર લઈ ગયા અને તેની સાથે ખેલવા લાગ્યા. જ્યારે ઉત્થાપન થયાં ત્યારે આ ખડબુચાને શ્રીઠાકોરજી પાસે શેઠે દીઠું શેઠ આ જોઇને ઘણા પ્રસન્ન થયા તેમણે શ્રીઠાકોરજીને વિનતિ કરી "મહારાજ એ ખડબુચું આપોતો તેને સમારીને સામગ્રીમાં ધરૂં" ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું "હું એ ખડબુચાને કાલે આરોગીશ. મને તે ઘણુંજ પ્રિય છે. તેથી આજે તો હું એની સાથે ખેલીશ. શેઠ આ સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા ને કહ્યું કે" આ વિરક્ત વૈષ્ણવને ધન્ય છે કે હજારો રૂપીઆ ખર્ચતાં તે ડર્યા નહિ. આ શેઠ અને વિરક્ત વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.તેમને પરસપર ઘણો વિશ્વાસ હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૮૯ મા.

(સાર) શ્રીઠાકોરજીને માટે સુંદરમાં સુંદર વસ્તુ ખરીદવી જોઇએ, અને તેને માટે ગમે તેટલી કિમત આપવી પડે તો પણ મનમાં વિચાર કરવો નહિ. પૈસાનો વિનિયોગ ભગવત્સેવામાં થાયતોજ તેનો સદુપયોગ થયો છે એમ ગણી શકાય. શ્રી ઠાકોરજી કેવી રીતે સુંદરમાં સુંદર વસ્તુ આરોગશે એનોજ વિચાર મનમાં રાખવો જોઇએ. શ્રીઠાકોરજીને સુંદર વસ્તુજ પ્રિય છે. પોતે સુંદરસ્વરૂપ છે, તેથી તેમને સુંદર વસ્તુ ઘણીજ પ્રિય હોય છે. પણ તે સુંદર વસ્તુઓ સુંદર રીતે (હૃદયના ભાવ સહિત) વિના સંકોચે આણવામાં આવી જોઇએ.

આ વૈષ્ણવના શ્રીઠાકોરજી હાલ અમદાવાદમાં શ્રી ગો. શ્રીરણછોડલાલજીમહારાજને માથે બિરાજે છે. અને તે શ્રીશ્યામલાલજી શ્રીઠાકોરજીની સાથે સિંહાસન ઉપર બિરાજે છે.

---

## વાર્તા ૯૦ મી, વૈષ્ણવ ૯૦ મા.

---

## श्रीगुसांइजीना सेवक परमानंददास सोनीनी वार्ता.

આ પરમાનંદદાસને શ્રીમદ્ભાગવત, ચાર વેદ, પુરાણ અને શ્રી સુબોધિનીજી જીવ્હાગ્ર હતાં. શ્રીગુસાંઇજી કથા વાંચતા અને પરમાનંદદાસ નિત્ય સાંભળતા હતા. અને તેનું હાર્દ બરાબર સમજતા. કથામાં જો કોઇ પ્રશ્ન કરતા તો શ્રીગુસાંઇજી આજ્ઞા કરતા કે પરમાનંદદાસને પૂછી જુઓ. આ પ્રમાણે શ્રીગુસાંઇજીની એમના ઉપર કૃપા હતી. જે કોઇ આવીને પૂછે તો

પરમાનંદદાસ તેનો ઉત્તર દઇ શક્તા, એક દિવસ ચાર પંડિતો શ્રીગુસાંઇ-જીની પાસે આવ્યા. શ્રીગુસાંઇજી ન્હાઇને સેવામાં હતા, ત્યારે પરમાનંદદાસે તેમને આસન આપીને બેસાડયા. પછી તે વખતે ચર્ચા થઇ " જગત્ સત્ય છે કે અસત્ય " પંડિતોએ કહ્યું જગત્ અસત્ય છે. બ્રહ્મના સ્વરૂપમાં જગત્ કલ્પના માત્ર છે. જેવી રીતે દોરીમાં સર્પ છે તથા છીપમાં રજત (રૂપા) ની ભ્રાન્તિ થાય છે તેમ બ્રહ્મમાં પણ જગત્‌ની કલ્પના અગર ભ્રાન્તિ કરાય છે. પરમાનંદદાસે કહ્યું. જો દોરીમાં સર્પ, તથા છીપમાં રૂપાની કલ્પના થાય છે "એમ તમે કહેતા હો તો બીજે ઠેકાણે સર્પ, તથા રૂપું તમે અવશ્ય જોયેલું હોવુંજ જોઇએ, નહિતો તેસિવાય કલ્પના બનતી નથી. જો બ્રહ્મમાં જગત્ મિથ્યા છે એમ કલ્પના કરવામાં આવે તો પછી સત્ય જગત્‌ને અમુક સ્થળે તમે જોયેલું હોવું જોઇએ. તો તે કયાં છે તે દેખાડો ? " આ સાંભળીને પંડિતો પાછા ચાલ્યા ગયા. એ પરમાનંદદાસ સોની એવા વિ-દ્વાન હતા. એમને શ્રીગુસાંઇજીની વાણી ઉપર ઘણોજ વિશ્વાસ હતો. એ એવા કૃપાપાત્ર હતા. એમને સઘળાં શાસ્ત્રો હસ્તામલકવત્ હતાં. તેમની વાર્તા કેટલી કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ ૯૦ મા.

(સાર) જે પરમ ભગવદીયો ભગવાનની ભક્તિ કરે છે તેમને શાસ્ત્રનું બધું રહસ્ય તેના ખરા અર્થમાં સમજાઈ જાય છે. સમર્થ પણ્ડિતોની બુદ્ધિ તેમની આ-ગળ નમી પડે છે, અને લજ્જીત થાય છે.

શુદ્ધાદ્વૈતદર્શનમાં બ્રહ્મ એજ પરમ તત્વ છે. બ્રહ્મ જગતનું સમવાયિ અને નિમિત્તકારણ છે. ઘટનું સમવાયિકારણ મૃતિકા છે, અને નિમિત્ત કારણ કુંભાર છે. તેમ જગતનું સમવાયિ અને નિમિત્તકારણ બ્રહ્મ છે. બ્રહ્મથી વ્યતિરિક્ત કોઈપણ પ-દાર્થ નથી. બ્રહ્મની તિરોધાન શક્તિથી સત્, ચિત્ અને આનંદ થયું છે. ધર્મો-માંથી ચિત્ અને આનંદનું તિરોધાન થવાથી જગત્ થયું છે અને ફક્ત આનંદના તિરોધાનથી જીવ ઉત્પન્ન થયા છે. પણ જગત્ તે બ્રહ્મનોજ અંશ છે. તે શુદ્ધ બ્રહ્મ છે. મિથ્યા નથી. 'एकोऽहं बहुस्याम्' એ શ્રુતિમાં બ્રહ્મને બહુ થવાની ઇચ્છા થઇ તેથી ક્રીડા કરવાને માટે જગત્ સર્જ્યું. જગતનો કર્તા બ્રહ્મજો સત્ય હોય તો પછી કૃતિ શી રીતે અસત્ય થાય ? માયાવાદીઓએ સ્વકલ્પિત માયાના સિદ્ધાંતની સં-ગતિ બેસાડવા માયાએ કરીને જગતની ઉત્પત્તિ છે અને તેથી જગત્ મિથ્યા છે. પણ બ્રહ્મવાદમાં માયા એ પ્રભુની શક્તિ છે તે હંમેશાં પ્રભુને વશ છે. પ્રભુ તેને વશ નથી. જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે છતાં પણ તેમાં કોઈપણ જાતનો વિકાર નથી. આ પરિણામ સુવર્ણમાંથી બનાવેલાં ઘરેણાં જેવો છે. ઘરેણાં પાછાં સુવર્ણના રૂપમાં બનાવવામાં આવે છે. મૂળ સુવર્ણમાં કોઇપણ જાતની ક્ષતિ થતી નથી. આને અવિકૃત પરિણામ વાદ કહે છે. 'सर्वं खल्विदं ब्रह्म' એ શ્રુતિ પણ જગત્ સત્ય છે એમ કહે છે. 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेतिसत्यम्' એ શ્રુતિ

થા જે નાનાત્વ જોવામાં આવે છે તે બધા માત્ર વાણીના વિલાસ છે. વસ્તુત: તો શુદ્ધ બ્રહ્મજ છે. ભગવદ્ગીતામાં કહ્યું છે. 'असत्यमप्रतिष्ठं जगदाहुरनीश्वरं' શ્લોકમાં, જગતને અસત્ય કહેનારાઓને અસુર કહ્યા છે. માટે જગત્ સત્યજ છે. પુરાણ વિગેરે શાસ્ત્રોમાં જગત્ને માયિક તથા મિથ્યા કહ્યું છે, તેનું કારણ વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે છે. માટે શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે. "मायिकत्वं पुराणेषु वैराग्यार्थ मुदीर्य ते" આ સંબંધી એતન્માર્ગીય પુષ્કળ સાહિત્ય સંસ્કૃતમાં છે. જીજ્ઞાસુએ 'તત્ત્વદીપનિબંધ' 'શ્રીઅણુભાષ્ય' 'વિદ્વન્મણ્ડન' તથા 'શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ' વિગેરે ગ્રંથો જોવા.

# વાર્તા ૯૧ મી. વૈષ્ણવ ૯૧ મા.

## श्रीगुसांइजीना सेवक खंडन ब्राह्मणनी वार्ता.

એ શ્રીનંદ ગામમાં રહેતા હતા. અને શાસ્ત્રો ખૂબ ભણ્યા હતા. તેથી પૃથ્વી ઉપર જેટલા મત હતા તે બધાનું ખંડન કરતા હતા. આથી તેમનું નામ 'ખંડન બ્રાહ્મણ' પાડ્યું હતું. એક દિવસ શ્રીમહાપ્રભુજીના સેવક વૈષ્ણવની મંડળીમાં આવ્યા. ત્યારે તે ખંડન કરવા લાગ્યો. વૈષ્ણવોએ કહ્યું તારે જો શાસ્ત્રાર્થ કરવો હોય તો પંડિતોની પાસે જાવ. અમારી મંડળીમાં તારે આવવાનું કામ નથી. અહિંઆં ખંડન મંડન કશું નથી. ભગવદ્વાર્તાનું કામ છે. ભગવાનના યશ સાંભળવા હોય અગર ગાવા હોય તો અહિં આવવું. આવું કહ્યું તો પણ તેણે માન્યું નહિ. હમેશાં આવીને ખંડન કરે. આથી વૈષ્ણવોનું ચિત્ત ઘણું ઉદાસીન થયું. રાત્રે જ્યારે ખંડન બ્રાહ્મણ ઘરમાં સૂતો હતો ત્યારે ચારજણ મુદગળ લઇને મારવા માટે ગયા. તેણે પૂછ્યું "શા માટે મને મારો છો. ચારે જણાઓએ કહ્યું" તું ભગવદ્ ધર્મનું ખંડન કરે છે. ભગવદ્ ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે. કેવળ ભગવત્પરાયણ છે, જેણે ભગવાનને તન મન અને ધન અર્પણ કર્યું છે તેની કોઈ પણ અર્થ સિદ્ધિ બાકી રહેતી નથી. શાસ્ત્રો કહે છે કે આત્મનિવેદન કરનારને કંઇ પણ અર્થ સિદ્ધિ બાકી રહેતી નથી. આવા ધર્મનું તું ખંડન કરે છે માટે તને અમે મારી નાખીશું. આ સાંભળીને તે ખંડન બ્રાહ્મણ ચારે જણાઓને નમી પડયો. બીજે દિવસે તે ભગવદ્મંડળીમાં આવીને વૈષ્ણવોને પગે લાગ્યો. તેમને વિનંતિ કરી મારા ઉપર કૃપા કરો અને મને વૈષ્ણવ બનાવો.

પછી વૈષ્ણવોની સાથે શ્રીગોકુળ આવીને વૈષ્ણવ થયા. શ્રીગુસાંઈજીની પાસે સર્વ શાસ્ત્ર ભણ્યા અને ભગવત્સેવા કરવા લાગ્યા ભગવદ્દ ગુણ ગાન પણ કરવા લાગ્યા. આ રીતે પોતાના જન્મને સફળ કર્યો. એ ખંડન બ્રાહ્મણ શ્રીગુસાંઈજીની કૃપાથી મંડન થઇ ગયો. હવે નિરાકાર બ્રહ્મને બદલે સાકાર બ્રહ્મનું સ્થાપન કરવા લાગ્યો. તે મૂળે હતો દૈવી જીવ પણ આસુરીજનોના સંસર્ગથી એની બુદ્ધિમાં વિકાર થયો હતો, છતાં પણ શ્રીગુસાંઈજીએ પોતાનો દૈવી જીવ જાણીને તેનો હાથ પકડયો અને તેનો ઉદ્ધાર કર્યો. ત્યારથીતેનું નામ મંડન બ્રાહ્મણ પડયું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૧ મા.

(સાર) આ માર્ગમાં અતિ વિદ્વત્તા અગર પાણ્ડિત્યની જરૂર નથી. પાણ્ડિત્યથી ભગવદ્દ ભાવની સ્ફુર્તિ થઇ શકતી નથી. સેવામાં આસક્તિ બની આવતી નથી. ભક્તિને માટે શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે તેમ માહાત્મ્ય જ્ઞાનની જરૂર તો છે. ત્યારપછીથી જે સર્વથી સુદૃઢ સ્નેહ પ્રભુમાં થાય છે. તેનું નામ ભક્તિ છે તે ભક્તિથીજ મુક્તિ મળે છે અન્યથી નહિ. માહાત્મ્ય જ્ઞાન પછી ભક્તિ થાય છે. પણ આ માહાત્મ્ય જ્ઞાન પુષ્ટિમાર્ગમાં જે પ્રમાણે બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કર્યું છે તે રીતનું હોવું જોઇએ. તેનાથી ભક્તિ ભાવ ઉત્પન્ન કરવાનો છે. જ્યારે પ્રભુની સેવા બરાબર રીતે બની આવે ત્યારેજ માહાત્મ્યજ્ઞાન બરાબર થયું છે તેમ સમજાય. વૃથા પાંડિત્યની ખાતર જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર નથી. એ તો ગર્દભની પીઠ ઉપર સાકરનો ભાર મૂકયો હોય તેની બરાબર છે. ફક્ત શાસ્ત્ર જ્ઞાન મેળવનારની સ્થિતિ એવી છે, પણ જે એ જ્ઞાન સમજીને ભક્તિ કરે છે તે તો એ સાકરને ખાઇને તેનો રસ સમજનારની તુલ્ય છે. (૨) વૈષ્ણવોએ કોઇપણ મતના ખંડન મંડનમાં ઉતરવું નહિ. તેમાં ભગવદ્રસની ક્ષતિ થાય છે, અને ઉલટી ચિત્તની વિક્ષેપતા થાય છે. 'भिन्नरुचिर्हिलोक:' એ ન્યાયને અનુસાર જુદી જુદી રૂચિવાળા લોકો હોય છે તેમને પ્રભુ ઇચ્છાથી જે જે માર્ગમાં રૂચી થાય તે તે માર્ગમાં તે દોરાય છે, તો અન્યમાર્ગિયની સાથે પણ ભગવત્સેવા પરાયણ વૈષ્ણવે તો વૃથા વાદ કરવા, અગર ખંડન મંડન માટે પ્રયાસ કરવો નહિ.

શ્રીમદ્દ ભાગવતના ૧૧ મા સ્કંધમાં અધ્યાય ૩ શ્લો. ૨૮ માં નિવેદન માટે કહ્યું છે.

इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मन: प्रियम् ।
दारान्सुतान्गृहान्प्राणान्यत्परस्मै निवेदनम् ॥

વહાલી વસ્તુ, દાન, તપ, જપ, વગેરે જે જે પોતાને વહાલું હોય તે, સ્ત્રી, છોકરાં, ઘર, વગેરે સર્વ જે પરમાત્માને અર્પણ કરે છે, તેનું નામ નિવેદન છે. આત્મનિવેદન એ મહા યજ્ઞ છે. ગીતાજીમાં કહે છે, યજ્ઞ નહિ કરનારને માટે આ લોક નથી. તો પછી અન્ય તો ક્યાંથીજ હોય "नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम" આ દુનિયાનું બંધારણ યજ્ઞથીજ થયેલું છે. સર્વયજ્ઞોમાં આત્મનિવેદન મોટો યજ્ઞ છે કારણકે યજ્ઞમાં કંઇક વસ્તુનો ત્યાગ કરવાનો છે. અન્યયજ્ઞોમાં અમુક વસ્તુનો-આત્મા સિવાયની-ત્યાગ કરાય છે. જ્યારે નિવેદન "આત્માને પણ પ્રભુને

સમર્પવાનો છે. આ દુનિઆમાં જેને હું મારૂં સમજું છું તે, તથા મારો આત્મા સઘળુ પ્રભુનું છે તે ભાવના નિવેદનથી સમજાય છે.

---

# વાર્તા ૯૨ મી. વૈષ્ણવ ૯૨ મા.

---

## श्रीगुसांइजीना सेवक एक पटेलनी वार्ता.

આ પટેલ ગુજરાતમાં રહેતા હતા. જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે તે તેમના સેવક થયા હતા. ગામ બહાર પરામાં રહેતા હતા હમેશાં ભગવદ્ વાર્તા શ્રવણ કરવાને પરામાંથી ગામમાં જતા હતા. ગામ અને પરા વચ્ચે એક ગાઉનું અંતર હતું. એક દિવસે એકાદશીનું વ્રત હોવાથી, ભગવદ્ મંડળીમાં જાગરણ હતું. અર્ધી રાત્રે જ્યારે પટેલ મંડળીમાંથી ઉઠીને ઘર તરફ જતો હતો ત્યારે રસ્તામાં એક પ્રેત તેમને મળ્યો. બરાબર રસ્તો રોકીને વચ્ચે ઉભો રહ્યો. પટેલ જ્યારે પાછા ફરવા લાગ્યા ત્યારે તે રસ્તામાં આડો આવીને ઉભો રહ્યો. પટેલે પૂછયું " તું કોણ છે ? " તેણે કહ્યું " હું પ્રેત છું " ફરીથી તેણે પૂછયું " શા માટે અહિંઆં ઉભો છું. "

" મારે તને ખાવો છે " પ્રેતે કહ્યું.

" તો શા માટે તું ખાતો નથી. " પટેલે ફરીથી પૂછયું.

પ્રેતે કહ્યું " હું તારી પાસે આવવા માગું છું. પરંતુ મારાથી તારી પાસે અવાતું નથી. "

પટેલે કહ્યું, તારામાં એટલું પણ સામર્થ્ય નથી કે તું મને સ્પર્શ કરી શકે."

પ્રેત ક્રોધ કરીને પટેલ તરફ દોડયો, પણ જેવો નજીક જાય છે કે તેવામાં પ્રેતના અંગમાં અગ્નિ ઝરવા લાગ્યો, અને બૂમો પાડવા લાગ્યો તે ઘણો પાપી બ્રહ્મ રાક્ષસ હતો, વૈષ્ણવને તેના ઉપર દયા આવી. તેમણે જળ લઇને પ્રેતના ઉપર છાંટયું, આથી તેને કંઇક બોલવાની શકિત આવી. અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન થયું, તેને હવે વિચાર થયો કે આ કોઇ મહાપુરૂષ છે માટે તેમને શરણ જાઉં અને અપરાધ ક્ષમા કરાવું. પછી તે વૈષ્ણવને શરણ ગયો. વૈષ્ણવે અષ્ટાક્ષર મંત્ર ભણીને તે પ્રેતના ઉપર બીજી વખત જળ છાંટયું. એટલે તેની પ્રેત યોનિ જતી રહી અને જય જય કરતો વૈકુંઠમાં ગયો. એ પટેલ વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૨ મા.

(સાર) યમરાજા પણ વૈષ્ણવને પીડા કરી શકવાને સમર્થ નથી તો અન્યનું તો શું ગજું. જે અષ્ટાક્ષર મંત્રનો જપ કરે છે તે નિર્ભય બને છે તે દેવોથી પણ ડરતો નથી. શ્રીગુસાંઇજી [1]શ્રીઅષ્ટાક્ષરમંત્રની વિવૃત્તિમાં કહે છે—

मूतप्रेत पिशाचादिव्याघ्रचौरादिसंकटे ।
शत्रवो मित्रतां यान्ति सर्पं दृष्ट्वेव मूषकाः ॥

ભૂત, પ્રેત, પિશાચ, વાઘ, ચોર, ઇત્યાદિ કોઇપણ અષ્ટાક્ષર મંત્ર જપ કરનારને પીડા કરી શકતા નથી. જેમ સર્પને જોઇને મૂષક દોડી જાય છે, તેમ શત્રુ પણ મિત્ર બની જાય છે. આવો મહાપ્રતાપ આ મંત્રમાં રહેલો છે. માટે તે મંત્રનું નિરંતર સ્મરણ કરવું.

# વાર્તા ૯૩ મી, વૈષ્ણવ ૯૩ મા.

## શ્રીગુસાંઇજીના સેવક નિષ્કિંચન વૈષ્ણવની વાર્તા.

એ સ્ત્રી પુરૂષ મથુરામાં રહેતા હતા. એક વખત કેરી ગાળામાં એ વૈષ્ણવ બે પૈસાની કેરી લેવા ગયો. પણ માળીએ આખો ટોપલો એક રૂપીઆમાં વેચવાનું કહ્યું તેથી વૈષ્ણવે રૂપીયામાં આખો ટોપલો ખરીદયો. ટોપલો લઇને શ્રીયમુના તટ ઉપર આવ્યો ત્યાં આવીને એક એક કેરીને ધોતો ગયો. અને શ્રીઠાકોરજીને ભોગ ધરાવવા લાગ્યો. શ્રીઠાકોરજી પણ તે આરોગવા મંડયા. આ પ્રમાણે ટોપલામાંની બધી કેરી આરોગી ગયા. પછીથી માળીએ કેરીની કિંમત માગી. તે નિષ્કંચન વૈષ્ણવે કહ્યું "હમણાં નહિ પણ પાછળથી હું તમને આપીશ કારણ કે મારી પાસે હાલ રોકડા નથી. દશપંદર દિવસ સુધી વાટ જુઓ પણ એ માળીનેતો રૂપીઓ રોકડો જોઇતો હતો તેથી તકરાર કરવા લાગ્યો. અને આખરે કેરીનો ટોપલો પાછો લઇ ગયો. એટલામાં એક બીજો શેઠ આવ્યો તેણે એ ટોપલો ખરીદી લીધો, ઘેર જઇને એ કેરી શ્રીઠાકોરજીને ભોગ ધરાવા લાગ્યો ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું "હું તો એ કેરી આરોગ્યો છું, અમુક વૈષ્ણવે તે મને ધરાવી છે" ત્યારે શેઠે પૂછયું " આપ એ રીતે રસ્તામાં શી રીતે આરોગો ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું " શ્રીગુસાંઇજીની વાણી સત્ય કરવાને માટેજ હું આરોગ્યો છું. શ્રીવલ્લભાષ્ટકમાં કહ્યું છે કેઃ—

---

૧ આ શ્રીઅષ્ટાક્ષર મહામંત્ર " श्रीकृष्णः शरणंम " ની ગુજરાતી ટીકા હાલમાં અમારા તરફથી પ્રગટથઇ છે, જીજ્ઞાસુએ મગાવી વાંચવી.

* प्रादुर्भूतेन भूमौ व्रजपतिचरणांभोजसेवाख्यवर्त्म ।
प्राकट्यं यत्कृतं ते तदुतनिजकृते श्रीहुताशेति मन्ये ॥
यस्मादस्मिन्स्थितो यत्किमपि कथमपि क्वाप्युपाहर्तुमिच्छ ।
त्यद्धा तद्गोपीकेशः स्ववदनकमले चारुहासे करोति ॥

આ માર્ગ આપને લીધે પ્રગટ કર્યો છે. કોઈ કંઈ વસ્તુ કોઈ ઠેકાણે આપને અર્પણ કરે તે વસ્તુ સાક્ષાત્ વદન કમળમાં પ્રભુ આરોગે છે. આથી જે કોઈ વૈષ્ણવ ગમે તે સ્થળે ગમે તે ચિજ મને સમર્પે છે તે હું આરોગું છું. આ સાંભળીને શેઠ ઘણા પ્રસન્ન થયા. પછી એ કેરીઓ લઇને પ્રસાદી ભેગી ધરી દીધી. પછી વૈષ્ણવને બોલાવીને પૂછયું "શા માટે તમે કેરીઓ લીધી નહિ. તેણે કહ્યું "રૂપીઓ રોકડો હતો નહિ. તેથી માળીએ મને ના આપી અને પાછી લઇ ગયો. શેઠે કહ્યું જ્યારે" કેરીઓ તમે આરોગાવી હતી તો પછી એ કેરીઓ મોલ લેવાનું શું કારણ હતું. વૈષ્ણવે કહ્યું એતો આરોગનાર શ્રીઠાકોરજી જાણે કે તમે જાણો. પછી શેઠ ઉઠીને વૈષ્ણવને પગે પડયા, છાતી સાથે ભેટી લીધા અને કહ્યું કે "શ્રીઠાકોરજીની આજ્ઞા છે કે તમે આજે પ્રસાદ અહિંઆં લેજો. આથી તે નિષ્કંચન વૈષ્ણવે શેઠને ઘેર મહાપ્રસાદ લીધો. એ વૈષ્ણવ એવા કૃપાપાત્રભગવદીયહતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૩ મા.

(સાર) નિષ્કિંચનતાની અવસ્થામાં શ્રીઠાકોરજી જે પ્રેમપૂર્વક સમર્પેલી વસ્તુને આરોગે છે તેટલી વૈભવમાં સમર્પેલી આરોગતા નથી. નિષ્કિંચન વૈષ્ણવ પ્રભુને ઘણાજ પ્રિય છે. તેના મનના મનોરથ પ્રભુ પૂર્ણ કરે છે.

---

# વાર્તા ૯૪ મી, વૈષ્ણવ ૯૪ મા.

## श्रीगुसांइजीना सेवक राजनगरना नानचंद वाणीआनी वार्ता.

આ નાનચંદ પૈસાદાર હતા. તે શ્રીગુસાંઇજીને પૂર્ણ પુરૂષોત્તમ જાણતા.

---

* આપના પ્રાકટયથી આ ભૂમિ ઉપર આપે જે પ્રભુના ચરણકમલની સેવાનો માર્ગ પ્રકટાવ્યો છે તે નિજજીવોના માટેજ છે, એમ હે અગ્નિસ્વરૂપ ! હું માનું છું. કારણકે આ માર્ગમાંજ સ્થીત રહેનાર જે કંઇ જે પ્રકારે પ્રભુને સમર્પિત કરવાને ઇચ્છે છે તે ગોપીના પતિ પ્રભુ પોતાના સુંદર હાસ્ય યુક્તવદન કમળમાં ઉપભોગ તરીકે મૂકે છે.

આ શ્રીવલ્લભાષ્ટક ઉપરની સંસ્કૃત ટીકાઓના આધારે ગુજરાતીટીકા હાલમાં અમારા તરફથી પ્રગટ થઈ છે. તે જીજ્ઞાસુએ વાંચવી.

જ્યારે શ્રીગોકુળનાથજીનો વિવાહ આવ્યો ત્યારે નાનચંદ ઉપર શ્રીગુસાંઇ-જીએ કંકોત્રી મોકલી. નાનચંદે આ બાબતના સમાચાર દરેકને કહેવડાવ્યા. ગુજરાતના ઘણા વૈષ્ણવો વિવાહ પ્રસંગ ઉપર શ્રીગોકુળ આવ્યા. જેટલા વૈષ્ણવ ગયા હતા, તે દરેકની સાથે રૂ. ૫) પ્રમાણે ભેટ તેમણે મોકલી. અને એક હજાર રૂપીઆની હુંડી ભેટ મોકલી. આથી સર્વ લોકો કહેવા લાગ્યા. " નાનચંદ લોભી જણાય છે. ફક્ત રૂ. ૧૦૦૦) નીજ હુંડી ભેટ તરિકે મોકલી છે. જ્યારે શ્રીગુસાંઇજીની આગળ આ વાત થઇ, ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું " નાનચંદના મનની હકિકત હું જ જાણું છુ, તેમનો ભાવ ગુપ્ત છે. લોકોના દેખતાં તો તેમણે રૂ. ૧૦૦૦)જ મોકલ્યા છે, પણ ગુજરાતના દશ હજાર વૈષ્ણવોની સાથે દરેકને રૂ. ૫) પ્રમાણે રૂ. ૫૦૦૦૦) મોકલ્યા છે. આ નાનચંદ એવા કૃપાપાત્ર હતા. એમણે ગુપ્ત સેવા કરી હતી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૪ મા.

(સાર) ગુરૂને દેખાડવાની ખાતર ભેટ કરવી નહિ, યથાશક્તિ જેટલું બની આવે તેટલું, પ્રભુકૃપાથી દ્રવ્ય ગુરૂને ગુપ્ત રીતે ભેટ કરવું લોકો ભલે વાતો કરે, યા નિંદા કરે, તેની દરકાર કરવી નહિ પણ પોતાના ભાવને ગુપ્ત રાખવો.

---

## વાર્તા ૯૫ મી, વૈષ્ણવ ૯૫ મા.

### श्रीगुसांइजीना सेवक एक डोशीनी वार्ता.

આ ડોશીને માથે શ્રીબાલકૃષ્ણજી બિરાજતા હતા. એ બરાબર રીતે સેવા કરતાં હતાં. એક દિવસ એ ડોશીનું મૃત્યું આવ્યું તે સાક્ષાત્ મૂર્તિ-માન્ સ્વરૂપે દેખાયું. ત્યારે ડોશીએ મૃત્યુને કહ્યું "આજતો હું નહિ આવું" તેથી મૃત્યુ પાછું ગયું. આવી રીતે આઠ વખત મૃત્યુ પાછું ફર્યું. આથી મૃ-ત્યુએ ધર્મરાજાને કહ્યું "હું આઠ વખત તેની પાસે જઇને પાછું આવ્યું છું. જ્યારે જ્યારે હું જઉં છું ત્યારે ત્યારે ભગવત્સેવામાં તેનું મન પરોવા-યલું હોય છે. મને આવતો જોઇને તે દૂરથી ના કહે છે " હાલમાં નહિ આવું," એના શરીરમાં અમુક જાતનું તેજ દેખાય છે. એથી કરીને તેની પાસે હું નથી જઇ શકતું. " ત્યારે યમરાજાએ કહ્યું એ ડોશી તારા પાસ-માં નહિ આવી શકે. કારણકે એ ભગવદ્ભક્ત છે. એતો મૃત્યુના ઉપર પગ મૂકીને ભગવલ્લીલામાં પ્રવેશ કરશે. એક દિવસ શ્રીગુસાંઇજી રાજનગર

પધાર્યાં ત્યારે આ ડોશીએ પોતાના શ્રીઠાકોરજી શ્રીગુસાંઇજીને પધરાવી દીધા અને પોતે દેહત્યાગ કરીને ભગવલ્લીમાં પ્રાપ્ત થયાં. એ બાઇ એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૫ મા.

(સાર) ભગવાનની ભક્તિ કરનારને મૃત્યુનો ભય રહેતો નથી. સુરસાઠીમાં સુરદાસજીએ કહ્યું છે કે:—

નિર્ભય હોય ભક્તિ નિધિપાઇ, કબહું કાલ બ્યાલ નહિ ખાઇ;

હરિની ભક્તિનો મહિમા એવો છે. વળી બીજા પદમાં સુરદાસજીએ ગાયું છે કે—

યમદૂતન જાઇ પુકાર કીયો, ધર્મરાય સુનો એક બાત હમારી;
શ્રીવલ્લભ કુલમેં પ્રગટે સો, આનંદ કંદ વિનોદ બિહારી. ૧
સો જીનકે શિર હાથ ધરે, તિનસું ન ચલે કછુ રીત હમારી;
આગે કહો ન પાછે પ્રસિદ્ધ, ચલેગી કેસી તિહારી. ૨

વળી. પોકારે ઠાહોડી ધર્મરાજ,
દંડ ફાંસી પ્રભુ ધરો જુ ભંડારે, ભવન નહિં કછુ કાજ. ૧
શ્રીવિઠ્ઠલ વલ્લભ જુકે નંદન, દશધા ભક્તિ પ્રકાશી;
અધમ ઉદ્ધાર કિયો કલિયુગમેં, કોઉ ન પરે જમ ફાંસી. ૨
ઘર ઘર ભજન ભાગવતકી સેવા, નિશદિન હરિ ગુણ ગાવે;
શ્રીકૃષ્ણ નામ એહી વચનકું, શ્રીહરિ આપ શિખાવે. ૩
જહાં જહાં દૂત જાય હે મેરો, તહાં તહાં તે ફીર આવે;
પ્રબલ પ્રતાપ બઢયો દ્વિજવરકો, કહું ઝાંખન નહિ પાવે. ૪
આ જુગમાંહી પ્રગટ હોય કે, જો ઇનકું નહિં જાને;
સૂર કહે વે નરક નિવાસી, અન્ય ભજન કો આને. ૫

ભગવદીયો મૃત્યુના શિર ઉપર પોતાનો પગ મૂકે છે, એ શ્રીસુબોધિનીજીમાં પણ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે.

तदा मध्ये प्रतिबन्धकत्वेन मृत्युश्चेदायाति तदा तं दृष्ट्वा अभीता एव तस्यावगणनां कृत्वो अराहो निःश्रेणिकामिव तच्छिरस आक्रमणं कुर्वन्ति ।

"ત્યારે વચમાં મૃત્યુનો પ્રતિબન્ધક થાય તો તેને જોઇને ડર્યા સિવાય તેની અવગણના ( ભકતો ) કરે છે અને જાણે સીડી ઉપર ચડતા હોય તેમ મૃત્યુના શિર ઉપર પગ મૂકે છે. ( ૧૦-૮૪-૨૭ )

## વાર્તા ૯૬ મી, વૈષ્ણવ ૯૬ મા.

### શ્રીગુસાંઇજીના સેવક એક ડોશીની વાર્તા.

આ ડોશી રાજનગરમાં રહેતાં હતાં. શ્રીગુસાંઇજીએ તેમને માથે શ્રી ઠાકોરજી પધરાવ્યા હતા. એ નિષ્કંચન ગરીબ હતાં. તેમના ઘરમાં સમયો

પણ નહોતો,તેથી સામગ્રીઠંડી કરીને ભોગ ધરાવતાં. એક દિવસે આ ડોશી સામગ્રી કરી કહ્યાં હતાં. તેવામાં શ્રીગુસાંઇજી પધાર્યાની ખબર જાણી. ત્યારે શ્રીઠાકોરજીને ગરમ સામગ્રી ભોગ ધરી અને તેથી ચમચાને બદલે દાતણ ધરી શ્રીઠાકોરજીને વિનતિ કરી કે આપ આ સામગ્રી દાતણથી ઠંડી કરીને આરોગજો, હું શ્રીગુસાંઇજી પધાર્યા છે. તેમનાં દર્શન કરીને આવું છું.એમ શ્રીઠાકોરજીની આજ્ઞા લેઇને દર્શન કરવા ગયાં. જ્યારે દર્શન કરીને આવ્યાં ત્યારે તેની સાથે ચાર વૈષ્ણવો આવ્યા હતા તેમને દર્શન કરાવ્યાં અને શ્રીઠાકોરજીને અનવસર કર્યા. સાથે આવેલા વૈષ્ણવોએ ભોગ સામગ્રીના થાળમાં દાતણ જોયું તેથી જ્યારે તેઓ પોતાને ઘેર ગયા ત્યારે કોઇએ એક, કોઇએ બે, કોઈએ પાંચ, કોઇએ પચીસ, કોઇએ પચાસ, એ પ્રમાણે મરજીમાં આવે તેમ દાતણો ભોગમાં ધરવા લાગ્યા. આ પ્રમાણે આખા ગામમાં થવા માંડયું. એક દિવસ ચાચાજી એક વૈષ્ણવને ત્યાં આવ્યા, તો તેમણે તે વૈષ્ણવને ત્યાં ભોગમાં દાતણ ધરેલાં જોયાં ત્યારે તેને ચાચાજીએ પૂછયું. "કે આ શું." તે વૈષ્ણવે કહ્યું "આખા ગામમાં વૈષ્ણવો દાતણ ધરે છે" ચાચાજીએ બધા વૈષ્ણવોને એકઠા કર્યા અને હકિકત પૂછી તો માલુમ પડયું કે ડોશી જે દાતણ ધરાવતાં હતાં તે જોઇને બીજાઓએ અનુકરણ કર્યું હતું. તેથી ચાચાજીએ કહ્યું "ડોશીએ તો જે કર્યું હતું તે બરાબર કર્યું હતું, પણ તમારે એ પ્રમાણે દેખા દેખી શા માટે કરવી પડી. દેખાદેખી કરવી નાહ તેમાં મોટો પ્રતિબંધ છે. જે કંઇ કરવું તે સમજીને કરવું જોઇએ. પછી વૈષ્ણવોએ સેવાની રીતિ પૂછી તે ચાચાજીએ કહી, એ ડોશી એવાં કૃપાપાત્ર હતાં. એ જે કરતાં તે વિચારીને કરતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૬ મા.

(સાર) આજ કાલ ઘણા વૈષ્ણવો એક બીજાની દેખાદેખી સેવામાં કરે છે. તે વાજબી નથી. સેવા પણ સમજીને કરવી જોઇએ. સમજ પૂર્વક સેવા કરવાથી ભગવદ્રસની પ્રાપ્તિ થાય છે. પોતાની સ્થિતિ પ્રમાણે ભાવ પૂર્વક સેવા કરવી જોઇએ.

## વાર્તા ૯૭ મી, વૈષ્ણવ ૯૭ મા.

### શ્રીગુસાંઇજીના સેવક એક ભગવદીય અને તાદશીની વાર્તા.

ભગવદીય વૈષ્ણવ રાજનગરમાં રહેતા, અને તાદશી વૈષ્ણવ ધોળકામાં

રહેતા હતા. ઉભય વચ્ચે ઘણી પ્રીતિ હતી, તે એક બીજાને મળવાનું ઘણું કરતા. જયારે ભગવદીય વૈષ્ણવની પુત્રીનો વિવાહ આવ્યો ત્યારે તાદૃશી વષ્ણવ ઉપર કંકોત્રી લખી હતી. તે વૈષ્ણવ કન્યા દાન દેવાને વખતે ભગવદીય વૈષ્ણવને ત્યાં આવ્યા. તેથી ભગવદીય વષ્ણવ જે કન્યાદાન દેવા બેઠા હતા તે લૌકિક કાર્ય છોડી દઇને એકદમ તેમને મળવા ઉઠયા, તેમને ભેટયા તથા ન્હવડાવીને મહાપ્રસાદ લેવડાવ્યો, અને સુવાડયા ત્યાર પછી તે કન્યાદાન દેવા બેઠા. બીજે દિવસે જ્યારે ઉઠવાનો વખત થયો ત્યારે તાદૃશી વૈષ્ણવ શ્રીઠાકોરજીના મંદિર આગળ સૂતા હતા. ભગવદીય વષ્ણવ ન્હાઇને એક પહોર સુધી ત્યાં ઉભા રહ્યા પણ તેમને જગાડયા નહિ. થોડા વખત પછી તાદૃશી જાગ્યા અને પૂછ્યું " તમે કયારના ન્હાયા છો " ભગવદીયે કહ્યું " હમણાંજ ન્હાયો છું, ભગવદીય વૈષ્ણવની પ્રતીતિ તાદૃશી વૈષ્ણવને થઇ. ત્યાર પછી તે ધોળકે ગયા. એમને ત્યાં જ્યારે લગ્ન આવ્યું. ત્યારે રાજનગરથી ભગવદીય વૈષ્ણવને બોલાવ્યા હતા. જે વખતે વરઘોડો ચઢયો તે વખતે ભગવદીય વૈષ્ણવ આવી પહોચ્યા. તેથી તાદૃશી વૈષ્ણવ ઘોડા ઉપરથી ઉતરીને તેમને પોતાને ઘેર તેડી ગયા, ન્હવડાવીને મહાપ્રસાદ લેવડાવ્યો અને ત્યાર પછી પરણવા બેઠા, એ ભગવદીય વૈષ્ણવે આ પ્રમાણે તાદૃશીની પરીક્ષા કરી. અને મનમાં પ્રતીતિ કરી કે એની તાદૃશી પણામાં કોઇ પણ જાતની ખામી નથી. આ બન્ને વૈષ્ણવો એવા કૃપાપાત્ર હતા. તેમણે લૌકિક કાર્ય છોડી દીધું હતું. દેહને અનિત્ય જાણીને ભગવદીયોનો મેળાપ રાખ્યો હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૭ મા.

(સાર) લૌકિક કાર્યમાં પણ ભગવાનનું સ્મરણ કરવું અને તેમાંજ ચિત્તને જોડવું. લૌકિક કાર્ય કાપટય બુદ્ધિથી કરવાનાં છે. તે સમયે ચિત્તને પ્રભુ ચરણમાં રાખવું. વળી તેવે સમયે પણ પ્રભુના ભગવદીયોની સેવાનો અવસર ચૂકવો નહિ. લૌકિક કાર્યનો ત્યાગ કરીને પણ વૈષ્ણવની સેવા કરવી. ભગવદીયોનો મેળાપ થવાને નીચે પ્રમાણે આતુરતા દર્શાવવી જોઇએ,

મિલે કબ વે મનકે અનુરાગી.
શ્રીવલ્લભ વચનામૃત પીવત, જ્યું ચકોર લવ લાગી.
તીનકે નામ સંબંધ માત્ર તેં, જાય અવિદ્યા ભાગી,
આનંદ રોમ રોમ ભર આવત, સુખ ઉપજાવત સાગી
જાકે પીછે ડોલત ગિરિધર, પ્રેમ પુંજરસ પાગી;
રસિકદાસ જનકો કૃષ્ણ સંગ, સોઈ દાસ બડભાગી.

# વાર્તા ૯૮ મી. વૈષ્ણવ ૯૮ મા.

## શ્રીગુસાંઇજીના सेवक एक पटेलनी वार्ता.

એ પટેલ રાજનગરમાં રહેતા હતા. એમને બે દીકરા હતા. એક સ્ત્રી હતી. મોટા દીકરાને બે સ્ત્રી હતી. નાના દિકરાને એક સ્ત્રી હતી એ સાત જણ શ્રીગુસાંઇજીને શરણે આવ્યા.શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા. છ જણનું મન શ્રીઠાકોરજીમાં લાગ્યું હતું. પણ મોટા દીકરાનું મન લૌકિકમાં હતું. એક દિવસ એના પિતાએ એક વૈષ્ણવને કહ્યું "આનું મન પ્રભુમાં લાગે તો ઠીક "ત્યારે તે વૈષ્ણવે કહ્યું જ્યારે શ્રીગુસાંઇજી કૃપા કરશે ત્યારે તેનું મન ફરી જશે. એક દિવસ એ વૈષ્ણવ એ પટેલની દુકાને ગયો ત્યારે તેનો મોટો દિકરો નામું લખતો હતો.પટેલ તે દુકાનમાં કેટલી વાર બેઠા છતાં પણ તે છોકરાએ તેમને માન આપ્યું નહિ, ત્યારે વૈષ્ણવે તેના કાનમાં કહ્યું "ઉઠ ચેત, આજથી ત્રણ દિવસ પછી તારૂં મૃત્યું છે. આથી તેને ઘણો ડર લાગ્યો તે ઘણોજ ઉદાસ થઈ ગયો. શું કરવું તેની તેને સમજણ પડી નહિ ખાવા પીવામાં મન લાગે નહિ.આખો દિવસ દુકાન બંધ કરીને સુઈ જતો, વૈદ્યનું ઔષધ સેવવા માંડયું પણ તેની કોઇપણ અસરજ થઈ નહિ. પછી તેના પિતાએ કહ્યું "અમુક સ્થળે એક વૈષ્ણવ છે તેને બોલાવી લાવો. પછીથી તેને બોલાવવા ગયા, બહુ આનાકાની કરી છતાં પણ બે દિવસ સુધી આવ્યા નહિ. પછી ત્રીજે દિવસે આવ્યા. તેણે કહ્યું બે ઘડીનો આવરદા બાકી છે માટે જો ઘરમાંથી કોઈ પણ તને આવરદા આપે તો તારૂં આયુષ્ય વધે. તેણે બધાને પૂછયું પણ કોઇએ આવરદા આપવાને હા પાડી નહિ, આથી તે ઘણોજ શોકાતુર થઇ ગયો આખરે તે વૈષ્ણવને કહેવા લાગ્યો "હું તમારે શરણ પડયો છું. હવે મારી રક્ષા કરો" તે વૈષ્ણવે કહ્યું "દરરોજ ભગવત્સેવા અને ભગવત્સ્મરણ કરજે. તેથી તારો મરણનો ભય જતો રહેશે" તેણે કબૂલ કર્યું અને હાથ જોડી વિનતી કરી કે હવે જો હું જીવતો રહું તો તમારી કૃપાથી રાત દિવસ સેવા કરીશ, પછી તે વૈષ્ણવે આશીર્વાદ આપ્યો. ત્યારે તે મૃત્યુમાંથી બચ્યો. અને ભગવત્સેવા કરવા લાગ્યો આથી તેના મરણનો ભય જતો રહ્યો. હવે તેનું ચિત્ત લૌકિકમાંથી એકદમ ખેંચાઇ ગયું જેવી લૌકિકમાં તેની આસક્તિ હતી તેવી હવે ભગવાનમાં આસક્તિ થઇ.

અને પહેલાં કરતાં દશગણી સેવા કરવા લાગ્યા. એ પટેલ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૮ મા.

(સાર) મરણદંડની સામા ભગવત્સેવા એજ ઉત્તમ પ્રતિકાર છે. જેનું મન સેવામાંજ આસક્ત છે તેને મરણનો ભય રહેતોજ નથી. પણ મન ખરેખરું સેવામાં હોવું જોઇએ. જો લૌકિક કાર્યોમાં આસક્ત બન્યું હોય તો તેની નિર્ભયતા આવી શકતી નથી. સંસારનાં સગાં તો સ્વાર્થી હોય છે. તે ફક્ત સ્વાર્થને લીધેજ પ્રીતિનો ઢોંગ કરે છે. ખરું સગું આ દુનિઆમાં કોઇ નથી. લૌકિક સંબંધીઓની કાપટય યુક્ત અને પ્રપંચી પ્રીતિપાશને તોડીને શ્રીકૃષ્ણચંદ્રના ચરણ સરોજમાં મન લગાડવું. તેમાંજ સર્વના કલ્યાણનો માર્ગ રહેલો છે.

---

# વાર્તા ૯૯ મી. વૈષ્ણવ ૯૯ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક મા બેટાની વાર્તા.

એ મા અને છોકરો તીર્થ કરવાને માટે ગયા. ફરતાં ફરતાં શ્રીગોકુળ ગયા. ત્યાં શ્રીગુસાંઇજીનાં પૂર્ણ પુરૂષોત્તમ તરિકે દર્શન કર્યાં. તે મા અને છોકરાએ વિનતિ કરી "અમને સેવક બનાવો" શ્રીગુસાંઇજીએ નામ નિવેદન કરાવીને તેમને સેવક બનાવ્યા. શ્રીગુસાંઇજીની આજ્ઞા મેળવીને તેઓ શ્રીનાથજીનાં દર્શન કરી આવ્યા. પણ શ્રીગુસાંઇજીના વિના એક દિવસ પણ રહી શકયાં નહોતાં. આ પ્રમાણે શ્રીગુસાંઇજીમાં તે પુત્રની આસક્તિ થઇ. આ પ્રમાણે ઘણાં વર્ષો સુધી તેઓ શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજી પાસે રહ્યાં, પણ પોતાના દેશ પાછાં ફર્યાં નહિ,ત્યારે શ્રીગુસાંઇજીએ તેમને કહ્યું "તમે તમારે દેશ હવે પાછાં જાવ" ત્યારે તેમણે કહ્યું "અમને તો આપના દર્શન સિવાય એક ક્ષણ પણ રહેવું ગમતું નથી. માટે અમે તો નહિ જઇએ" ત્યારે શ્રીગુસાંઇજીએ પોતાનું સ્વરૂપ પધરાવી આપ્યું અને કહ્યું "આ સ્વરૂપનાં નિત્ય દર્શન કરજો." આ સ્વરૂપથી પોતે નિત્ય વાતો કરતા, તથા દર્શન દેતા; તથા ભોજન કરતા આ પ્રમાણે તે માતા પુત્રની શ્રીગુસાંઇજીના સ્વરૂપમાં દઢ આસક્તિ હતી. તેમની જીંદગી પર્યંત સંસાર ઉપરની આસક્તિ ઉઠી ગઈ હતી. એ ગુપ્ત રીતે સેવા કરતા હતા. કોઈને ખબર ન પડી કે એમને ઘેર શ્રીઠાકોરજી બિરાજે છે. એવી રીતે જીંદગી પર્યંત ગુપ્ત રીતે સેવા કરી. એવા ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૯૯ મા.

(સાર) શ્રીગુસાંઈજીનું સ્વરૂપ તે સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનું સ્વરૂપ છે, એવો ભાવ અહર્નિશ રાખવો જોઇએ. શ્રીમદ્ભાગવત્‌ના છઠ્ઠા સ્કંધમાં કહ્યું છે गुरुरेव ब्रह्मणो मूर्तिः ગુરૂ એ બ્રહ્મની મૂર્તિ છે આ પ્રમાણે જે ગુરૂ માટે અપ્રતિમ પ્રીતિ રાખે છે તેજ આ માર્ગનું પરમ રહસ્ય સમજી શકે છે, અને પરમાનંદસુખ પ્રાપ્ત કરી શકે છે.

## વાર્તા ૧૦૦ મી, વૈષ્ણવ ૧૦૦ મા.

### श्रीगुसांइजीना सेवक देवजीभाइ पोरबंदरवाळानी वार्ता.

એ લુવાણા વૈષ્ણવ હતા, હમેશાં ભગવદ્ વાર્તાનું શ્રવણ કરવા જતા. એક દિવસે તેમને તાવ આવ્યો તેથી સાત દિવસ સુધી મહાપ્રસાદ લેવાયો નહિ. તેમ ઉઠી શકયા પણ નહિ, તેમ ન્હાઈ શકાયું પણ નહિ.સાતમે દિવસે બધા વૈષ્ણવો એકઠા થઇને દેવજીભાઇને ઘેર આવ્યા. આ વૈષ્ણવોને આવેલા જોઇને દેવજીભાઇને અત્યન્ત હર્ષ થયો અને આનંદમાં આવી જઇને નૃત્ય કરવા લાગ્યા. આથી તેમનો તાવ પણ જતો રહ્યો. વૈષ્ણવોએ તેમને પૂછયું " તમારી કંઇ ઇચ્છા છે. માગવું હોય તો માગો " ત્યારે તેનો ઉત્તર દેવજીભાઇએ વાળ્યો " જીંદગી પર્યંત તમારો એટલે ભગવદીયનો સત્સંગ છુટે નહિ એમ.હું માગું છું. જેમ વૃત્રાસુરને સત્સંગ માટેની આસક્તિ થઇ હતી એવી દેવજીભાઇને પણ થઈ હતી.

ममोत्तम श्लोक जनेषुसख्यं, संसार चक्रे भ्रमतः स्वकर्मभिः ।
त्वन्मायथात्मज द्वार गेहेष्वासक्त चित्तस्य म नाथ भूयात् ॥

વૃત્રાસુર કહે છે, સંસાર ચક્રમાં સ્વકર્મથી ભમનાર એવા મને ઉત્તમ કીર્તિવાળા પુરૂષોની સાથે સખ્યભાવ થાવ, એમનો સત્સંગ થાવ. તમારી કૃપાથી પુત્ર, સ્ત્રી, ઘર વિગેરેમાં હે નાથ ! મારૂં ચિત્ત આસક્ત ન થાવ." એ દેવજીભાઈ એવા ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૦ મા.

(સાર) ભગવદીયોએ હમેશાં વૈષ્ણવોનો સત્સંગ કરવો જોઇએ, સત્સંગથી દરેક પ્રકારનું દુઃખ તથા આપદા ટળી જાય છે. વૈષ્ણવોનો સંગ એટલે સત્સંગ આ માર્ગમાં મુખ્ય ગણાય છે. દયારામભાઇએ સત્સંગનો મહિમા નીચે પ્રમાણે આપ્યો છે.

સત્સંગ બરાબર કર્મકાંડ ન કહાવે, સત્સંગ બરાબર જ્ઞાન ધ્યાન નહિ પાવે,
સત્સંગ તુલ્ય અષ્ટાંગ યોગ હુ નાવે, સત્સંગ બરાબર જપ તપ નહિં શ્રુતિ આવે,
સત્સંગ બરાબર તીર્થ નેમ ન બતાવે, સત્સંગ તુલ્ય વ્રત મંત્ર જંત્ર કયાં આવે,
સબ સાધન શિરમણિ સો સત્સંગ સુહાવે, સત્સંગ બડા સુન બેદ નિશાન બજાવે,

અહો ભલા સત્સંગ પોથિ પુરાને, હો પુરાને;
અહો ભલા સત્સંગ પરતચ્છ (પ્રત્યક્ષ) પરમાને, હો પરમાને;
અહો ભલા સત્સંગ તુલ્ય નહિ સ્વર્ગ મોક્ષ ભુવન.

આ ઉપરનો શ્લોક વૃત્રાસુરચતુઃશ્લોકિમાંથી લીધોછે. તેનાઉપર શ્રીપુરૂષોત્તમજી મહારાજની વિવૃતિ છે એ ચાર શ્લોક હમેશાં પાઠ કરવા જેવા છે તેનો ભાવ પણ ઘણોજ સુંદર છે.

# વાર્તા ૧૦૧ મી. વૈષ્ણવ ૧૦૧ મા.

## શ્રીગુસાંઇજીના સેવક રાજનગરનાં સ્ત્રીપુરુષની વાર્તા.

એ સ્ત્રી પુરૂષ રાજનગરમાં રહેતાં હતાં. શ્રીઠાકોરજીની સેવા કરતાં હતાં. રાત દિવસ એમની વૃત્તિ શ્રીઠાકોરજીમાં હતી. આવતા જતા વૈષ્ણવોનો સત્કાર કરતાં. એક સમય દુષ્કાળ પડયો. અન્ન બધું મોંઘુ હતું, ઘાસ પણ મળતું નહોતું. એક દિવસ આ વૈષ્ણવને ઘેર ઘઉં ખરીદી આણ્યા હતા. તે ઘરના ચોક આગળ મૂકયા હતા. તેવામાં એક ઘણી દુબળી ગાય ત્યાં આવી ને તે ઘઉં ખાવા લાગી. એ ગાયને હાંકી તો પણ ગઇ નહિ.ત્યારે આ વૈષ્ણવની સ્ત્રીએ તે ગાયને હાથથી હાંકી તેથી તે એકદમ નીચે પડી ગઇ. અને તે દૂબળી હોવાથી તેના પ્રાણ જતા રહ્યા. એ વૈષ્ણવને બહુ પસ્તાવો થયો. બધા વૈષ્ણવોએ એને માથે ગૌહત્યાનો દોષ મૂકયો અને તેનો ત્યાગ કર્યો. તે સ્ત્રી પુરૂષોએ અન્ન જળ છોડી દીધું. અને પ્રાણ ત્યજવાનો વિચાર કર્યો. બે દિવસ પછી શ્રીગોકુળનાથજીને આ વાતની ખબર પડી. શ્રીગોકુલનાથજીએ પોતે અશરણ શરણ ભકતવત્સલ, દિનબંધુ પતિતપાવન એમ પોતાનું વચન યાદ લાવીને તે વષ્ણવને બોલાવ્યો અને બધી હકિકત પૂછી અને આજ્ઞા કરી " એને માથે હત્યા નથી, માટે જા તું જઇને સેવા કર અને નિષ્કંચન વૈષ્ણવને બોલાવીને પ્રસાદ લેવડાવ. એમ કરીને એ વૈષ્ણવના હાથનું જળ આરોગ્યા. એવા એ વૈષ્ણવ કૃપાપાત્ર હતા.તેમણે પોતાનો દોષ છુપાવ્યો નહિ. વાર્તા સંપૂર્ણ. વ. ૧૦૧ મા.

(સાર) ગમે તેવો મોટામાં મોટો અપરાધ થઇ ગયો હોય પણ જો વૈષ્ણવ ભગવત્સેવામાં ચિત્તને પરોવે તો તે દોષ પ્રભુ કૃપાથી દૂર થાય છે, તો એવા પ્રસંગે ચિત્તનો ઉદ્યોગ કર્યા સિવાય પ્રભુના નામનું સ્મરણ કરવું અને ભગવત્સેવા કરવી.

## વાર્તા ૧૦૨ મી, વૈષ્ણવ ૧૦૨ મા.

### श्रीगुसांइजीना सेवक राजनगरना बे भाइ पटेलनी वार्ता.

આ બન્ને ભાઇ ભાઇલાકોઠારીને ઘેર શ્રીગુસાંઇજી પધાર્યા હતા ત્યારે નામ પામ્યા હતા. હંમેશાં ભગવદ્‌વાર્તા સાંભળવા જતા હતા. અને જે કંઇ સાંભળતા તે એવી રીતે ચિત્તની એકાગ્રતાથી સાંભળતા કે એકદમ તેમને તે કંઠાગ્ર થઈ જતું. શ્રીસુબોધિનીજી તો એમને કંઠાગ્ર થઈ ગયાં. એ બન્ને ભાઇ શ્રીગોકુળમાં આવ્યા. શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. અને તેમની આજ્ઞા લઇને વ્રજયાત્રા કરવા ગયા .શ્રીનાથજીનાં દર્શન કર્યા પછી, શ્રી ગિરિરાજની તળેટીમાં ઓરડી લઇને રહ્યા. હંમેશાં ભગવદ્‌વાર્તા કરતા. ભગવદ્દાવેશમાં જ્યારે આવતા ત્યારે શ્રીનાથજી તેમની પાસે આવતા અને કથા સાંભળતા ને વાતો કરતા. શ્રીનાથજી એ બે ભાઇ વિના રહી શકતા નહિ જેવી રીતે ગાય વાછરડા વગર રહી શકતી નહિ તે પ્રમાણે શ્રીનાથજી તેમની પાછળ ફરતા. એ બન્ને ભાઈ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૨ મા.

(સાર) ભગવદ્‌વાર્તામાં જેઓ નિરંતર મગ્ન રહે છે તેમનાં ચિત્ત શુદ્ધ થાય છે તેમની સઘળી વૃત્તિઓ લૌકિકમાંથી ખેંચાઇને પરમાત્મા તરફ વળે છે, માટે ભગવદ્‌વાર્તાના રસનું પાન કરવું જોઇએ.

---

## વાર્તા ૧૦૩ મી, વૈષ્ણવ ૧૦૩ મા.

### श्रीगुसांइजीना सेवक श्रोता वक्तानी वार्ता.

એ એમના દેશમાંથી શ્રીગોકુળ ગયા. ત્યાં શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યા.શ્રીગુસાંઇજીના શ્રીમુખથી કથા સાંભળી.રાત દિવસ ભગવદ્‌વાર્તા કરતા. ભગવદ્‌રસમાં ઘણાજ મગ્ન બની રહેતા, પાંચ સાત દિવસ સુધી દેહની શુદ્ધિ રહેતી નહોતી. આ પ્રમાણે ભગવદ્દાવેશમાં આવી જતા, જ્યારે તેમની દેહ છૂટી ત્યારે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો તે વખતે શ્રોતા વૈષ્ણવના શરીરનાં હાડકામાં છિદ્ર જોવામાં આવ્યાં ત્યારે વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીને વિનતિ કરીને પૂછ્યું. " મહારાજ શ્રોતા વૈષ્ણવના શરીરના હાડ-

કાંમાં છિદ્રો શાથી પડી ગયાં હશે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી એમને ભગવદ્દવાર્તા સાંભળવા માટે ઘણીજ આતુરતા હતી, અને તેથી તેના રોમ રોમમાં તે ઉતરી જતી. માટેજ હાડકાંનાં છિદ્રો દેખાય છે. ભગવદ્દવાર્તા સાંભળવાને એવી લગની લાગવી જોઇએ. એ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૩ મા.

(સાર) ભગવદ્દવાર્તા શ્રવણ કરવાને અત્યન્ત ઉત્કંઠા અગર આતુરતા હોય તોજ કથાનું રહસ્ય હૃદયારૂઢ થાય છે. શ્રીરાસ પંચાધ્યાયીના ફલ પ્રકરણમાં ૨૮ મા અધ્યાયના નવમા શ્લોકમાં શ્રીગોપીજનોએ પ્રભુ પ્રત્યે કહ્યું છે—

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहं ।
श्रवणमंगलं श्रीमदाततं भुविगृणन्ति ते भूरिदा जनाः ॥

હે નાથ ! તમારી કથા ખરેખર અમૃત છે, સંતાપ પામેલા પુરૂષોને નવું જીવન આપનાર છે. બ્રહ્મવેત્તા મુનિઓ પણ તેની પ્રશંસા કરે છે. તે પાપને દૂર કરનાર છે. માત્ર શ્રવણથી કલ્યાણ કરનાર છે, તે લક્ષ્મીયુક્ત છે અને સર્વવ્યાપ છે. ખરેખર પુણ્યશાળી પવિત્ર પુરૂષો તમારી કથારૂપી અમૃતની પૃથ્વી ઉપર પ્રશંસા કરે છે. પ્રભુની કથારૂપી અમૃત, વિરહથી પીડિત ભક્તોના જીવનનું ખરેખર અમૃત છે.

સૂરદાસજીએ પણ ગાયું છે—

હરિ ન ભજે તિનકે મુખકારે,
વિષયારસ પીવત પ્રેમસોં, નામ સુધારસ લાગત ખારે.
શ્રી ભાગવત્ સુને નહિ શ્રવણન, કોટિજન્મ પાપકે મારે;
સૂરદાસ એસે પતિતન સદા, યમ ઢંઢોરત ઠારે.

---

## વાર્તા ૧૦૪ મી. વૈષ્ણવ ૧૦૪ મા.

---

### श्रीगुसांईजीना सेवक एक वाणीआनी वार्ता.

આ વૈષ્ણવ ગુજરાતમાં રહેતા હતા, શ્રીઠાકોરજીની સેવા હંમેશાં સારી રીતે કરતા. જે વૈષ્ણવો તેમને ઘેર આવે તેમની સેવા કરતા. એમને ઘેર ભગવદ્દવાર્તા થતી, એમના ગામમાં એક દેવીનું મંદિર હતું તે દેવી ભગવદ્દવાર્તા વખતે શ્રવણ કરવાને એમને ત્યાં આવતી. બીજા કોઇને આ વાતની ખબર નહોતી. ફક્ત આ વૈષ્ણવ એકલાજ તે જાણતા હતા. એક દિવસ વૈષ્ણવો તેને ઘેર આવ્યા, તે સમયે વર્ષાદ ઘણો પડતો હતો, તેથી લાકડાં બધાં ભીંજાઇ ગયાં. રાત ઘણી વ્યતીત થઇ હતી તો પણ લાકડાં લેવાને એ વૈષ્ણવ ગયા. રસ્તામાં જતાં દેવીના મંદિર આગળ આવ્યા. તે

વખતે દેવી અંધારી રાત્રે મંદિરના દરવાજા આગળ ઉભી હતી. તેણે વૈષ્ણવને જોઇને પૂછયું "અત્યારે કયાં જાવ છો" વૈષ્ણવે ઉત્તર આપ્યો " ઘેર વૈષ્ણવ આવ્યા છે તેથી લાકડાં લેવા જાઉં છું" દેવીએ કહ્યું "અંધારામાં બીજે કંઇ લાકડાં લેવા નહિ જતાં આ મારા મંદિરનાં બારણામાંથી એક જુનું કમાડ લઇ જાઓ" આથી વૈષ્ણવે તે કમાડ ઉતારી લીધું. તેના કકડા કર્યા અને ઘરમાં લઇ ગયા. આવી રીતે તે દિવસે કામ કાઢયું. સામગ્રી કરીને સર્વ વૈષ્ણવોમે પ્રસાદ લેવડાવ્યો. તેમની પાડોશમાં એક બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રીએ વૈષ્ણવની સ્ત્રીને કહ્યું "ગઇ કાલે વર્ષાદ ઘણો આવ્યો હતો તેથી તમારાં લાકડાં તથા છાણાં ભીંજાઇ ગયાં હશે તો તમે શું કર્યું ? ત્યારે વૈષ્ણવની સ્ત્રીએ કહ્યું "દેવીના મંદિરનું કમાડ ઉતારી આણી તેના કકડા કરીને કામ ચલાવ્યું હતું." આ સાંભળીને તે બ્રાહ્મણની સ્ત્રીએ તેના પતિને પણ લાકડાં માટે દેવીના મંદિરનું કમાડ લેવા મોકલ્યો. તે બ્રાહ્મણ કમાડ ઉતારવા રાત્રે મંદિરમાં ગયો. જેવો કમાડ ઉતારે છે કે તુર્તજ એનો હાથ ચોંટી ગયો. તે કેમે કર્યો છૂટે નહિ અને તે ઘણો દુઃખી થયો એક પહોર સુધી ઉભો રહ્યો પણ કંઇ ઉપાય ન જડયો, ઘણો વખત થયો તે બ્રાહ્મણ ઘેર આવ્યો નહિ તેથી તેની સ્ત્રી તેની શોધ કરતી ત્યાં આવી. તેના પતિનો હાથ ચોંટેલો જોઇને તેને મદદ કરવા માટે હાથથી પ્રયત્ન કરવા લાગી, પણ તેનો પોતાનોજ હાથ ચોંટી ગયો. સ્ત્રી પુરૂષ બન્ને જણાં રડવા લાગ્યાં. ને દેવીની પ્રાર્થના કરવા લાગ્યાં. બે ઘડી રાત બાકી રહી ત્યારે દેવીને તેમના ઉપર દયા આવી અને કહ્યું " જો તમે નવાં કમાડ કરાવી આપવાનું કબૂલ કરો તો તમારા હાથ છુટા કરૂં, વળી તમારી પાડોશમાં જે વૈષ્ણવ રહે છે તેને ઘેર દરરોજ લાકડાનો ભારો તમારે પહોંચાડવો. આ વાત તે સ્ત્રી પુરૂષે કબૂલ રાખી આથી તે બ્રાહ્મણ અને બ્રાહ્મણી છુટાં થયાં અને ઘેર આવ્યાં. નવાં કમાડ કરાવીને દેવીના મંદિરને ચઢાવ્યાં વૈષ્ણવને ઘેર હમેશાં લાકડાંનો ભારો પહોંચાડવા લાગ્યાં આવી રીતે ચોમાસું વીતી ગયું. તે વૈષ્ણવને ઘેર ઘણાં લાકડાં એકઠાં થયાં ત્યારે તેમણે કહ્યું "હવે તમે લાકડાં લાવશો નહિ. હું દેવીને કહીશ. તે વાણીઆ વૈષ્ણવે દેવીને કહ્યું " હવે તમે તેમને છોડી મૂકો " તેથી દેવીએ તેમને બંધનમાંથી મુક્ત કર્યા. બ્રાહ્મણે તે વાણીઆ વૈષ્ણવને પૂછયું "દેવી શાથી તમારા વચનને માને છે ?" વાણીઆએ કહ્યું " વૈષ્ણવ ધર્મ એવોજ છે " બ્રાહ્મણે કહ્યું "અમને વૈષ્ણવ કરો " આથી તે વૈષ્ણવે તેમને શ્રીગોકુળ

મોકલ્યા. તેઓ શ્રીગોકુળ જઇને શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીનાથજીનાં દર્શન કરી. સેવા પધરાવી પોતાને ઘેર આવ્યાં. આ પ્રમાણે એ વાણીઆ વષ્ણવ ઉપર શ્રીગુસાંઇજીની અત્યન્ત કૃપા હતી. તેમની સાથે શ્રીઠાકોરજી બોલતા તથા ચાલતા હતા. વાર્તા સંપૂર્ણ. વ. ૧૦૪ મા.

(સાર) વૈષ્ણવ જે કરે તે જોઇને દેખાદેખી ન કરવું. વૈષ્ણવ ભગવત્કૃપાથી સર્વ કંઈ કરવાને સમર્થ છે. તેને સર્વદા પ્રભુ સહાયક છે, પ્રભુના બળ ઉપર તે ઝઝુમે છે અને સંસારની અંદર દરેક કાર્યોમાં તે વિજય પામે છે. પ્રભુના નામરૂપી મંત્રને લીધે દેવદેવીઓ પણ તેને વશ થઇ જાય છે અને તેના મનની ઇચ્છા જાણી જઈ તેની આજ્ઞા ઉઠાવવાને તત્પર થાય છે. એવા વૈષ્ણવની બરોબરી કોણ કરી શકે એવું છે. બ્રહ્મા સરખા પણ વૈષ્ણવના પદની રજ પામવાને ઇચ્છા કરે છે, તો પછી સામાન્ય માણસ શી રીતે સરખામણીમાં મૂકી શકાય ?

# વાર્તા ૧૦૫ મી. વૈષ્ણવ ૧૦૫ મા.

## श्रीगुसांइजीना सेवक एक वेश्यानी वार्ता.

આ વેશ્યાને માધવદાસ સાથે સ્નેહ હતો. પણ જ્યારથી માધવદાસે તેનો ત્યાગ કર્યો ત્યારથી તે મીઠું અને બાટી ખાતી હતી, ઘી, શાક, દાળ, ચોખા, તેલ, વિગેરે કંઈ પણ ખાતી નહોતી. આવી રીતે બાર વર્ષ વીતી ગયાં, એક વખત શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે તે દર્શન કરવાને ગઈ. પાસે ઉભેલા માણસોને કહ્યું " તમે શ્રીગુસાંઇજીને વિનતિ કરો તો મને શરણ લે" પણ માણસોએ કહ્યું " શ્રીગુસાંઇજી તને શરણ નહિ લે " ત્યારથી તેણે અન્ન જળનો ત્યાગ કર્યો. પ્રાણ છોડવા તૈયાર થઇ, ગામના વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી " જ્યારથી માધવદાસે એને તછોડી નાખી છે. ત્યારથી એ વેશ્યાએ વેશ્યાપણું છોડી દીધું છે. ત્યારથીજ તે મીઠું અને બાટી ખાય છે. બીજું કાંઇ પણ ખાતી નથી. આપ પધારોતો તેને શરણે આવવું છે એમ વાટ જોયા કરે છે. લગભગ બાર વર્ષ થઈ ગયાં આપે શરણે લેવાની તેને ના કહી તેથી તે દેહ છોડે છે. માટે આપ કૃપાકરીને તેને શરણ લો તો વધારે સારૂં " વૈષ્ણવોની વિનતિ સાંભળીને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " એને હમણાં બોલાવો હું શરણે લઇશ. વેશ્યાને બોલાવવામાં આવી. શ્રીગુસાંઇજીએ કૃપા કરી તેને નામ નિવેદન કરાવડાવ્યું અને તેને ભગવત્સેવા પણ પધરાવી આપી. તે દિવસથી વેશ્યા શ્રીમદનમોહનજીની સેવા કર-

વા લાગી.જુદા જુદા શૃંગાર અને સામગ્રી શ્રીમદનમોહનજીને અંગીકાર કરાવવા લાગી. કેટલાક દિવસ પછી શ્રીગુસાંઇજીની કૃપાથી શ્રીમદનમોહનજી તેને સાનુભાવ જણાવવા લાગ્યા. એ વેશ્યા એવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૫ મા.

(સાર) ભગવદ્ગીતાના અધ્યાય ૯ ના શ્લોક ૩૨ માં કહ્યું છે.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपिस्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परांगतिम् ॥

"હે પાર્થ! જે પાપીષ્ટ હોય, સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો હોય તેઓ પણ જો મારો આશ્રય કરે તો પરમ ગતિને પામે છે,"

ભગવાનની ભક્તિ એજ જીવન ઉન્નત બનાવનાર છે. સર્વ દુઃખનું નિવારણ કરનાર તથા પાપને બાળીને ભસ્મ કરનાર ભક્તિજ છે. ભક્તિથી ભવ-સાગર તરી શકાય છે, અને પ્રભુ સેવા રસની પ્રાપ્તિ થાય છે.

## વાર્તા ૧૦૬ ઠ્ઠી. વૈષ્ણવ ૧૦૬ ઠ્ઠા.

### श्रीगुसांइजीना सेवक पटेल वैष्णवनी वार्ता.

આ પટેલ ગુજરાતથી એક સંઘ શ્રીગોકુળ જતો હતો તેની સાથે ગયો. રસ્તામાં ઘાસ ખોદી લાવીને, તે વેચીને પોતાનો નિર્વાહ કરતો શ્રીગોકુલ પહોંચ્યો. ત્યાં જઇને ઘાસ ખોદવાની ખરપડી હતી તે વેચીને જે દ્રવ્ય આવ્યું તે શ્રીગુસાંઇજીને ભેટ કર્યું. શ્રીગુસાંઇજી અંતર્યામી છે. તેમણે પટેલને બોલાવ્યા અને પાસે બેસાડયા ત્યારે બીજા વૈષ્ણવોએ કહ્યું " આનામાં શા ગુણ છે કે એમને પાસે બોલાવો છો ? ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " એણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. તેથી શ્રીઠાકોરજી એના ઉપર બહુ પ્રસન્ન રહે છે. બે દિવસ સુધી એ ભૂખ્યો રહ્યો છે. અને હાથથી ઘાસ ખોદી લાવીને તે વેચીને જે દ્રવ્ય આવ્યું તેમાંથી ખરપડી લીધી પણ કોઇની આશા રાખી નહી. એવા નિષ્કંચન વૈષ્ણવ અમને ઘણા પ્રિય છે.શ્રીગુસાંઇજીએ શ્રી સર્વોત્તમજીમાં શ્રીમહાપ્રભુજીનું નામ કહ્યું છે કે स्वार्थोज्झिताऽखिलप्राणप्रियः જેણે પોતાના અર્થનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે તેને પ્રાણથી પણ પ્રિય શ્રીમહાપ્રભુજી છે. આથી આ વૈષ્ણવ શ્રીમહાપ્રભુજીને પ્રાણથી પણ પ્રિય છે. એમના હૃદયમાં શ્રીઠાકોરજી બિરાજે છે. તો એમના ભાગ્યની શી બડાઇ કરવી.એ પટેલ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.વાર્તા સંપૂર્ણ.વૈ.૧૦૬ઠા.

(સાર) આ માર્ગમાં સર્વ વસ્તુઓ ઉપરથી પોતાનો અધિકાર ઉઠાવી લઇને શ્રીઠાકોરજીને સમર્પી દેવાની છે આપણી સર્વ કૃતિઓ પ્રભુને સાક્ષી રાખીને કરવાની છે. પ્રભુની કૃપાથી કૃતિઓ સધાય છે અને તેનાં ફળ મળે છે. જીવ પોતાના બળથી કંઇપણ કરી શકે તેટલું સામર્થ્ય ધરાવતો નથી. માટે તે જે જે કરે છે તે સર્વ પ્રભુને તેણે સમર્પવું જોઇએ. સમર્પણ કર્યા સિવાય કોઇપણ વસ્તુ લેવી જોઇએ નહિ. શ્રીવલ્લભાચાર્યજી પોતે આજ્ઞા કરે છે કે:—

गृहं सर्वात्मना त्याज्यं चेत्यक्तुं न शक्यते ।
कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णोऽनर्थस्य मोचकः ॥

ઘરનો સર્વ પ્રકારે ત્યાગ કરવો. જો આ પ્રમાણે ત્યાગ ન થઇ શકે તો તેને શ્રીકૃષ્ણભગવાનના અર્થમાં જોડવું કારણકે શ્રીકૃષ્ણપરમાત્મા સર્વ દોષને નિવારણ કરનાર છે. આનું નામજ ઉત્તમ ત્યાગ કહી શકાય.

ભગવદ્‌ગીતાના અધ્યાય ૯ માં નીચે પ્રમાણે બે શ્લોક છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासियत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्वमदर्पणम् ॥

આ શ્લોકમાં સર્વ કંઈ પ્રભુને સમર્પણ કરવાનું કહ્યું છે, અને જો કોઈ આ પ્રમાણે સમર્પણ કરે છે, તેનો પ્રભુ કદી પણ ત્યાગ કરતા નથી. તેની સમર્પેલી વસ્તુઓને પ્રીતિથી ભોગવે છે.

## વાર્તા ૧૦૭ મી, વૈષ્ણવ ૧૦૭ મા.

### શ્રીગુસાંઇજીના સેવક વેણીદાસ અને દામોદરદાસની વાર્તા.

આ બન્ને ભાઇઓ રાજનગર કાપડ ખરીદવાને ગયા હતા. ત્યાં તેઓ શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીગુસાંઇજીને વિનતિ કરીને સુરત ગામમાં પધરાવી લાવ્યા ત્યાં સર્વને નામ નિવેદન કરાવ્યું. પછી કુટુંબસહિત વ્રજયાત્રા કરવાને ગયા. વ્રજમાં શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા. પોતાના કુટુંબને દેશમાં મોકલી દીધું. બે ભાઈઓ એકલા વ્રજમાં રહ્યા. સાંજ સવાર શ્રીગુસાંઇજીની ખવાસી કરતા. રસોઈ કરીને શ્રીઠાકોરજીની સેવા કરતા. એક દિવસ શ્રીઠાકોરજી તેમના ઉપર પ્રસન્ન થયા અને તેમને કહ્યું "કંઇક વસ્તુ માગો" ત્યારે તેમણે કહ્યું "હરિ, ગુરૂ અને વૈષ્ણવ એ ત્રણે ઉપર સરખો ભાવ રહે. એ ત્રણેના દાસ થઇને રહીએ" એ ઇચ્છીએ છીએ. શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી એ પ્રમાણે થશે. આમ કરતાં પાંચ સાત વર્ષ ત્યાં રહ્યા

તેવામાં તેમના પુત્રને ઘણું દ્રવ્ય મળેલું હોવાથી તે સહકુટુંબ વ્રજમાં ગયો. ત્યાંથી આ બન્ને ભાઇઓને તથા શ્રીઠાકોરજીને પધરાવીને સુરત ગામમાં તેડી લાવ્યો. પછી બધાં સેવા કરવા લાગ્યાં. હરિ ગુરૂ વૈષ્ણવના પ્રતિ તેમનો સમાન ભાવ થવા લાગ્યો. ઇચ્છામાં આવે તે પ્રમાણે મનોરથ કરવા લાગ્યા. જે મનોરથ કરતા તે શ્રીઠાકોરજીને પૂછીને કરતા. તેમની સંસારમાં બિલકૂલ આસક્તિ નહોતી. એમનું ચિત્ત દ્રવ્યમાં નહોતું. કેવળ શ્રીગુસાંઇજીના ચરણારવિંદમાં તેમનું ચિત્ત હતું. એમના મહાભાગ્ય વિષે જેટલું કહીએ તેટલું ઓછું છે. તે એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૭મા.

(સાર) હરિ, [1]ગુરૂ અને [2]વૈષ્ણવ-એ ત્રણેમાં સમાનભાવ થવો જોઇએ. ગુરૂ તથા વૈષ્ણવ એ માણસો છે એમ કદીપણ સમજવું નહિ. ગુરૂજ આપણને કૃષ્ણરત્નનો ઉપદેશ કરે છે. વૈષ્ણવ જો પ્રસન્ન રહે તો હરિ પણ પ્રસન્ન રહે છે.

---

## વાર્તા ૧૦૮ મી. વૈષ્ણવ ૧૦૮ મા.

---

### श्रीगुसांइजीना सेवक व्रजवासीनी वार्ता.

એક દિવસ શ્રીગુસાંઇ દ્વારકાં પધાર્યા. જામનગરમાં એક વાણીઓ જોડા વેચતો હતો. તેની દુકાન પર એક વ્રજવાસી જોડા લેવા ગયો.. જોડા ખરીદીને તેને પૈસા આપતો હતો, પણ તે વાણીઓ બીજા કામમાં રોકાયેલો

---

૧ "ગુરૂ"નો અર્થ નીચેના શ્લોકમાં સમજાવ્યો છે.

गुशब्दस्त्वंधकारस्या द्रुशब्दस्तन्निरोधकृत् ।
अंधकार निरोधत्वाद्गुरुरित्यभिधीयते ॥

ગુ શબ્દ અંધકારના વાચક છે. રૂ શબ્દ તેનો નાશ કરનાર એવો અર્થ સૂચવે છે. સમસ્તાર્થ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી, શ્રીકૃષ્ણચંદ્રનું યથાર્થ જ્ઞાન આપનાર તેજ ગુરૂ છે.

૨ દયારામભાઇએ વૈષ્ણુ એટલે કોણ તે વિષે પુષ્ટિપથરહસ્યમાં કહ્યું છે કેઃ—

વલ્લભ વિઠ્ઠલ બે વકાર આદ્યંત રહ્યા છે,
મધ્યેષ્ણ કૃષ્ણનો મળ્યે વૈષ્ણવજ લહ્યા છે

એટલે વિઠ્ઠલમાંથી "વિ," અને વલ્લભમાંથી "વ" કૃષ્ણમાંથી "ષ્ણ" જેના મધ્યમાં છે તેનું નામ વિષ્ણવ અગર વૈષ્ણવ છે. એટલે જેને શ્રીગુસાંઇજી, શ્રીમહાપ્રભુજી અને શ્રીકૃષ્ણચંદ્રમાં રતિ છે તેજ ખરેખર વૈષ્ણવ છે.

હરિ ગુરૂ વૈષ્ણવ સરખા લેખો, ભિન્ન ભાવ હૃદે નવ દેખો;
દાસપણું જેવું અહળે, તો તન મન ધન વિવેક શું જી.

હતો તેથી વ્રજવાસીની વાત તેણે સાંભળી નહિ. વ્રજવાસીએ તેને લાત મારી અને પૈસા આપ્યા બીજે દિવસે તે વાણીઆએ વ્રજવાસીને જોયો. તેથી વણિકે વિચાર કર્યો "હું દેવીનો ઉપાસી છું હું જે કોઇ માણસને એમ કહું કે 'મરી જા' તો તે તુર્તજ મરી જાય છે. ગઇ કાલે આ વ્રજવાસીને મેં મરી જવાનો શાપ આપ્યો હતો. છતાં તે મરી ગયો નથી. તેનું કારણ શું હશે! વાણીએ જઇને તેની દેવીને આ હકિકત કહી અને તે વ્રજવાસી શાથી મરી ગયો નહિ એવો પ્રશ્ન તેને પૂછયો, દેવીએ કહ્યું " એ વૈષ્ણવ છે તેથી હું તેનાથી ડરૂં છું.વૈષ્ણવથી તો બ્રહ્મા, રૂદ્ર, શેષ અને લક્ષ્મીજી પણ ડરે છે તો હું બીઉં તેમાં તો નવાઇજ શી! ત્યારે વાણીઆએ કહ્યું "હું પણ વૈષ્ણવ થઇશ. પછીથી તે વ્રજવાસીને મળ્યો અને શ્રીગુસાંઇજીનો સેવક થયો. સેવાની સર્વ રીતભાત શીખ્યો. અને શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યો.એ વ્રજવાસી એવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા.એમને દેવી કોઇપણ પ્રતિબંધ કરી શકી નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૮ મા.

(સાર) વૈષ્ણવ ઉપર અન્ય દેવના મંત્ર જંત્રોની અસર થતી નથી. કારણ કે તેની પાસે મોટામાં મોટા શરણાષ્ટક મંત્ર છે. એ મંત્રના પ્રભાવે તે સર્વ કંઇ સિદ્ધ કરી શકે છે અન્ય દેવ દેવીઓના મંત્રોની અસર તેના ઉપર થતી નથી.

## વાર્તા ૧૦૯ મી. વૈષ્ણવ ૧૦૯ મા.

### श्रीगुसांईजीना सेवक एक वाणीआनी वार्ता.

ઉપરની કથામાં જે વાણીઓ જોડા વેચતો હતો. તેને વ્રજવાસીનો સંગ થવાથી તથા આ માર્ગનું જ્ઞાન થવાથી જોડા વેચવાનો ધંધો છોડી દીધો. શ્રીગુસાંઇજીનો સેવક થયો અને શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરતો હતો. એક દિવસ એક બ્રાહ્મણ વૈષ્ણવ તેને ઘેર આવ્યો. વણિક વૈષ્ણવે તેનો આદર સત્કાર કર્યો અને અનસખડી મહાપ્રસાદ લેવડાવ્યો. થોડા દિવસ પછી એ બ્રાહ્મણને ખબર પડી કે આ વણિક વૈષ્ણવ જોડા વેચવાનો ધંધો કરતો હતો તેથી તેને ઘેર એણે પ્રસાદ લીધો એ ઘણું ખોટું કર્યું, આમ તેને વિચારો થયો. આથી કરી તેના શરીરમાં કોઢ નીકળ્યા. તે ઘણો દુઃખી થયો. શ્રીગુસાંઇજી પાસે તે બ્રાહ્મણ ગયો અને બધી હકિકત કહી શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " હરિદાસની પુત્રી પાસે જાવ. અને તે જે ઉપચાર કહે

તે કરો. આથી તે બ્રાહ્મણ હરિદાસની પુત્રી પાસે આવ્યો. અને બધી વાત કહી. હરિદાસની પુત્રીએ મનોરથ કરી બધા વૈષ્ણવોને એકઠા કર્યા. અને ધ્વજા ચઢાવી બધા વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. અને આ કોઢવાળા બ્રાહ્મણને બધા વૈષ્ણવોનું જુઠણ આપ્યું તેથી તેના કોઢ મટી ગયા. વષ્ણવના જુઠણનો પ્રતાપ શ્રીમદ્ ભાગવતમાં નારદજીએ વ્યાસજીને કહ્યું છેઃ–

> ते मय्यपेताखिल चापलेऽर्भकेदांतेऽधृत क्रीडनकेऽनु वर्तिनि ।
> चक्रुः कृपां यद्यपि तुल्य दर्शनाः शुश्रुषमाणे मुनयोऽल्पभाषिणी ॥ १ ॥
> उच्छिष्टलेपाननुमोदितोद्विजैः सकृत्स्मभुंजेतदपास्त किल्मिषः ।
> एवं प्रवृत्तस्य विशुद्ध चेतसस्तद्धर्म एवात्मरुचिः प्रजायते । २ ॥

ચાતુર્માસમાં એક ઠેકાણે ચાર મહા પુરૂષો રહેતા હતા. નારદજીની મા તેમની ટહેલ કરતી હતી. અને તેમની જુઠણ લાવીને ખાતી હતી. તથા પુત્રને પણ આપતી હતી. એ જુઠણમાં એવો પ્રતાપ હતો કે તેનાથી નારદજી વ્યાસજીને કહે છે કે "હું નારદ થયો છું" ભગવત્સ્વરૂપનો અનુભવ પણ મને થાય છે. અને ભગવદ્ અવતારમાં પણ મારી ગણના થાય છે. આવો પ્રતાપ જુઠણમાં છે. એ જુઠણથી તે બ્રાહ્મણના કોઢ મટી ગયા. હવે તે બ્રાહ્મણ વૈષ્ણવ ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે એમ સમજવા લાગ્યો. એ વણિક એવા કૃપાપાત્ર હતા. જેમના વૃથા દોષ જોવાથી તે બ્રાહ્મણને કોઢ નીકળ્યા હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૦૯ મા.

(સાર) (૧) વૈષ્ણવોની નિંદા કરવી નહિ. વૈષ્ણવની નિન્દા કરનારો રૈરવ નર્કનો અધિકારી થાય છે. વૈષ્ણવના અણુ સરખા પણ દોષ જોવાથી મહાન્ અપરાધ થાય છે. એ અપરાધની ક્ષમા ભગવાન્ આપી શકતા નથી. તે તો વૈષ્ણવનીજ ક્ષમા માગવાથી તથા તેમની કૃપા યાચવાથી નિવૃત્તિ થાય છે. (૨) માણસ બ્રાહ્મણ દેહમાં અવતર્યો છે માટે તે પૂજ્ય છે અને શ્રેષ્ઠ છે એમ અભિમાન કદી પણ ધરવું નહિ. બ્રાહ્મણ જો અવૈષ્ણવ હોય તો તે શ્રેષ્ઠ નથી, પણ શુદ્ર જો વૈષ્ણવ હોય તો તે સર્વથી શ્રેષ્ઠ છે. ભક્તિપોષણમાં દયારામભાઇ કહે છેઃ

> ચાર વર્ણમાં શ્રેષ્ઠ સર્વથી, બ્રાહ્મણ વર્ણ વિખ્યાત,
> તે સહુના પણ કહાવે શિરોમણી, મોટા મુનિવર સાત;
> તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવ સુતક્ષત્રી ને તે સુત બ્રહ્મા,
> વિબુધ વિચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણ દેહ.

માટે "હરિજનથી મોટું નહિ કોય, દુભવે તે દુઃખ પામે સત્ સોય (૩) વૈષ્ણવનું જુઠણ પણ મનને પવિત્ર કરે છે તો તેનો કોઇપણ દિવસ અનાદર કરવો નહિ.

મહોપનિષદ્‌માં જૂઠણ અગર ઉચ્છિષ્ટ સંબંધે કહેવામાં આવ્યું છે.

एक एव नारायण आसीत्, न ब्रह्म न धाता पृथिवी सर्वे देवाः सर्वे पितरः

सर्वे मनुष्याः विष्णुनाऽशितमश्नन्ति, विष्णुनाऽऽघ्रातं जिघ्रन्ति, पितं पिबन्ति वि-
ष्णुना रसितं रसयन्ति तस्माद्विद्वांसो विष्णुपहृतं भक्ष येयुरिति ॥
સર્વે પ્રાણિવૃન્દ વિષ્ણુ-ભગવાનનું ઉચ્છિષ્ટ ખાય છે.

# વાર્તા ૧૧૦ મી. વૈષ્ણવ ૧૧૦ મા.

## श्रीगुसांइजीना सेवक श्रीनाथजीना बीनकारनी वार्ता.

એ બીનકારજી શ્રીનાથજીની સન્નિધિ બીન વગાડતા હતા. અને ત્યાં મહાપ્રસાદ લેતા હતા. જો મહાપ્રસાદ વધારે મળે તો બધા વૈષ્ણવોને વહેંચી આપતા. એક વખત તેમના વિવાહનો સમય આવ્યો ત્યારે તેમણે વિચાર કર્યો “ પરદેશ જઇને પૈસા કમાવી લાઉં તો ઠીક, એથી વિવાહનું કાર્ય સંપૂર્ણ થઈ જશે. જ્યારે તે બીનકારજીએ આ પ્રમાણે દ્રવ્ય પ્રાપ્તિ માટે બહાર જવાનો વિચાર કર્યો ત્યારે શ્રીનાથજીએ વિચાર્યું “ એ બીન બહુ સરસ વગાડે છે તેથી બહાર ન જાય તો સારૂં ” તેથી તેમણે તેના બીનમાં સોનાની કટોરી મૂકી દીધી. બીજે દિવસે જ્યારે બીન વગાડવા માંડયું ત્યારે તેમાં કટોરી તેમણે જોઈ. તે લઇને શ્રીગુસાંઇજી પાસે ગયા અને વિનતિ કરી “ મહારાજ આ કટોરિ મારી બિનમાંથી નીકળી છે. શ્રીગુસાંઇજી તો બધી વાત જાણીજ ગયા હતા. શ્રીનાથજીએ તેને આપેલી છે એવી તેમની ખાત્રી થઇ ગઇ હતી તેથી તેમણે આજ્ઞા કરી “ તમે પરદેશ જવાનો વિચાર કર્યો છે પણ શ્રીનાથજીની ઇચ્છા નથી તેથી તેમણે તમને ન જવાની આજ્ઞા કરી છે. તમારે જેટલું દ્રવ્ય જોઈતું હોય તેટલું અમારી પાસેથી લઇ જાવ. બીનકારજીએ કહ્યું “ દેવ દ્રવ્ય, અને ગુરૂ દ્રવ્ય હું કદાપી લેતો નથી. આપની કૃપાથી સર્વ લૌકિક કાર્ય આપો આપ ઉકલી જશે ” પછી બીનકારજીએ પરદેશ જવાનો વિચાર મુલત્વી રાખ્યો તે વખતે ગુજરાતથી એક સંઘ આવ્યો હતો, તેમાં એક વૈષ્ણવ હતો તેને આ બાબતની ખબર પડી એટલે તેણે બીનકારજીને બોલાવીને રૂ. ૫૦૦ આપ્યા અને તેનો વિવાહ કરી આપ્યો. શ્રીનાથજી આથી ઘણા પ્રસન્ન થયા. એ બીનકારજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, એમના વગર શ્રીનાથજી રહી શકતા નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૦ મા.

(સાર) (૧) લૌકિક કાર્યોમાં કોઇ પણ પ્રકારની ચિન્તા રાખવી નહિ. (૨) આ દુનિઆમાં જ કાંઈ બને છે તે પ્રભુની ઇચ્છા પ્રમાણે થાય છે, માટે પ્રભુ જે

કંઇ કરે છે તે સારા માટે કરે છે એમ હૃદયથી વિચારવું, અને પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખી કાર્ય પરાયણ થવું તથા યથાશક્તિ ભક્તિ ભાવને વધારવો.

સૂરદાસજીએ ગાયું છે:—

રે મન ચિંતા ન કર પેટકી
હલન ચલન યામેં કછુ નાહિં, કલમ લીખી જો ઠેઠકી;
જીવ જંતુ જલ સ્થલ કે જે તે, તિન વિધિ કહો સમેટકી.
સમે પાયે સબહીનકો પહોંચત, કહાં બાપ કહાં બેટકી.
જીતનો જાકો લિખ્યો વિધાતા, તાકો પહોંચે તેટકી;
સૂરદાસ તાહે કયોં ન સુમરે, જો હે એસો ચેટકી.

(૨) દેવ દ્રવ્ય અગર ગુરૂ દ્રવ્ય વૈષ્ણવે લેવું નહિ.

---

# વાર્તા ૧૧૧ મી, વૈષ્ણવ ૧૧૧ મા.

## શ્રીગુસાંઇજીના સેવક પ્રેમજીભાઇની વાર્તા.

એ હાલારના વતની હતા. જ્યારે તે વ્રજયાત્રા કરવા ગયા ત્યારે તે શ્રી ગુસાંઇજીના સેવક થયા. વ્રજયાત્રા કરી શ્રીનાથજીનાં દર્શન કર્યાં અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે "મને સૂક્ષ્મ સેવા પધરાવી દો" તેથી શ્રીગુસાંઇજીએ તેમને વસ્ત્ર સેવા પધરાવી આપી. પ્રેમજીભાઈ પછી દેશમાં આવ્યા અને સારી રીતે સેવા કરવા લાગ્યા. એક દિવસ એમના મનમાં એવું આવ્યું કે બીજા વૈષ્ણવોને ત્યાં તો સ્વરૂપ સેવા બિરાજે છે પણ મારે ત્યાં તો વસ્ત્ર સેવા બિરાજે છે. તો શ્રીઠાકોરજી શી રીતે આરોગતા હશે." ઉત્થાપન વખતે પ્રેમજીભાઇને વસ્ત્રમાં જેટલા તાંતણા હતા તેટલા સ્વરૂપાત્મક દેખાવા લાગ્યા.એ પ્રેમજીભાઇએ એવાં દર્શન કર્યાં. ત્યારથી તેમણે નિશ્ચય કર્યો " શ્રીઠાકોરજીનું સ્વરૂપ તો એકજ છે. મને નકામો સંદેહ થયો છે. પ્રેમજીભાઇનો સંદેહ શ્રીઠાકોરજીએ મટાડી દીધો. એ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૧ મા.

(સાર) ગુરૂએ કૃપા કરીને જે સ્વરૂપની સેવા પધરાવી આપી હોય તે સ્વરૂપ માં કોઇપણ પ્રકારની ભિન્નતા જોયા વગર સેવા કર્યા કરવી. દરેક સ્વરૂપની સેવા તે પ્રભુના સ્વરૂપાત્મક છે તે યથાર્થ રીતે જાણવું.

# વાર્તા ૧૧૨ મી. વૈષ્ણવ ૧૧૨ મા.

## श्रीगुसांईजीना सेवक बे भाइनी वार्ता.

આ બન્ને ભાઇ આગ્રામાં રહેતા હતા. અને સંતદાસજીને ઘેર ભગવદ્વાર્તા સાંભળવાને જતા હતા. દરરોજ કથા પ્રસંગ સાંભળતા હતા. એક દિવસ એવો પ્રસંગ તેમણે સાંભળ્યો કે નામ નિવેદન કર્યા વગર ભગવત્પ્રાપ્તિ થતી નથી તેમજ ભગવત્સેવાને માટે પણ અધિકાર મળતો નથી.ત્યારથી એ બન્ને ભાઇએ એવો નિયમ લીધો કે નામ નિવેદન કર્યા વગર કદી પણ જળ પીવું નહિ. તેથી તેઓ સવારે ઉઠીને શ્રીગોકુળ ગયા. રાત્રે ત્યાં પહોંચ્યા અને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. શ્રી ગુસાંઇજીએ મહાપ્રસાદ લેવાને કહ્યું ત્યારે તમણે કહ્યું કે અમારે એવો નિયમ છે કે જ્યાં સુધી નામ નિવેદન પામીએ નહિ ત્યાંસુધી જળ સરખું પણ પીવું નહિ.શ્રીગુસાંઇજીએ તેમની આવી આર્તિ જોઇને તેમના ઉપર અત્યન્ત કૃપા કરી નામ સુણાવ્યું, બીજે દિવસે શ્રીનવનીતપ્રિયાજીનીપાસે નામ નિવેદન કરાવ્યું. ત્યારે એ બન્ને ભાઇઓને ઘણોજ આનંદ થયો.પછી શ્રીગુસાંઇજીને વિનતિ કરી હવે અમારે શું કરવું તે કહો.શ્રીગુસાંઇજીએ તેમને ભગવત્સેવા કરવાને તથા હૃષીકેશનો સંગ કરવાને કહ્યું. આ સાંભળીને તેમને ઘણીજ પ્રસન્નતા થઇ. શ્રીઠાકોરજીની સેવા પધરાવીને બરાબર રીતે સેવા કરવા લાગ્યા. એ બન્ને જણા એવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા, નિવેદનને માટે તેમને ઘણીજ આર્તિ થઇ, તે વગર તેમનાથી એક પણ દિવસ રહી શકાયું નહિ. એમના ભાગ્યનો પાર રહ્યો નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૨ મા.

(સાર) વૈષ્ણવોએ માર્ગની રીતિ પ્રમાણે ગુરૂ પાસે નિવેદન પામવુંજ જોઇએ. તે વગર ભગવત્સેવા થઇ શકતી નથી તેમજ તેને માટે યોગ્યતા અગર અધિકાર પ્રાપ્ત થઈ શકતો નથી. નિવેદન મંત્ર શ્રીમદાચાર્ય ચરણના વંશજની પાસેથી પામવો જોઇએ, અવૈષ્ણવની પાસેથી કદિ પણ દીક્ષા લેવી નહિ. સિદ્ધાન્ત રહસ્યમાં શ્રીમદાચાર્ય ચરણે આજ્ઞા કરી છે. ब्रह्मसंबंध करणात्सर्वेषां देहजीवयोः । सर्वं दोषनिवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ॥

બ્રહ્મસંબંધ કરવાથી દેહના સર્વ દોષો અને જીવના અહંતા મમતારૂપી દોષોની નિવૃત્તિ થાય છે. આ દેહ પાંચ પ્રકારના છે. જન્મથી ઉત્પન્ન થતા (૨) દેશથી ઉત્પન્ન થતા (૩) દુષ્ટ મુહુર્તાદિ કાળથી ઉત્પન્ન થતા (૪) પતિ વગેરેના સમાગમથી ઉત્પન્ન થતા (૫) નિષિધ સ્પર્શથી ઉત્પન્ન થતા.

વેદાન્ત ચિન્તામણિમાં નિવેદન માટે કહ્યું છે—

अधिक्रियेत सेवायां सद्गुरोः कृष्णमन्त्रतः ।
वैष्णवः सम्यथा श्रौते गायत्र्यध्ययने द्विजः ।

જેમ જન્મથી બ્રાહ્મણ પણ ગાયત્રી ગ્રહણથીજ દ્વિજ થઈ શકે છે, અને પછી સર્વ કર્મમાં જેમ તેનો અધિકાર થાય છે, તેમ બ્રહ્મસંબંધથી ગ્રહણ કરેલા કૃષ્ણ મંત્રથીજ ભગવત્સેવામાં અધિકાર થાય છે.

# વાર્તા ૧૧૩ મી. વૈષ્ણવ ૧૧૩ મા.

## श्रीगुसांइजीना सेवक धोबीनी वार्ता.

આ ધોબી શ્રીનાથજીનાં વસ્ત્ર ધોતા હતા એક વખત શ્રીગુસાંઇજીએ તેને વસ્ત્ર ધોતાં જોઇને પૂછયું "અલ્યા ધોબી તું શ્રીનાથજીનાં વસ્ત્ર ધુવે છે તો તું શ્રીનાથજીને કયા સ્વરૂપમાં જુએ છે" ધોબીએ જવાબ આપ્યો, આ વસ્ત્ર શ્રીનાથજીનાં છે તેથી તે ભગવત્સ્વરૂપ છે. અને મને એ ભગવત્સ્વરૂપ શ્રીનાથજીનાં વસ્ત્રોનો સ્પર્શ થયો છે માટે હું પણ ભગવત્સ્વરૂપ થઇશ. શ્રીગુસાંઇજીએ હસીને કહ્યું ભલે તે પ્રમાણે થા " જ્યારે તે ધોબીનો દેહ છૂટયો ત્યારે તે ભગવત્સ્વરૂપ બન્યો. અને મારવાડ દેશના એક ગામમાં રાજાના ઘરમાં શ્રીઠાકોરજી થયો. તે રાજા ઘણા વૈભવથી સેવા કરવા લાગ્યો. એક વખત ચાચાજી તે ગામમાં ગયા. અને એક વણિકને ઘેર ઉતર્યા. વણિકે એ ગામના રાજાના ઘરના શ્રીઠાકોરજીની બહુ બડાઇની વાત કહી,ત્યારે ચાચાજીએ કહ્યું " ચાલો આપણે ત્યાં જઇએ. ચાચાજી ત્યાં ગયા અને તપાસ કરી તો તેમને શ્રીગુસાંઇજીનો ધોબી સેવક દિવ્ય દૃષ્ટિથી દેખાયો. ચાચાજીએ મસ્તક ધુણાવ્યું. રાજાએ સેવા કરતાં કરતાં આ જોયું તેથી માણસ મોકલીને ચાચાજીને તેડાવ્યા અને મસ્તક ધુણાવવાનું કારણ પૂછયું. ચાચાજીએ સર્વ હકિકત કહી સંભળાવી. રાજાને તેમાં સંશય પડયો. તે કહેવા લાગ્યો કે એ શી રીતે માની શકાય. ચાચાજીએ કૃપા કરીને તે રાજાને દિવ્યદષ્ટિ આપી અટલે તેને સર્વ વસ્તુ અલૌકિક દેખાવા લાગી જેમ શ્રીઠાકોરજીએ અર્જુનને દિવ્યદષ્ટિ આપી ત્યારે શ્રીઠાકોરજીને વિશ્વરૂપ જોયા હતા. નારદજીએ પણ આવી રીતે પ્રાચીન બર્હિરાજાને દિવ્યદષ્ટિ આપી હતી. આ દિવ્યદષ્ટિથી રાજાએ તે શ્રીઠાકોરજીને ધોબી તરિકે જોયા પછી રાજાએ ચા-

ચાજીને વિનતિ કરી, મને હવે આપ શરણે લો. ચાચાજીએ શ્રીગુસાંઇજીને પધરાવ્યા અને રાજા તથા સમસ્ત ગામને સેવક કર્યા. એ ધોબી શ્રીનાથજીનાં વસ્ત્ર ધોતાં તદ્રુપ થઇ ગયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૩ મા.

(સાર) જે જે ભાવનાથી શ્રીઠાકોરજીની સેવા કરે છે, તેની તે તેટલી ભાવનાઓ સિદ્ધ થાય છે. "यादृशी भावना सिद्धिर्भवति तादृशी" જેટલી ભાવના સિદ્ધિ થાય છે. માટે શ્રીઠાકોરજીની સેવામાં ઉત્તમ ભાવના રાખવી. તે ભાવનાને લૌકિક ગંધથી કલુષિત અગર સદોષ કરવી નહિ. એમ કરનાર જીવ ભક્તિ માર્ગનું ખરૂં સુખ પ્રાપ્ત કરી શકતો નથી. ભકતે આ માર્ગમાં ભગવત્સ્વરૂપ થવાનું નથી, તેમ થવાથી ભગવદાનન્દનો ખરેખરો લાભ મેળવી શકતો નથી. પ્રભુ અંશી છે અને જીવ અંશ છે, માટે જીવનું કર્તવ્ય ભગવદ્રુપ થવામાં પર્યવસાન પામતું નથી પણ દાસભાવ દ્વારા અનન્ય ભાવથી પ્રભુની પ્રીતિ મેળવી આસક્તિ અને વ્યસનદ્વારા એ રસસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રની લીલાનું સુખ મેળવવાનું છે. જો પ્રભુની સેવા અમુક ભાવથી કરનાર શ્રીઠાકોરજી તરિકે પૂજાયો તો પછી જે ઉત્તમ ભાવથી મનમાં કોઈ પણ પ્રકારની કામના વગર સેવા કરે છે. તેના ભાગ્યની શી વાત કહેવી.

રાજાને ધોબી શ્રીઠાકોરજીની પ્રતીતિ કરા આપવાને ચાચાજીએ એવું કહ્યું જો તમને પ્રતીતિ ન થતી હોય તો શ્રીનાથજીનાં વસ્ત્રો આ મૂર્તિ આગળ ધરો, અને કાલે સવારે જુઓ એ કેવાં સ્વચ્છ ધોયેલાં છે તેની પરીક્ષા કરો. આ પ્રમાણે કર્યું એટલે બીજે દિવસે સવારે જોયું તો શ્રીજીનાં વસ્ત્રો નવાં જેવાં ધોએલાં દેખાયાં આથી રાજાની પ્રતીતિ થઇ.

## વાર્તા ૧૧૪ મી, વૈષ્ણવ ૧૧૪ મા.

### श्रीगुसांइजीना सेवक धोबी ठाकोरजीनी सेवा करनार राजानी वार्ता.

જ્યારે રાજાને ખાત્રી થઈ કે તે જે ઠાકોરની સેવા કરતો હતો. તે તો એક ધોબી છે, ત્યારે તેણે ચાચાજીને કહ્યું મને શરણે લો.તેથી શ્રીગુસાંઇજીને પધરાવીને રાજા વૈષ્ણવ થયો અને ભગવત્સેવા કરવા લાગ્યો. તથા ભગવદ્વાર્તા કરવા લાગ્યો. શ્રીગુસાંઇજીને વિનતિ કરી ચાચાજીને હંમેશાં મારી પાસે રાખો. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " વર્ષમાં પાંચ દિવસ તમારી પાસે આવશે. ત્યારે રાજાએ કહ્યું "મહારાજ, બાર માસમાં પાંચ દિવસ આવે તો તેમાં મારો નિર્વાહ શી રીતે થાય. ત્યારે શ્રીગુસાંઇજી શ્રીમદ્ભાગવતનો શ્લોક બોલ્યા અને કહ્યું કે ચાચાજી જેવાનો એક ક્ષણવાર જો સંગ થાય તો તેની બરાબર સ્વર્ગનું પણ સુખ નથી.

तुलयाम लवेनापि न स्वर्गं ना पुनर्भवम् ।
भगवत्संगि संगस्य मर्त्यानां किमुता शिषः ॥

એક ક્ષણવાર જો ભગવત્સંગીનો સંગ થાય તો તેના સુખની તુલ્ય બીજું કોઇપણ સુખ નથી.આ સુખ તમને તો દર વર્ષે પાંચ દિવસ મળે છે.ત્યારે રાજાએ હાથ જોડીને વિનતિ કરી, મહારાજ ! એક વર્ષ તો ચાચાજીને જરૂર મારી પાસે રાખીશ. ત્યારે શ્રીગુસાંઇજીએ હા કહી. પછીથી એક દિવસે તે ઘોબી ઠાકોરજીએ રાજાને કહ્યું "મને તમારા શ્રીઠાકોરજીના મંદિરના ગોખલામાં બેસાડી દો. અને દરરોજ એક પાતળ મહાપ્રસાદની મને ધરાવો. અને મારો સઘળો વૈભવ ઉઠાવી લઇને શ્રીનાથજીને ત્યાં મોકલી દો. ત્યારે રાજાએ તે પ્રમાણે કર્યું. એક વર્ષ સુધી ચાચાજી ત્યાં રહ્યા અને રાજાને પુષ્ટિ માર્ગની સઘળી રીતિ શીખવાડી. એ રાજા એ પ્રમાણે શ્રીગુસાંઇજીનો સેવક થયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૪ મા.

(સાર) વૈષ્ણવનો ક્ષણવારનો સત્સંગ હોય તો કોટિજન્મનાં બંધનો દૂર થાય છે. સત્સંગ માહાત્મ્ય વિષે ભક્ત કવી દયારામભાઈએ કહ્યું છે કે:—

અધમ ઉંચકે સંગ તેં સઘ સદ્રશતા પાય;
પત્તન બિથિ ઉદ અશુચિ મિલિ, ગંગ ગંગ વ્હે જાય.

જે કોઇ ઘણો અધમ પુરૂષ હોય તે પણ ઉત્તમ પુરૂષના સંગથી તેના જેવો થાય છે. દાખલા તરિકે પત્તન કહેતાં નગર, તેની વિથિ એટલે પોળો, તેનું જે પાણી (ગટરનું ખરાબ પાણી) તે ગંગા નદીના પ્રવાહમાં ભળે તો તેથી તે ગંગાનું જળ ગણાય છે. ઉત્તમ પુરૂષોનો સંગ એવો છે. વૈષ્ણવ તો ઉત્તમ પુરૂષોમાં પણ ઉત્તમ ગણાય છે, તો તેમના સંગથી શું શું થતું નથી? એટલે કે સર્વ કંઇ થાય છે.

---

## વાર્તા ૧૧૫ મી, વૈષ્ણવ ૧૧૫ મા.

---

### श्रीगुसांइजीना सेवक पटेलना पुत्र अने पटवारीनी पुत्रीनी वार्ता.

આ બન્ને વચ્ચે બાળપણથી સ્નેહ હતો. જ્યારે પટવારીની પુત્રીનો વિવાહ થઇ ગયો ત્યાર પછી સાસરે જવાનું આવ્યું ત્યારે તેનાં સગાંઓ તેને વળાવાને ગયાં ત્યારે પટેલનો પુત્ર પણ તેની પાછળ પાછળ ગયો. બધાં વળાવીને પાછાં ફર્યાં પણ પટેલનો પુત્ર તો વૃક્ષ ઉપર ચઢીને તેની ગાડીને જતાં દૂર સુધી જોઈ રહ્યો. જ્યારે તે ગાડી અદૃશ્ય થઇ ત્યારે તે નિરાશ થઈ ગયો અને વિરહતાપથી તેનું હૃદય વ્યાકુળ બની ગયું. છેવટે તેનો પ્રાણ

દેહમાંથી નીકળી ગયો. પછી લોકોએ જે ઝાડ નીચે તેનો પ્રાણ ગયો હતો ત્યાં તેનો ચોતરો બનાવ્યો, કેટલાક દિવસો પસાર થયા અટલે તે પટવારીની પુત્રી તેને પિયર જતી હતી. રસ્તામાં આવતાં ચોતરાવાળી જગ્યાએ તે વૃક્ષ નીચે ગાડી ઉભી રહી. એ વૃક્ષ નીચે ચોતરો શા માટે બનાવવામાં આવ્યો છે તે જ્યારે તેણે પૂછયું ત્યારે જતા આવતા લોકોએ તેસંબંધી સર્વ હકિકત કહી, તે પટવારીની પુત્રીનો પણ એ સમાચારસાંભળીને પ્રાણ છુટી ગયો.તે સ્થળે તેથી ચોતરો બનાવવામાં આવ્યો તેનો.પણ થોડા દિવસ પછીથી શ્રીગુસાંઇજી પરદેશમાં પધાર્યા અને તે સ્થળે મુકામ કર્યો. તે પટેલનો પુત્ર અને પટવારીની પુત્રી બન્ને જણા વૃક્ષ ઉપર ભૂત થઇને રહ્યાં હતાં. શ્રીગુસાંઇજીને પધારેલા જાણીને તેમણે મનમાં વિચાર કર્યો કે, આપણો ઉદ્ધાર થાય તો ઘણું સારૂં. રાત્રે તે બન્ને જણાઓ શ્રીગુસાંઇજિના તંબુની ચોકી કરવા લાગ્યાં. સીપાઇઓને તેમણે કહ્યું તમે સૂઇ જાવ, અમે આજે તંબુની ચોકી કરીશું ? "સીપાઇઓને આશ્ચર્ય થયું અને પૂછયું તમે કોણ છો ?" ત્યારે તેમણે પોતાની હકિકત કહી. સીપાઇઓએ આવીને વિનતિ કરી તો શ્રીગુસાંઇજી તેમને જોવાને પધાર્યા. અને તેમની ઉપર શ્રીગુસાંઇજીની દૃષ્ટિ પડી કે તુર્તજ તે બન્ને જણાં ભૂતયોનિમાંથી છૂટયાં અને દિવ્યરૂપ થઇ ગયાં. શ્રીગુસાંઇજીએ દૃષ્ટિદ્વારા તેમને નામ નિવેદન કરાવ્યું. અને પોતાનાપ્રતાપથી તેમનો ભગવલ્લીલામાં પ્રવેશ કરાવ્યો. એ એવાં શ્રીગુસાંઇજીનાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૫ મા.

(સાર) પ્રભુ પોતાના દૈવી જીવને કદી પણ અધમ સ્થિતિમાં અગરહીન યોનિમાં રાખી શકતા નથી. કદાચ પ્રસંગવશાત્ એવી યોનિમાં તે જીવોને જન્મ લેવો પડયો હોય તો પણ પ્રભુ દયાળુ છે અને તેથી ગુરૂદ્વારા તે જીવો ઉપર કૃપા દૃષ્ટિ કરાવે છે અને તેમનો ઉદ્ધાર કરે છે. જે માણસમાં પ્રભુ માટે ભક્તિ નથી તે ખરેખર પતિતજ છે. તેથી દરેક જીવને પ્રભુનું શરણ થાય તેટલા માટે શિક્ષાની ખાતર સૂરદાસજીએ નીચે પ્રમાણે ગાયું છે.

અબ મેરી કોન ગતિ વ્રજનાથ.
ભજન વિમુખ અરૂ શરણ નાહિ, ફીરત વિષયા સાથ. અબ મેરી.
હું પતિત અપરાધી પૂરણ, આચરૂ કર્મ વિકાર;
કામ ક્રોધ અરૂ લોભ ચિંતવન, નાથ તુમહિ બિસાર.
અબ ચરણ શરણ લપટાનો, રાખી લો મહારાજ;
સૂરદાસ પ્રભુ પતિત પાવન, શરણ કો બિરદ સંભાર. અબ મેરી.

# વાર્તા ૧૧૬ મી, વૈષ્ણુવ ૧૧૬ મા.

## श्रीगुसांइजीना सेवक बे प्रेतनी वार्ता.

એક દિવસ જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે એક ગામની બહાર તેમણે મુકામ કર્યો. તે સમયે બે પ્રેત ત્યાં રહેતા હતા તેમણે વિચાર કર્યો " આજે શ્રીગુસાંઇજી અહિંઆં પધાર્યા છે તો તેમને શરણે આપણે જઇએ. એ આપણો ઉદ્ધાર કરશે. શ્રીગુસાંઇજીના જળધરીઆ કુવા આગળ જળ ભરવા ગયા ત્યારે તે બે પ્રેત તેમને દેખાયા. અટલે જળ ધરીઆ શ્રીગુસાંઇજી પાસે આવ્યા અને કહેવા લાગ્યા " મહારાજ આ પાસેના કુવા આગળ બે પ્રેત છે તેમની દૃષ્ટિ જળ ઉપર પડી છે તો તે જળ ખપમાં આવશે કે કેમ ? " શ્રીગુસાંઇજી આ સાંભળીને તે જોવાને માટે ગયા, તે પ્રેતોએ શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને નમન કર્યું, પછી વિનતિ કરી મહારાજ ! અમને શરણે લો. " શ્રીગુસાંઇજીએ તેમને નામ નિવેદન કરાવ્યું આથી તેઓ તુર્તજ પ્રેત યોનિમાંથી છૂટી ગયા. તે ગામમાં એક વૈષ્ણુવ રહેતો હતો, તેણે આ જોઇને પૂછ્યું " મહારાજ તે આગલા જન્મમાં કોણ હતા " શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " એ પૂર્વજન્મમાં સ્ત્રીપુરૂષ હતાં અને કાન્યકુબ્જ બ્રાહ્મણ હતાં. મર્યાદામાર્ગ પ્રમાણે તેઓ સેવા કરતાં હતાં, જ્યારે બ્રાહ્મણનો દેહ છૂટવાનો હતો ત્યારે તેની સ્ત્રીએ પૂછ્યું " મારે હવે શું કરવું જોઇએ ? " ત્યારે તે બ્રાહ્મણે જવાબ આપ્યો, તું અન્ન જળ છોડી દઇને દેહનો ત્યાગ કરજે. સ્ત્રીએ તે પ્રમાણે કર્યું. ભગવત્સેવા છોડી દઇને દેહનો ત્યાગ કર્યો. આથી તે પ્રેત થઇ તથા પતિએ તેને તેમ કરવાનું સૂચવ્યું માટે તે પણ પ્રેત થયો. પણ આજે તેમનો ઉદ્ધાર થયો છે. માટે વૈષ્ણવે કદી પણ સેવાનો ત્યાગ કરવો નહિ તેમ અન્યને ત્યાગ કરવા કહેવું પણ નહિ. ભગવત્સેવા આગળ સર્વ ધર્મ તુચ્છ છે. તેથી બીજો કોઇપણ ધર્મ નથી. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પ્રભુએ આજ્ઞા કરી છે.—

सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।

" સર્વ ધર્મનો ત્યાગ કરીને મને એકલાને શરણે આવ, ભગવત્સેવા કરનારને અન્ય ધર્મ, સાધનોની આવશ્યકતા નથી. પ્રલ્હાદજીએ પણ કહ્યું છે,

देवी सुरो मनुष्यो वा यक्ष गंधर्व एव च ।
भजन मुकुंद चरणं स्वस्तिमान्स्याद्यथा वयं ॥

દેવ, અસુર, અગર મનુષ્ય, યક્ષ અગર ગંધર્વ, હરેક મુકુન્દ ભગવા-નના ચરણનું ભજન કરવાથી તેનું કલ્યાણ થાય છે તો આ પ્રમાણે ભજનથી સેવા કરવાથી બીજા બધા *ધર્મો તુચ્છ ગણાય છે. આ સાંભળીને બધા વૈષ્ણવો પ્રસન્ન થયા. એ બે પ્રેત શ્રીગુસાંઇજીની કૃપાથી ભગવલ્લીલામાં પ્રાપ્ત થયા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૬ મા.

(સાર) વૈષ્ણવોએ ગમે તેવી આફત આવી પડે તો પણ સેવાનો ત્યાગ કરવો નહિ એથી પ્રભુને કલેશ પડે છે અને તેનો મોટો અપરાધ તે વૈષ્ણવને લાગે છે. માટે સેવાના કામમાં બહુ સાવધ રહેવું જોઇએ. સેવા માર્ગ એક રીતે સરળ છે અને બીજી રીતે તે ખરેખર અસિધારા વ્રત સમાન છે. યોગિઓને પણ તે અગમ્ય છે. માટે વૈષ્ણવોએ વિષમ સંયોગોમાં પણ સેવા પરાયણ રહેવું જોઇએ.

ભજન બિન જીવત જૈસેં પ્રેત,
મન મલિન ઘર ઘર ડોલતહેં, ઉદર ભરન કે હેત
કબહું પાવત પાપકો પૈસા, ગાડ ધુળમેં દેત;
સેવા નહિ ગોવિંદ ચંદકી, ભવન ગલીનકો ખેત.
મુખ કટુ વચન કરત પરનિંદા, સંતનકુ દુ:ખ દેત;
સૂરદાસ બહુત કહા કહું, ડુબે કુટુમ્બ સમેત.

---

## વાર્તા ૧૧૭ મી, વૈષ્ણવ ૧૧૭ મા.

### श्रीगुसांइजीना सेवक राजा जोतसिंहनी वार्ता.

આ રાજાના પુરોહિતનો છોકરો મોટો પંડિત હતો. ભગવદ્ વાર્તામાં તે ઘણો કુશળ હતો. શ્રીગુસાંઇજીનો સેવક હતો. તથા ભગવલ્લીલાનો અનુભવ કર-તો હતો. એક દિવસ તે રાજાની પાસે ગયો. તે સમયે રાજા રાસાઈ દેવીની પૂજા કરતો હતો. આ પુરોહિતે રાજાને કહ્યું "આવી તો હજારો દેવીઓ પંઢરપૂરમાં પાણી ભરે છે" ત્યારે આ રાજાએ કહ્યું "મને તે દેખાડ" આથી તે રાજા અને પુરોહિતનો છોકરો પુંઢરપૂરમાં આવ્યા અને ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીનાં દર્શન કર્યાં. ત્યાં કશો વૈભવ દીઠો નહિ, ત્યારે પુરોહિતને

* ચતુઃશ્લોકી માં શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે:—
सर्वदा सर्व भावेन भजनी यो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥
હમેશાં પૂર્ણ ભાવથી વ્રજાધીપનું ભજન કરવું એજ દરેકનો ધર્મ છે બીજો કોઇપણ ધર્મ આ સિવાય નથી

કહ્યું " મારી દેવીને જેટલો વૈભવ છે તેનો વીસમો ભાગ પણ વૈભવ તમારા શ્રીવિઠ્ઠલનાથજી પાસે નથી. તો શા માટે મને તેં અહિંઆં તેડી આણ્યો. ? પછી પુરોહિતે શ્રીગુસાંઇજીની કૃપાથી રાજાને દિવ્ય દ્રષ્ટિ અપાવી. ત્યારે તેણે શ્રીવિઠ્ઠલનાથજીનાં વૈભવમાં દર્શન કર્યાં અનેક પ્રકારની રચના તથા અનેક પ્રકારના કુંજ, તથા અનેક પ્રકારની મનુષ્ય સેવા કરતા તથા અનેક પ્રકારના વૈભવ, રત્નજડિત સ્તંભ કમાડ વગેરે બધું રત્નજડિત જોવા લાગ્યો. રાજા આ બધું જોઇને વિસ્મય થઇ ગયો. તે પુરોહિતના છોકરાને પગે લાગ્યો. પુરોહિત આ રાજાનો હાથ પકડીને બીજી જગ્યાએ લેઇ ગયો. ત્યાં જુએ છે તો હજારો સ્ત્રીઓની પછવાડે રાજાની રાસાઇ દેવી જળ ભરીને આવતી હતી. તે એ રાજાએ જોયું. ત્યારે રાજાએ દેવીને પૂછ્યું " આ શું છે ? " તે દેવીએ કહ્યું " હું તો સેવા કરૂં છું. તારે જો કંઇ પૂછવું હોય તો પુરોહિતને પૂછજે અત્યારે હું સેવામાં જાઉં છું. આમ કહીને દેવી ત્યાંથી ચાલી ગયાં. પછીથી રાજાના પુરોહિતે દિવ્ય દષ્ટિ ખેંચી લીધી. ત્યારે સાધારણ રીતે જે પ્રમાણે નિત્યદર્શન થતાં તે પ્રમાણે થવા લાગ્યાં પછી રાજાએ હાથ જોડીને પુરોહિતને કહ્યું " મને તમારો સેવક બનાવો " ત્યારે પુરોહિતે કહ્યું " હું અડેલમાં શ્રીગુસાંઇજીનો સેવક બન્યો છું. એમની કૃપાથી અસાધારણ સુખ મળે છે. તો તમે પણ શ્રીગુસાંઇજીનું શરણ લ્યો. તેથી તમારાં સઘળાં કાર્ય સિદ્ધ થશે. પછી રાજા પુરોહિતની સાથે અડેલ ગયો અને ત્યાં શ્રીગુસાંઇજીનો સેવક બન્યો. પછી શ્રીઠાકોરજી પધરાવીને વ્રજમાં શ્રીનાથજીનાં દર્શન કરીને એ રાજા પોતાને ઘેર આવ્યો. પુરોહિતને પાસે રાખીને સેવાની સઘળી રીતભાત શીખી લીધી. તથા સ્નેહપૂર્વક ભગવત્સેવા કરવા લાગ્યો. થોડા દિવસ પછીથી શ્રીગુસાંઇજીની કૃપાથી શ્રીઠાકોરજી સર્વ અનુભવ જણાવવા લાગ્યા. એ રાજા પુરોહિતના સંગથી ભગવદીય થયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૭ મા.

(સાર) પ્રભુના વૈભવ આગળ અન્યદેવ દેવીઓના વૈભવનો કશો પણ હિસાબ નથી. પ્રભુનો વૈભવ સમુદ્રસમાન નિઃસીમ, અપ્રમેય અને અગાધ છે. અન્ય દેવ દેવીઓનો વૈભવ તે સમુદ્રના બિન્દુની માફક અલ્પ અને સંકુચિત છે જેને પ્રભુના વૈભવની ઝાંખી થાય છે તેનું મન એકદમ બાહ્ય વસ્તુઓમાંથી પાછું ખેંચાઇને ફક્ત પ્રભુ સેવામાંજ ચોંટે છે. ગોપાળદાસજીએ શ્રીવલ્લભાખ્યાનના ૭ મા ષોઠામાં ગાયું છે. રાગ સામેરી.

* જોધસિંહરાજાના પુરોહિતના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીગોપાળલાલજી હાલ કડીમાં શ્રીગોવર્ધનેશજી મહારાજને માથે બિરાજે છે.

બ્રહ્માદિ મહામુનિ અતિ જ્ઞાન પારંગત, તે મધુ સિંધુની કહીએ માખી,
ન કોઈ હુવો ન હોય એ રૂપ સમ, તેના સકળ નિજ નિગમ સાખી.
એ પ્રભુરસ પુંજ ભૂમિપર રૂચ કરી, ભાગ્યહીન જીવ જેણે કણિકા ન ચાખી;
તેને દેવ ઉપર રહ્યા ધિક્કાર બોલે, મંદમતિ કહી અને નિંદા દાખી,
વિબુધ વાંછે વાસ વસુમતિ ઉપરે શ્રીવલ્લભ કુંવરની ટેહેલ કરવા.

## વાર્તા ૧૧૮ મી. વૈષ્ણવ ૧૧૮ મા.

### श्रीगुसांइजीना सेवक बे विरक्त वैष्णवनी वार्ता.

આ બે વિરક્ત વૈષ્ણવોમાં એક વિરક્ત તાદ્દશી ભગવદીય હતો અને બીજો સાધારણ હતો. જ્યારે તાદશી વૈષ્ણવ પરદેશ જવા લાગ્યો. ત્યારે બીજા સાધારણ વૈષ્ણવે શ્રીગુસાંઇજી પાસે આવીને વિનતિ કરી "મહારાજ, તાદશી તો પરદેશ જાય છે તો હવે હું શું કરૂં ?" શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "તમે પણ તેની સાથે પરદેશ જાવ, અને તેનો સત્સંગ કરો, એના કહેવા પ્રમાણે અનુસરો" તે વૈષ્ણવ શ્રીગુસાંઇજીની આજ્ઞા લઇને પરદેશ ગયો, રસ્તામાં ચાલતાં એક વખત તાદ્દશીય ભગવદીય પાછળ રહી ગયા. અને પેલો બીજો આગળ ગયો. રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં તે બેસી રહ્યો. તે સ્થળની પાસે વેશ્યાનો નાચ થતો હતો તે એ સાધારણ વૈષ્ણવ જોવા લાગ્યો. આ નૃત્ય જોવામાં એ સાધારણ વૈષ્ણવ એવા તો તલ્લીન બની ગયા હતા કે દેહનું ભાન પણ રહ્યું નહી. આ વખતે તાદશીય ભગવદીય તેને ખોળતા ખોળતા આવ્યા અને મળ્યા, પણ સાધારણ વૈષ્ણવ નૃત્ય જોવામાં એટલા બધા મગ્ન થઈ ગયા હતા કે તેમની ઓળખાણ થઇ નહિ. ભગવદીયે એને બહાર ખેંચ્યો છતાં પેલાને શુદ્ધિ પણ રહી નહિ. એવામાં ભગવદિચ્છાથી ભગવદીયના પગની રજ ઉડીને તેના મુખ ઉપર પડી એટલે તેનો વિષયાવેશ છુટી ગયો, અને તેનું ચિત્ત સ્વસ્થ થયું, હવે ભગવદીયને તેણે ઓળખ્યા. પછી તે બન્નેજણા સાથે ચાલ્યા અને શ્રીગુસાંઇજી પાસે આવ્યા. તેમણે આ સમાચાર શ્રીગુસાંઇજીને કહ્યા, ત્યારે તેમણે કહ્યું "કે વેશ્યાનું નૃત્ય જોવામાં તેનું ચિત્ત એવું મગ્ન થઈ ગયું હતું, કે તેને કોઈપણ શુદ્ધિ રહી નહોતી, પણ ભગવદીય વૈષ્ણવના પગની રજનો સ્પર્શ થયો તેથી તેનો વિષયાવેશ એકદમ ઉતરી ગયો. વૈષ્ણવની ચરણ રજનું માહાત્મ્ય એવું છે. બ્રહ્મા, શિવ, શેષ અને સનક પણ એ રજની ઇચ્છા કરે છે,

પણ તે પ્રાપ્ત થતી નથી. તો એનાથી વિષયાવેશ મટે તેમાં કાંઇપણ આશ્ચર્ય નથી. તાદશીય વૈષ્ણવ આ સાંભળીને ચુપ થઇ ગયા. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા, વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૮ મા.

(સાર) ભગવદીયનો સંગ તથા સેવા બહિર્મુખતાને દૂર કરે છે. ચિત્ત ગમે-તેવા વિષયોમાં પડી ગયું હોય છતાં ભગવદીય પાસે પ્રભુનામરૂપી એવી જડી-બુટ્ટિ છે કે તે એકદમ તેને ઠેકાણે લાવે છે. એવા ભગવદીયોની સેવા કરવી તે યુક્ત છે. તેમની પદરજ જો મળે તો આપણું અહોભાગ્ય છે એમ સમજવું જોઇએ.

હું હરિજનકો દાસ ભવોભવ,
મેરે સકલ શિરોમણિ, યાકે ચરણ રેનકી આશ.
ન કાહુકી કરત અવજ્ઞા, ન કાહુકી આશ;
પર ઉપકારી જગહિતકારી, શીલ દયાકી રાશ.
સબગુણ આગર ભક્તિ ઉજાગર, ભવસાગરકી નાવ;
તાકી સેવા અધિક હરિ માનત, હર્ષજુ હૃદયે ભાવ.

---

## વાર્તા ૧૧૯ મી, વૈષ્ણવ ૧૧૯ મા.



### श्रीगुसांइजीना सेवक अडेलनिवासी ब्राह्मणनी वार्ता.

આ બાઇને શ્રીગુસાંઇજીએ નામ નિવેદન કરાવ્યું હતું, અને તેને એવી આજ્ઞા કરી કે તું શ્રીનવનીતપ્રિયાજીની પરચારગી કર. આ આજ્ઞા સાંભળીને પરચારગી કરવા લાગી. એક દિવસ દાળની તપેલીમાં ડાઘ રહી ગયો હતો. તેની કોઇને ખબર પડી નહોતી. જ્યારે શ્રીગુસાંઇજી શ્રીનવનીતપ્રિયાજીને રાજભોગ ધરવા પધાર્યા ત્યારે શ્રીનવનીતપ્રિયાજીએ કહ્યું કે રાજભોગ તો છોવાઇ ગયો છે. કારણ કે તપેલીમાં ડાઘ રહી ગયો છે. શ્રીગુસાંઇજીએ આથી બીજી સામગ્રી સિદ્ધ કરાવીને ફરીથી શ્રીનવનીતપ્રિયાજીને ભોગ ધર્યો. અને તે બાઇને શ્રીયમુનાજીને સામે કિનારે મોકલી દીધી. ત્યાં એ ઝુપડી બાંધીને રહેવા લાગી. ઘાટ પર ગાય ભેંસ આવે તેનું છાણ થાપી છાણાં વેચતી. જે લોકો ઘાટ ઉતરવાને ત્યાં આવતા તે લોકોને તે છાણાં આપતી, તે લોકો તેથી રસોઇ કરતા. આ રીતે છાણાં આપીને તે એનું ગુજરાન ચલાવતી. પણ તેની પાસે છાણનો પુષ્કળ ઢગલો થતો થયો. એક દિવસ એક વ્રજવાસી હોડકું લઇને છાણાં લેવા આવ્યો તેણે પૂછયું " આ છાણાં વેચવાનાં છે " ત્યારે તેણે વ્રજવાસીને ઓળખ્યો અને કહ્યું " જો

તમારે મંદિર માટે જોઇતાં હોય તો લઇ જાવો, આ છાણાં શ્રીઠાકોરજી માટે છે. હું શ્રીગુસાંઇજીની દાસી છું" આથી તે વ્રજવાસી બધાં છાણાં ત્યાંથી લઇ ગયો. શ્રીગુસાંઇજીએ છાણાં જોઇને તેને પૂછયું "આ છાણાં કયાંથી લાવ્યો ?" વ્રજવાસીએ તે બ્રાહ્મણીના દંડવત્ કહીને સઘળી હકિકત કહી. આથી શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને તે બ્રાહ્મણીને પાછી બોલાવી લાવવાની આજ્ઞા કરી. તે વ્રજવાસી તેને તેડવા માટે હોડી લઇને ગયો. અને છાણાં ભરી તેની સાથે પાછો આવ્યો. બ્રાહ્મણીએ શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. ઘણા દિવસ પછી દર્શન થવાથી તેને તેનો પોતાનો દોષ સાંભળી આવ્યો, અને તેથી આંખમાંથી આંસુ ભરાઈ આવ્યાં શ્રીગુસાંઇજીએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું "તું રડીશ નહિ. શ્રીનવનીતપ્રિયાજી તારા ઉપર પ્રસન્ન છે.જા ફરીથી પરચારગીની સેવા કર.ત્યારપછીથી તે બ્રાહ્મણી અત્યન્ત શ્રદ્ધાથી તે સેવા કરવા લાગી. થોડા દિવસ પછી શ્રીનવનીતપ્રિયાજી તેને અનુભવ પણ જણાવવા લાગ્યા.એક દિવસ ખીરમાં ઓછો મેવો પડચો હતો, તેથી શ્રીનવનીતપ્રિયાજીએ તેને આજ્ઞા કરી "આજે મેવો ઓછો છે" બ્રાહ્મણીએ શ્રીગુસાંઇજિને આવીને વિનતિ કરી. શ્રીગુસાંઇજી સમજ્યા કે એનાં ધન્યભાગ્ય છે કે શ્રીનવનીતપ્રિયાજી તેની સાથે વાતો કરે છે જો કે એને કાઢી મૂકી હતી છતાં તેનો દોષ પ્રભુએ લક્ષ્યમાં લીધો નહિ. આ બાઇ એવાં કૃપાપાત્ર હતાં. તેમનું ચિત્ત સદૈવ શ્રીગુસાંઇજીના ચરણાવિંદમાં હતું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૧૯ મા.

(સાર) (૧) શ્રીઠાકોરજીની સેવા સાવધાનતાથી કરવી. તેને વેઠ રૂપ ગણી કાઢવી નહિ. પ્રસન્ન ચિત્તેજ કરવી. જો તેમાં સ્હેજ ગફલત થઈ જાય તો શ્રીઠાકોરજીને ગ્લાનિ થાય છે. આથી અલ્પ અપરાધ મોટું સ્વરૂપ પકડે છે. (૨) પ્રભુ દૈવી જીવનો કદાચ જીવભાવથી દોષ થયો હોય તો પણ તેને લક્ષ્યમાં રાખતા નથી. જોકે તેની કસોટી કરવાને અમુક સંયોગોમાં તેને રાખે છે. છતાં પણ શ્રીઠાકોરજી ઉપર મનમાં કુભાવ થવો જોઇએ નહિ.

## વાર્તા ૧૨૦ મી. વૈષ્ણવ ૧૨૦ મા.

### श्रीगुसांइजीना सेवक दुर्गादासनी वार्ता.

એ પૂર્વ દેશમાં રહેતા હતા. તીર્થયાત્રા કરવાને તે શ્રીગોકુળ આવ્યા હતા, ત્યાં તેમણે શ્રીગુસાંઇજીનાં શ્રીયમુનાજીના ઘાટ પર દર્શન કર્યાં, તો

સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ કોટિ કંદર્પલાવણ્ય સ્વરૂપનાં દર્શન થયાં દુર્ગાદાસે શ્રીગુસાંઇજીને શરણે લેવાને વિનતિ કરી, તેથી શ્રીગુસાંઇજીએ તેમને નામ નિવેદન કરાવ્યું. દુર્ગાદાસ વ્રજમાં ઘણા દિવસ રહ્યા. શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. પછી ત્યાંથી વિદાય થયા અને પોતાના દેશમાં ગયા. ત્યાં દર-રોજ શ્રીઠાકોરજીને પધરાવીને સેવા કરવા લાગ્યા. તેમના સંગથી ઘણા જણ વૈષ્ણવ થયા. દુર્ગાદાસની પાસેથી શ્રીઠાકોરજી બાળકની માફક સર્વ ચિજ માગીને લેતા, અને બાળલીલાનો સંપૂર્ણ અનુભવ કરાવતા. એ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૦ મા.

(સાર) જ્યારે ગુરૂ કૃપા કરે છે ત્યારે દેહનાં સર્વ કર્મબન્ધનો છૂટી જાય છે, અને ભગવાનના સ્વરૂપમાં આસક્તિ થાય છે. ગુરૂદ્વારાજ પામરજીવનો પ્રભુ સાથેનો સંબંધ થાય છે, માટે ગુરૂનું શરણ જીવે છોડવું નહિ, હંમેશાં પ્રભુની માફક ગુરૂ પ્રતિ ભાવ રાખવો.

---

# વાર્તા ૧૨૧ મી, વૈષ્ણવ ૧૨૧ મા.

## श्रीगुसांइजीना सेवक चतुरबिहारीनी वार्ता.

આ ચતુરબિહારીએ શ્રીગોકુળ આવીને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. અને વિનતિ કરી " મહારાજ મને શરણે લો " શ્રીગુસાંઇજીએ કૃપા કરીને નામ નિવેદન કરાવ્યું. તે વખતે શ્રીનવનીતપ્રિયાજીના રાજભોગનો સમય હોવાથી, ચતુરબિહારીને લીલાસહિત દર્શન થયાં, તે વખતે તેમણે નવું પદ કરીને ગાયું. પદ

" કિયે ચટક મટક ઠાડોઇ રહત પનઘટપર પનિહારિનસોં કરત ટોક "

આ પદ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. તેમણે જાણ્યું કે શ્રી શ્રી નવનીતપ્રિયાજી લીલાનો અનુભવ ચતુરબિહારીને કરાવે છે. આ ચતુર-બિહારી શ્રીગુસાંઇજી સાથે શ્રીજીદ્વાર આવ્યા. અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. તે વખતે મંગળાનો સમય હતો. આ વખતે ચતુરબિહારિએ નવું પદ ગાયું. તથા રાજભોગ વખતે શ્રીનાથજીની સંન્નિધમાં પણ પદ ગાયું હતું.

" અનત ન જાઇએ હો પ્રિય રહીએ મેરેઇ મેહેલ "

આ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. આવાં આવાં ઘણાં પદ એમણે ગાયાં છે. જ્યારે શ્રીગુસાંઇજી પોઢતા ત્યારે ચતુરબિહારીજી તેમને

પંખો કરતા અને પદ ગાતા. એ એવા કૃપાપાત્ર હતા. તેમણે જન્મપર્યન્ત શ્રીગુસાંઇજીના ચરણારવિંદની સેવા કરી હતી. વાર્તાસંપૂર્ણ. વૈ. ૧૨૧મા.

(સાર) જે પ્રભુના ચરણ સરોજમાં પ્રીતી રાખે છે અને અહર્નિશપ્રભુના ગુણની પ્રશંસા કીર્તન વિગેરેથી કરે છે એવા પરમ ભગવદીયોના ભાગ્યની વાત શી કરવી ! તેવા વૈષ્ણવને પ્રભુ પોતાની લીલાના ગૂઢ ભાવ જણાવે છે. તેમની સમક્ષ પ્રભુ નૃત્ય કરે છે, અને ખેલે છે.

ગોવિંદ પદ પલ્લવ શિરપર બિરાજમાન.<br>
તાકી કહા કહી આવે સુખકો પરમાણ. ગોવિંદ ૧<br>
વ્રજ નરેશ દેશ વસત, કાલાનલહુ ન ત્રસત;<br>
હુલસત મન વિલસત કર લીલા રસપાન. ગોવિંદ ૨<br>
ભીજે નિત્ય નેણા રહત, હરિકે ગુણગાન કરત,<br>
જાનત નહિં ત્રિવિધ તાપ, માનત નહિં આન. ગોવિંદ ૩<br>
જાકો મુખકમલ દરસ પાવન, પદ રેણુ પરસ,<br>
અધમ જન ગદાધર તોઉ પાવત સન્માન. ગોવિંદ ૪

---

## વાર્તા ૧૨૨ મી, વૈષ્ણવ ૧૨૨ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક એક ક્ષત્રાણીની વાર્તા.

શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા હતા ત્યારે આ બાઇએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી "મહારાજ મને આપ કૃપા કરીને શરણ લો" શ્રીગુસાંઇજીએ પોતાના એક મનુષ્યને સમસ્યા કરીને તેમને ન્હવડાવ્યાં. પછી જયારે નામ નિવેદન કરાવા લાગ્યા ત્યારે તે બાઇના મનમાં એવો વિચાર થયો કે "શ્રીગુસાંઇજી ઉચ્ચ સ્વરે બોલે તો સારૂં" શ્રીગુસાંઇજી પછીથી ધીમેથી નામ શ્રવણ કરાવવા લાગ્યા, પણ તે બાઇ જાણી જોઇને બોલ્યાં નહિ. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું "તું સાંભળે છે કે નહિ ?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો. "આપનાં વચનામૃત સાંભળવાની ઇચ્છાથી હું મોટેથી બોલી નહોતી. શ્રીગુસાંઇજી આથી પ્રસન્ન થયા, અને તે ક્ષત્રાણીને નામ નિવેદન કરાવ્યું. પછી શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યાં. થોડા દિવસ પછી શ્રીઠાકોરજી આ ક્ષત્રાણીને શ્રીયશોદાજી જેવો અનુભવ જણાવવા લાગ્યા. તેમજ શ્રીઠાકોરજી ઘરમાં શ્રીયશોદાજીના જેવી બાળચેષ્ટા કરતા. એ બાઇ એવાં પરમ કૃપાપાત્ર હતાં. તેમની વાર્તા કેટલી લખીએ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૨ મા.

(સાર) નિષ્કપટી અને ભોળાહૃદયવાળાં ભક્તો પ્રભુનાં દર્શન વહેલાં કરી શકે છે, કારણ કે તેઓ પ્રભુના પ્રેમ સિવાય બીજા કશાની પણ દરકાર કરતા નથી.

મો ઉરમેં નિજ પ્રેમ અસ, પારબ્રહ્મ અચલિત હેહુ,
જૈસેં લોટન દીપસોં, સરકન ઢુરક સનેહુ.

હે પરિબ્રહ્મ કહેતાં પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્ર ! તમારો પ્રેમ મારા હૃદયમાં એવો દૃઢ આપો કે કોઇ દિવસ તે ખસી જાય નહિ. લોટણ દિવાને ઉંધો ચતો ગમે તે રીતે ગબડાવીએ તો પણ તેમાંથી સ્નેહ કહેતાં તેલ ઢળતું નથી, તેમ દીવો પણ જતો રહેતો નથી. આ દાખલામાં બતાવ્યા પ્રમાણે પ્રભુ ઉપર પ્રેમ રાખવો.

---

# વાર્તા ૧૨૩ મી, વૈષ્ણવ ૧૨૩ મા,

## श्रीगुसांइजीना सेवक माधोदास कपुरनी वार्ता.

એ આગ્રામાં રહેતા. જ્યારે શ્રીગુસાંઇજી આગ્રે પધાર્યા ત્યારે તે જનાર્દનદાસ ચોપડા ક્ષત્રીને ઘેર ઉતર્યા હતા. તે વખતે માધોદાસ દર્શન નિમિત્તે ત્યાં આવ્યા. તેમણે શ્રીગુસાંઇજીનાં સાક્ષાત શ્રીગોવર્ધન નાથજીનાં દર્શન કર્યાં. આથી તેમને ઘણુંજ વિસ્મય થયું. શ્રીગુસાંઇજીને એમણે વિનતિ કરી "મહારાજ ! કૃપા કરીને મને શરણ લો. શ્રીગુસાંઇજીએ નામ નિવેદન કરાવ્યું, અને સેવા પણ પધરાવી દીધી. માધોદાસ સેવા કરવા લાગ્યા. અને આખરે શ્રીઠાકોરજી લીલાનો અનુભવ પણ તેમને કરાવવા લાગ્યા. કોઈ વખત બાલલીલા અને કોઈ વખત દાનલીલાનાં દર્શન તેમને થતાં. આ પ્રમાણે અનેક પ્રકારની લીલાનાં દર્શન તેમને થયાં. એ માધોદાસજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૩ મા,

(સાર) પુષ્ટિમાર્ગમાં પ્રભુ કૃતિથી સાધ્ય નથી. ફક્ત પ્રભુની કૃપા એજ પરમ સાધન છે. દયારામભાઇ સતશૈયામાં નીચે પ્રમાણે પ્રભુની પ્રશસ્ત કરે છે.

શ્રીવલ્લભ વલ્લભ સબેં, સહ વલ્લભ મોહોહુ,
સહજ સદા ઢિગ રાખિએ, અપનો જાની મોહુ.

હે શ્રીવલ્લભ ! તમે તમારાં સર્વ વહાલાં સહિત મને વહાલાં થાઓ. સહજ કહેતાં વિના સાધને, કેવલ કૃપાબળથી, કારણ કે તમે પુષ્ટિમાર્ગના પ્રકાશકર્તા છો. મને પોતાનો જાણીને સદા સેવામાં કૃપા કરીને પાસે રાખો.

મતિ ધર્મ રતિ કૃષ્ણ સમ, ગતિ વૃંદાવન ધામ,
કૃતિ સેવા શ્રીનાથ કબ, હો હેં રટ હરિનામ.

ભક્તની સર્વ ક્રિયા, વિચાર તથા આચાર પ્રભુ પ્રીત્યર્થ હોવા જોઇએ.

---

# વાર્તા ૧૨૪ મી, વૈષ્ણવ ૧૨૪ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ભીષ્મદાસ ક્ષત્રીની વાર્તા.

આ વૈષ્ણવ પૂર્વ દેશમાં રહેતા હતા. તે તીર્થયાત્રા નિમિત્તે શ્રીગોકુળ આવ્યા. અહિંઆં શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને વિનતિ કરી કે મને આપ કૃપા કરીને શરણે લો, " શ્રીગુસાંઇજીએ તેમને સકુટુમ્બ નામનિવેદન કરાવ્યું. તેમને શ્રીનાથજીનાં દર્શન થયાં. તે દર્શન કરીને ઘણા ખુશી થયા. અને સેવા પધરાવવા શ્રીગુસાંઇજીને વિનતિ કરિ. શ્રીબાલકૃષ્ણજીની સેવા શ્રીગુસાંઇજીએ પધરાવી દીધી. ઘણા ભાવથી તે સેવા કરતા હતા એક દિવસ સ્વપ્નમાં શ્રીબાળકૃષ્ણજીએ કહ્યું " મને નવું મંદિર કરાવી આપો. ભીષ્મદાસજીએ તેથી શ્રીગોકુળમાં નવું મંદિર કરાવ્યું અને તે નવા મંદિરમાં શ્રીગુસાંઇજીને વિનતી કરીને શ્રીઠાકોરજીને પધરાવ્યા. તે ભીષ્મદાસ અને તેમની સ્ત્રી ઘણી સારી રીતે સેવા કરવા લાગ્યાં. જન્મ પર્યન્ત તે શ્રી ગુસાંઇજીના ચરણારવિંદની સેવા છોડીને ગયા નહિ. ભીષ્મદાસ નિત્ય સાંઝે રમણ રેતિમાં જતા. અને રાસલીલાદિ સર્વ લીલાનાં દર્શન તેમને થતાં. એ ભિષ્મદાસ પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ.૧૨૪મા.

(સાર) આ માર્ગમાં સેવા એજ ભક્તનો ધર્મ છે. તનુજા, વિત્તજા અને માનસી ત્રણમાંથી ગમે તે પ્રકારે પ્રભુની સેવા યથાશક્તિ કરવી જોઇએ. સેવાના કાર્ય સિવાય અન્યપ્રવૃત્તિ માટે કરેલો કાળક્ષેપ તે જીવને કોઇપણ રીતે હિતાવહ નથી. ચિત્તનું પ્રભુમાં પરોવાવું તેનું નામ સેવા છે. એટલે ઇંદ્રિઓ તથા મન બાહ્ય પદાર્થોમાંથી ખેંચાઇને પ્રભુમાં જો પરોવાય તોજ સેવા બરાબર થઈ શકે છે. મનનો ચિંતવન કરવાનો જે વ્યાપાર છે તેના નિરોધ કરવો જોઈએ. જેને સેવાનું સુખ મળ્યું છે તેના ભાગ્યની શી વાત કરવી ? તેવાં ભકતોને મોક્ષ પણ તુચ્છ લાગે છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે. अनिमित्ता भागवति भक्तिः सिद्धेर्गरीयसी ।

ભગવાનની નિષ્કામ ભક્તિ મોક્ષ કરતાં પણ અધિક છે.

પદ. રાગ કાલિંગડો.

લગન લગી હું સુખરૂપ ગિરિધારી સોં,
જો મિલિયે તો મહાસુખ પૈયે, સમરતલપઓં અનુપ ગિરિધારીસોં.
હરિ બિન ઔર સબૈ દુ:ખદાતા, કહા રંક કહા ભૂપ;
દયાકે પ્રીતમસેં દોસ્તી જુરે તો, તરિએ મહાભવ કૂપ.

## વાર્તા ૧૨૫ મી, વૈષ્ણવ ૧૨૫ મા.

### શ્રીગુસાંઇજીના સેવક નારાણદાસ સનોડીઆ બ્રાહ્મણની વાર્તા.

આ વૈષ્ણવ આન્યોરમાં રહેતા હતા. એક દિવસ શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા ગયા, તો તેમને શ્રીપૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં પછી તે શ્રીગુસાંઇજીને શરણ આવ્યા.દરરોજ શ્રીનાથજીની સેવા કરતા. તેમનાં લૌકિક સગાં તેમને બહુ દુઃખ આપતાં હતાં. તેથી તે શ્રીગોકુળ આવીને રહ્યા. આખી જીંદગી સુધી શ્રીનવનીતપ્રિયાજીની સેવા કરતા. જેમ અફીણીઆને અફીણમાં આસક્તિ થાય છે અને તેના વિના ચાલતું નથી તેમ તેમને સેવામાં આસક્તિ થઇ ગઇ હતી. શ્રીનવનીતપ્રિયાજી જાતે તેમને, ઉંઘમાંથી જગાડીને સેવા કરાવતા. એ એવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૫ મા.

(સાર) વૈષ્ણવે સેવામાં બરાબર આસક્તિ રાખવી જોઇએ. તો પ્રભુ પ્રસન્ન થાય છે. દયારામભાઇએ નીચેનું પદ ગાયું છે.

હરિસેવા, હરિસેવા, માગું હરિસેવા હરિસેવા,<br>
મુને દો દેવાધિ દેવા, ઈહ લોક તથા પરલોકે, એના એ એહવા.<br>
ધરમ અરથ ને કામ મોક્ષ, તેથી નહિં લેવા દેવા. મા. ૧<br>
રૂચે ન તમને જેહ પદારથ, મુને હજો વિષ જેવા.<br>
તમને પ્રિય જે તે સેહેજે, હુંથી બનજો તત્સેવા. મા. ૨<br>
અવર માગું નીજ સંગી સંગત, જાંહાં ભક્તિરસ મેવા,<br>
દયા દયાને એજ કરો, મન નિશ્ચળ તમ પદ રેહેવા. મા. ૩

જેમ માછલાને જળથી બહાર કાઢવામાં આવે તો તેથી ક્ષણવાર પણ જીવી શકતું નથી, પણ તરફડી તરફડીને મરી જાય છે, તેમ ખરા ભક્તને જો ભક્તિરસથી દૂર રાખવામાં આવે તો તે ક્ષણવાર પણ જીવી શકતા નથી. ભક્તિરસ તેજ ભક્તનું ખરૂં જીવન છે.

## વાર્તા ૧૨૬ મી, વૈષ્ણવ ૧૨૬ મા.

### શ્રીગુસાંઇજીના સેવક જમનાદાસ દક્ષિણમાં રહેતા તેમની વાર્તા.

એ વૈષ્ણવ દક્ષિણમાં રહેતા હતા. જ્યારે શ્રીગુસાંઇજી દક્ષિણમાં પધાર્યા ત્યારે જમનાદાસ તેમના સેવક થયા. અને શ્રીઠાકુરજી પધરાવીને સેવા

કરવા લાગ્યા. એ દેશમાં મ્લેચ્છ લોકોનું રાજ્ય હતું. ચૈત્રમાસમાં એમણે એક માળીને ગુલાબના ફુલને વેચતો જોયો. ગુલાબનું ફુલ જમનાદાસને ઘણું પ્રિય હતું. તેની કિંમત પૂછતાં માળીએ રૂ. ૧ લેવાનું કહ્યું, જમનાદાસ કિમત આપવા જતા હતા એટલામાં એક તુર્ક આવ્યો તેને તે ફુલ તેના સરદાર માટે લેવું હતું,તેથી તેણે તે ફુલના રૂ.૨ આપવાના કહ્યા.પછીથી બન્ને જણ વચ્ચે તે માટેની હરિફાઈ થઇ,તેથી ફુલની કિંમત આખર રૂપીઆ એક લાખ સુધી ગઇ.જમનાદાસે લાખ રૂપીઆ આપીને તે ફુલ લીધું,અને પછી શ્રીઠાકોરજીના પાઘ ઉપર ધર્યું આ સમયે શ્રીગુસાંઇજી શ્રીગિરિરાજજી ઉપર શ્રીનાથજીને શૃંગાર કરતા હતા તે વખતે શ્રીનાથજી ઝુકતા હતા. શ્રીગુસાંઇજીએ પૂછયું ત્યારે શ્રીનાથજીએ કહ્યું તમારા સેવક જમનાદાસે લાખ રૂપીઆનું ફુલ લઇને શ્રીઠાકોરજીને ધરાવ્યું છે, તેથી તેના બોજથી હું ઝુકી જઉં છું. એમનો ભાવ એટલો બધો છે કે એક ફુલ રૂપીઆ લાખમાં શ્રીઠાકોરજીને માટે ખરિદયું. આ વાત સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. તેમણે એક પત્ર લખીને વ્રજવાસીને મોકલ્યો અને જણાવ્યું કે તમે જે ફુલ રૂપીઆ લાખમાં લીધું છે તેનો શ્રીઠાકોરજીએ અંગીકાર કર્યો છે. જમનાદાસ આ પત્ર વાંચીને ઘણા પ્રસન્ન થયા. પછીથી તેમણે પાંચ લાખ રૂપીઆનો હિરો લઇ શ્રીગુસાંઇજીને ભેટ કર્યો. એ જમનાદાસ એવા કૃપાપાત્ર હતા. એમણે દ્રવ્યને તુચ્છ જાણ્યું હતું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૬ મા.

( સાર ) જો વૈષ્ણવ ધનસંપન્ન હોય તો ભગવાનની તેના ઉપર અત્યન્ત કૃપા થઇ છે એમ ધારીને, બને તેટલી વિત્તજાસેવા કરવી જોઇએ. સ્વદેહના સુખની ખાતર અગર ઇન્દ્રિયોના વિષય તર્પણને માટે દ્રવ્યનો ઉપયોગ કદીપણ કરવો જોઇએ નહિ, શ્રીઠાકોરજીની સેવામાં તથા ગુરૂની સેવામાં તેનો જો ઉપયોગ થાય તોજ તેનો બરાબર ઉપયોગ થયો છે. એમ સમજવું જોઇએ.દયારામભાઇએ એક ગરબીમાં કહ્યું છે.

ધન્ય જેણે હરિગુણ ગાયા, સંસારમાં ધન્ય જેણે હરિગુણ.
બધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણે વહવાયા. સં ૧
જમના ઝપેટાથી નવ ચેત્યા, હુળ મળ્યું ડાહપણ ડાહ્યા. સં ૨
હાથી ઘોડા સુખપાલે બેઠો શું થયું, શું થયું મેળવી ઘણી માયા. સં ૩
કંઠ સાહા તુંને કહાડશે પલકમાં, દૂર રહેશે સગાં વાત્ત જાયા. સં ૪
દયા જપો નિત્ય નામનંદકુંવરનું, સફળ થશે ત્હારી કાયા. સં ૫

આ વૈષ્ણવના શ્રીઠાકોરજી શ્રીચંદ્રમાલાલજી હાલ અમદાવાદમાં શ્રીગોસ્વામી શ્રીરણછોડલાલજી મહારાજને માથે બિરાજે છે અને તે શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલના મંદિરમાં શ્રીશ્યામલાલજી ઠાકોરજીની સાથે સીંહાસન ઉપર બિરાજે છે.

# વાર્તા ૧૨૭ મી, વૈષ્ણુવ ૧૨૭ મા.

## श्रीगुसांइजीना सेवक एक बंगाली वार्ता.

આ ગોડીઆ વૈષ્ણુવ વૃંદાવનમાં રહેતા હતા. તે મજુરી કરીને પોતાની આજીવિકા મેળવતા હતા. એક સમય જ્યારે શ્રીગુસાંઇજી વૃંદાવન પધાર્યા ત્યારે આ વૈષ્ણુવ શ્રીગુસાંઇજીના સેવક થયા. આથી બીજા બધા વૈષ્ણુવો તેમને વધારે મજુરી આપવા લાગ્યા. ત્યારે આ વૈષ્ણુવે મન સાથે વિચાર કર્યો કે ધર્મનું વેચાણ કરીને આ જીવિકા મેળવવી તે ઘણું અનુચિત છે. શાસ્ત્રમાં લખ્યું છે કે જો ભગવાનનું નામ લઇને જે કોઈ ભિક્ષા માગે તો તે ભિક્ષા લેનાર નર્કમાં જાય છે. માટે ધર્મ દેખાડીને ધંધો અગર રોજગાર કરવો જોઇએ નહિ. આમ વિચાર કરીને આ ગોડિઆ વૈષ્ણુવ જ્યારે પોતે મજુરી કરવાને બહાર જતા ત્યારે પોતે કપાળ ઉપરથી તિલકને ભુંસી નાખતા, અને કંઠીને ગુપ્ત રાખતા. આ રીતે પોતાના ધર્મનું ગોપન કરીને તે મજુરી ધંધો કરતા. પછીથી એક દિવસ એ તિલક ધોવાનું ભૂલી ગયા. અને મજુરી માટે જવાને તૈયાર થયા. ત્યારે તે સમયે શ્રીઠાકોરજીએ તેને કહ્યું " વૈષ્ણુવ, તમે તિલક ધોઇને જાવ " શ્રીઠાકોરજીનાં આ વચન શ્રવણ કરીને, વૈષ્ણુવ ઘણા પ્રસન્ન થયા. પછી શ્રીઠાકોરજી નિત્ય તેમની સાથે વાતો કરતા, તથા સર્વ પ્રકારનું સુખ આપતા. આ ગોડિઆ વૈષ્ણુવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૭ મા.

(સાર) વૈષ્ણુવોએ પોતાના ધર્મભાવનું સમ્યક્ પ્રકારે રક્ષણ કરવું જોઇએ. ભક્તિ રસ ગોપ્ય છે, તે બહાર ઉઘાડો પાડવાથી તે રસનો અનુભવ થઇ શકતો નથી, ધંધામાં લાભની ખાતર ધર્મનો ખોટો આડંબર કરવો, તે ભક્તને ભગવત્પ્રાપ્તિમાં મહા અનર્થ છે. તિલક વગેરે ધાર્મિક ચિન્હો, પ્રભુ તરફ ભક્તને ભક્તિરસ સુદૃઢ રહે તેટલા માટે ધારણ કરવાનાં છે, બાહ્ય પ્રશંસાના અગર વિત્તાર્જનના લોભથી તે ધારણ કરવાનાં નથી. અલૌકિક વસ્તુઓની લાલચથી, જે ધર્મનો વૃથા આડમ્બર કરે છે, તેનું સત્વર અધ:પતન થાય છે. તે આ માર્ગમાં સ્થિત રહી શકતો નથી; અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટની માફક તેની સ્થિતિ થાય છે, માટે જે જે ધાર્મિક ચિન્હો ધારણ કરવામાં આવે તે શુદ્ધ હૃદયથી કરવાં જોઇએ, આત્મ સંતોષને માટે સ્વધર્મની ખાતરજ કરવાં જોઇએ. માટે તે સર્વદા ગુપ્ત રાખવાં. આ ઉપરથી પ્રપંચના વિષયમાં વ્યાપૃત રહેલા વૈષ્ણુવોએ એવું સમજવાનું નથી કે તેમણે તિલક મુદ્રાદિ કરવાં નહિ. તિલકાદિની તો સર્વ વૈષ્ણુવોને આવશ્યકતા છે, પણ તે બાહ્ય આડમ્બર માટે કરવાં નહિ, બાહ્ય આડમ્બરથી કરનારને પ્રભુ આ માર્ગનું રહસ્ય તથા

ફલ જણાવતા નથી. તે પરમભક્તોના આદર્શોને પણ સમજવાને અધિકારી થતો નથી, ધર્મનો વિક્રય કરીને આજીવિકાનાં સાધન મેળવવાં નહિ.

---

# વાર્તા ૧૨૮ મી, વૈષ્ણવ ૧૨૮ મા.

## श्रीगुसांइजीना सेवक भावनगरवासी एक ब्राह्मणनी वार्ता.

શ્રીગુસાંઇજી એક સમય દક્ષિણમાં પધાર્યા. તે વખતે આ બ્રાહ્મણને વેદ ભણતો જોયો. શ્રીગુસાંઇજીએ કહ્યું આ બ્રાહ્મણ વેદનો પાઠ સારી રીતે કરે છે, પરંતુ તે એનો અર્થ કંઇ સમજતો નથી. માટે સમજે તો સારૂં. તે વખતે એ બ્રાહ્મણના મનમાં એમ આવ્યું કે "શ્રીગુસાંઇજીને શરણે જાઉં તો સારૂં," તેથી એ બ્રાહ્મણ શ્રીગુસાંઇજીને શરણે ગયો,અને કથા સાંભળવા લાગ્યો. શ્રીગુસાંઇજીની કૃપાથી વેદનો અર્થ બ્રાહ્મણ સમજવા લાગ્યો. ને શ્રદ્ધાપૂર્વક વેદનો પાઠ કરવા લાગ્યો. એક દિવસ શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને આજ્ઞા કરી "એ બ્રાહ્મણ દરરોજ મારા મંદિર પાસે વેદનો પાઠ કરે તો ઠીક" આથી તે શૃંગાર સમયથી તે રાજભોગ સુધી નિત્ય મંદિર પાસે બેસીને પાઠ કરતો. જો તેમાંથી અક્ષર કે માત્રીની ભુલ થતી તો શ્રીઠાકોરજી તેને બતલાવતા. એ બ્રાહ્મણ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ.૧૨૮મા.

(સાર) (૧) વૈષ્ણવે અહર્નિશ કોઇપણ નિત્ય નિયમ રાખવો જોઇએ. (૨) પાઠાદિ જે કંઇ નિત્ય નિયમ તરિકે કરવામાં આવે તે શ્રદ્ધાપૂર્વક થવો જોઇએ. (૩) વળી યંત્રવત્ તે કરવો નહિ, પણ તેની અંદરનું રહસ્ય બરાબર સમજીને કરવો જોઇએ. અર્થ સમજ્યા વગર ભાવનું સ્ફુટન થતું નથી. (૪) જો કોઇ વેદનો પાઠ કરતો હોય તો પણ તેના તરફ વૈષ્ણવોએ તિરસ્કાર દર્શાવવો નહિ. વેદનું પરમ રહસ્ય પણ શ્રીકૃષ્ણ છે એમ તેને કહેવું.

વેદના મુખ્ય બે વિભાગ પાડવામાં આવ્યા છે. પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ, પૂર્વકાણ્ડમાં ઋગ્વેદાદિ ચાર સંહિતાઓ, બ્રાહ્મણો તથા આરણ્યકોનો સમાવેશ થાય છે. ઉત્તરકાણ્ડમાં ઉપનિષદોનો સમાવેશ થાય છે. પૂર્વકાણ્ડનું રહસ્ય સમજાવવાને જૈમિનીએ પૂર્વમીમાંસા રચી અને ઉત્તરકાણ્ડનું રહસ્ય સમજાવવાને બાદરાયણે બ્રહ્મસૂત્રો રચ્યાં છે. શ્રીમદાચાર્યચરણે બન્ને ઉપર ભાષ્ય રચ્યાં છે. અને વેદનું પરમ રહસ્ય શું છે તે સમજાવ્યું છે. કેટલાક લોકો એમ કહે છે કે વેદના પૂર્વકાણ્ડમાં માત્ર કર્મનું વર્ણન છે અને ઉત્તરકાણ્ડમાં જ્ઞાનનું છે. પણ શ્રીમહાપ્રભુજીએ જણાવ્યું છે કે પૂર્વકાણ્ડમાં ક્રિયા પ્રવિષ્ટ યજ્ઞસ્વરૂપ લીલા વિશિષ્ટ શ્રીકૃષ્ણનું વર્ણન છે અને ઉત્તરકાણ્ડમાં જ્ઞાનશક્તિ વિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ લીલા સહિત શ્રીકૃષ્ણનું વર્ણન

છે. આ શ્રીકૃષ્ણ જે આનંદસ્વરૂપ છે તે ભક્તિથીજ ગમ્ય છે, એમ વેદનું તારતમ્ય છે જે લોકો વેદના પૂર્વકાણ્ડમાં ફક્ત "કર્મ"નું વર્ણન કરવામાં આવ્યું છે એમ કહીને તેનો તિરસ્કાર કરે છે. તે ખોટું છે. વેદ ફક્ત કર્મનું તથા જ્ઞાનનું વર્ણન કરતા નથી પણ તે તે શક્તિથી વિશિષ્ટ શ્રીકૃષ્ણચંદ્રનુંજ વર્ણન કરે છે. માટે વેદનો તિરસ્કાર કરવો નહિ. એ ભગવાનના નિઃશ્વાસરૂપ છે.

# વાર્તા ૧૨૯ મી. વૈષ્ણવ ૧૨૯ મા.

## श्रीगुसांइजीना सेवक माधुरीदास माळीनी वार्ता.

માધુરીદાસ હંમેશાં ફુલ વીણી લાવીને શ્રીનાથજી માટે હાર ગુંથતા. એક દિવસ શ્રીનાથજીએ તેમને હાર કેમ ગુંથવો તે શીખવાડ્યું. માધુરીદાસે હાર તૈયાર કરીને શ્રીગુસાંઇજીને આપ્યો, શ્રીગુસાંઇજીએ મુખિયાને આપ્યો, અને મુખિયાએ શ્રીનાથજીને ધરાવ્યો. આ હાર ઘણો મોટો થયો હતો તેથી મુખિઆએ શ્રીગુસાંઇજીને કહ્યું આ હાર ઘણો મોટો થયો છે.ત્યારે માધુરીદાસને બોલાવ્યા અને શ્રીગુસાંઇજીએ તેમને પૂછયું આજે હાર કેમ મોટો થયો છે ત્યારે તેમણે કહ્યું કે શ્રીઠાકોરજીએ મને પાસે બેસીને આ પ્રમાણે શીખવાડયો છે. પછી શ્રીગુસાંઇજી ન્હાઇને હાર ધરવા પધાર્યા. શ્રીનાથજીને હાર ધર્યો તો હાર પૂરો થયો. ત્યારે શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીને પૂછયું "આનું કારણ શું?" શ્રીનાથજીએ ત્રણ કારણો બતાવ્યાં "તમારા હાથ વિના બીજાનો હાથ સોહાતો નથી.(૨) રત્નનો હાર આ પ્રમાણે જોઇએ માટે તેવો કરાવો.(૩) મુખિઆને મોઢેથી વાસ આવે છે.આથી શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે મુખીઆથી લઇને સર્વ સેવકોએ મુખ બાંધીને સેવા કરવી તે દિવસથી સર્વ સેવકો મુખ બાંધીને સેવા કરે છે. આ માધુરીદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર વૈષ્ણવ હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૨૯ મા.

(સાર) ફુલઘરની અગર બીજી કોઇપણ સેવા વૈષ્ણવ કરતા હોય તે સમયે, મુખ બાંધીને તે સેવા કરવી જોઇએ. પોતાના મુખના વાસથી શ્રીઠાકોરજીને ઘણી ગ્લાનિ થાય છે અને તે કરેલી સેવાનો અંગીકાર કરતા નથી.કારણકે તે 'स्वामिभुक्त' અર્ધભોગવેલી સેવા ગણાય છે. શ્રીઠાકોરજીને ધરાવેલાં પુષ્પ ગમે તે સ્થળે બીજી વસ્તુની માફક ફેંકવાં નહિ તથા પગ નીચે કચરાય નહિ તેની સાવચેતી રાખવી. પુષ્પો તે ભક્તનું ચિત્ત છે. એ ભાવ હંમેશાં લક્ષ્યમાં રાખવો.

# વાર્તા ૧૩૦ મી. વૈષ્ણવ ૧૩૦ મા.

## श्रीगुसांइजीना सेवक अडींगवासी धर्मदासनी वार्ता.

આ ધર્મદાસ અંધ હતા. શ્રીગુસાંઇજી ઘોડાપર બેસીને દરરોજ શ્રીજી દ્વાર પધારતા. શ્રીગોકુળથી બે ઘડીમાં ગોપાલપુર, અને ત્યાંથી બે ઘડીમાં શ્રીગોકુળ પધારતા. આ પ્રમાણે દરરોજ આવજાવ થતી. એક દિવસ શ્રીગુસાંઇજી અડીંગની બહાર નિકળ્યા તે સમયે રસ્તામાં એક અંધ બ્રાહ્મણને જોયો. શ્રીગુસાંઇજીનો ઘોડો તેની તરફ જતો હતો, એટલે તેમણે તે થોભાવ્યો. પરંતુ તે બ્રાહ્મણ ગભરાઇ ગયો. માર્ગમાં કંઇપણ તે જોઇ શકયો નહિ. શ્રીગુસાંઇજીને દયા આવી. પોતે તેથી નીચે ઉતર્યા. તેના નેત્રપર જળ છાંટયું. આથી તેનાં નેત્રો ખુલ્લાં થયાં. પછી શ્રીગુસાંઇજી ગોપાળપુર પધાર્યા. તે બ્રાહ્મણ પણ ધીમે ધીમે તેમની પાછળ ગયો. ત્યાં તેણે ફરીથી શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને પછી વિનતિ કરી " આપે જે બ્રાહ્મણને નેત્રનું દાન રસ્તામાં કર્યું હતું તે હુંજ છું, માટે હવે કૃપા કરીને મને શરણે લો. બીજે દિવસે શ્રીગુસાંઇજીએ તે બ્રાહ્મણને નામ નિવેદન કરાવડાવ્યું. શ્રીનાથજીનાં દર્શન પણ કરાવ્યાં અને ગ્રન્થ પણ ભણાવ્યા. થોડા દિવસ પછી તેનો દેહ છુટી ગયો. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે આ ધર્મદાસ બહુ સારા વૈષ્ણવ હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૩૦ મા.

(સાર) પ્રભુ દીન દયાળ છે, તેથી ગરિબ ઉપર કૃપા કરે છેજ. પણ તે દીનમાં દૈન્ય જોઇએ. પ્રભુને માટે આર્તિ થવી જોઇએ. દૈન્ય એજ આ માર્ગમાં પ્રભુ પ્રાપ્તિનું સાધન છે. પદમાં કહ્યું છે. રાગ કાલિંગડો.

જેહેવો છું તેહેવો હું તમારો હે શ્રીજી;<br>
બિરદ વિચારી બાંહ્ય ઝાલોની રીઝી, જેહવો છું તેહવો. ૧<br>
દોષના કોષ દેખી જાશો મા બિહિજી,<br>
ગુરૂ સોંપ્યો પાળો દયાને, કરૂણારસ ભીજી. જેહવો છું તેહવો. ૨

# વાર્તા ૧૩૧ મી, વૈષ્ણવ ૧૩૧ મા.

## श्रीगुसांइजीना सेवक खोटां कर्म करी श्रीगुसांइजीनी परिक्षा करनार वैष्णवनी वार्ता.

એક દિવસ એક સ્થળે ચાર ભગવદીયો મળીને ભગવદ્વાર્તા કરતા

હતા અને શ્રીગુસાંઇજીના પ્રતાપની કથા કરતા હતા. ત્યાં આગળ એક અન્ય માર્ગીએ કહ્યું "જો શ્રીગુસાંઇજી મારો ઉદ્ધાર કરે તો ખરૂં" વૈષ્ણવોએ કહ્યું "ઘણાએ અધમમાં અધમ જીવોનો ઉદ્ધાર શ્રીગુસાંઇજીએ કર્યો છે તો પછી તારો કરે તેમાં શી નવાઇ." આ વાત સાંભળીને તે શ્રીગુસાંઇજી પાસે ગયો અને સેવક થયો. પછીથી શ્રીગુસાંઇજીની પરીક્ષા કરવાને તે સ્મશાનમાં ગયો, ત્યાં ભ્રષ્ટ કર્મ કરવા લાગ્યો તથા રસોઈ કરીને ખાવા લાગ્યો, અને તે વૈષ્ણવોને કહ્યું "હવે શ્રીગુસાંઇજી મારો ઉદ્ધાર કરે તો ખરી વાત મનાય." વૈષ્ણવો શ્રીગુસાંઇજી પાસે આવ્યા અને બધી વાત કરી. પણ તે વખતે શ્રીગુસાંઇજી કંઈ બોલ્યા નહિ. તેવામાં એક રાજા તીર્થ કરતો કરતો શ્રી ગોકુળ આવ્યો અને તેણે શ્રીગુસાંઇજીને વિનતિ કરી "મહારાજ, મને ગલિત કોઢ થયો છે. ઘણાં ઔષધો અને ઉપચાર મેં કર્યા છતાં પણ તે મટતો નથી, માટે આપ કંઇ ઉપાય દેખાડો તો મટે. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "અમુક ગામમાં સ્મશાન ભૂમિમાં એક મારો સેવક બેઠેલો છે તેની પાસે જઇને તેનું જુઠણ ખાવામાં આવે તો તે કોઢ જલ્દીથી મટી જશે. રાજા શ્રીગુસાંઇજીની વાતમાં અત્યન્ત શ્રદ્ધા રાખીને.સ્મશાન ભૂમિમાં ગયો. તેનું જુઠણ માગ્યું, પણ તેણે તે આપવાની ના કહી. પણ જ્યારે તે ખાવા બેઠો અને થોડું ખાધું ત્યારે રાજાએ થોડુંક જુઠણ તેની પાતળમાંથી ઉઠાવી લીધું, અને ખાધું તેથી રાજાનો કોઢ મટી ગયો. તેનો દેહ સ્વચ્છ થઈ ગયો. તે પરીક્ષક વૈષ્ણવે રાજાને પૂછયું "આનું કારણ શું! ત્યારે તે રાજાએ શ્રીગુસાંઇજીની સઘળી હકિકત કહી. તેના મનમાં ઘણોજ પસ્તાવો થયો." કે અરે રે! હું આવો અધમ અને ભ્રષ્ટ કર્મ કરનાર છું, છતાં શ્રીગુસાંઇજી મને સંભારે છે. એમણે મારામાં આટલું બધું સામર્થ્ય મૂકયું છે. પછી તે શ્રીગુસાંઇજીની પાસે ગયો. અને અપરાધની ક્ષમા માગી.તે રૂદન કરવા લાગ્યો. તેથી શ્રીગુસાંઇજીએ શાસ્ત્ર પ્રમાણે પ્રાયશ્ચિત કરાવ્યું. તેના ઉપર કૃપા કરીને તેને ભગવત્સેવા પધરાવી દીધી, પછી તે સેવા કરવા લાગ્યો. આથી તેનું ચિત્ત પવિત્ર થયું. શ્રીઠાકોરજીના ચરણારવિંદમાં તેનું ચિત્ત લાગ્યું. એણે શ્રીગુસાંઇજીની પરીક્ષા કરી હતી છતાં પણ શ્રીગુસાંઇજીએ તેનો ત્યાગ કર્યો નહિ. એ પરિક્ષક વૈષ્ણવ એવા પરમ કૃપાપાત્ર વૈષ્ણવ હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૩૧ મા.

(સાર) (૧) વૈષ્ણવોએ ગુરૂની પરીક્ષા કરી પણ કરવી નહિ. આથી પરીક્ષા કરનારને ઘણા શ્રમ પડે છે. અને મોટા અપરાધ થાય છે. (૨) ભ્રષ્ટ કર્મ કરનારો

પાપી હોય તેનો પણ ઉદ્ધાર શ્રીઠાકોરજી કરે છે. ફક્ત એનામાં ટેકહોવો જોઇએ (૩) જેમ નૌકામાં બેઠેલા માણસને હવે શી રીતે સમુદ્ર તરાશે એવી ચિન્તા રહેતી નથી તેમ પ્રભુની ભક્તિ કરનારને કોઇપણ ચિન્તા રહેતી નથી. આ ભક્તિનૌકાના ચલાવનાર નાવિક ગુરૂ છે. તો તે નૌકામાં બેઠા પછીથી તે નાવિક–ગુરૂમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી.

જે જીવ શરણ આયે તોહ તારે.
દીન દયાળ પ્રગટ પુરૂષોત્તમ, શ્રી વિઠ્ઠલરાજ દુલારે. ૧
જીતની રવિ છાયાકી કણિકા, તિતને દોષ હમારે;
તુમારે ચરણ પ્રતાપ તેજ તેં, તે હું તત્ક્ષણ ટારે. ૨
માલા કંઠ તિલક માથે ધરી, શંખ ચક્ર બળ ધારે;
માનિકચંદ પ્રભુકે ગુણ ઐસે મહાપતિત નિસ્તારે. ૩

# વાર્તા ૧૩૨ મી, વૈષ્ણવ ૧૩૨ મા.

## શ્રીગુસાંઇજીના સેવક પૂર્વદેશ નિવાસી રાજાની વાર્તા.

આ રાજા અન્યમાર્ગીય હતો.તે એના દેશના એક વૈષ્ણવની બહુ નિંદા કરતો. વૈષ્ણવમાર્ગમાં વૈષ્ણવો તો ઉચ્છિષ્ટ ખાય છે એમ કહીને તે વૈષ્ણવોની તથા વૈષ્ણવ માર્ગની બહુજ નિંદા કરતો.શ્રીઠાકોરજી આ નિંદાને સહન કરી શકયા નહિ. આથી તે રાજાને કોડ નીકળ્યો જેમ જેમ અધિક નિન્દા કરતો હતો તેમ તેમ તેને અધિક ને અધિક કોડ થતો હતો. રાજા તે કોડથી અત્યન્ત રિબાવા લાગ્યો, ઘણાં ઘણાં ઔષધો તેણે સેવ્યાં, પણ તેથી તેનો કોડ મટયો નહિ. પોતાના કર્મવિપાકને માટે ત્રણું પ્રાયશ્ચિત કર્યું છતાં પણ તેની અસર થઈ નહિ. ત્યારે તે વૈષ્ણવે રાજાને કહ્યું " તમે તીર્થયાત્રા કરો " રાજા તેથી તીર્થયાત્રાને માટે બહાર નીકળ્યો. દરેક તીર્થ સ્થળમાં વિધ પ્રમાણે દાન આપવા લાગ્યો. આમ જુદાં જુદાં તીર્થોમાં ફરીને તે રાજા શ્રીગોકુળ આવ્યો,અને ત્યાં તેણે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને પોતાના કોડના નિવારણ માટે વિનતિ કરી, શ્રીગુસાંઇજી તો અંતર્યામિ છે તેથી તે તો સમજી ગયા હતા કે તેણે વૈષ્ણવોની નિન્દા કરેલી છે તેથી તેને આજ્ઞા કરી " અમૂક સ્થળની સ્મશાન ભુમિમાં એક મારો સેવક બેઠો છે, તેની પાસે જઇને તેનું જુઠણ ખાય તો તમારા કોડ મટી જશે. " આ રાજાએ શ્રીગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે તેમ કર્યું આથી જેમ સૂર્યના ઉદય પછી અંધકારની નિવૃત્તિ થાય છે, તથા અમૃત રસના પાનથી મૃત્યુનો ભય દૂર થા-

ય છે, ભક્તિના ઉદયથી સંસારના ત્રિવિધ તાપ મટી જાય છે, તેમ જુઠણુ લેવાથી તેના કોડ મટી ગયા. એ રાજાનો દેહ કોડથી મૂક્ત થઇને સ્વચ્છ થયો તેથી તે ફરીથી શ્રીગુસાંઇજી પાસે આવ્યો, તેમનાં દર્શન કર્યાં અને સેવક થયો અને વિનતિ કરી " મહારાજ મેં વૈષ્ણવોની ઘણી નિંદા કરી હતી. શ્રીગુસાંઇજીએ કહ્યું વૈષ્ણવોનો દ્વેષ ઘણો ભુંડો છે શ્રીઠાકોરજી તથા શ્રીમહાપ્રભુજી વૈષ્ણવોના અપરાધની ક્ષમા કરતા નથી. વૈષ્ણવના અપરાધની ક્ષમા વૈષ્ણવથીજ થાય છે. માટે તમારા અપરાધની ક્ષમા વૈષ્ણવ પાસેજ કરાવવામાં આવી છે. ભગવદ્ગીતામાં કહ્યું છે.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥

જે દુરાચારી હોય પણ અનન્ય થઇ મને ભજતો હોય તો તેને પણ સાધુ જાણવો જોઇએ તેજ દૃઢ સંકલ્પ યુક્ત છે માટે વૈષ્ણવની નિન્દા ન કરવી. આ સાંભળીને રાજાએ અપરાધ માફ કરાવ્યો. શ્રીઠાકોરજીને પધરાવીને સેવા કરવા લાગ્યો. દિન પ્રતિદિન રાજાને સત્સંગ ઘણોજ લાગ્યો અને તેથી તેનામાં ભગવદ્ ભાવની વિશેષ સ્ફુર્તિ થઇ શ્રીઠાકોરજી આ રાજા ઉપર ઘણાજ પ્રસન્ન થયા, અને શ્રીગુસાંઇજીની કૃપાથી તેમને અનુભવ જણાવવા લાગ્યા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૩૨ મા.

(સાર) આ વાર્તાનો સાર વાર્તામાંજ કહેલો છે તો તેનું પિષ્ટ પેષણ કરવાની આવશ્યક્તા નથી. આમાં વૈષ્ણવની કદી પણ નિન્દા નહિ કરવી તે જણાવ્યું છે. વળી વૈષ્ણવની જૂઠણનો મહિમા કેટલો બધો અધિક છે તે પણ બતાવ્યું છે.

## વાર્તા ૧૩૩ મી. વૈષ્ણવ ૧૩૩ મા.

### श्रीगुसांइजीना सेवक एक शेठना पुत्र अने दासीनी वार्ता.

એક શેઠ શ્રીગુસાંઇજીના સેવક હતા. તેમને એક પુત્ર હતો તેમના ઘરમાં એક દાસી હતી. જ્યારે શેઠનો દેહ છૂટયો ત્યારે તેમણે પોતાના પુત્રને તથા ભગવત્સેવાને પોતાની દાસીને સોંપી. આ શેઠનો પુત્ર તે દાસીને માજી કહીને બોલાવતો હતો એક વખતે તેના ગામમાંથી વૈષ્ણવોનો સંઘ શ્રીનાથજી જતો હતો. શેઠપુત્રને દર્શન કરવા જવાની ઇચ્છા થઇ, તેથી તેણે દાસીને કહ્યું "માજી, મારે પણ શ્રીનાથજી જવું છે માટે તમારી રજા હોય તો

હું જવું. ત્યારે દાસીએ કહ્યું હાલમાં તારે માટે શ્રીનાથજીની ઇચ્છા દર્શન કરવા જવાની નથી. પણ શેઠપુત્રે તે માન્યું નહિ અને સંઘની સાથે તે ગયો.રસ્તામાં એક ગામ આગળ સંઘનાં માણુસોને અને રાજાના માણુસોને તકરાર થઇ તેથી રાજાએ આખા સંઘને કેદમાં પૂર્યો. થોડા વખત પછીથી બધા માણુસોને છૂટાં કરવામાં આવ્યાં પણુ શેઠ પુત્રને તો કેદમાંજ રાખ્યો. બીજા વૈષ્ણવો શ્રીનાથજી ગયા અને ત્યાં જઇને દર્શન કર્યાં. જ્યારે તે પાછા વળીને તે ગામમાં આવ્યા ત્યારે પણ શેઠ પુત્ર કેદમાં હતો. સંઘના વૈષ્ણવોએ રાજાને કહીને તેને છોડાવ્યો. પછી શેઠ પુત્ર ઘેર આવ્યો તેણે દાસીને બધી હકિકત કહી. દાસીને તેના ઉપર દયા આવી, તેથી તેને કહ્યું " તું હવે શોક કરીશ નહિ પણુ સેવા કર તેથી શ્રીઠાકોરજી તારા ઉપર પ્રસન્ન થશે " શેઠ પુત્ર વૈષ્ણવની સેવા કરવા લાગ્યો. વૈષ્ણવને ન્હવડાવ તો તેમને મહાપ્રસાદ લેવડાવતો તથા પંખો કરતો તેમજ તેમને જળ પાન કરાવતો, તેમના પગ દાબતો આ રીતે આખો દિવસ વૈષ્ણવની પરિચર્યા કરતો. એક દિવસ અદ્ભુતદાસજી નામના તાદશી ભગવદીય તેને ત્યાં આવ્યા. તેમની તેણે બહુ સેવા કરી ત્યારે અદ્ભુતદાસજી પ્રસન્ન થયા. અને કહ્યું, કંઇક માગ " શેઠ પુત્રે કહ્યું " મારી ઇચ્છા વ્રજયાત્રા કરવાની તથા શ્રીનાથજીનાં દર્શન કરવાની છે " અદ્ભુતદાસે કહ્યું " તારી ઇચ્છા પ્રમાણે થશે. પછી દાસીને સાથે લઇને શેઠ પુત્ર શ્રીનાથજીનાં દર્શન કરવા ગયો. શ્રીનાથજીનાં દર્શન કર્યાં. પછી શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. ત્યારે દાસીએ કહ્યું " મહારાજ આના ભાગ્યમાં શ્રીનાથજીનાં દર્શન કરવાનાં નહિ હોય તેથી તે કરી શકયો નહિ. પણુ આજે વૈષ્ણવની કૃપાથી થયાં શ્રીગુસાંઇજીએ કહ્યું " શ્રીનાથજી વૈષ્ણવને વશ છે તે ચાહે તો બ્રહ્માણ્ડને પણુ ફેરવી નાખે છે વૈષ્ણવની જો પ્રસન્નતા હોય તો કર્મના લેખ તથા અન્ય વિપરીત બાબતો પણુ મટી જાય છે " શેઠ પુત્ર યાત્રા કરીને પોતાને ઘેર આવ્યો અને સેવા કરવા લાગ્યો. એ દાસી અને શેઠ પુત્ર એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૩૩ મા.

(સાર) પ્રભુની ઇચ્છા સિવાય કશું પણ થઈ શકતું નથી. પુરૂષ પોતાની ઇચ્છાનુસાર જો ફક્ત પ્રયત્ન કરે તો તેને તે કામમાં સફળતા મળતી નથી. પ્રભુની કૃપા વગર હજારો મનસુબા એમને એમ રહી જાય છે. ચેતન અને અચેતન સર્વ પદાર્થો તે પ્રભુની ઇચ્છાને વશ થઇને ગતિ કરે છે. તો જે સ્થિતિમાં પ્રભુ રાખે તેમાં રહીને પ્રભુની ભક્તિ કરવી. सर्वेश्वरः प्रभु सर्वात्मा नीजेच्छातः करिष्यति સર્વેશ્વર પ્રભુ નીજઇચ્છાથી સર્વ કરશે.

# વાર્તા ૧૩૪ મી, વૈષ્ણવ ૧૩૪ મા,

## श्रीगुसांइजीना सेवक रुपा पोळीआनी वार्ता.

*प्रसंग १* આ રૂપોપોળીઓ શ્રીનાથજીના મંદિરની સિંવપોળ આગળ બેસતો હતો, અને રાત્રે ધોળ ગાતો હતો. એક દિવસે ધોળ ન ગાવાને ગોવિંદસ્વામીએ તેને કહ્યું, તેથી તેણે ગાયું નહિ. આથી શ્રીનાથજીને આખી રાત નિદ્રા આવી નહિ. જ્યારે સવારે શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીને જાગૃત્ કર્યા તે સમયે શ્રીનાથજીનાં ચક્ષુ લાલ દીઠાં. શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીને પૂછયું "શા માટે આપને આજે આટલો બધો ઉજાગરો થયો છે! શ્રીનાથજીએ કહ્યું આજે પોળીઆએ ગાયું નથી માટે મને નિદ્રા આવી નહિ. દરરોજ જ્યારે તે ગાય છે ત્યારે મને નિદ્રા આવે છે. શ્રીગુસાંઇજીએ રૂપાપોળીઆને બોલાવીને પૂછયું "તેં આજે કેમ ધોળ ગાયું નહિ. ત્યારે તેણે કહ્યું "મને ગોવિંદસ્વામીએ ગાવાની ના પાડી છે કારણકે મારો રાગ સારો નથી. શ્રીગુસાંઇજીએ ગોવિંદસ્વામીને પૂછયું " તમે રૂપાપોળીઆને ધોળ ગાવાની ના પાડી હતી? આજે શ્રીનાથજીને નિદ્રા આવી નથી! ગોવિંદસ્વામીએ કહ્યું "મને આ બાબતની ખબર ન રહી. ખાંડ ગોળ એક ભાવે છે એ હું જાણતો નહોતો. શ્રીગુસાંઇજીએ કહ્યું " કર્મ અને કૃપામાં ફેર છે. આથી ગોવિંદસ્વામી ચુપ થઇ ગયા. રૂપોપોળીઓ જ્યારે નિત્ય ધોળ ગાય ત્યારેજ શ્રીનાથજીને નિદ્રા આવતી, એવા તે કૃપાપાત્ર ભગવદીય હતા.

* प्रसंग २ * એક દિવસ શ્રીનાથજીને રાત્રે ક્ષુધા લાગી; તેથી રૂપા પોળીઆને લાત મારીને જાગૃત કર્યો અને આજ્ઞા કરી 'મને ભૂખ લાગી છે.' રૂપો પોળીઓ શ્રીગુસાંઇજી પાસે આવ્યો. શ્રીગુસાંઇજી તે સમયે નિદ્રામાં હતા, તેથી તેમને જગાડયા અને વિનતિ કરી કે શ્રીનાથજીને ક્ષુધા લાગી છે. શ્રીગુસાંઇજી તુર્તજ ન્હાયા અને સામગ્રી લઇને ભીતર પધાર્યા અને સામગ્રી આરોગવી. શ્રીગુસાંઇજી રૂપાપર એવા પ્રસન્ન હતા. આવી અનેક લીલાનો અનુભવ શ્રીનાથજીએ રૂપાપોળીઆને કરાવ્યો હતો. એ એવા કૃપાપાત્ર હતા. કેટલાક લોક એમ લખે છે કે રૂપોપોળીઓ શ્વાન થયો હતો. પણ એ વાત જુઠી છે કારણ કે જાણી જોઇને તે અણપ્રસાદી ખાય નહિ. તેમ અજાણપણાનો એટલો દંડ હોય પણ નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૩૪ મા.

(સાર) જો કે પ્રભુનાં કીર્તન રાગ સહિત ગાવાં જોઇએ, કારણ કે તેથી હૃદય ના ભાવનો પ્રાદુર્ભાવ થાય છે, છતાં રાગ એ કંઇ મુખ્ય વસ્તુ નથી. ફક્ત રાગથી પ્રભુ પ્રસન્ન થતા નથી. રાગની સાથે ભાવ જોઈએ. ભાવ હોય અને રાગ ન હોય તો પણ ચાલે. પ્રભુની સેવા તથા કીર્તનાદિ સુંદરતાથી કરવાનાં છે. પરંતુ ભાવ સૌંદર્યથી પણ અધિક છે.

રતિ બિન રસ સો રસહિસોં, રતિ બિન જાંન સુજાન;
રતિ બિન મિત્ર સુમિત્રસોં, રતિ બિન સબ શબ માન.

પ્રેમ સમાન એકે રસ નથી. એ વીનાના બીજા રસ તે રસ ઝેર ગણવા. તે સિવાયનું જ્ઞાન તે હાનિ સરખું જાણવું. જ્યાં સુધી હરિ સંબંધિ પ્રીતિ નથી આવી ત્યાં સુધી સર્વ વસ્તુ મળી તે વૃથા જાણવી.

## વાર્તા ૧૩૫ મી. વૈષ્ણવ ૧૩૫ મા.

### श्रीगुसांइजीना सेवक चहुडा भंगीनी वार्ता.

એ ચહુડો ગોવર્ધન ગિરિમાં રહેતો હતો. શ્રીનાથજી નિત્ય વિલછુ કુંડમાં ખેલવા માટે પધારતા. આ ચહુડો તે સમયે ઘાસ ખોદવાને જતો. શ્રીનાથજી ત્યાં તેને દર્શન દેતા અને નિત્ય તેની સાથે વાતો કરતા. એક દિવસ ગોપાલપૂર સુધી એ ચહુડો શ્રીનાથજીની સાથે વાતો કરતો કરતો આવ્યો. આ જોઇને શ્રીગુસાંઇજીએ તેને પૂછ્યું "અલ્યા, તારી સાથે શ્રીનાથજી શી વાતો કરતા હતા ? તેણે ઉત્તર આપ્યો "મહારાજ! શ્રીનાથજી વનની વાતો કરતા હતા. મને દરરોજ આપની કૃપાથી શ્રીનાથજીનાં દર્શન થાય છે. જે દિવસ દર્શન ના થાય ત્યારે હું અન્ન જળનો ત્યાગ કરૂં છું. આ સાંભળીને શ્રીગુસાંઇજીએ બધાં માણસોને આજ્ઞા કરી "જ્યારે રાજભોગની માળા બોલે ત્યારે એમને પ્રથમ દર્શન કરાવવાં.એ બહાર જાય ત્યાર પછીથી બીજા લોકોને દર્શન કરાવવાં. પછી આ પ્રમાણે મંદિરમાં બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. શ્રીગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે એક દિવસે એ ચહુડાથી અવાયું નહિ. આથી રાજભોગનો સમય થઇ ગયો. જ્યારે તાળા મંગળ થયા ત્યારે તે આવ્યો અને તાળુ વાસેલું જોયું. તેનુ ચિત્ત ઘણુંજ ઉદાસ થઇ ગયું. જ્વર પણ ચઢી આવ્યો અને મંદિર પાછળ જઇને પડી રહ્યો. અને વિરહ તાપ ઘણો વધી ગયો. શ્રીનાથજીથી તેનું દુઃખ સહન થયું નહિ.તેથી તેમણે છડી હાથમાં લીધી અને તેનાથી ભીંત ખોદી અને બારી પાડી, અને તેમાં

થઇને તેને બોલાવી લીધો. તે ઉભો થયો અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. શ્રીનાથજીએ તેને બે લાડવા આપ્યા. તે લઇને એ શ્રી ગિરિરાજથી નીચે આવ્યો અને એક લાડવો ખાધો અને બીજો બાંધી રાખ્યો. આખા ગામમાં એવી વાત ફેલાઇ કે કોઇએ શ્રીનાથજીના મંદિરમાં બારી ખોદી છે. શ્રીગુસાંઇજી તો આ જાણીને ઉદાસ થયા. ભીતરીઆની પાસે સામાનની તપાસ કરાવી. ભીતરીઆએ કહ્યું " સામાન જેમ છે તેમ પડયો છે. તેમાંથી કંઇ પણ ગયું નથી." ચહુડો પછીથી શ્રીગુસાંઇજી પાસે આવ્યો અને વિનતિ કરીને તેણે કહ્યું " મહારાજ! આ બારી તો શ્રીનાથજીએ મને દર્શન દેવાને માટે પાડી છે" પછી બધી બનેલી હકિકત કહી સંભળાવી.અને તેણે લાડવો પણ દેખાડયો. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " ગમે તે સમયે દર્શન કરવા આ ચહુડો આવે ત્યારે સર્વથી પહેલાં તેને દર્શન કરાવી દેજો. અને હંમેશાં તેને પાતળ ધરજો. શ્રીગુસાંઇજીનાં માણસો તે પ્રમાણે કરવા લાગ્યાં. એ ચહુડો શ્રીનાથજીનો એવો કૃપાપાત્ર હતો. શ્રીનાથજી વગર એને સર્વ લુખુ લાગતું હતું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૩૫ મા.

(સાર) અન્ત્યજ યોનિમાં જન્મવા છતાં જો ભગવાનની સેવા કરતો હોયતો તે બ્રાહ્મણથી પણ શ્રેષ્ઠ છે. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર વિગેરે ભેદો સંસારના વ્યવહારમાં હોય છે. પણ પ્રભુના માર્ગમાં એ ભેદ બિલકુલ નથી. જે કોઇ પ્રેમપૂર્વક પ્રભુને ભજે છે તે પ્રભુનો પ્રિય થાય છે. સંસાર ભલે તેને યોનિપરત્વે હીનગણે, પણ પ્રભુ તો તેને અધિક પ્રિય માને છે. માટે જન્મનું સાર્થક કરવું હોય તો પ્રભુનું ભજન કરવું એજ ઉત્તમ માર્ગ છે.

---

## વાર્તા ૧૩૬ મી. વૈષ્ણવ ૧૩૬ મા.

### श्रीगुसांइजीना सेवक एक कणबीनी वार्ता.

જ્યારે ગુજરાતનો સંઘ શ્રીગોકુળ ગયો ત્યારે આ કણબી વૈષ્ણવ તેની સાથે ગયા હતા. તેમણે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને સેવક થયા હતા. શ્રીગુસાંઇજીને વિનતિ કરીને કહ્યું " મને કૃપા કરીને આપ ગાયોની સેવા સોંપો." શ્રીગુસાંઇજીએ તેને ગાયોની સેવામાં રાખ્યો. દરરોજ ગાયોને ન્હવડાવે, તેને ચારો નાખે તેના પગ નીચેથી કચરો કાઢી નાખે. આ પ્રમાણે તન અને મનથી ગાયોની સેવા કરવા માંડી. એની એવી સેવા જોઇને શ્રી ગોવર્ધનનાથજી ઘણા પ્રસન્ન થયા. ખીડકમાં તેને દર્શન દેતા. તેની સાથે

ખેલતા છાકમંડળી કરતા અને પટેલને ગોપગ્વાલની મંડળીમાં બેસાડીને પ્રસાદ લેવડાવતા. પણ ત્યાં તે પટેલ પ્રસાદ લેવા જતો નહિ. હંમેશાં એક વખત શ્રીગુસાંઇજીનાં દર્શન કરવાને તે જતો. એક દિવસ શ્રીગુસાંઇજીએ પૂછ્યું "પટેલ તમે કયાં પ્રસાદ લ્યોછો ? તેણે હાથ જોડીને કહ્યું" શ્રીનાથજી નિત્ય ગોપગ્વાલની મંડળીમાં ભોજન કરવા વનમાં પધારે છે ત્યાંમને પ્રસાદ આપે છે તેથી હું પાતળ લેવા આવતો નથી.આ સાંભળી શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. એક દિવસ વૈષ્ણવ મંડળીમાં એક વૈષ્ણવે પદ ગાયું.

નાચત રાસમેં ગોપાલ,

ત્યારે આ કણબી વૈષ્ણવે કહ્યું:—

નાચત ઘાસમેં ગોપાલ.

આથી તે વૈષ્ણવ એ કણબીને પકડી શ્રીગુસાંઇજી પાસે લાવ્યો અને શ્રીગુસાંઇજીને વિનતિ કરીને કહ્યું "મહારાજ આ વૈષ્ણવ આ પ્રમાણે કહે છે" ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું એણે ઘાસમાં નાચતા જોયા તેથી તે એ પ્રમાણે કહે છે. તમને રાસમાં નાચવાનો અનુભવ થયો તેથી તમે એ પ્રમાણે કહ્યું. આમ બન્નેની વાત સત્ય છે. જેવી શ્રીગોવર્ધનનાથજીની ઇચ્છા હોય તે પ્રમાણે દર્શન થાય છે. એ પટેલ શ્રીનાથજી સાથે સખ્ય ભાવે રહેતા હતા. શ્રીગુસાંઇજીની કૃપાથી એને એવો અનુભવ થયો હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૩૬ મા.

(સાર) શ્રીઠાકોરજી ભક્તને વશ હોય છે. જે જે મનોરથો થાય છે, તે તે પૂર્ણ કરવા શ્રીઠાકોરજી તત્પર હોય છે, ભક્તના ભાવ પ્રમાણે લીલાનાં દર્શન તેને પ્રભુ કરાવે છે પ્રભુની લીલા એવી અચિન્ત્ય છે. "નિત્યલીલા નિત્ય નૌતમ શ્રુતિ ન પામે પાર" એમ મહાનુભાવી ગોપાળદાસજીએ ગાયું છે, એ સત્ય છે. તેનો અનુભવ પરમ ભાગ્યવાન ભગવદીયોનેજ થાય છે.

## વાર્તા ૧૩૭ મી, વૈષ્ણવ ૧૩૭ મા.

### શ્રીગુસાંઇજીના સેવક દ્વારકાંદાસજીની વાર્તા.

એ સીલ ગામમાં રહેતા હતા અને હથિયાર રાખતા હતા.જ્યારે શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરવા જતા ત્યારે તેમને દેહદશાનું વિસ્મરણ થતું, તેથી બીજાં માણસો મંદિરની બહાર તેમને ઉઠાવીને લઈ જતા. જ્યારે શ્રી

ગુસાંઇજી પધારતા ત્યારે તેમને દેહ શુદ્ધિ આવતી- આ પ્રમાણે દરરોજ દર્શન કરતી વખતે તેમની દેહ દશા થતી. તે હમેશાં શ્રીનાથજીના સ્વરૂપમાં મસ્ત રહેતા, આ દ્વારકાદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૩૭ મા.

(સાર) શ્રીઠાકોરજીનાં દર્શન કરીને જ્યારે દેહ દશાનું વિસ્મરણ થાય, ત્યારેજ પ્રભુના સ્વરૂપમાં ખરી આસક્તિ ચોટી છે એમ માની શકાય. ફક્ત દોડધામ કરીને દર્શન માટે જઇને, એમને એમ પાછા ફરવાથી દર્શનનું ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી,

# વાર્તા ૧૩૮ મી, વૈષ્ણવ ૧૩૮ મા.

## શ્રીગુસાંઇજીના સેવક પઠાણના પુત્રની વાર્તા.

આ પઠાણના પુત્રે એક વખત શ્રીગુસાંઇજીનું નામ શ્રવણ કર્યું, અને તેનામાં વૈષ્ણવનો આવેશ થયો. વૈષ્ણવની રીતિ પ્રમાણે વર્તન કરવા લાગ્યો. તેણે કંઠી પણ બાંધી.આથી તેનાં માબાપો બાદશાહ પાસે ફરિઆદી ગયાં.બાદશાહે તેને કંઠી તોડી નાખવાને કહ્યું, તેણે કહ્યું "આ કંઠી મને ઘણીજ પ્રિય છે, કારણકે જેની સાથે મારૂં ચિત્ત ચોટેલું છે. તે આ કંઠીથી ઘણા પ્રસન્ન થાય છે" આથી બાદશાહ ગુસ્સે થયો, તેણે તરવાર મંગાવી. તેનું માથું કાપવાનો માણસને હુકમ કર્યો. ત્યારે પઠાણપુત્રે કહ્યું "આ મારી પાસે તરવાર છે. તેનાથીજ મારૂં મુસ્તક છેદી નાખોને ! બીજી તરવારની તમારે શી જરૂર છે," આ સાંભળીને બાદશાહના મનમાં તેનામાં ધર્મની અચળ શ્રદ્ધા છે એવો વિચાર ઉત્પન્ન થયો, અને કહેવા લાગ્યો જુઓ તો ખરા ! આનો ધર્મ ઉપર કેવો પ્રેમ છે. ધર્મની ખાતર તે પોતાનો શિરચ્છેદ કરાવવાને તત્પર થયો છે. હું એના ઉપર પ્રસન્ન થયો છું. માટે એને છોડી દો. ખબડદાર જો કોઇએ તેને કંઇ કહ્યું છે તો. એ ખરેખરો સત્યવાદી માણસ છે. બાદશાહે પછી તેને પોતાની ચાકરીમાં રાખ્યો. આ પઠાણપુત્ર એવો ટેકીલો હતો. શ્રીગુસાંઇજીનો તે કૃપાપાત્ર હતો. તેણે કંઠી તોડાવવાને બદલે માથું આપવાનું કબૂલ કર્યું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૩૮ મા.

(સાર વૈષ્ણવે પોતાની માળા (કંઠી) તેનું હમેશાં રક્ષણ કરવું. પ્રાણ જાય તો પણ તેનો ત્યાગ ન કરવો. જો વૈષ્ણવના ગળામાં કંઠી ન હોય તો તેનામાં વૈષ્ણવતા નથી એમ ખસૂસ સમજવું. તે બાહિર્મુખ થાય છે. જેમ જનોઇ વગર બ્રાહ્મણ જો એક ક્ષણ વાર રહે તો તેને અત્યન્ત દોષ લાગે છે.તેમ કંઠી વગર જો વૈષ્ણવ રહે તો તે ઘણો દોષિત થાય છે.

૧ વૈષ્ણવે હમેશાં તુલસીની માળા કંઠમાં ધારણ કરવી જોઇએ. વેદાન્ત ચિન્તામણીમાં ક છેઃ—

यत्कण्ठे तुलसीमाला नास्ति ते मूढमानसाः ।
अन्नं विष्टा जलं मूत्रं पियुषं रुधिरं भवेत् ॥

જેના કણ્ઠમાં તુલસીની માળા નથી તેઓ મૂઢ માણસ છે એમ સમજવું જોઇએ. તેનું અન્ન વિષ્ટા સમાન છે. જળ મૂત્ર સમાન છે અને અમૃત લોહી બરાબર છે. માટે વૈષ્ણવે તુલસી માળા અવશ્ય ધારણ કરવી જોઇએ. સ્કંધ પુરાણમાં કહ્યું છે કે જે કોઈ તુળસી કાષ્ટની માળા ધારણ કરે છે તેને હું દ્વારકાંજીની યાત્રા જેટલું ફળ આપું છું. ભારદ્વાજ સંહિતામાં એ વિષયે ઘણું કહેવામાં આવ્યું છે. તથા સત્સિદ્ધાન્ત માર્તણ્ડમાં પણ લખ્યું છે. તથા "તુલસી માળા ધારણ વાદ" નામનો સ્વતંત્ર લઘુ ગ્રન્થ શ્રીપુરૂષોત્તમજી મહારાજે લખ્યો છે. તુલસી માળાથી ભગવત્પ્રાપ્તિ તથા મોક્ષ થાય છે. સ્નાન, ભોજન, મૈથુન, મળ મૂત્ર વિસર્જન એટલા કાળે તેનો નિષેધ ક્યોં છે એમ કેટલા કહે છે પણ તે અયોગ્ય છે. મદનપારિજાત ગ્રંથમાં લખ્યું છે.

निवेद्य केशवे मालां तुलसीकाष्ठ संभवाम् ।
वहंति ये नरा भक्त्या तेषां वैनास्तिपातकम् ॥

ભગવાનને નિવેદન કરીને તુલસી કાષ્ઠની માળાને જે પુરૂષોભક્તિથી ધારણ કરે છે તેને કોઈ પણ પાપ બાધ કરતું નથી.

यज्ञोपवीतवद्धार्या कण्ठे तुलसी मालिका ।
नाऽऽशौचं धारणे तस्या यतः सा ब्रह्मरूपिणी ॥

યજ્ઞોપવિતની માફક આઠે પહોર તુલસીની માળા ધારણ કરવી જોઇએ. તેથી અશુદ્ધ નહિ રહે. કારણકે એ તુલસીની માળા બ્રહ્મરૂપ છે.

ततः सर्वेषु कालेषु नत्याज्या कण्ठ मालिका ।
क्षणार्धं तद्विहीनोऽपि विष्णुद्रोही न संशयः ॥

તેથી કોઇ વખત પણ તુલસીની માળાનો ત્યાગ કરવો નહિ. એક ક્ષણવાર જો ત્યાગ કરે તો તેથી વૈષ્ણવ વિષ્ણુનો દ્રોહી થાય છે. એમાં કોઈપણ સંશય નથી.

धारयन्ति नयेमालां हैतुकाः पापबुद्धयः ।
नरकान्न निवर्तन्ते दग्धाः कोपाग्निना मम ॥

જો કુતર્કી પાપબુદ્ધિવાળો તુલસીની માળા ન પેહેરે તો તે ભગવાનના કોપાગ્નિથી દગ્ધ થાય છે અને નરકથી નિવૃત્ત પામતા નથી.

# વાર્તા ૧૩૯ મી. વૈષ્ણવ ૧૩૯ મા.

## श्रीगुसांइजीना सेवक एक रजपूत अने तेनी पुत्रीनी वार्ता

એક વખત આ રજપૂત પોતાની છોકરીને સાસરેથી બોલાવી પોતાને ઘેર લઇ જતો હતો. અને તે વખતે ચાચા હરિવંશજી ગુજરાતથી શ્રીજીદ્વાર આવતા હતા. રસ્તામાં તેમનો મેળાપ થયો. તેમને જોઇને ચાચાજીએ વિચાર કર્યો કે બન્ને દૈવી જીવ છે. પછીથી એમને ઘેર ઉતારો કર્યો. ભગવદ્‌વાર્તા કરીને તેમના ચિત્તને આર્દ્ર કરી નાખ્યું. પછીથી તેમને બંનેને નામ સંભળાવ્યું ત્યારથીજ રજપુતની પુત્રીનું મન શ્રીગોવર્ધનનાથજીમાં લાગી ગયું તેને વિરહતાપ થવા માંડયો. શ્રીગોવર્ધનનાથજીએ રાત્રે પધારી તેને સર્વ સુખ આપ્યું. તેથી તેણે શ્રીનાથજીસહ લીલામાં પ્રવેશ કર્યો. રજપૂતને પણ દિવ્યદૃષ્ટિ મળી તે ચાચાજી પાસે આવીને કહેવા લાગ્યો શ્રીનાથજી મારી પુત્રીને લઇ ગયા તો શા માટે મને લઇ ન ગયા? તેનું કારણ આપ મને જણાવો "ચાચાજીએ કહ્યું" તમને પણ જરૂરથી લઇ જશે પણ હાલમાં તમારે અહિંઆ રહીને અમુક કાર્ય કરવાનું છે એવી શ્રીનાનાથજી ઇચ્છા છે " આ ઉત્તર શ્રવણ કરી રજપૂત પ્રસન્ન થયો. ચાચાજીની સાથે આવીને તેણે શ્રીગુસાંઇજીનાં તથા શ્રીનાથજીનાં દર્શન કર્યાં. અને તેમને નામ નિવેદન કરાવ્યું. તે શ્રીઠાકોરજીને પધરાવીને પોતાને દેશ ગયા. અને ત્યાં ભગવત્સેવા કરવા લાગ્યા. શ્રીગોવર્ધનનાથજી હમેશાં તે રજપૂતને દર્શન આપતા હતા. કવચિત્ તેને પુત્રીની સાથે દર્શન દેતા. આ રજપૂતના સંગથી આખું ગામ વૈષ્ણવ થયું. એ રજપૂત શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૩૯ મા.

(સાર) ભગવાને આ સૃષ્ટિમાં બે પ્રકારના જીવો ઉત્પન્ન કર્યા છે. દૈવીજીવ અને આસુરીજીવ. શ્રીમદાચાર્યચરણ તથા શ્રીગુસાંઇજીનું પ્રાકટ્ય ફક્ત દૈવી જીવના ઉદ્ધાર અર્થે થયું છે. ભગવદીય ગોપાળદાસે શ્રીવલ્લભ મીઠામાં આ રીતે ગાયું છે.

પર પોતાની વ્યક્તિ કરવા સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર,
દૈવી આસુરી બે ઉપજાવી પ્રભુ મન કરી વિચાર;
ભક્તિ સુંદરી ને માયા દાસી, બે મૂરત પ્રકટાવી.
તેમાં પહેલી નખ શીખ સુભગા શ્રીહરિને મન ભાવી.
કૃપા કટાક્ષે હુવા અક્ષરમાં, ઉપન્યા સત્વ અનંત.
ભક્તિલીન હુવા સૌભાગી તે વૈષ્ણવ ગુણવંત.

બીજી કટાક્ષે જે જન ઉપન્યા, માયામાં થયા લીન,
કર્મ જડ આસુર અન્ય ઉપાસક, ભજન ધર્મથી હીન.
એણી પ્રકારે સૃષ્ટિદ્વિધા ગુણ મિશ્રિત ચાલી જાય;
ભક્તિ મારગી જીવ સ્વતંતર કેવળ ભક્ત ન થાય.
શ્રી પુરૂષોત્તમે વળી વિચાર્યું; હવે પ્રકાર શો કરીએ.
મારી સેવા અને કથા રસ નિરૂપવા તનુ ધરીએ;
ભક્ત જનનાં ભાગ્ય વિસ્તર્યાં. ઇચ્છા કરી હરિસાર.
તેણે હેતે આપોપે પ્રગટ્યા શ્રીવલ્લભ રાજકુમાર,
પૂર્ણબ્રહ્મ શ્રીલક્ષ્મણ સુત, પુરૂષોત્તમ શ્રીવિઠ્ઠલનાથ.
શ્રીગોકુળમાં પ્રગટ પધાર્યા, સ્વરાજ કીધા સનાથ,

દૈવી જીવ જ્યાં જ્યાં માલુમ પડે છે ત્યાં ત્યાં પોતાની કૃપા કટાક્ષથી તેમનો ઉદ્ધાર કરે છે, એવા પ્રભુ પરમ દયાળુ છે. માટે તેમનું શરણ કદીપણ છોડવું નહિ.

---

## વાર્તા ૧૪૦ મી, વૈષ્ણવ ૧૪૦ મા.

### श्रीगुसांइजीना सेवक एक विरक्त वैष्णवनी वार्ता.

આ વૈષ્ણવ ગુજરાતથી શ્રીજીદ્વાર જઇને શ્રીગુસાંઇજીના સેવક થયા હતા. તે ભગવદીય અને શ્રીગુસાંઇજીના સ્વરૂપમાં ભિન્નતા જોતા નહોતા. વ્રજમાં ફરતા. એક દિવસ રસ્તામાં એક ડોશીને તેમણે રડતાં જોઇ. તે ડોશીના પુત્રને સર્પ કરડ્યો હતો અને મરી ગયો હતો. આથી તેને ઘણીજ દયા આવી. આ વૈષ્ણવે ભગવન્નામના પ્રતાપથી તે પુત્રને સજીવન કર્યો. આ ચમત્કાર જોઇને સર્વ માણસ તેની પાછળ ફરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે એ મંત્ર અમને શીખવાડો તેથી તેમણે તે લોકોને શ્રીઅષ્ટાક્ષર મંત્ર સંભળાવ્યો. લોકોએ કહ્યું "અમને આ મંત્ર આવડે છે" વૈષ્ણવે કહ્યું " જો તમને આવડતો હોય તો તમે તેમાં શ્રદ્ધા રાખીને તેનું સ્મરણ કરો " છતાં પણ તેમને વિશ્વાસ આવ્યો નહિ. આ વૈષ્ણવ તો પછી ત્યાંથી ચાલી નીકળ્યા. અષ્ટાક્ષર મંત્રમાં આ વૈષ્ણવને ઘણો વિશ્વાસ હતો. તેનાથી અધિક કંઇપણ નથી એમ તે માનતા. જે કંઇ કાર્ય સિદ્ધ કરતા તે આ નામના પ્રતાપથી કરતા. એ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૪૦ મા.

(ભાવ) (૧) વૈષ્ણવો હમેશાં દયાળુ હોય છે. અન્યજીવને દુઃખી જોઇને તેમનાં

હૃદય આર્દ્ર બને છે. (૨) 'શ્રીઅષ્ટાક્ષર મહામંત્ર છે માટે હમેશાં એક ચિત્તથી તેનું ચિંતન કરવું એનાથી સર્વ સિદ્ધિ સુલભ છે.

ગૌતમીય તંત્રના પ્રથમ અધ્યાયમાં લખ્યું છે.

गाणपत्येषु शैवेषु तथा शाक्तेषु सुव्रत ।
सर्वेषु मंत्र वर्गेषु वैष्णवं श्रेष्ठमुच्यते ।
वैष्णवेषु च मंत्रेषु कृष्ण मंत्राः फलाधिकाः ।

ગણપતિ, શિવ શક્તિના તથા અન્ય દેવોના મંત્રોમાં વિષ્ણુનો મંત્ર શ્રેષ્ઠ છે. વૈષ્ણવ મંત્રોમાં કૃષ્ણ મંત્રનું ફલ અધિક છે.

कृष्णमंत्र विहीनस्य पापिष्ठस्य दुरात्मनः
शुनो विष्ठा समं चान्नं जलं च मदिरासमम् ॥

જે કૃષ્ણ મંત્ર વિહીન છે એવા પાપી અને દુષ્ટનું અન્ન કુતરાની વિષ્ટા બરાબર છે, અને જળ મદિરા સમાન છે.

# વાર્તા ૧૪૧ મી. વૈષ્ણવ ૧૪૧ મા.

## श्रीगुसांईजीना सेवक बीजा विरक्तनी वार्ता.

એક સમય જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં દ્વારકા પધારતા હતા ત્યારે આ વૈષ્ણવ તેમને રસ્તામાં મળ્યા. દ્વારકાં થઇને તે શ્રીગુસાંઇજીની સાથે શ્રીગોકુળ ગયા. પછી જીંદગી સુધી તે શ્રી ગોકુળમાંજ રહ્યા. તે શ્રીનાથજીની સેવા શુદ્ધ ભાવથી કરતા હતા. જ્યાં તે ભુલ કરતા ત્યાં શ્રીનવનીતપ્રિયાજી તેમને શીખવતા. આ વષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. શ્રીનવનીતપ્રિયાજી તેમની સાથે બાળ ભાવથી ખેલતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૪૧ મા.

(સાર) વિરક્ત તથા નિષ્કિંચન સ્થિતિમાં પ્રભુની સેવા કરનારને પ્રભુ પોતાની લીલાનું દાન કરે છે. તે ભક્તના સેવા સંબંધિ સર્વે મનોરથો પ્રભુકૃપાથી સિદ્ધ કરે છે. આવા ભક્તો કદાચ સેવા વિધિમાં કોઇપણ સ્ખલન કરે તો પણ પ્રભુ એવા દયાળ છે કે તે અપરાધ ગણતા નથી, પણ પોતાના ભક્તના પ્રેમને આધીન થઇને, જાતેજ સેવા વિધિ શીખવાડે છે.

# વાર્તા ૧૪૨ મી. વૈષ્ણવ ૧૪૨ મા.

## श्रीगुसांइजीना सेवक एक क्षत्राणीनी वार्ता.

એક વખતે આ બાઈ શ્રીગુસાંઇજીની પાસે શ્રીઅષ્ટાક્ષર મંત્ર સાંભળવા બેઠાં, પણ તે મંત્ર તેમને આવડતો ન હોતો.ત્યારે શ્રીગુસાંઇજીએ તેમને પૂછયું "મારૂં નામ તને આવડે છે ?" ક્ષત્રાણીએ કહ્યું "હે પ્રભુ, મને તે આવડે છે." ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "તો મારૂં નામ લે જોય." આથી તે બાઇએ શ્રીગુસાંઇજીના નામનો ઉચ્ચાર કર્યો. રાત દિવસ એ નામનું રટણ કરતાં. અને તેના પ્રતાપે શ્રીનાથજીનાં દર્શન તેમને થતાં.શ્રીનાથજી તેમને ઘેર આવીને માખણ માગતા તથા દુધ આરોગતા. એ ક્ષત્રાણી શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૪૨ મા.

(સાર) શ્રીગુસાંઇજી પણ સાક્ષાત પ્રભુનું સ્વરૂપ છે. ગોપાળદાસજીએ શ્રીવલ્લભાખ્યાનમાં ગાયું છે—

બ્રહ્મકુલ હરિ અવતર્યા તે, ટાળવા ભૂમિ ભાર,
શ્રીનાથ શ્રીવિઠ્ઠલ નામ નિરૂપમ, વૃન્દાવન શૃંગાર.

શ્રીગુસાંઇજી હારરૂપ છે, તો તેમના નામનો ઉચ્ચાર તે હરિના નામના ઉચ્ચાર બરાબર છે. માટે ગુરૂ પ્રતિ પ્રીતિ રાખવી જોઇએ, તોજ પ્રભુનો કૃપા કટાક્ષ પ્રાપ્ત કરાય છે. માધવદાસજીએ એક પદમાં ગાયું છે.—

કલિમેં એક બડો આધાર,
શ્રીવલ્લભ ગૃહે પ્રકટ ભયે હે, શ્રીવિઠ્ઠલ અવતાર,
પૂર્ણ ચંદ્ર નરાકૃતિ સોહત, ખેલત આંગન દ્વાર.
માધો ચરણ શરણ જે આયે, તે ઉતરે ભવપાર,

બીજા પદમાં પણ કહ્યું છે—

હમારે શ્રીવિઠ્ઠલનાથ ધણી,
ભવસાગરતેં કાઢી મહા પ્રભુ, રાખો શરણ અપની,
જીનકો નામ રટત નિશિવાસર, શેષ સહસ્ર ફની,
રસિક શિરોમણિ શ્રીવિઠ્ઠલ પ્રભુ, ત્રિભુવન મુકુટમણી.

છીતસ્વામીએ પણ એ પ્રમાણે ગાયું છે—

શ્રીવિઠ્ઠલ નાથ ઉપાસી, હમતો શ્રીવિઠ્ઠલ નાથ ઉપાસી.
સદા સેવું શ્રીવલ્લભનંદન, કહા કરૂં જઇ કાસી.
ઇનકોં છાંડી ઓર કો ધાવે, સો કહીએ અસુરાસી,
છીતસ્વામિ ગિરિધરન શ્રીવિઠ્ઠલ, વાની નિગમ પ્રકાશી.

# વાર્તા ૧૪૩ મી. વૈષ્ણવ ૧૪૩ મા.

## श्रीगुसांइजीना सेवक आनंददास साचोरा ब्राह्मणनी वार्ता.

આનંદદાસ એક વખતે ગુજરાતમાંથી વ્રજયાત્રા કરવા ગયા. ત્યાં એક ધનિક શેઠ વૈષ્ણવ રહેતા હતા. શ્રીઠાકોરજીએ તે શેઠને કહ્યું "આનંદદાસના હાથની સામગ્રી મને બહુ ભાવે છે. જેથી તમે તેમને બોલાવો. શેઠે આનંદદાસને પોતાની પાસે બોલાવ્યા. અને પોતાની પાસે જન્મ પર્યન્ત રહેવાને તેમને કહ્યું, આથી તે ત્યાં રહ્યા. અને સર્વ સામગ્રી આનંદ પૂર્વક કરવા લાગ્યા. અનેક પ્રકારના મનોરથ કરતા. તે ગામમાં એક ઢગુજાટ રહેતો હતો. તે શેઠને ત્યાં એક દિવસ પ્રસાદ લેવા આવ્યો. આનંદદાસને જોઈને તે બહુજ ચિઢાયો અને કહ્યું "હું અજાણ્યાના હાથનો કદીપણ પ્રસાદ લેતો નથી. પછી તેને રીસ ચઢી. તેથી તે જતો રહ્યો. કોઇપણ બીજું તે સમયે બોલ્યું નહિ. પણ આનંદદાસનું ચિત્ત એથી ઘણું ઉદાસીન થઈ ગયું. રાત્રે સ્વપ્નમાં ઢગુજાટને શ્રીઠાકોરજી એ જણાવ્યું કે જો તું તેના હાથના પ્રસાદનો તિરસ્કાર કરીશ તો બહિર્મુખ થઇશ. બીજે દિવસે સવારે ઢગુજાટ આનંદદાસની પાસે આવ્યો અને વિનતિ કરી "મારો અપરાધ ક્ષમા કરો આજે હું તમારી પાસેથી પ્રસાદ લેવા માટે આવ્યો છું. માટે મારા ઉપર કૃપા કરો." આનંદદાસે પ્રસન્નતાથી ઢગુજાટને પ્રસાદ લેવડાવ્યો. મનમાં કોઇપણ જાતનો તે દ્વેષ લાવ્યા નહિ. એ આનંદદાસ એવા શ્રીનાથજીના કૃપાપાત્ર હતા. શ્રી ઠાકોરજી તેમને સર્વ કંઇ શીખવી જતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૪૩ મા.

(સાર) વૈષ્ણવના હાથે સિદ્ધ કરેલી પ્રસાદીનો કદીપણ તિરસ્કાર કરવો નહિ. તિરસ્કાર કરનાર ઉપર શ્રીઠાકોરજી કુપિત થાય છે. ગમે તેવી યોનિમાં જન્મ્યા છતાં વૈષ્ણવ બ્રાહ્મણથી શ્રેષ્ઠ છે, માટે બ્રાહ્મણે મોટા હોવાનો ગર્વ કરવો નહિ.

સ્કંદપુરાણમાં કહ્યું છે.

ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा यदि वेतरः।
विष्णुभक्ति समायुक्तो ज्ञेयः सर्वोत्तमोत्तमः ॥

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર કે બીજો કોઇ પણ, વિષ્ણુ ભક્તિથી યુક્ત હોય તો સર્વ ઉત્તમપુરૂષોમાં તે ઉત્તમ છે એમ ગણાય.

# વાર્તા ૧૪૪ મી, વૈષ્ણવ ૧૪૪ મા.

## श्रीगुसांइजीना सेवक एक नाई वैष्णवनी वार्ता.

એ દ્વારકાના રસ્તામાં રહેતો હતો. જ્યારે શ્રીગુસાંઇજી એ રસ્તે થઇને પધાર્યા ત્યારે તેણે આપના નખ ઉતાર્યા હતા. નખ લેતી વખતે તેણે શ્રી ગુસાંઇજીને માણુસ તરિકે જોયા, પણ ઉતારી રહ્યો ત્યારે તેને સાક્ષાત્ શ્રીપૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. પછી શ્રીગુસાંઇજીને તેણે વિનતિ કરી કે "મહારાજ મારા ઉપર કૃપા કરી મને શરણે લો. શ્રીગુસાંઇજીએ નામ નિવેદન કરાવ્યું. તે નાઇ પછીથી પરમ ભગવદીય થયો. તેણે પોતાનાં સઘળાં હથિયાર કુવામાં નાખી દીધાં, અને મન સાથે એવો વિચાર કર્યો કે ગમે તેમ થાય પણ અન્યવહાર કરીને નિર્વાહ ચલાવવો. પણ નાઇનો ધંધો તો હવે નહિજ કરૂં આ વિચાર કરીને તે ભગવત્સેવા કરવા લાગ્યો. અને વેપાર પણ શરૂ કર્યો. પછીથી શ્રીઠાકોરજી તેના ઉપર પ્રસન્ન થયા. એ નાઇ શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. તેને થોડા દિવસમાં ભગવલ્લીલાનો પૂર્ણ અનુભવ થયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૪૪ મા.

(સાર) પ્રભુને જે ભજે છે તે પ્રભુને વહાલો છે. તો હું ઉંચકૂળનો અને બીજો હલકા કૂળનો એવું અભિમાન કોઇએ કરવું નહિં. પ્રભુ સર્વ કરવાને સમર્થ છે. પ્રભુકૃપાના બળનું વર્ણન કોઇનાથી થાય તેમ નથી.

જબ ગોપાલ કૃપા કરે, તબ સબ બન આવે;
સુખ સંપત્તિ આનંદ ઘણો, ઘર બેઠે પાવે.
કુબજા કહા ઉદ્યમ કિયો, મથુરાકે માલી,
ઉહિ ચંદન ઉહિ પુષ્પમાલ, ચરચત બનવારિ.
બિના તિરથ બિના દાન પુણ્ય, વિનાહિ તપકીને,
પાંડવકુલ હિત જાનકે, અપને કરલીને.
એસી અદ્ભુત ગોપાલકી, તાકે મુનિ સાખી,
પરમાનંદ પ્રભુ સભામાંજ, દ્રૌપદીકી પત રાખી.

# વાર્તા ૧૪૫ મી, વૈષ્ણવ ૧૪૫ મા,

## श्रीगुसांइजीना सेवक भीमजी दवेनी वार्ता.

આ ભીમજી દવેનું ગામ ગુજરાતના માર્ગ ઉપર હતું. જ્યારે શ્રીગુસાંઇજી

ગુજરાત પધાર્યા તે સમયે તે ગામમાં તેમણે મુકામ કર્યો. ભીમજીદવેને તળાવ ઉપર શ્રીગુસાંઇજીનાં પૂર્ણ પુરૂષોત્તમ તરિકે દર્શન થયાં. આથી તે શ્રીગુસાંઇજીનો સેવક થયો. સ્વમાર્ગીય સર્વ ગ્રન્થો તથા રીત ભાત શીખ્યા. પછી શ્રીઠાકોરજીને પધરાવ્યા અને પોતાને ઘેર આવીને રહ્યા. નાગજીભાઇ જ્યારે શ્રીગોકુળ આવતા ત્યારે ભીમજીદવેને ત્યાં થોડા દિવસ રહેતા અને તેમની સાથે ભગવત્ વાર્તા કરતા. તે ભગવદ્રસમાં મસ્ત રહેતા. એક વખત નાગજીભાઇ ભીમજીભાઇને ઘેર ગયા તે વખતે ભીમજીભાઈ ઘર આગળ નહોતા તેથી નાગજીભાઇને પાછા જવું પડયું. આથી ભીમજીભાઇ ઘણા ઉદાસીન થયા. તેમણે મહાપ્રસાદ પણ લીધો નહિ.આ સમયે રસ્તામાં જ્યાં રાત્રે નાગજીભાઇ સુતા હતા ત્યાં શ્રીગોવર્ધનનાથજી પધાર્યા અને આજ્ઞા કરી તમે ભીમજીભાઇને મળ્યા વગર શા માટે આવ્યા છો; ભીમજીભાઇએ પ્રસાદ લીધો નથી. માટે પાછા જાવ અને ભીમજીભાઇને મળો. તેમને મળ્યા વગર જો જશો તો હું તમને દર્શન નહિ દેઉં, નાગજીભાઇ ઉંઘમાંથી ઉઠીને પાછા ગયા, અને ભીમજીભાઇને મળ્યા. ચાર પાંચ દિવસ તેમને ત્યાં રહ્યા. ભીમજીભાઇને પ્રસન્ન કરી નાગજીભાઈ શ્રીગુસાંઇજીનાં દર્શન કરવાને ગયા. શ્રીનાથજીએ પહેલેથીજ શ્રીગુસાંઇજીને કહ્યું હતું કે " નાગજીભાઇએ બે દિવસ ભીમજીભાઇને ભુખ્યા રાખ્યા છે. જ્યારે શ્રીગુસાંઇજી પાસે ગયા, અને દર્શન કર્યાં, ત્યારે તેમણે આજ્ઞા કરી કે શ્રીઠાકોરજી અને વૈષ્ણવનું સ્વરૂપ એક છે,એમ સમજવું. વૈષ્ણવનું માહાત્મ્ય એટલું બધું છે કે તેમની ખાતર, શ્રીઠાકોરજીને પણ અવતાર લેવો પડે છે. આવા વૈષ્ણવને કદીપણ શ્રમ આપવો જોઇએ નહિ. આ સાંભળીને નાગજીભાઇએ પોતાના અપરાધની ક્ષમા કરાવી. ભીમજીદવે શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગદીય હતા. શ્રીનાથજી પણ તેમની આર્તિ સહન કરી શકયા નહિ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૪૫ મા.

(સાર) વૈષ્ણવને કોઇપણ દિવસે યત્‌કિંચિત્ પણ શ્રમ આપવો નહિ. એથી શ્રીઠાકોરજીનો મોટો અપરાધ પડે છે અને તેમની લાગણી દુઃખાય છે. વૈષ્ણવ એ શ્રીહરિનું સ્વરૂપ છે એમ સમજવું. ભગવદીયોએ નીચે પ્રમાણે વૈષ્ણવોનો મહિમા ગાયો છે. હું હરિજનકો દાસ ભવો ભવ.

મેરે સકલ શિરોમણિ, યાકે ચરણ રેનકી આશ.
ન કાહુકી કરત અવજ્ઞા, ન કાહુકી આશ;
પર ઉપકારી જગહિતકારી, શીલ દયાકી રાશ.
સબગુણ આગર ભક્તિ ઉજાગર, ભવસાગરકી નાવ;

તાકી સેવા અધિક હરિ માનત, દુર્ખજુ હૃદયે ભાવ.

પુરાણોમાં પણ વૈષ્ણવનો મહિમા ગાવામાં આવ્યો છે. સ્કંદ પુરાણમાં લખ્યું છે.

स कर्ता सर्वधर्माणां भक्तोयस्तव केशव ।
स कर्ता सर्व पापानां यो न भक्तस्तवाच्युत ॥

હે ભગવાન! જે તમારો ભક્ત છે, તે સર્વ ધર્મોનો કર્તા છે. અને હે અચ્યુત! જે તમારો ભક્ત નથી તે સર્વ પાપોનો કર્તા છે.

પદ્મપુરાણમાં પણ કહ્યું છે.

अष्टाक्षरमथान्यं वा ये मंत्रं समुपासते ।
ज्ञेयास्ते वैष्णवा लोके ये त्रिवर्चनपराः ॥

જે અષ્ટાક્ષર અથવા બીજો કોઇ ભગવાનનો મંત્ર હોય તેની ઉપાસના કરે છે તે વૈષ્ણવો છે એમ લોકમાં જાણવું તેઓ ભગવાનની સેવામાં તત્પર રહે છે.

अहंभक्त पराधीनो ह्यस्वतंत्र इव द्विज ।
साधुभिर्ग्रस्त हृदयो भक्तैर्भक्तजन प्रियः ॥

હું ભક્તને પરાધીન છું અસ્વતંત્રની માફક મારૂં હૃદય સાધુ ભક્તોને વશ છે. હું ભક્તજનને પ્રિય છું.

साधवो हृदयं मह्यं साधुनां हृदयंत्वहम् ।
मदन्यत्ते न जानंति नाहं तेभ्यो मनागपि ॥

વૈષ્ણવો મારૂં હૃદય છે, અને હું વૈષ્ણવોનું હૃદય છું. મારાથી અન્ય કંઈપણ વ્યતિરિક્ત તે જાણતા નથી. હું પણ તેમનાથી કંઇપણ વ્યતિરિક્ત હોય તેમ જાણતો નથી.

---

# વાર્તા ૧૪૬ મી. વૈષ્ણવ ૧૪૬ મા.

---

## श्रीगुसांइजीना सेवक राजनगर वासीनी वार्ता.

આ વૈષ્ણવને એવો નિયમ હતો કે દરરોજ વૈષ્ણવોને પ્રસાદ લેવડાવવો. વૈષ્ણવોને પ્રસાદ લેવડાવ્યા પછી તે અને તેની સ્ત્રી પ્રસાદ લેતાં. એક દિવસ તે વૈષ્ણવને પરદેશ જવાનું થયું. તેથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું "મારે પરદેશ જવાનું છે. તું દરરોજ વૈષ્ણવોને પ્રસાદ લેવડાવજે. જેટલા વૈષ્ણવોને પ્રસાદ લેવડાવે તેટલા પૈસા નિત્ય ગાગરમાં નાખજે" સ્ત્રીએ કહ્યું "સારૂં" પછીથી તે વૈષ્ણવ પરદેશ ગયા. સ્ત્રી પતિના કહેવા પ્રમાણે વૈષ્ણવોને પ્રસાદ લેવડાવે અને નિત્ય ગાગરમાં પૈસા નાખે. તેનો પતિ થોડા વખત પછી પાછો આવ્યો. તેણે તે ગાગર જોઈ તો તેમાંથી પાંચ રત્ન નીકળ્યાં. તે સ્ત્રીને પૂ-

છ્યું કે "આમાં રત્ન કયાંથી" સ્ત્રીએ જવાબ આપ્યો "મેં તો પૈસા નાખ્યા છે, રત્ન નહોતાં નાખ્યાં, તેથી મને ખબર નથી. તે વખતે શ્રીગુસાંઇજી એ ગામમાં પધાર્યા હતા. આ વૈષ્ણવ તે રત્ન લઇને શ્રીગુસાંઇજી પાસે ગયો અને બધી હકિકત કહી. શ્રીગુસાંઇજીએ કહ્યું "તારે ત્યાં કોઇ તાદ્દશી વષ્ણવ આવેલા જેથી તેમના નામના પૈસા ગાગરમાં રત્ન જેવા થઇ ગયા. હરેકે તેટલા માટે તાદ્દશી વૈષ્ણવની અવશ્ય સેવા કરવી જોઇએ." આ વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. તેમને રત્નદ્વારા શ્રીઠાકોરજીએ વૈષ્ણવનું સ્વરૂપ સમજાવ્યું. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૪૬ મા.

(સાર) તાદ્દશીય વૈષ્ણવો રત્ન સમાન છે. તેમની સેવાનું ફળ તુર્તજ મળે છે. જેઓ એવા તાદ્દશીય વૈષ્ણવોની સેવા કરી શકે છે તેમના ભાગ્યની વાત શી કરવી! તેઓ પ્રભુના લાડીલા છે. પ્રભુ તેમને પ્રસન્ન કરવાને ઇચ્છે છે.

---

# વાર્તા ૧૪૭ મી, વૈષ્ણવ ૧૪૭ મા.

## श्रीगुसांइजीना सेवक चहुडा बहारवाळानी वार्ता.

એ હંમેશાં શ્રીગોકુળનો રસ્તો વાળતો, તે મનમાં એવો વિચાર કરતો કે શ્રીગુસાંઇજી દરરોજ શ્રીઠકુરાણી ઘાટ પધારે છે તો તેમના ચરણારવિંદમાં કચરો ન ભરાય તો સારૂં. વૈષ્ણવો જે જુઠણની પાતળો નાખતા તે ઉપર પોતાનો નિર્વાહ કરતો. વૈષ્ણવના જુઠણથી તેની દષ્ટિ દિવ્ય થઈ ગઈ. માર્ગની સર્વ રીતની સમજણ પડી તથા વેદશાસ્ત્રનું રહસ્ય સમજાયું. ભક્તમાળના કર્તા નાભાજીની માફક આ ચહુડાને જ્ઞાન થયું. એક દિવસ કાશીના કેટલાક પંડિતો શ્રીગોકુળ આવ્યા તેમણે કેટલુંક જુઠણ આ ચહુડાને આપ્યું. ચહુડાએ કહ્યું "હું કોઇનું જુઠણ ખાતો નથી. "ત્યારે બીજી રોટલી આપવા માંડી, ત્યારે તેણે કહ્યુ" એતો અણપ્રસાદી છે. શ્રીઠાકોરજીને ભોગ ધરેલી નથી. માટે મારે તે જોઈએ નહિં. ત્યારે તે પંડિતે કહ્યું "એ ભોગ ધરેલી છે. તો પછી કશો વાંધો નથી" ચહુડાએ કહ્યું તમે ચુલો ફુંકીને રસોઈ કરી છે, તેથી તે જુઠણને શ્રીઠાકોરજી આરોગ્યા નથી, માટે હું રસોઇ નહિ જમું. "પછી તેણે કેટલાક વેદશાસ્ત્રના શ્લોકો કહી સંભળાવ્યા. આ સાંભળીને પાસે બેઠેલા પંડિતો ઘણાજ ચકિત થઇ ગયા. અને કહેવા લાગ્યા. "જેનો ચહુડો આવો પંડિત છે તો પછી શ્રીગુસાંઇજી

તો વળીકેવા હશે,માટે એમની સાથે વાદ કરવો મિથ્યા છે." કોઇ વૈષ્ણવે આ વાત શ્રીગુસાંઇજીને કહી. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી" એણે શુદ્ધ ભાવથી વૈષ્ણવનું જુઠણ ખાધું છે, તો તેને સર્વજ્ઞાન થાય તેમાં નવાઇ શી? વૈષ્ણવનું જુઠણ ખાધાથી હૃદય શુદ્ધ થાય છે. જ્ઞાનદૃષ્ટિ થાય છે. આ તે અન્યમાર્ગી પંડિતો શું જાણે! એ ચહુડો શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. વૈષ્ણવની જુઠણ ખાધાથી એવો ભાગ્યશાળી એ થયો હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૪૭ મા.

(સાર) વૈષ્ણવના જુઠણનો પ્રતાપ ઘણો છે. તે જૂઠણ શુદ્ધ ભાવથી લેવું જોઇએ. જે વૈષ્ણવના હાથની ભોગ સામગ્રી શ્રીઠાકોરજી આરોગ્યા હોય તેજ જુઠણ તરિકે લેવી જોઇએ. અણપ્રસાદી કદી નહિલેવી. મહાપ્રસાદ તથા જુઠણનું સેવન ભાવ સહિત કરવું. શ્રુતિમાં કહ્યું છે કે आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा मतिः આહારજો શુદ્ધ હોય તો સ્વભાવ શુદ્ધ થાય છે, અને સ્વભાવ શુદ્ધ હોય તો બુદ્ધિ નિર્મળ બને છે. પ્રભુના પ્રસાદ તથા જુઠણથી મન ચોકખું થાય છે. તથા હૃદયના ભાવ પણ શુદ્ધ થાય છે.

મહાપ્રસાદનું માહાત્મ્ય સ્કંદપુરાણમાં નીચે પ્રમાણે વર્ણવ્યું છે.

षड्भर्मासोपवासैश्च यत्फलं परिकीर्तितम् ।

विष्णोर्नैवेद्य सिक्थेन फलंतद्भुजतां कलौ ॥

છ મહિના સુધી ઉપવાસ કરવાથી જે ફલ મળે છે તે કળિયુગમાં ભગવાનના મહાપ્રસાદનું સેવન કરનારને મળે છે.

नैवेद्य शेषं तुलसी विमिश्रं विशेषतः पादजलेन सिक्तम् ।

योऽश्नाति नित्यं पुरतो मुरारेः प्राप्नोति यज्ञायुत कोटि पुण्यम् ॥

તુલસીદલ યુક્ત તથા ચરણોદકયુક્ત ભગવાનનો પ્રસાદ ભગવત્ મંદિરમાં જે લે તેને અનેક યજ્ઞ કરવાનું ફળ મળે છે.

मुकुंदाशनशेषं तु योहि भुंक्ते दिने दिने ।

सिक्थे सिक्थे भवेत्पुण्यं चांद्रायणशताधिकम् ॥

જો ભક્ત પ્રતિદિન ભગવત્પ્રસાદને લે તો તેને એક એક ભાતના કણમાં ચાંદ્રાયણથી પણ અધિક ફળ થાય છે.

## વાર્તા ૧૪૮ મી. વૈષ્ણવ ૧૪૮ મા.

### श्रीगुसांइजीना सेवक एक वैष्णवनी वार्ता.

આ વૈષ્ણવ પૂર્વ દેશમાં રહેતા હતા. શ્રીગુસાંઇજી પૂર્વ દેશમાં પધાર્યા ત્યારે તે સેવક થયા. તે પછી ગોપાલપુરમાં ગયા અને શ્રીગુસાંઇજીનાં દર્શન

સાક્ષાત્ નંદકુમાર રૂપે કર્યાં. શ્રીગિરિરાજ ઉપર શ્રીનાથજીનાં દર્શન કર્યાં. ત્યાં શ્રીનાથજી અને શ્રીગુસાંઇજી એક સ્વરૂપમાં દેખાયા. આથી તેમના મનમાં નિશ્ચય થયો કે બન્ને સ્વરૂપ એકજ છે. સેવાથી બન્ને દેખાય છે, પરન્તુ એકજ છે. ગોપાલદાસજીએ ગાયું છે.

રૂપ બેઉ એક તે ભિન્ન થઈ વિસ્તરે,
વિવિધ લીલા કરે ભજન સાર.

પોતેજ શ્રીગુસાંઇજીનું સ્વરૂપ ધારણ કરીને સેવા કરી બતાવે છે, જો તેમ ન કરે તો જીવને સેવાની ખબર શી રીતે પડે. માટે તે બન્ને એકજ છે. આ વૈષ્ણવ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. બન્ને સ્વરૂપ એક છે એમ જાણીને મગ્ન રહેતા હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૪૮.

(સાર) ગુરૂ અને શ્રીઠાકોરજીનું સ્વરૂપ એક છે તેમ વૈષ્ણવે બરાબર સમજવું જોઇએ. જો ગુરૂમાં મનુષ્ય બુદ્ધિનો વિચાર કરે તો જરૂર તે જીવ દોષનો ભોક્તા થાય છે અને તેનું અધ:પતન થાય છે. માધવદાસજીએ ગાયું છે:—

કલિમેં એક બડો આધાર,
શ્રીવલ્લભગૃહે પ્રકટ ભયે હે, શ્રીવિઠ્ઠલ અવતાર.
પૂર્ણ ચંદ્ર નરાકૃતિ સોહત, ખેલત આંગન દ્વાર;
માધો ચરણ શરણ જે આયે, તે ઉતરે ભવપાર.

પરાશર માધવીયના પ્રથમાધ્યાયમાં કહ્યું છે.

गुरावतुष्टेऽतुष्टाः स्युः सर्वे देवा द्विजोत्तमाः ।
तुष्टे तुष्टा यतस्तस्मात्सर्व देवमयो गुरुः ॥

ગુરૂ અપ્રસન્ન હોય તો સર્વે દેવો અપ્રસન્ન રહે છે. અને એ પ્રસન્ન રહેતો સર્વ પ્રસન્ન થાય છે.

श्रेयोर्थी यदि गुर्वाज्ञां मनसापि न लंघयेत् ।
गुर्वाज्ञापालको यस्माऽज्ञान संपत्तिमश्नुते ॥

જો કલ્યાણની ઇચ્છા હોયતો મનથી પણ ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ. જે ગુરૂની આજ્ઞાનું પાલન કરે છે તેને સર્વજ્ઞાનની સંપત્તિ પ્રાપ્ત થાય છે.

આદિત્યપુરાણમાં લખ્યું છે.

अविद्यो वा सविद्यो वा गुरुरेव जनार्दनः ।
हरौ रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चनः ॥
तस्मात्सर्वप्रयत्नेन गुरुमेव प्रसादयेत् ॥

ગુરૂ વિદ્વાન હોય અગર ન હોય તો પણ તે સાક્ષાત્ ભગવાન છે. હરિ જો ગુસ્સે થાય તો ગુરૂ રક્ષણ કરે છે. પણ ગુરૂ ગુસ્સે થાય તો કોઇ રક્ષણ કરી શકતું નથી. માટે સર્વ પ્રયત્નથી ગુરૂને પ્રસન્ન કરવા જોઇએ.

# વાર્તા ૧૪૯ મી. વૈષ્ણવ ૧૪૯ મા.

## श्रीगुसांईजीना सेवक एक श्रावकनी पुत्रनी वार्ता.

શ્રીગુસાંઇજી જ્યારે આગ્રા પધાર્યા ત્યારે રૂપચંદનંદાને ઘેર ઉતાર્યા હતા તે વખતે રસ્તામાં દશ પંદર સ્ત્રીઓને જતી જોઇને એક માણસે તેમની છબી પાડી લીધી હતી, આથી બાદશાહે તેને ફાંસી દેવાનો હુકમ કર્યો હતો. આ સ્ત્રીઓમાં એક શ્રાવકની પુત્રી હતી. તે આ માણસને ફાંસી દેતાં જોઇને નીચે પડી ગઈ. અને તેને મૂર્છા આવી. શ્રીગુસાંઇજીએ આ વાત જાણી. તેમણે વિચાર કર્યો. "આ બાઇ કેવી દયાળુ લાગે છે દૈવી જીવ વિના બીજા કોઇને આવી દયા હોયજ નહિ." પછીથી તે બાઈને અચેત જાણી એક વ્રજવાસીને આજ્ઞા કરી "આ બાઇના ઉપર જળ છાંટ" તેણે તે પ્રમાણે કર્યું એટલે બે ઘડી પછીથી તેની મૂર્છા વળી, અને તે બોલી. "તમે કોણ છો" વ્રજવાસીએ જવાબ આપ્યો "હું શ્રીગુસાંઇજીનો સેવક છું" અને પછી તેણે બધી હકિકત કહી, અને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે એ શુદ્ધ ભાવ વાળી છે અને જેટલો રંગ ચઢાવવો હોય તેટલો ચઢે. ત્યારે તે શ્રાવકની પુત્રી બોલી. કે આપના સિવાય બીજો કોણ કારીગર રંગ ચઢાવનાર મળશે, આ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. પછી તેને નામ નિવેદન કરાવ્યું ઘેર આવીને તે બાઇ ચોકા લીંપવા લાગી. ત્યારે તેના પતિએ તેને પૂછયું "તું કેમ આમ કરે છે" તેણે જવાબ આપ્યો "હું હવે શ્રીગુસાંઇજીની સેવક થઇ છું." તેનો પતિ પણ પછી સેવક થયો. બન્ને જણાં શ્રીઠાકોરજીની સેવા કરવા લાગ્યાં. શ્રીગુસાંઇજીનાં નિત્ય દર્શન કરતાં જ્યારે શ્રીગુસાંઇજી ગોકુળ પધાર્યા ત્યારે તે શ્રાવકની પુત્રીએ કહ્યું "હવે હું તમારા વિના નહિ રહી શકું" શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી તું દરરોજ શ્રીયમુના જળ ભરવા આવજે. તે સમયે હું તને દર્શન આપીશ. તે બાઈ એ પ્રમાણે કરવા લાગી. એક દિવસ એક વ્રજવાસી તેને ઘેર ઉતર્યો. જ્યારે તેને જપ કરવાનો સમય થયો, ત્યારે તેણે કહ્યું "હું ગૌમુખી ભૂલી ગયો છું. તે શ્રીગુસાંઇજીની બેઠકમાં રહી ગઈ છે.માટે હું શ્રીગોકુળ જઇને તે લઇ આવું, ત્યાર પછીજ જપ કરીને પ્રસાદ લઇશ" તે બાઇએ કહ્યું" તમે શ્રીગોકુળ જતા નહિ.

હું શ્રીયમુનાજી જળ ભરવા જવાની છું તે સમયે શ્રીગુસાંઇજીનાં દર્શન મને થશે, ત્યારે તમારી ગૌમુખી માગી લઇશ " આ પ્રમાણે કહીને તે જળ ભરવા ગઇ. શ્રીયમુનાજીમાં નાહી, અને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને ગૌમુખી લઇને પાછી આવી. વ્રજવાસીએ ગૌમુખી જોઇ આથી તેને આશ્ચર્ય થયું પછીથી તે ઉઠીને પગે પડયો, ત્યારે તે બાઇએ કહ્યું " શ્રીગુસાંઇજીનો પ્રતાપ એવો છે. જ્યારે તેમની કૃપાથી અલૌકિક દેહનું દાન થાય તો સર્વ સિદ્ધ થાય છે. આ સાંભળી વ્રજવાસી ચૂપ થઈ રહ્યો. એ શ્રાવકની પુત્રી એવી કૃપાપાત્ર હતી. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૪૯ મા.

(સાર) (૧) વૈષ્ણવોએ સર્વ પ્રાણી માટે દયા રાખવી જોઇએ. (૨) ગુરૂ ઉપર પ્રેમ રાખવો જોઇએ, અને તેમના દર્શનને માટે મનમાં આર્તિ રહેવી જોઇએ. ગુરૂ હરિનું સ્વરૂપ છે એ કદી ભૂલશો નહિ.

ક્રોધી ગુરૂ તો નૃસિંહજી, કામી હોય તો કૃષ્ણને કહીએ.
લોભ દાખે તો વામનજી પણ હરિ સાચા એમ લહીએ,
લહીએ એ પાખે દાખે જો દુષ્કૃત તો પણ માનીએ તે થકી ગત્ય,
જેણે સોંપી આપ્યા શ્રીજગદીશ, તેનો ઋણી સદા તે શીષ્ય. સેવો૦

## વાર્તા ૧૫૦ મી, વૈષ્ણવ ૧૫૦ મા.

### श्रीगुसांइजीना सेवक मलयागिरिचंदन .वनार बे भाइओनीवार्ता.

આ બે ભાઈ પટેલ હતા. તે ગુજરાતમાંથી વ્રજમાં ગયા અને શ્રીગુસાંઇજીના સેવક થયા. તન, મન અને ધનથી શ્રીગોવર્ધનનાથજીની સેવા કરતા. એક દિવસ શ્રીગુસાંઇજીએ મલયાગિરિ ચંદન લાવવાને માટે તેમને આજ્ઞા આપી. તે બન્ને ભાઇઓ મલિયાગર પર્વત ઉપર ગયા. ત્યાં તેમણે ચંદનનું ઝાડ કાપ્યું આ વખતે એક સાપ નીકળ્યો, અને એક ભાઇને કરડયો. ત્યારે બીજા ભાઇએ શ્રીગોવર્ધનનાથજીનું નામ દઇને જળ છાંટયું. આથી સર્પનું વિષ ઉતરી ગયું.અને તે સજીવન થયો. પછી બન્ને જણાઓ ચંદન લઇને શ્રીગુસાંઇજી પાસે આવ્યા. શ્રીગુસાંઇજી તેમના ઉપર બહુ પ્રસન્ન થયા અને કહ્યું "જે જોઇએ તે માગો" ત્યારે તેમણે કહ્યું "અમારા હાથથી ચંદન ઘસીને શ્રીનાથજીને સમર્પીએ એવી અમારી ઇચ્છા છે. શ્રીગુસાંઇજીએ તેમ કરવાની તેમને હા પાડી.એક ભાઇ ચંદન ઘસાવતો અને બીજો પંખો કરતો. આ બન્ને ભાઇ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર

હતા. શ્રીનાથજી એમની સાથે બોલતા, ચાલતા અને વનમાં લઇ જતા. એ બન્ને ભાઇ શ્રીગુસાંઇજીની કૃપાથી ભગવદીય થયા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૫૦ મા.

(સાર) હરિના નામનો પ્રતાપ ઘણો અધિક છે. જે અંતકાળે પણ હરિનું નામ લે છે તે હાર્યા છતાં પણ જીત્યો જાણવો. એટલાથી તેનો મોક્ષ થાય છે. ભાવ વગરનું હરિનામ માત્ર સ્મરણથી પણ તારે છે, તો પછી ભાવ પૂર્વક તે નામ લેવામાં આવે તો તે શું ન કરે ? ભક્ત કવિ દયારામભાઇ સતસૈયામાં કહે છે.

પ્રભુ ભૂ આશ્રય મૂલ છુટિ, નર નલીન દુઃખ પાય;
પોષક પ્રિય સો પ્રાણ લે. હેત સહાય જ લાય.

પ્રભુનો આશ્રય જો નર મૂકી દે તો તેનું સર્વસ્વ ગયું ને તે દુઃખ પામે. જે એનાં પોષણ કરનાર ને એનાં પ્રિય તેનાં તેજ પ્રાણલે.જેમ કાંઈ નલિન એટલે કમળ તેનું ભૂ એટલે પૃથ્વી તેનાથી મૂળ છુટે ત્યારે તેનું પોષક જે જળ તે તેને કોહોવરાવે છે; અને જો બારણે પડે તો તેનો પ્રિય જે સૂર્ય તે પણ બાળી દે.

---

## વાર્તા ૧૫૧ મી, વૈષ્ણવ ૧૫૧ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક કિશોરીબાઇની વાર્તા.

આ કીશોરીબાઈ વૈષ્ણવની પુત્રી હતાં.બાલ્યાવસ્થામાં તે શ્રીગુસાંઇજીનાં સેવક થયાં હતાં. પાછળથી તેને શીતળા નીકળ્યા તેથી તેના હાથ પગ લૂલા થયા.તેનાં માબાપ મરી ગયાં હતાં.તેથી તેમને એક બહેન હતી તે આવીને ખવડાવી જતી.એ બાઇને અષ્ટોપ્રહર શ્રીયમુનાષ્ટકનો પાઠ કરવાનો નિયમ હતો. એક વખત કીશોરીબાઈની બહેન તેમના ઉપર ક્રોધી થયાં, તેથી તેની બહેને ખાવાનું આપ્યું નહિ.આથી શ્રીયમુનાજીએ સાક્ષાત્ પધારીને રસોઇ કરી અને તેમને પ્રસાદી લેવરાવી. તેજ દિવસે અડધો રોગ મટી ગયો. બીજે દિવસે પણ શ્રીયમુનાજી પધાર્યાં અને તેમની કૃપાથી બધો રોગ દૂર થયો. ત્રીજે દિવસે કિશોરીબાઇ સ્વયં રસોઈ કરવા લાગી અને પ્રસાદ લીધો. ચોથે દિવસે કિશોરીબાઇની બ્હેનના મનમાં વિચાર થયો કે તેણે ચાર દિવસથી કશું ખાધું નથી માટે તપાસ કરૂં " આવીને તે જુએ છે તો કિશોરીબાઈ રસોઈ કરતાં હતાં. તે બહેનને આશ્ચર્ય થયું કે આનો રોગ શી રીતે મટી ગયો હશે. તે બાઇએ લોકોને આ વાત કહી તેથી તે લોકો બધા જોવાને ત્યાં આવ્યા. તેમને પણ વિસ્મય થયું. તેવામાં શ્રીગુસાંઇજી એ ગા-

મમાં પધાર્યાં,કિશોરીબાઈ ચાલીને શ્રીગુસાંઇજીનાં દર્શન કરવાને ગયાં અને વિનતિ કરી મહારાજ મને સેવા પધરાવી દો. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "તારા ઉપર શ્રીયમુનાજીની અત્યન્ત કૃપા થઇ છે, તેથી શ્રીયમુનાજીની રેતી એક થેલીમાં પધરાવી દઉં તેની તું સેવા કર." પછી શ્રીગુસાંઇજીએ રમણ રેતિની થેલી પધરાવી આપી. તે રેતીને સિંહાસનપર પધરાવીને માર્ગની રીતિ પ્રમાણે સેવા કરવા લાગ્યાં. તે બાઇને કોઇ દિવસ ગાદી ઉપર શ્રીનાથજીનાં, શ્રીનવનીતપ્રિયાજીનાં, શ્રીમથુરાનાથજીનાં, શ્રીવિઠ્ઠલેશજીનાં, શ્રીદ્વારકાનાથજીનાં, શ્રીગોકુળનાથજીનાં, શ્રીગોકુળચંદ્રમાજીનાં તથા શ્રીબાળકૃષ્ણજીનાં એમ સર્વ સ્વરૂપમાં દર્શન લીલા સહિત થવા લાગ્યાં. એ કિશોરીબાઇ શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૫૧ મા.

(સાર) શ્રીયમુનાષ્ટકનો પાઠ હંમેશાં શુદ્ધ ભાવથી કરવો જોઇએ. શ્રીયમુનાજી શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ છે એમ બરાબર સમજવું જોઈએ. શ્રીયમુનાજીનો પાઠ કરનારને અષ્ટસિદ્ધિઓ આવી મળે છે તેના સર્વ પ્રકારના દુઃખનું નિવારણ થાય છે. તેની બુદ્ધિ નિર્મળ થાય છે, અને શ્રીઠાકોરજી તેને દર્શન દે છે. સુરદાસજી ગાય છે

ભક્તકોં સુગમ શ્રીયમુને અગમ ઓરેં, ભક્ત.
પ્રાતહી ન્હાત અઘજાત તાકે સકલ, જમ હું રહત તાહી હાથ જોરે. ભક્ત. ૧
અનુભવિ બિના અનુભવ કહા જાનહી, જાકો પિયા નહિ ચિત્ત ચોરેં;
પ્રેમકે સિંધુકો મરમ જાન્યોં નહિ, સુર કહે કહા ભયો દેહ બોરે. ભક્ત. ૨

વળી ગોવિંદદાસજીએ પણ ગાયું છેઃ—
શ્રીયમુનાસી નાહીં કોઉ ઓર દાતા. શ્રીય.
જો ઈનકી શરણ જાતહે દોરિ કે, તાહિ કોં તીહિ છિનુ કરી સનાથા. શ્રીય.
એહિ ગુનગાન રસખાન રસના, એક સહસ્ર રસના કયોં ન દઈ વિધાતા. શ્રીય.
ગોવિંદ પ્રભુ તન મનધન વારને, સબહિકો જીવન હે ઈનહી કેજુ હાથા. શ્રીય.

---

## વાર્તા ૧૫૨ મી. વૈષ્ણવ ૧૫૨ મા.

### श्रीगुसांइजीना सेवक बे पटेल भाइनी वार्ता.

આ બે ભાઇ શ્રીગુસાંઇજીના સેવક હતા. જેગામમાં તે રહેતા હતા ત્યાં એક દેવીનું મંદિર હતું, એ તદ્દન જીર્ણ થઇ ગયેલું હતું. એ ગામનો રાજા તે દેવીનો ભક્ત હતો. તેણે તે દેવળને સમરાવવાને માટે ગામ લોકો ઉપર કર નાખ્યો, તે બે ભાઇઓને રૂ. ૨) આપવાના આવ્યા. આ બે ભાઇઓએ વિચાર કર્યો "આપણું દ્રવ્ય શ્રીઠાકોરજીનું છે તો પછી તે દેવીના મં-

હરિને માટે કેમ અપાય? માટે રાજા આપણને કરમાંથી મુક્ત કરે એવો કંઈક ઉપાય આપણે હવે કરવો જોઇએ.જો આપણે આ રાજાનીદેવીને કુવામાં ફેંકી દઇએ તો આપણને કરમાંથી મુક્ત કરશે. પછી બન્ને ભાઇઓએ દેવીને કુવામાં ફેંકી દેવાનો વિચાર કર્યો. રાત્રે તેમણે તે પ્રમાણે તે દેવીને ફેંકી દીધી. પછી ઘરમાં આવીને સૂઈ ગયા. તે સમયે દેવી રાજાની છાતીએ ચઢી બેઠી અને તેને કહ્યું "હું કુવામાં પડી છું, તેમાંથી તું મને બહાર કાઢ. અને તારા ગામમાં બે પટેલ ભાઈ રહે છે તેમના ઉપરથી કર કાઢી નાખ" રાજા તુર્તજ જાગ્યો અને તે બન્ને ભાઇને પોતાની પાસે બોલાવ્યા અને તેમનો દંડ માફ કર્યો. દેવીને પછીથી કુવામાંથી બહાર કાઢી. એ બન્ને પટેલ ભાઇને શ્રીઠાકોરજી ઉપર દ્દઢ વિશ્વાસ હતો. તેમણે દેવીને તુચ્છ ગણી. પણ દેવી તેમને કંઇ કહી શકી નહિ. એ બે ભાઇ પટેલ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૫૨ મા.

(સાર) વૈષ્ણવોની પાસે જે કંઈ દ્રવ્ય છે, અગર તેઓ કમાય છે, તે શ્રીઠાકોરજીનું છે એમ સમજીને શ્રીઠાકોરજીની સેવાના કાર્યમાં તે લેવું જોઇએ. પોતાના સુખને માટે પણ તેનો ઉપયોગ કરવાનો નથી. શ્રીઠાકોરજીને સુંદર વસ્ત્ર, આભૂષણ વિગેરે ધરાવવાને તથા સેવાનું સુખ લેવામાં દ્રવ્ય વાપરવું જોઇએ. તે સિવાય બીજા જો કોઇ કામમાં વપરાય તો તેનો દુરૂપયોગ થયો છે એમ સમજવું જોઇએ.

---

## વાર્તા ૧૫૩ મી, વૈષ્ણવ ૧૫૩ મા.

### श्रीगुसांइजीना सेवक एक वैष्णवनी वार्ता.

આ વૈષ્ણવના શરીરમાં કોડ થયો હતો. તેથી તે વ્રજમાં આવીને રહ્યા શ્રીગુસાંઇજી અને શ્રીનાથજીનાં દર્શન નિત્ય કરતા. એક વખત શ્રીગુસાંઇજીને વિનતિ કરી "મહારાજ, મારો કોડ મટી જાય તેમ કરો તો સારૂં." શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "શ્રીઠાકોરજી જે કરે છે તે સારા માટે કરે છે." તે વૈષ્ણવની સાથે શ્રીનાથજી બોલતા હતા. આ વૈષ્ણવે જ્યારે શ્રીનાથજીને કોડ મટાડવા એક દિવસ કહ્યું, ત્યારે શ્રીનાથજી બોલ્યા "હું કંઈ વૈદ નથી" આ પ્રમાણે તેની પરીક્ષા કરવા કહ્યું. પણ તે વૈષ્ણવે કહ્યું "પ્રાણ જાય તો ભલે, પણ હું અન્યાશ્રયતો કદી પણ નહિજ કરૂં" પછી એક દિવસ શ્રીનાથજીએ કહ્યું "અમુક ગામમાં અમુક વૈષ્ણવને ઘેર જા અને તેનાં દર્શન કર તે વૈષ્ણવ તારી સાથે બોલશે એટલે તારો કોડ મટી જશે." આથી

આ વૈષ્ણવ તે ગામમાં બીજા વૈષ્ણવને ઘેર આવ્યો અને ત્યાં દર્શન કર્યાં. તેને ઘેર આવીને જુએ છે તો તે વૈષ્ણવના ઘરમાં એક વેશ્યા રહેતી હતી. પણ આથી તેના મનમાં તે વૈષ્ણવ સંબંધી કંઇ પણ તર્ક કે વિચાર થયો નહિ. વષ્ણવે જ્યારે પૂછયું "તમે કેમ આવ્યા ?" ત્યારે તેણે ઉત્તર આપ્યો "શ્રીનાથજીએ આપનાં દર્શન કરવાની મને આજ્ઞા કરી છે" આ સાંભળીને તે વૈષ્ણવના મનમાં ઘણો પસ્તાવો થયો, કારણ કે તેણે વિચાર્યું કે પોતે આવો અધમ છે છતાં પણ શ્રીનાથજીએ તેને સંભાર્યો છે. આથી તેને ઘણોજ વિરહ તાપ થયો. તાપથી તેનો દેહ છૂટી ગયો. અને તે લીલામાં પ્રવેશ પામ્યો. વૈષ્ણવના કોડ પણ મટી ગયા. તેનું અંગ પણ નવીન થયું. આ બન્ને કાર્યો શ્રી નાથજીએ એકી વખતે કર્યાં. આ કોડવાળા વૈષ્ણવ શ્રી ગુસાંઇજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૫૩ મા.

(સાર) (૧) ગમે તેવું દુઃખ વૈષ્ણવને માથે આવી પડયું હોય છતાં પણ તેમણે અન્યાશ્રય કદી પણ કરવો નહિ. પ્રભુ જે કરે છે તે સારા માટેજ કરે છે તેમ મનમાં વિશ્વાસ રાખીને દુઃખને સહન કરવું, અને પ્રભુનામનું સ્મરણ કરવું (૨) પોતાનો જીવ ગમે તેવો અધમ કૃતિ કરતો હોય છતાં પ્રભુ તેને તદન તરછોડી નાખતા નથી. તેને પણ વખત આવે, તેની અધમતાનું જ્ઞાન કરાવી, ઉદ્ધાર કરે છે. ખરેખર પ્રભુ એવા દયાળ છે. સૂરદાસજી કહે છે:—

દૃઢ ઈન ચરણનકેરો, ભરોંસો. ટેક
શ્રીવલ્લભ નખચંદ્ર છટાબિન, સબજગમાંજુ અંધેરો, ૧
સાધન ઔર નહી યા કલિમેં, જાસોં હોય નિવેરો;
સૂર કહા કહે દ્વિવિધિ આંધરો, બિના મૂલકો ચેરો. ૨

## વાર્તા ૧૫૪ મી. વૈષ્ણવ ૧૫૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક મેહાઢીમરની વાર્તા.

આ મેહાઢીમર રાવલની પાસે ગોપાલપુરમાં શ્રીયમુનાજીના તટ ઉપર રહેતા હતા. શ્રીગુસાંઇજી એક વખતે ગુજરાતથી પાછા ફરીને શ્રીગોકુળ પધાર્યા ત્યારે ગોપાળપુર ઘાટ ઉપર ઉતર્યા હતા. આ સમયે શ્રીગોકુળ પપધારવાનું મુહૂર્ત ન હતું. તેથી શ્રીગુસાંઇજી ત્યાંજ બિરાજ્યા. આ વખતે મેહાઢીમર શ્રીયમુનાજીના કિનારા ઉપર માછલાં પકડવાને બેઠો હતો. એક વૈષ્ણવે તેને રૂ. ૧ ની લાલચ આપીને કહ્યું "જ્યાં સુધી શ્રીગુસાંઇજી અહિંઆં બિરાજે ત્યાં સુધી તારે જાળ નાખવી નહિ."

મેહોઢીમર રૂ.૧ લઇને ઘર તરફ વળ્યો. જતી વખતે તેણે વૈષ્ણવને કહ્યું હતું કે મને ખાવાનું અપાવજો. તેથી શ્રીગુસાંઇજી ભોજન કરી રહ્યા પછી, સર્વ વૈષ્ણવોએ પાતળ લીધી. આ સમયે પેલા વૈષ્ણવે એક વ્રજવાસીને મેહાઢીમરને બોલાવી લાવવા કહ્યું. મેહોઢીમર આવ્યો અને તેણે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. તેને સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. પછી તેણે કહ્યું મહારાજ મને શરણે લો! શ્રીગુસાંઇજીએ કૃપા કરીને નામ સંભળાવ્યું.મેહાના ઘરનાં બધાંને પણ નામ નિવેદન કરાવ્યું.મેહાને શ્રીગુસાંઇજીના સ્વરૂપનું જ્ઞાન થયું. અને તેમણે આ પદ ગાયું. રાગ ભૈરવ.

શ્રીવિઠ્ઠલ પ્રભુ મહા ઉદાર,<br>
મહાપતિત શરણાગત લીને નિર્ધાર. ૧<br>
વેદ પુરાણ સાર જો કહિએ સો પુરૂષોત્તમ હાથ દિયે,<br>
મેહા પ્રભુ ગિરિધર પ્રકટે પુષ્ટિમાર્ગ રસ પ્રકટ કિયે. ૨

શ્રીગુસાંઇજી આ પદ સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા. વૈષ્ણવો તો આશ્ચર્યજ પામ્યા કે જે મેહો સવારે જાળ નાખવા બેઠો હતો,તેની બુદ્ધિ આમ, નિર્મળ શાથી થઇ હશે! પ્રભુની કૃપાનો ખરે ખર પાર નથી.શ્રીગુસાંઇજીએ મેહાને જુઠણની પાતળ ધરી હતી તે તેણે ખાધી આથી ભગવલ્લીલાનો અનુભવ તેને થયો. પછી શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજી સાથે આવ્યો. શ્રીઠાકોરજીને પધરાવી સેવા કરવા લાગ્યો. એક દિવસે અન્નકુટ વખતે શ્રીનાથજીનાં દર્શન કરવા તે ગયો અને આ પદ ગાયું. પદ રાગ સારંગ.

હમારો દેવ ગોવર્ધન પર્વત ગોધન જ્યહાં સુખારો,<br>
સુરપતિકો બલિભાગ ન દિજે, કિજે મતો હમારો. ૧<br>
બડે બડે બૈઠ વિચાર મતો કરી પર્વતકો બલિ દિજે,<br>
નંદરાયકો કુંવર લાડીલો કાન્હ કહેસો કીજે. ૨<br>
પાવક પવન ચંદ્ર જલ સુરજ, વર્તત આજ્ઞાલીન.<br>
યા ઇશ્વર કો કીયો હો તહે, કહા ઇંદ્રકે દિન. ૩<br>
જાકે આસપાસ સબ વ્રજકુલ સુખી રહે પશુ પારે,<br>
જોરે શકટ અછુતો લે લે ભલો મતો કો ટારે. ૪<br>
માખન દુધ દહીં ઘૃત પાયસ લેજુચલે વ્રજવાસી,<br>
અદ્દ્ભુતરૂપ ધરે બલી ભુક્તત પર્વત સદા નિવાસી. ૫<br>
મિટચો ભાગ સુરપતિ જબ જાન્યો મેઘદિયે મુકરાઇ,<br>
મેહા પ્રભુ ગિરિ કરધર રાખ્યો, નંદસુવન સુખદાઇ. ૬

રાગ સારંગ.

સુનીયે તાત હમારો મતો શ્રીગોવર્ધન પૂજા કીજે;
જો તુમ યજ્ઞ રચ્યો સુરપતિકો સોબલિ ઇહાંલે દિજે. ૧
કંદ મુલ ફળ ફુલનકિ નિધિ જો માગો સો પાવે,
યહ ગિરિવાસ હમારો નિશદિન નિર્ભય ગાય ચરાવે. ૨
બડરે બૈઠ વિચાર મતો કર કાન્હ કહે સોઇકીજે,
વિવિધ ભાંતકો અન્નકુટ કરી પર્વતકો બલી દીજે. ૩
યહ નગ નાનારૂપ ધરત હૈ વ્રજ જનકો રખવારો.
દેવનમેં યહ બડો દેવતા મોહુકો અતિ પ્યારો. ૪
દુધ દહિંકે માટ ભરાયે વ્યંજન અમિત અપાર,
મધુ મેવા પકવાન મિઠાઇ ભરિ ભરિ રાખે થાર. ૫
નંદ નંદનહી ઔર રૂપ ધર આપુન ભોજન કીનો,
મેહા પ્રભુ ગિરિધરન લાડીલે માગ માગ સબલીનોં. ૬

આ પદ ગાઈ રહ્યા પછી મેહાને મૂર્છા આવી, શ્રીગુસાંઇજીએ તેના ઉપર કૃપાદષ્ટિ કરીને ઉભો કર્યો, અને આજ્ઞા કરી કે હજુ શ્રીનાથજીની એવી ઇચ્છા છે કે તમારે ભૂતળ ઉપર અમૂક વખત રહેવાનું છે. આથી તેણે શ્રીગુસાંઇજીને દંડવત્ કર્યાં અને કહ્યું " निजेच्छातः करिष्यति " આ પ્રમાણે કહીને શ્રીઠાકોરજીની સેવામાં તે તત્પર થયો. ત્યાર પછી મેહો ગોપાલપુર આવીને સેવા કરવા લાગ્યો. એક વખત મેહાની સ્ત્રીને પ્રસવ થયો. પ્રસૂતિ સમયે મેહો ઘેર નહોતો જ્યારે મેહાની સ્ત્રીને પુત્ર અવતર્યો ત્યારે તે બાઇને પસ્તાવો થયો કે અરેરે! આ દુષ્ટ પુત્ર કયાંથી અવતર્યો કે જેથી મારી સેવા છુટી ગઇ! પછી તે રડવા લાગી.શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી "તું રડોશ નહિ.ન્હાઇને મારી સેવા કર.તે સ્ત્રી રીત પ્રમાણે ન્હાઇને સેવા કરવા લાગી. જ્યારે મેહો આવ્યો ત્યારે તેણે પૂછ્યું " શા માટે આ અવસ્થામાં તેં સેવા કરી "સ્ત્રીએ કહ્યું " શ્રીઠાકોરજીએ મને આજ્ઞા આપી છે અને તેથી મેં સેવા કરી છે " મેહો આ સાંભળીને ઘણોજ રાજી થયો. મેહાએ ઘણાં પદ બનાવ્યાં છે,અને ભગવલ્લીલાને અનેક પ્રકારે ગાઇ છે. આ મેહો શ્રીગુસાંઇજીનો કૃપાપાત્ર ભગવદીય હતો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૫૪ મા.

**(સાર) આ માર્ગમાં જે કોઇ ભગવાનનું નામ દે છે તેજ મોટો છે એમ સમજવું જોઇએ. કોઈ જ્ઞાતિએ કરીને હલકો હોય તેથી પ્રભુની દૃષ્ટિએ તે હલકો નથી. ભગવાનની કૃપા જેના ઉપર થાય છે, તેના અનેક જન્મના બંધનો ક્ષણ વારમાં છૂટી જાય છે, અને તેને ભગવદ્રસની સ્ફુર્તિ થઇ લીલાનો સાક્ષાત અનુભવ કરે છે.**

# વાર્તા ૧૫૫ મી, વૈષ્ણવ ૧૫૫ મા,

## શ્રીગુસાંઇજીના સેવક મો .નદાસની વાર્તા.

આ મોહનદાસ ગોપાલપુરમાં રહેતા હતા. તે હંમેશાં ગોવિંદકુંડ ન્હાવાને માટે જતા. ગોપાલપુર તરફથી પર્વત ઉપર ચઢતા અને ગોવિંદકુંડ તરફ ઉતરતા. એક દિવસે તેમના ઉતરવાના રસ્તાપર છાણ પડ્યું હતું, તેથી તે બીજે રસ્તે ઉતર્યા. તે સમયે તેમને ઉતરતા જોઇને શ્રીગુસાંઇજીએ મુસ્તક હલાવ્યું. મોહનદાસ તેથી શ્રીગુસાંઈજી પાસે આવ્યા તેમને દંડવત્ કર્યા અને મુસ્તક હલાવવાનું કારણ પૂછ્યું. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે દરરોજ શ્રીગિરિરાજ ઉપર ચઢો છો તથા પગથી ખુંદો છો છતાં તમે શ્રીગિરિરાજનું માહાત્મ્ય બિલકુલ સમજતા નથી. પછી શ્રીગુસાંઇજીએ પદ્મપુરાણમાંથી કથા કહી. એક દિવસ શ્રીઠાકોરજી તથા નારદજી વનમાં ઉભા હતા, ત્યારે શ્રીઠાકોરજીએ જળ લાવવા આજ્ઞા કરી. નારદજી જળ લેવાને ગયા. ત્યાં તેમણે એક સરોવર દીઠું. ત્યાં બે રૂષિ તપ કરતા હતા. તળાવની પાસે અસ્થિનો ગિરિ હતો. નારદજી તે જોઇને વિસ્મય થયા અને જળ લીધા વિના ત્યાંથી પાછા ફર્યા. ત્યારે શ્રીઠાકોરજીએ પૂછ્યું "જળ કેમ ન લાવ્યા? નારદજીએ સર્વ સમાચાર કહ્યા. તેનું કારણ પૂછ્યું, શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી "એ બે ઋષિઓ શ્રીગોવર્ધનપર્વતનાં દર્શન માટે તપ કરે છે. એમના જેટલા જન્મો વ્યતીત થયા છે તેટલાં તેમનાં હાડકાં છુટીને તેના પર્વત બન્યા છે. છતાં પણ તેમને શ્રીગોવર્ધનગિરિનાં દર્શન થયાં નથી. આથી નારદજીતો ઘણાજ આશ્ચર્યમાં આવી ગયા, પછાથી શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી શ્રીમહાપ્રભુજીની કૃપાથી આપણને એ શ્રીગિરિરાજનાં દર્શન થાય છે. એવા સાક્ષાત્ લીલા મધ્ય પાતી, શ્રીગોવર્ધનપર્વત ઉપર આપણાથી શી રીતે પગ મૂકાય ? જો ભગવત્સેવાનું કામ હોય તો શ્રીગિરિરાજ ઉપર ચઢવું, નહિતો વિના પ્રયોજને ચઢવું નહિ જોઇએ. આ સાંભળીને મોહનદાસને ઘણોજ પસ્તાવો થયો. શ્રીગુસાંઇજીને વિજ્ઞપ્તિ કરીને પોતાના અપરાધની ક્ષમા કરાવી. ત્યારપછીથી શ્રીનાથજીની સેવા તથા દર્શન વિના કોઈપણ દિવસ શ્રીગિરિરાજપર પગ મૂકતા નહિ. એ મોહનદાસ શ્રીગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૫૫ મા.

(સાર) જે માણસ શ્રીગિરિરાજમાં સામાન્ય પર્વતની બુદ્ધ કલ્પે છે તે આ માર્ગનું સ્વરૂપ સમજી શકતો નથી.શ્રીગિરિરાજ તે પ્રભુની લીલાનું ખાસ અંગ છે. જેઓના ઉપર શ્રીઠાકોરજીની કૃપા થઇ હોય છે તેઓને તે ભુમિમાં ચરણ મૂકતાં જુદા જુદા લીલાના અનુભવો થાય છે. તેથી શ્રીગિરિરાજજી તે સ્વરૂપાત્મક છે. શ્રીનાથજીનું પ્રાકટ્ય શ્રીગિરિરાજજીમાંથી છે.એ નીચેના ધોળ ઉપરથી પણ સમજાય છે.

ગિરિકંદરામાંથી પ્રકટ થયા પ્રભુ, આપ ગોવર્દ્ધન નાથ રે;
નંદ જસોમતિ કેરા લાલા, વ્રજ સૌ કીધું સનાથ,

શ્રીગોવર્ધનનાથજીના પ્રાગટ્યની વાર્તામાં આનું નિરૂપણ કર્યું છે.શ્રીગિરિરાજજી ઉપર શ્રીઆચાર્યજી મહાપ્રભુજી શ્રીનાથજીને મળવા પ્રથમ પધાર્યા હતા. ગોપાળદાસજીએ વલ્લભાખ્યાનમાં ગાયું છે.

ગિરિરાજને આશ્વાસ દીધો ધરી કોમળ ચર્ણ,
હરખે તે સામા આવિઆ શ્રીગોવર્ધન ઉદ્ધરણ.

વળી "પદ્મરાગ મરકત મણિ સ્ફાટિક, શ્રીગોવર્ધન સોહે" ભગવદીય મેહાઢીમરે પણ ગાયું છે.

હમારો દેવ ગોવર્ધન પર્વત, ગોધન જ્યહાં સુખારો;
મઘવાકો બલિ ભાગ ન દીજે સુનીયે મતો હમારો.

૧ શ્રીગિરિરાજ સંબંધી વિશેષ હકિકત અમારા તરફથી પ્રકટ થયેલા "શ્રીગિરિરાજભુષણગ્રન્થમાં આપેલી છે તે જીજ્ઞાસુએ અવશ્ય વાંચવું. વળી જુઓ "તીર્થયાત્રાનો હેવાલ" પૃષ્ઠ ૩૦૨.

---

# વાર્તા ૧૫૬ મી, વૈષ્ણવ ૧૫૬ મા.



## શ્રીગુસાંઇજીના સેવક ચતુર્ભુજદાસ બ્રાહ્મણની વાર્તા.

આ ચતુર્ભુજદાસ ઘણાજ પંડિત હતા, વિદ્યા ઉપર એમને ઘણી રૂચિ હતી. એમને અકબરની સાથે સારો મેળાપ હતો. બાદશાહ જે કોઇ પ્રશ્ન એમનો પૂછતો તેનો એકદમ ઉત્તર તે આપતો. એક દિવસ બાદશાહે ચતુર્ભુજદાસની પ્રશંસા કરી ત્યારે બીરબલે કહ્યું "એ તો મારો નોકર હતો" બાદશાહે જ્યારે આ વાત ચતુર્ભુજદાસને પૂછી "ત્યારે તેમણે કહ્યું" આપની પ્રીતિ મેળવવાને કોની ચાકરી ન કરૂં ?" બાદશાહ આથી ઘણોજ પ્રસન્ન થયો. ચતુર્ભુજદાસને મહીને હજાર રૂપીઆનો પગાર મળતો હતો. જે કોઇ પંડિત આવતો તેની સાથે તે વાદ કરતો. એક વખત મથુરાંજીમાં તે ન્હાઇને વિશ્રાન્તિ ઘાટ ઉપર બેઠા હતા તે વખતે તે કહેવા લાગ્યા." विद्याभागवतावधि "ત્યારે એક વૈષ્ણવે કહ્યું" चातुरी विठ्ठलावधि આ સાંભ-

ળીને ચતુર્ભુજદાસના મનમાં શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શન કરવાની ઘણી આતુરતા થઇ. તે વૈષ્ણવ ચતુર્ભુજદાસને શ્રીગુસાંઇજી પાસે લઇ ગયો અને દર્શન કરાવ્યાં. શ્રીગુસાંઇજીનાં પૂર્ણ પુરૂષોત્તમ તરિકે દર્શન થયાં. પછી ચતુર્ભુજદાસ શ્રીગુસાંઇજીના સેવક થયા, તથા શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. તે ઘણાં કવિત બનાવવા લાગ્યા. હવે તેમણે શ્રીજીદ્વારમાંજ નિવાસ કર્યો. એક વખત જ્યારે બાદશાહને આ બાબતની ખબર પડી ત્યારે ચતુર્ભુજદાસને તેડવાને તેણે માણસ મોકલ્યું, ત્યારે ચતુર્ભુજદાસે નીચેનો પત્ર લખ્યોઃ—

જાકો મન નંદસું લાગ્યો તીકો,
સુખ સંપતકી કહાં લગ વરણું સબ જગ લાગત ફીકો.

તે માણસે આ પત્ર બાદશાહને આપ્યો. તેણે વાંચીને વિચાર કર્યો, જેને આ જગ ફિકકું લાગે છે તેને આપણે શી રીતે સંસારમાં ખેંચી શકીએ? એ ચતુર્ભુજદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ, વૈ.૧૫૬

(સાર) પ્રભુ જે જીવ ઉપર કૃપા કરવા માગે છે, તેની એકદમ અન્ય વસ્તુઓ ઉપરથી આસક્તિ ઉઠી જઇને, શ્રીભગવચ્ચરણમાં રતિ થાય છે તેમાં જીવની યોગ્યતાદિનો વિચાર પ્રભુ કરતા નથી. પ્રભુની વરણની ઇચ્છા એજ પરમ વસ્તુ છે. આનું નામ પુષ્ટિમાર્ગ છે. જેમાં સાધનોનો સર્વદા અભાવ છે. સાધન અગર પ્રમાણથી ફલની સિદ્ધિ થતી નથી, પણ માત્ર પ્રમેયથીજ છે. પ્રમેય એ સાધન છે અને પ્રમેય તે ફલ છે. એવો સરળ માર્ગ શ્રીમહાપ્રભુજીનો છે?

---

## વાર્તા ૧૫૭ મી, વૈષ્ણવ ૧૫૭ મા.

### श्रीगुसांइजीना सेवक एक विरक्त वैष्णवनी वार्ता.

એ બ્રાહ્મણ વૈષ્ણવ ગામડામાં રહેતા હતા અને ચપટી માગી નિર્વાહ કરતા. શ્રીઠાકોરજીની સેવા નિત્ય કરતા. શ્રીઠાકોરજી જુદા જુદા પ્રકારના અનુભવ પણ તેમને જણાવતા. વૈષ્ણવોના ઘેરથી ચપટી ચપટી માગી લાવતા. એક વખતે એક વૈષ્ણવને ત્યાં ચપટી માગવા ગયા તે સમયે તે વૈષ્ણવના છોકરાનો દેહ છુટયો. ત્યાં તેમને વિચાર થયો કે આનો આવરદા ઘણો હતો, છતાં શાથી આમ એકાએક તે મરી ગયો. ખરેખર તેનું અકાલ મૃત્યુ થયું છે તે વૈષ્ણવે પછી ચરણામૃત તેના મુખમાં મૂકયું, અને નીચેનો શ્લોક બોલ્યા.

अकालमृत्युहरणं सर्वं व्याधि विनाशनम् ।
विष्णुपादोदकं तीर्थं जठरे धारयाम्यहम् ॥

શ્રીઠાકોરજીએ વૈષ્ણવની વાણી સાંભળી, અને તેને સત્ય કરવાને તે પુત્રમાં પ્રાણ મૂકયો, તેથી તે જીવતો થયો. તે સમયે તે બ્રાહ્મણ વૈષ્ણવમાં ભગવદાવેશ થયો. પછી જ્યારે તે બહાર આવ્યો ત્યારે લોકોએ તેને પૂછયું "એ શી રીતે સજીવન થયો" ત્યારે તે વૈષ્ણવે ચરણામૃતનો મહિમા કહિ બતલાવ્યો. લોકોએ આ વાત અસત્ય માની. એ વૈષ્ણવ કૃપાપાત્ર હતા. તેમને ચરણામૃતમાં દઢ વિશ્વાસ હતો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૫૭ મા.

(સાર) વૈષ્ણવોએ હંમેશાં ચરણામૃતની પ્રસાદી લેવી જોઇએ. તેનાથી ચિત્ત શુદ્ધ થાય છે, અને ભગવદ્ભક્તિના ભાવનું સ્ફુટન થાય છે.

ચરણામૃતના મહિમા વિષે ગરૂડપુરાણમાં લખ્યું છે पादोदकस्य माहात्म्यं भगीरथ वदामि ते। पावनं सर्वं तीर्थेभ्यो हिंसाकोटि विनाशनम् ॥ હે ભગીરથ! મારૂં ચરણામૃત સર્વ તીર્થાને અધિક પવિત્ર કરનારૂં છે અને કોટિ હિંસાઓને દૂર કરનારૂં છે.

---

## વાર્તા ૧૫૮ મી, વૈષ્ણવ ૧૫૮ મા.

### श्रीगुसांइजीना सेवक गुलाबदास क्षत्रीनी वार्ता.

આ પ્રથમ શ્રીગુસાંઇજીને શરણે ગયા. ત્યારપછાથી મ્લેચ્છના દેશમાં રહેવાનું તેમને બન્યું. ત્યાં તેઓ ભક્ષ્યાભક્ષ્યા સેવવા લાગ્યા. તેમણે ગુલાબદાસ નામ બદલીને ગુલાબખાન નામ રાખ્યું જ્યારે શ્રીગુસાંઇજીએ આ વાત જાણી ત્યારે તેમણે ગુલાબદાસને તેડવા મોકલ્યા તે સમયે ગુલાબદાસ વેશ્યાની સાથે બેઠેલા હતા. તેમણે વિચાર કર્યો હું આવો અધમ થયો છું છતાં પણ શ્રીગુસાંઇજી મને સંભારે છે, ખરેખર ! એ એમની અત્યન્ત કૃપા છે તેમણે ત્રણ વખત કહ્યું કે " શ્રીગુસાંઇજી હજુ પણ મને સંભારે છે. પછી તેમને ઘણોજ વિરહતાપ થયો આથી દેહાનુસંધાન છૂટી ગયું. આ જોઇને બીજા વૈષ્ણવને ઘણું જ આશ્ચર્ય થયું. તે શ્રીગુસાંઇજી પાસે આ વાત નિવેદન કરવાને ગયો, પણ એ ત્યાં આવીને જુએ છે તો ગુલાબદાસને શ્રી ગુસાંઇજી પાસે બેઠેલા અને પંખો નાખતા જોયા. એ ગુલાબદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમનાં કર્મ વિરહતાપથી બળીને ભસ્મ થઇ ગયાં હતાં. તે શુદ્ધ થઇને ભગવલ્લીલામાં પ્રવેશ પામ્યા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૫૮.

(સાર) જો જીવ એક વખત શ્રીઠાકોરજીને શરણે આવે છે તો પછી તેની ગમે તેવી અધમ કૃતિઓ હોય તો પણ શ્રીઠાકોરજી તેને તરછોડતા નથી.

શ્રીભગવદ્ગીતામાં શ્રીમુખે કહ્યું છેઃ—

मां हि पार्थ व्यपाश्रित्य येऽपिस्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

# વાર્તા ૧૫૯ મી. વૈષ્ણવ ૧૫૯ મા.

## श्रीगुसांइजीना सेवक धोंधी कलावतीनी वार्ता.

આ ધોંધી મુસલમાન હતો, પણ તે ગાયન કળામાં ઘણોજ પ્રવીણ હતો એ શ્રીગુસાંઇજીનો સેવક થયો ત્યાર પછીથી તેને શ્રીનવનીતપ્રિયાજીની કીર્તન સેવા સોંપવામાં આવી હતી. તે હમેશાં શ્રીનવનીતપ્રિયાજીની સમક્ષ કીર્તન કરતો. એક વખત જ્યારે તે કીર્તન કરતો હતો. ત્યારે શ્રીનવનીતપ્રિયાજીએ તેને તાલ આપ્યો, એટલે શ્રીગિરિધરજી ઉભા થયા અને પોતાના હાથમાં રૂ. ૧૦૦૦ નાં જે કડાં હતાં તે ઉતારીને ધોંધીને આપી દીધાં. જ્યારે શ્રીગુસાંઇજીએ આ વાત સાંભળી ત્યારે તેમણે શ્રીગિરિધરજીને કહ્યું કે જો શ્રી નવનીતપ્રિયાજીએ તાલ દીધો હતો. તો તમે બધાંએ ઘરેણાં કેમ ઉતારીને ન આપ્યાં,ખરેખર તમે કંઇક લોભીઆપણું દેખાડયું છે, શ્રીગિરિધરજીએ કહ્યું મને આપનો ભય લાગ્યો. શ્રીગુસાંઇજી આથી ઘણા પ્રસન્ન થયા. અને ધોંધીને આજ્ઞા આપી "તારે દરરોજ અહિંઆં એક ચિત્તથી કીર્તન કરવાં. એ ધોંધી નવાં પદ બનાવીને ગાતો હતો. એમણે ઘણાં પદ બનાવ્યાં છે. એ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૫૯ મા.

(સાર) જે સેવામાં આસક્તિ ચોટે તે બરાબર ભાવપૂર્વક કરવી. કોઈપણ પ્રકારની સેવાથી શ્રીઠાકોરજી પ્રસન્ન થાય છે. પણ તે ભાવપૂર્વક કરાવી જોઇએ. ભાવ એજ શ્રીઠાકોરજીની પ્રસન્નતા પ્રાપ્ત કરાવે છે.

# વાર્તા ૧૯૦ મી. વૈષ્ણવ ૧૯૦ મા.

## श्रीगुसांइजीना सेवक एक वाणीआना वार्ता.

આ વણિક વૈષ્ણવ ગોપાલપુરમાં રહેતા હતા. જે કોઈ વૈષ્ણવ શ્રીનાથજીનાં દર્શન કરીને આવે તેની પાસેથી શૃંગાર પૂછી લે, અને પછીથી જે કોઇ આવે તેની આગળ તેનું વર્ણન કરે. આથી સર્વ વૈષ્ણવો એમ સમજતા હતા, કે આ કોઇ મોટો વૈષ્ણવ છે. આથી બધાનામાં એને માટે ઘણોજ વિશ્વાસ થયો,તેથી બધા તેનીજ દુકાનેથી માલ ખરીદતા.આ પ્રમાણે ઠગી ઠગીને ઘણા રૂપીઆ તેણે એકઠા કર્યા. એક વખતે ભગવદિચ્છાથી સુરદાસજી તેની દુકાને આવ્યા, તેમની આગળ તે વાણીઓ હંમેશની માફક શ્રીનાથજીના શૃંગારની વાત કહેવા લાગ્યો. સુરદાસજીના મનમાં પ્રતીતિ થઈ ગઈ હતી કે આ ઠગ છે. પણ તેમણે તેને કહ્યું "ચાલ, શ્રીનાથજીનાં દર્શન કર." ત્યારે તેણે કહ્યું "હમણાં નહિ, હું સાંજરે આવીશ, ફરીથી સાંજની વખતે સુરદાસજી આવ્યા અને કહ્યું" ચાલ હવે સાંઝ થઈ છે, "ત્યારે તેણે કહ્યું" કાલે આવીશ. આવી રીતે ઘણા દિવસો વ્યતીત કર્યા ત્યારે સુરદાસજીએ પદ ગાયું. પદ

આજ કામ કલ કામ પરસું કામ કરનો,
પહેલે દિન બહુત કામ કામમાં પચી મરનો. ૧
જાગત કામ સોવત કામ વિમુખ ભયો ચરણો,
છાંડ કામ સુમર શ્યામ સુર પકડ શરણો. ૨

આ પદ તે વાણીઆને સંભળાવીને, તેને દર્શન કરવાને તેડી ગયા. પછીથી તેણે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. પછી સુરદાસજીની વિનતિપરથી શ્રીગુસાંઇજીએ એને નામ નિવેદન કરાવ્યું. જ્યારે ભોગનો સમય આવ્યો ત્યારે સુરદાસજીએ ઉપદેશ કરવાને પદ ગાયું. તે પદ. સુરસાઠી.

કૃષ્ણ સુમર તન પાવન કીજે, જો લાં જમ સ્વપનાસોં જીજે; ૧
અવાધ ઉસાસ ગણત સબ તેરે, સો વીતતભઈ આવતનેરે; ૨
જો યે સ્વપ્ને ન્યાય વિચારે, કબહુ જન્મ વિષય લગ હારે; ૩
ગહી વિવેક બીજ જો બોવે, કબહું ન જઠર અગ્નિમેં સોવે; ૪
વારંવાર તોકું સમઝાવે, જો છિન જાય સો બહોરિ ન આવે; ૫
ઠગની વિષય ઠગોરા લાઇ, ઘરિકા ઘરત જો છિનછિન જાઇ; ૬

ગનતહિં ગણુત અવધિ ને શનિ, છાંડ ચલ્યો નિધિબાઈ બિરાની; ૭
હોત કહા અબકે પછતાને, તરૂવર પત્ર ન મિલે પુરાને'; ૮
પવન ઉડે સો બહુરી ન આવે', કર્તા ઓર અનેક બનાવે; ૯
જલ સ્થળ પશુ પંછી સૂકર ક્રિમિ, માંનસ તનું થાઓ સબ જગ ભ્રમી; ૧૦
કબહુંનીકે નાથ ન ગાયો, એક મદન દશ દિશહિં ભ્રમાયો; ૧૧
સોતનું તું ખોવે રતિ વિગતતિ, કાચ ગહે છોડી ચિંતામણિ. ૧૨
મનહિ મન માયા અવગાહત, નાયક ભયો તિહું પુર ચાહત; ૧૩
સ્વર્ગ રસાતલ ભૂરજધાની, તોઉ ન તૃપ્ત ભયો અભિમાની; ૧૪
એસેહિ કરત અવાધ સબબાતી, ગહો ન જ્ઞાન રહો મદ રીતિ; ૧૫
કબ હું સજન મિલિ કરત બડાઈ, કબહું લલના લલિત લડાઇ; ૧૬
કબ હું હય હાથી રથ આસન, કબહું પલકા સુખદ સુવાસન; ૧૭
કબહું ચમર છત્ર શિર ઢારે, કબ હું સુભટ પશુન ચઢિદારે; ૧૮
કબહું તોરણ છત્ર બનાવે, કબહું મદગજ યુથ લડાવે; ૧૯
નોબત દ્વાર પર બજતહીં ઠાડી, ત્યોં ત્યોં તૃષ્ણા શતગણી બાઢી; ૨૦
દિવ્ય વસન ફૂલફુલ સુવાસી, નવ યૌવન અબલા સુખ રાશિ; ૨૧
દ્વારકપાટ સહસ્ર એક લાગે', સુભટ પેહેરવા ચહું દિશ જાગે'; ૨૨
રમણી રમત ન રજની જાની, માયા મદ પીયો અભિમાની; ૨૩
સુત વીત વનિતા હિત લગાયો, તબ ચેત્યો જબ કાલ ચિતાયો; ૨૪
જુઠો નાટક સંગ ન સાથી, નોબત દ્વાર ન હય રથ હાથી; ૨૫
ભૂપ છિનકમેં ભયો ભિખારી, કયાં કૃત સૂલ સહે' અબ ભારી; ૨૬
ભયો અનાથ સનાથન બાંધ્યો, ત્રિજંગ સુલશર સન્મુખ સાંધ્યો; ૨૭
મનુષ્ય દેહ ધરી કર્મ કમાયો, તે તિરછે દુઃખ દારૂણ આયો; ૨૮
જેહિં તન કાજ જીવ વંચકીને, રસના રસ આમિષ રસ લીને; ૨૯
સોં તન છુટત પ્રેત કરી ડાર્યો, પ્રેત પ્રેત કહી નગર નિકાર્યો; ૩૦
હિંસા કર પાલન કર જાકી, વિષ્ઠા ક્રીમિ ભસ્મ ભઇ તાકી; ૩૧
રોગ ભોગ અરૂ વિષય ભયાનક, હરિપદ વિમુખ વિષય રસ પાનક; ૩૨
જાગ જાગરે યહાંકો તેરો, માયા સ્વપ્ન કહેત સબ મેરો; ૩૩
કૃષ્ણ વિના તોહિ કોન છુડાવે, કો કરૂણામય બિર્દ કહાવે; ૩૪
અન્ય દેવકો નહિં ભરોંસો, બાત ન ખટ રસ લાખ પરોસો; ૩૫
જે જન કહો નૃપતિકી ન્યાંઇ, મૃગ તૃષ્ણા કરિ કોન અઘાઇ; ૩૬
એસે અન્યદેવ સુખદાયક, હરિ બિન કો છુડાવન લાયક; ૩૭
ધર્મરાજ મુનિ કૃતિ તિહારી, તું વિષયનરત સુરત વિસારી; ૩૮
ગર્ભ અગ્નિ રક્ષા જિનકીની, સંકટ મેટી અભયતા દીની; ૩૯
હસ્ત ચરણ લોચન નાસા મુખ, રૂધિર બુંદતેં લહો અધિક સુખ; ૪૦
સો સુખ તેં સ્વપનેં નહિ જાન્યો પ્રાણનાથ નિકટ ન પહિચાન્યો ૪૧
કિત યહ શુલ સહે' અપરાધી, માત્ર શિખ તેં એકો નહિ સાધી; ૪૨
કોટિકવાર માતસતનુ પાયો, હરિ પથ છોડ અપથકું ધાયો; ૪૩

સમય ગયે અસમય ગછતૈયે, માનસ જન્મ બહુરિ કિત પૈયે; ૪૪
પારસ પાય જલધિમેં બોરે, પુન ગુન સુનત કપાલહિં ફોરે; ૪૫
ચિંતામણિ કોઠી લેદીની, સુનિ પરાંમત કરૂણા અતિકીની; ૪૬
સુઝત સામે પીઠદે ભાગે, પુન પુરૂષારથ કહે નહિ લાગે; ૪૭
પાયે કલ્પતરૂ મૂલ છિદાવે, સો તરૂ પુન કૈસે તું પાવે; ૪૮
મધુભોજન પૂરણ વિધિ દીનો, સો તેં છાંડ હલાહલ પીનો; ૪૯
કામધેનુ ત્યજ અજા બસાઈ, હરિ બલ છાંડ વિષય અવગાહીં; ૫૦
યહનર દેહ શ્યામ બિનખોઇ, કદી કૌતુક લોં બાધી બિગોઈ; ૫૧
કાહે ન કર્મ કિયો તેં એસો, ધ્રુવ શુક સનક સનંદન જેસો; ૫૨
સુરનર નાગ અસુર મુનિ દેવક, હરિપદ ભજત સબે વ્હે સેવક; ૫૩
પ્રદક્ષિણા દે શીશ નમાવે, મનસિજ તોહિ ન પરસન પાવે; ૫૪
જાકે ભજત એતો સુખ લહિયે, સુન શઠ સો કેસે વિસરૈયે; ૫૫
અગણિત પતિત નામ નિસ્તારે, જન્મ મરણ સંતાપ નિવારે; ૫૬
નિર્ભય હોય ભક્તિ નિધિપાઈ, કબહું કાલ વ્યાલ નહિ ખાઈ; ૫૭
સબ સુખ જીવન કૃષ્ણનામ પદ, ભવજલ વ્યાધિ ઉપાય પરમ ગદ; ૫૮
શ્રીભાગવત્ પરમ હિતકારી, દ્વાર રટત હરિ સુર ભિખારી; ૫૯
પરમ પતિતકું શરણહી લીજે, પદરજ દાન અભયતા દીજે; ૬૦

આ પ્રમાણે એક એક ટુક ગાતા ગયા, તેમ તેમ તે વાણીઓ રૂ.૧૦૦૦) ભેટ કરતો ગયો. એમ સાઠ ટુંકોના સાઠ હજાર રૂપીઆ શ્રીગુસાંઇજીને ભેટ આપ્યા. સુરદાસજીના વચનોની અસર તેના હૃદયમાં એટલી સજડ થઇ કે જેમ સૂર્યના ઉદયથી અંધકાર દૂર થાય છે. તેમ તેના હૃદયમાંથી અંધકાર એકદમ દુર થઇ ગયો. અને મનમાં વિચાર કર્યો "આજે જન્મ સફળ થયો. ત્યાર પછીથી તે કોઈ દિવસ શૃંગારની વાત કરતો નહિ. નિત્ય શ્રીનાથજી તથા શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં પછીથી પ્રસાદ લેતો. એમ કરતાં કરતાં કેટલાક દિવસ પછીથી શ્રીનાથજી આ વાણીઆને અનુભવ બતલાવતા ગયા. તેની પાસે આવીને દહી દુધ માગીને લેતા. વળી તેની દુકાનેથી બીજું રૂપ ધારણ કરીને દાણા લેતા તથા માલ ખરીદી જાય અને દાણા આપી જાય. તે દાણાના હીરા મોતી થઇ જતા. વાણીઓ તે હીરા મોતી લઇને શ્રીગુસાંઇજીને ભેટ કરતો. તે મનમાં સમજતો હતો કે જો હું દ્રવ્યમાં આસક્તિ રાખીશ તો પ્રભુની સેવામાં મારૂં ચિત્ત રહેશે નહિ. આથી જેટલું નિર્વાહને માટે જોઇએ તેટલું દ્રવ્ય રાખતો. એ વાણીઓ શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૦ મા.

(સાર) (૧) વૈષ્ણવે આડાડમ્બર કદીપણ કરવો નહિ. ખોટી રીતે બહારથી

વૈષ્ણવ હોવાનો ઢોંગ જે કોઈ કરે છે તે નકકી પતિત થાય છે (૨) પ્રભુના દર્શન માટે હૃદયમાં અત્યન્ત ઉત્કણ્ઠા થવી જોઇએ. ઉત્કણ્ઠા વગર દર્શનનું ખરૂં સુખ મેળવી શકાતું નથી. પ્રભુની ખાત્રી થાય કે આ ભક્તને દર્શન કરવાની ખરેખરી ઉત્કણ્ઠા છે તોજ તેને પોતાનાં દર્શન યથાર્થ રીતે કરાવે છે (૩) સેવાના કાર્ય અગર કોઇ પણ ભગવત્કાર્યમાં ઢીલ કરવી નહિ. જે માણસ કાલ કાલ કરીને કાળક્ષેપ કરે છે, તેનો બધો આવરદા વ્યર્થ જાય છે. જીવન ક્ષણિક છે, એમ સમજીને જે કરવાનું હોય તે સવેળા ચેતીને આજે કરવું. કાળક્ષેપ કરનારને આખરે પસ્તાવું પડે છે. (૪) વૈષ્ણવે દ્રવ્ય સંપાદન કરવું પણ તે પ્રભુની સેવાના ઉપયોગમાં આવે તેટલા માટેજ. કારણ કે આ માર્ગમાં આપણે જે કંઇ કમાઇએ છીએ તે આપણું નથી. પણ સર્વસ્વ પ્રભુનુંજ છે. જ્યારથી બ્રહ્મસંબંધ થયાં ત્યારથીજ આપણી માલિકીની કોઇપણ વસ્તુ રહી નથી. તે તો પ્રભુને નિવેદન કરેલી છે.

---

# વાર્તા ૧૬૧ મો, વૈષ્ણવ ૧૬૧ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક રાજારાણીની વાર્તા.

એક રાજા અને રાણી હતાં તે બન્ને શ્રીગુસાંઇજીનાં સેવક હતાં. તે ભગવત્સેવા કરતાં હતાં. એમને એક પુત્રી થઇ. તે જ્યારે પુખ્ત ઉમરની થઈ ત્યારે તેમને તેના લગ્ન માટે ચિંતા થઇ. રાણીએ કહ્યું કોઇપણ અન્યમાર્ગી સાથે પુત્રીને પરણાવવી નહિ. પછીથી એક વૈષ્ણવ રાજા મળી આવ્યો તેની સાથે એ પુત્રીનો વિવાહ કર્યો. લગ્ન કરી રહ્યા પછી તે વૈષ્ણવ રાજા તેની સ્ત્રીને પોતાને ઘેર લઇ ગયો, અને અન્ય સ્ત્રીઓ ભેગી તેને મૂકી. પોતે એકલો ભગવત્સેવા કરતો હતો. જ્યારે તે પુત્રીએ તેને કહ્યું "મને પણ સેવા કરવા દો" ત્યારે તે રાજાએ કહ્યું "જો સેવા કરવાની ઇચ્છા હોય, તો અમૂક શેઠને ઘેર જા અને મને ત્યાં જળની ગાગર લાવી દે અને એ ગાગર ભરવાના જે પૈસા આવે તે મને આપ તો હું તને સેવા કરવા દઉં." આ સાંભળીને તે પુત્રી તે શેઠને ઘેર ગઇ, અને જળની ગાગર ભરી લાવી શેઠે ગાગરના જળથી ઝારી ભરી. પછી રાજાની સ્ત્રીએ કહ્યું "ગાગર ભરી લાવવાના પૈસા મને આપો."ત્યારે શેઠે કહ્યું "આ જળની ઝારી શ્રીઠાકોરજી આરોગ્યા છે. તેથી તેનું ન્યોછાવર સર્વસ્વ છે માટે મારા ઘરમાં જેટલું દ્રવ્ય છે તે બધું લઇ જાવ. આથી રાણીને જ્ઞાન થયું." મારે ઘેર શ્રીઠાકોરજીની સેવા છે. જો એક ગાગરની આટલી બધી કિંમત છે તો આખો દિવસ સે-

વા કરવામાં આવે તો તેની શી કિંમત થાય ? પછી ઘેર આવીને પતિને પગે પડી અને કહ્યું "મેં તમારી કૃપાથી ભગવત્સેવાનું સ્વરૂપ જાણ્યું છે, માટે હવે સેવા વગર હું અન્નજળ લઇશ નહિ. રાજાએ પછી પ્રસન્ન થઇને રાણીને સેવા કરવા દીધી. બન્ને સ્રીપુરૂષો સેવા કરવા લાગ્યાં. એ બન્ને એવાં કૃપાપાત્ર હતાં. એમણે અન્યમાર્ગીને પોતાની પુત્રીને પરણાવી નહી. એ પુત્રી પણ એવી કૃપાપાત્ર હતી. એને પણ ભગવત્સ્વરૂપનું જ્ઞાન થયું હતું. એ રાજા, રાણી, પુત્રી અને જમાઇ ચારે શ્રીગુસાંઇજીનાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૧ મા.

(સાર) વૈષ્ણવોએ પોતાનાં સંતાનોનો વિવાહ સંબંધ વૈષ્ણવને ત્યાંજ કરવો, અન્યધર્મીઓ દ્રવ્યપાત્ર હોય તો પણ તેને ત્યાં કદી નહિ કરવો. વૈષ્ણવ ગરિબ હોય તો પણ અન્યમાર્ગી ધનિકના કરતાં તે વધારે શ્રેષ્ઠ છે. એમ જાણવું.



## વાર્તા ૧૬૨ મી, વૈષ્ણવ ૧૬૨ મા.

### શ્રીગુસાંઇજીના સેવક શુકન જોનાર વૈષ્ણવની વાર્તા.

આ વૈષ્ણવ ગુજરાતથી શ્રીગોકુળ ગયા. અને શ્રીગુસાંઇજીના સેવક થયા હતા. એ વૈષ્ણવને એવી ટેવ હતી. કે જે કંઇ કામ કરતા તે શુકન જોઇને કરતા. એક વખત જ્યારે શુકનની વાત નીકળી ત્યારે શ્રીગુસાંઇજીએ એવી આજ્ઞા કરી કે દર્શનને માટે શુકનની જરૂર નથી- તે વખતે સુરદાસજીનું કીર્તન ગાયું. પદ.

મીઠે હેં ગોપાલ સોઇ દીન નીકે.
જોતિષ નિગમ પુરાણ બડે ઠગ, જાનો ફાંસીજીકો. ૧
જે બુઝે તો ઉત્તર દેહું વિન બુઝે મત ફીકો,
કમલ બીન દાદુર યોં તરસત સબ ઘન પરત અમીકો. ૨
ભદ્રાભલી ભરણી ભવ હરણી ચલત મેઘ અરૂણીકો,
અપને ઠોર સબે ગ્રહનીકે હરણ ભયો કસુંસીકો. ૩
સુન સૂઠ મધુકર વ્રજ આયો લે અપયશકો ટિકો,
સુરજહાં લોં નેમ ધર્મ વ્રત સો પ્રેમી કોડીકો. ૪

શ્રીગુસાંઇજીએ આ પદ શ્રીમુખથી ગાયું. ત્યારથી તે વૈષ્ણવના મનમાં દ્રઢ નિશ્ચય થયો. હવે પછી કોઇ દિવસ હું શુકન જોઇશ નહિ. એ વૈષ્ણવ

શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ ૧૬૨ મા.

(સાર) ભગવન્નામોચ્ચાર આગળ મંત્ર, જંત્ર કે શુકન તે બધાં વ્યર્થ છે. ભગવદીયથી વ્યતિરિક્તને શુકન બાધા કરે છે. ભગવદીયે તો ભગવાન જે કરે છે તે સારૂં કરે છે, એવો દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ.

---

# વાર્તા ૧૬૩ મી, વૈષ્ણવ ૧૬૩ મા.

---

## શ્રીગુસાંઇજીના સેવક એક બાઇની વાર્તા.

જ્યારે શ્રીગુસાંઇજી દ્વારકામાં પધાર્યા ત્યારે તેઓ શ્રીગોલવાડમાં મૂકામ કર્યો હતો. આ બાઈ ગોલવાડમાં રહેતી હતી. તે જળ ભરવા જતી તે વખતે આ બાઇએ શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. પછી તે શ્રીગુસાંઇજીને શરણે આવી, શ્રીઠાકોરજીને પધરાવી સેવા કરવા લાગી. આ બાઇને એક છોકરો હતો, પણ તે લૂંટવાનો ધંધો કરતો હતો. ગમે તે કોઇ રસ્તામાં મળે તેની પાસે જે કાંઈ દ્રવ્યાદિ હોય તે લુંટી લઇને મારી નાંખતો. એક દિવસ બાઇએ તે પુત્રને કહ્યું કે તું વૈષ્ણવને લુંટીશ નહિ તથા મારીશ નહિ, ત્યારે તેણે પૂછયું હું વૈષ્ણવને શી રીતે ઓળખી શકું ? ત્યારે તેણે કહ્યું જેને તું લુંટે તે માણસને આપણે ઘેર પકડી લાવજે તેને ઓળખી કાઢીશ. તે છોકરો એ પ્રમાણે કરવા લાગ્યો, એક દિવસ તે ૧૧ વેપારીને પકડી લાવ્યો હતો. તેમાં એક વૈષ્ણવ હતો. માએ તેને ઓળખી કાઢયો, તેથી તેના છોકરાને કહ્યું "આ વૈષ્ણવ છે, માટે તેને છોડી મૂક" તે સમયે તે વૈષ્ણવે કહ્યું આ દશ જણાઓ મારા ભાઈ છે, હું તેમની પાછળ મારો પ્રાણ આપીશ આ પ્રમાણે તેનો આગ્રહ જોઇ સર્વને છોડાવી મૂકયા. પછી તેણે રસોઈ કરી તે વૈષ્ણવોને મહાપ્રસાદ લેવાને કહ્યું. વૈષ્ણવે આથી પ્રસાદ લીધો. તે બાઈ, અને તેનો છોકરો, અને તેના સાથીઓ જે ૧૫૦ સ્વાર હતા તે બધાને પ્રસાદ લેવડાવ્યો. છતાં પણ મહાપ્રસાદ ખૂટયો નહિ. ત્યારે તે બાઇને આશ્ચર્ય થયું. અને તેણે પૂછયું "તમે રસોઇ ફક્ત ૧૧ માણસની કરી છે, છતાં આટલા બધા એમાંથી પ્રસાદ શી રીતે લઇ શકયા, અને હજુ લગભગ ૧૧ માણસ લે એટલો પ્રસાદ તો પડયો છે. ત્યારે તે વૈષ્ણવે કહ્યું જે ખરી મહેનત અને હકનું ખાય છે તે કોઇ દિવસ ઘટતું નથી. ત્યારે તે પુત્રે કહ્યું. મને

પણ તેવી રીતે કરતાં શીખવાડો. તે વૈષ્ણવે કહ્યું "ચોરી કરતાં મૂકી દો" આ ઉપરથી તેને શીખામણ લાગી, તે ચોરી કરતાં અટક્યો, તેમ આખા ગામને ચોરી કરતાં બંધ કર્યા. પછી તે ખેતી કરવા લાગ્યો. એ બાઈ શ્રીગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી. એના સંગથી આખું ગામ શ્રીગુસાંઇજીનું સેવક થયું હતું. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૩ મા.

(સાર) (૧) વૈષ્ણવે અનીતિના રસ્તાનું દ્રવ્ય કદી પણ લેવું નહિ તેવા દ્રવ્યનો પ્રભુ કદી પણ અંગીકાર કરતા નથી. અને તેનો સત્વર નાશ થાય છે. પણ નીતિને રસ્તે રહીને જે દ્રવ્યનું અર્જન થાય છે તે કોઇ દિવસ ક્ષય પામતું નથી, પણ ઉલટું વૃદ્ધિ પામે છે, અને તેવા દ્રવ્યનો વિનિયોગ સેવામાં કરવામાં આવ્યો હોય તો પ્રભુ ઘણીજ પ્રસન્નતાથી તેનો સ્વીકાર કરે છે. (૨) વૈષ્ણવોએ ક્ષમા વૃત્તિ રાખવી જોઇએ.

## વાર્તા ૧૬૪ મી, વૈષ્ણવ ૧૬૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક કુંભનદાસજીના પુત્ર કૃષ્ણદાસજીની વાર્તા.

આ કૃષ્ણદાસજી હંમેશાં શ્રીનાથજીની ગાયોની સેવા કરતા હતા. એક દિવસ શ્રીગુસાંઇજીએ કુંભનદાસજીને પૂછ્યું "તમારે કેટલા પુત્ર છે" ત્યારે તેમણે ઉત્તર આપ્યો "મહારાજ દોઢ પુત્ર છે" શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "દોઢ પુત્ર શી રીતે તે સમજાવો" ત્યારે તેનો જવાબ તેમણે આ પ્રમાણે આપ્યો. પુષ્ટિમાર્ગમાં ભગવત્સેવા અને ભગવદ્ ગુણાનુવાદ એ બન્ને મુખ્ય વસ્તુ છે. જે આ બન્ને કરે તે આખો, અને તેમાંથી એક કરે તે અડધો. મારો એક પુત્ર બન્ને કરે છે માટે તે આખો પુત્ર છે, બીજો ફક્ત એકજ કરે છે માટે અડધો પુત્ર છે. ચતુર્ભુજદાસ આખો પુત્ર છે. અને કૃષ્ણદાસ અડધો પુત્ર છે. શ્રીગુસાંઇજીને આથી ઘણુંજ હસવું આવ્યું, અને આજ્ઞા કરી કે વૈષ્ણવને એમજ સમજવું જોઇએ. આ કૃષ્ણદાસ રાત દિવસ ગાયોની સેવા કરતા. ગાયો ચરાવતા. એક દિવસ ગાયોમાં સિંહ આવ્યો. ત્યારે ગાયોનો પ્રાણ બચાવવાને કૃષ્ણદાસે પોતાનો પ્રાણ આપ્યો. અને સિંહના પ્રહારને ખમ્યા. તે સમયે ખીરકમાં શ્રીનાથજી ગોપીનાથદાસ ગ્વાલની પાસે ગાય દોહતા હતા, અને કૃષ્ણદાસ વાછડું પકડી રહ્યા હતા. તે ગોપીનાથદાસ ગ્વાલે જોયું હતું. કુંભનદાસજીની વાર્તામાં આ હકિકત લખી છે. એ કૃષ્ણદાસજી એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૬૪ મા.

(સાર) આ માર્ગમાં વૈષ્ણવે ભગવત્સેવા તથા ભગવત્ ગુણાનુવાદ એ બેમાંથી એક અગર બન્ને બની શકે તે બરાબર કરવા જોઇએ. જે સેવા કરવામાં આવે તેમાં તન અને મન સંપૂર્ણ ગુંથાવા જોઇએ. દેહની પણ દરકાર ન રહેવી જોઇએ.

## વાર્તા ૧૬૫ મી, વૈષ્ણવ ૧૬૫ મા.

## श्रीगुसांइजीना सेवक कृष्णभट्टना पुत्र गोकुळभट्ट अने गोविंदभट्टनी वार्ता.

આ બન્ને ભાઈઓને ન્હાનપણથી શ્રીગુસાંઇજીનું શરણ હતું.તેઓ શ્રી ગુસાંઇજી પાસે વિદ્યા ભણ્યા હતા.પુષ્ટિમાર્ગમાં શ્રીસુબોધિનીજી ઇત્યાદિ ગ્રંથોમાં ઘણા પ્રવીણ હતા.તેમ શાસ્ત્રાર્થમાં પણઘણા કુશળ હતા.મોટા થયા પછી એક ભાઈ ઉજ્જનમાં રહેતા, અને બીજા શ્રીજીદ્વારમાં રહેતા હતા. બન્ને ભાઇઓ વારાફરતી શ્રીનાથજીની સેવા વર્ષ પ્રતિવર્ષ કરતા.શ્રીગુસાંઇજીની કૃપાથી તેમનું ચિત્ત શ્રીનાથજી વગર એક ક્ષણ પણ રહી શકતું નહિ. ઘરના શ્રીઠાકોરજી અને શ્રીનાથજી એ બન્ને સ્વરૂપમાં તેમને એક સરખી પ્રીતિ હતી. તેથી બન્ને શ્રીઠાકોરજીની પ્રસન્નતા તેમના ઉપર હતી. તે શૃંગાર ધરતા, અને જો ભૂલે તો શ્રીનાથજી તેમને શીખવતા. આ બન્ને ભાઇઓ શ્રીનાથજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૫ મા.

(સાર) વૈષ્ણવોએ ભાવથી પ્રભુની સેવા કરવી. બધા શાસ્ત્રો તથા પુરાણોના જ્ઞાનનું તારતમ્ય ભગવત્સેવા છે. ઘરના સેવ્ય શ્રીઠાકોરજી અને ગુરૂ મંદિરમાં બિરાજતા શ્રીઠાકુરજીમાં કોઈપણ જાતની ભિન્નતા જોવી નહિ.

હરિ સેવા, હરિ સેવા; માગૂં હરિ સેવા, હરિ સેવા. મુને દો દેવાધિદેવા. મા. ટેક
ઇહ લોકે તથા પરલોકે, એના એ એહેવા;
ધરમ અરથને કામ મોક્ષ, તેથી નહિં લેવાદેવા. મા. ૧
રૂચે ન તમને જેહ પદારથ, તે મુને હજો વિષ જેવા;
તમને પ્રિય જે તે સેહેજે, હુંથી બનજો તત્ખેવા. મા. ૨
અવર માગૂં નીજ સંગી સંગત, જાંહાં ભક્તિરસ મેવા;
દયા દયાને એજ કરો, મન નિશ્ચળ તમ પદ રેહેવા. મા. ૩

# વાર્તા ૧૬૬ મી, વૈષ્ણવ ૧૬૬ મા.

## श्रीगुसांइजीना सेवक आग्रावासी यादवेंद्रदासनी वार्ता.

યાદવેંદ્રદાસનેશ્રીસુબોધિનીજીની સર્વ પંક્તિઓ કંઠાગ્ર હતી. તે શ્રીગુસાંઇજીની સન્નિધિમાં રહેતા. રાત દિવસ ભગવલ્લીલાનું અવગાહન કરતા. ભગવદ્રસના પ્રતાપથી તેમનામાં સખીરસ ઉત્પન્ન થયો હતો. તેમનેસર્વ પ્રકારની લીલાના દર્શનનો અધિકાર પ્રાપ્ત થયો.એક દિવસ શ્રી ગોવર્ધન નાથજીની સાથે શ્રીગુસાંઇજીનાં યુગલ સ્વરૂપમાં દર્શન થયાં. જેમ ગોપાળ દાસજીએ શ્રીવલ્લભાખ્યાનમાં ગાયું છે તેમ

રૂપ બેઉ એક તે ભિન્ન થઈ વિસ્તરે, વિવિધલીલા કરે ભજન સાર;
વિવિધ વચનાવલી નયનસેંને મળી, સંજ્ઞા સૂચવે નિશ વિહાર. ૧
વિવિધમુક્તાવલી પાટ સૂત્રે કરી, ગલસરી શોભિતા કરે સિંગાર;
વિવિધ કુસુમાવલી ગ્રથિત હાથે કરી, એક એકને કંઠે આરોપે હાર. ૨
વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્નરસ, રસ મસ્યા અર્પતે બહુ પ્રકાર;
વિવિધ બીડાં સુગંધ કર્પુર એલચી, લવિંગ પુંગી અને ખેરસાર, ૩

યાદવેંદ્રદાસજીને આવા પ્રકારનાં દર્શન થયાં. એમના ઉપર શ્રીગુસાંઇજીની અત્યન્ત કૃપા હતી. જેમ જેમ એ દર્શન કરતા તેમ તેમનવાં નવાં પદ બનાવીને ગાતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૬ મા.

(સાર) મહાનુભાવી વૈષ્ણવો પ્રભુની નાનાવિધ સર્વ વિચિત્ર લીલા પ્રેક્ષણના અધિકારિ થાય છે.તેમને કોઈ પણ જાતનો પ્રતિબંધ હોતો નથી.તે પ્રભુમય હોયછે, તેથી તેમને સંસારના કોઇ પણ પદાર્થમાં અગર કાર્યમાં રૂચિ રહેતી નથી. સંસાર એ વસ્તુજ તેમની પાસે હોતી નથી. પ્રભુના પ્રમેય બળના પ્રતાપથી તેમની દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થયેલી હોય છે અને તેથી તેઓ પ્રભુનાં દર્શન સર્વત્ર કરે છે. ધન્ય છે આવા પરમ ભાગ્યવાન્ વૈષ્ણવોને! હર તથા બ્રહ્મા પણ જેમના દાસ થવાની ઇચ્છા રાખે છે !

# વાર્તા ૧૬૭ મી. વૈષ્ણવ ૧૬૭ મા.

## श्रीगुसांइजीना सेवक मथुरामल अने हरजीमल बे भाइनी वार्ता.

જ્યારે પુરૂષોત્તમદાસ ચોપડા ક્ષત્રી વૃદ્ધ થયા, અને શ્રીલાડલેશજીની સેવા તેમનાથી થઇ શકી નહિ, ત્યારે શ્રીલાડલેશજીએ શ્રીગુસાંઇજીને આજ્ઞા કરી "મારી સેવા હવે પુરૂષોત્તમદાસથી થઇ શકતી નથી, માટે મથુરામલ

અને હરજીગલને કરવાની આજ્ઞા આપો" પછી શ્રીગુસાંઇજીએ તે પ્રમાણે કર્યું. આ બન્ને ભાઇઓ ઘણી પ્રીતિથી શ્રીલાડલેશજીની સેવા કરવા લાગ્યા. શ્રીલાડલેશજી બન્ને ભાઇઓ સાથે કલહ કરતા અને વિવિધ પ્રકારની સામગ્રી માગતા. બન્ને ભાઇઓ પ્રભુને પ્રસન્ન રાખતા. જે પ્રમાણે પ્રભુને ઉદાસીનતા ન થાય તે પ્રમાણે કરતા. એ બન્ને ભાઇઓ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. તે મન, કર્મ અને વચનથી શ્રી લાડલેશજીને પ્રસન્ન કરતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૭ મા.

(સાર) પ્રભુની સેવા બાળક તરિકે કરવી. તેમને પણ શીત તથા ઉષ્ણતા લાગે છે એમ મનમાં સમજવું જોઇએ. સુંદરમાં સુંદર વસ્તુઓ પ્રભુને આરોગાવવી. તેમને અલ્પ પણ કલેશ પડવો ન જોઇએ. આ ભાવથી વૈષ્ણવે સેવા કરવી જોઇએ.

રાગ સોહિણી.

સેહેજરો પ્રેમ રસ પાજો મ્હારાજ ઓરસ કીધાં મેંતો પ્યાસી;<br>
રાવરા સુખરી ઉઠી અભિલાખા, બિન મૂલરી મેં દાસા. મ્હારા. ૧<br>
ચાર પદારથ મેં નહિ ચાહું, ચાહો મેંતો ખાસાદિ ખવાસી;<br>
દયારામ પ્રીતમ મ્હારી એહી અરજ હૈં, બસો દ્રગ બ્રજરા બિલાસી. મ્હારા. ૨

પ્રભુના સુખની અભિલાષા ભક્તના હૃદયમાં સ્ફુરવી જોઇએ અને દાસ દાસી તરિકે પ્રભુની સેવા કરવી. ચાર પ્રકારની મુક્તિ તેની પણ દરકાર કરવી નહિ, માત્ર સેવા એજ વૈષ્ણવનો પરમ ધર્મ છે.

## વાર્તા ૧૬૮ મી. વૈષ્ણવ ૧૬૮ મા.

### श्रीगुसांइजीना सेवक एक बलाइनी वार्ता.

જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતથી વ્રજ પધારતા હતા, તે વખતે તે રસ્તામાં માર્ગ ભુલી ગયા. તેવામાં એક બલાઇ તેમને મળ્યો. વૈષ્ણવોએ તેને રસ્તો પૂછયો, ત્યારે બલાઇએ કહ્યું "આ રસ્તે ચોર લોકો રહે છે, તે લોકોને લુંટી લેછે, માટે ચાલો બીજે રસ્તે હું તમને લઇ જઉં" પછી તે બધાંને સારે રસ્તે થઇને લઇ ગયો. પછી જ્યારે તેનું ગામ પૂછવામાં આવ્યું, ત્યારે તેણે કહ્યું "મારૂં ગામ આ રસ્તામાં આવશે" શ્રીગુસાંઇજીનાં માણસોએ કહ્યું" જો તું અમારી સાથે આવે તો અમે તને ખાવાનું આપીશું અને બધો ખર્ચ પણ આપીશું."તે પછી શ્રીગુસાંઇજીની આજ્ઞાનુસાર તેમની સાથે ગયો. રસ્તામાં બધાંએ મુકામ કર્યો. ત્યાં રસોઇ કરી અને શ્રીઠાકોરજીને

ભોગ ધરાવ્યો, અને બધાએ પ્રસાદ લીધો. પ્રથમ શ્રીગુસાંઇજીએ ભોજન કર્યું, પછી વૈષ્ણવને પ્રસાદ લેવડાવ્યો. અને જુઠણ હતું તે એ બલાઇને આપ્યું. જુઠણ લેતાંની સાથે તે બલાઇનું અંતઃકરણ ઘણુંજ નિર્મળ બની ગયું. શ્રીગુસાંઇજીનાં દર્શન સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમના જેવાં કર્યાં, પછી શ્રીગુસાંઇજીને વિનતિ કરી "મને આપ શરણ લો" શ્રીગુસાંઇજીએ તેને નામ સંભળાવ્યું. તે હંમેશાં શ્રીગુસાંઇજીની સાથે જતો અને વૈષ્ણવોનું જુઠણ લેતો. આ પ્રમાણે દરરોજ તેનો ભાવ વધતો ગયો. પછી તેનું ગામ આવ્યું. શ્રીગુસાંઇજીએ ત્યાં મુકામ કર્યો. તેની સ્ત્રીને પણ વૈષ્ણવ બનાવી અને તેને જુઠણ ખવડાવ્યું. આ સ્ત્રીને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ. પછીથી તે પોતાને ઘેર આવી. તેને ઘરના રસ્તે આવતાં વિરહતાપ થયો. અને મૂર્છા આવી ગઈ. આથી બલાઇએ જાતે તેને ઉઠાડી અને શ્રીગુસાંઇજીનાં દર્શન તેને કરાવ્યાં પછી તેની મૂર્છા વળી. પછી બલાઈ અને તેની સ્ત્રી બન્ને શ્રીગોકુળ શ્રીગુસાંઇજી સાથે ગયાં. માણસોથી દૂરને દૂર તે ચાલતાં હતાં. જ્યારે બધા શ્રીયમુનાજીના ઘાટપર આવ્યા, ત્યારે બધાં નાવમાં બેઠાં, પણ તેમને કોઇ બેસાડતું નહિ, કારણકે તે બલાઇ તેમને અભડાવશે એવો ડર દરેકને હતો. આથી તેમને ત્યાં બેસી રહેવું પડયું. બીજાં બધાં પાર ઉતર્યાં. બધાંને શ્રીગુસાંઇજીનાં દર્શન થયાં, પણ તેમને ન થયાં, આથી તેમને વિરહતાપ ઘણો થયો. અને તાવ ચઢયો જ્યારે શ્રીગુસાંઇજીને આ વાતની ખબર પડી ત્યારે તેમને તેડવાને માણસ મોકલ્યું. આ વખતે તેઓ મૂર્છામાં હતાં. એ બન્ને જણને નાવમાં બેસાડયાં અને પાર ઉતાર્યાં તોપણ મૂર્છા શાન્ત થઈ નહિ. પછીથી શ્રીગુસાંઇજી જાતે પધાર્યા, અને તેમને ચરણ સ્પર્શ કરાવ્યો. ત્યારે તેમની મૂર્છા ખુલ્લી થઈ. આ વખતે તેમણે શ્રીગુસાંઇજીને વિનતિ કરી. "મહારાજ, આપનાં દર્શન વિના અમારા પ્રાણ રહેશે નહિ." આથી શ્રી ગુસાંઇજીએ દયા કરીને તેમને શ્રીપાદુકાજીની સેવા પધરાવી દીધી અને કહ્યું "આની તમે નિરન્તર સેવા કરો. જ્યારે જ્યારે તમને કોઈ મનોરથ થશે ત્યારે ત્યારે હું તેમાંથી રૂપ ધારણ કરીને તમને દર્શન આપીશ ફલ, ફુલ, મેવા અને દુધની સામગ્રીથી સેવા કરજો. સેવા એકાન્ત સ્થાનમાંજ કરવી. એ બલાઇ પછી એકાન્ત વનમાં કોઈ એક પર્વતની ગુફામાં જઇને રહ્યો. અને શ્રીપાદુકાજી પધરાવી સેવા કરવા લાગ્યો. ફલ ફુલ લાવી ભોગ ધરવા લાગ્યો. શ્રીગુસાંઇજી હંમેશાં સાંઝ સવાર તેને દર્શન દેતા. કોઇવાર પુસ્તક

વાંચતા, કોઇવાર જપ કરતા, કોઇવાર સંધ્યાવંદન કરતા. તેમના દરેક મનોરથ પ્રમાણે પ્રકટ થઇને દર્શન આપતા. એક વખતે બલાઇની સ્ત્રીએ તેના પતિને કહ્યું " આ મારો મણકો વેચીને પુણી અને ચરખો લાવી દો. બલાઇએ તે પ્રમાણે કર્યું. સ્ત્રી ચરખો કાંતતી. આ રીતે દ્રવ્યસંપાદન કરતાં. આવી રીતે પાંચસાત રૂપીઆ એકઠા કર્યા. પછી તે એક ગાય લાવ્યા. અને તેના દુધમાંથી વિવિધ પ્રકારની સામગ્રી પણ તૈયાર કરવા લાગ્યા.ગાયના કાનમાં શ્રીઅષ્ટાક્ષર મંત્રનો ઉચ્ચાર કર્યો હતો. આથી તે ગાય નિર્ભય રિતે વનમાં ચરતી હતી. ગાય અને બળદ સિવાયના બીજાઓને આ ગાય સિંહ સમાન દેખાવા લાગી.કોઇપણ જાતના ડર સિવાય તે ગાય વનમાં ફરતી હતી. કોઈ માણસ અગર પશુ તેની પાસે આવી શકતું નહિ. હમેશાં કામધેનુની માફક તે દુધ દેવા લાગી. બન્ને સ્ત્રી પુરૂષોએ કંદરામાં સેવા કરવા માંડી. એક દિવસ ચાર બ્રાહ્મણો ભૂલા પડયા. તેથી તેઓ વનમાં આવ્યા, તેમણે તે બ્રાહ્મણને પૂછયું " તમે કેમ આવ્યા છો ? તેઓએ જવાબ આપ્યો " અમારા ગામના રાજાએ બધા બ્રાહ્મણોને કેદ કર્યા છે, અને કહે છે કે તમે બધા મારા બાપના લાખો રૂપીઆ ધર્માદા તરિકે ખાઈ ગયા છો. તે પાછા આપી જાઓ અગર મારા બાપના નામનો પત્ર લાવો તોજ તમારી હકિકત સાચી માનીશ. આ દુઃખને લીધે અમે અહિઆં નાસીને આવતા રહ્યા છીએ " આ હકિકત સાંભળીને સ્ત્રીએ કહ્યું તમારા રાજાનો બાપ નરકમાં પડયો છે તે હું અહિં રહીને જોઈ શકું છું ! તમારી ઇચ્છા હોય તો હું તેની સાથે મેળાપ કરી દઉં. બ્રાહ્મણો હાથ જોડીને બોલ્યા જો એમ હોય તો જેમ બને તેમ જલદીથી અમારો મેળાપ કરાવો તો સારૂં" ત્યારે બલાઇની સ્ત્રીએ તેને કહ્યું આંખ બંધ કરી દો. ભગવાનની કૃપાના બળથી તે સ્ત્રીએ તે બધાઓને યમલોકમાં મોકલી દીધા, તે ચારે બ્રાહ્મણો યમરાજાને કહીને તે રાજાના પિતાને મળ્યા. અને બધા સમાચાર નિવેદન કર્યા. તેની પાસેથી પત્ર પણ લખાવી દીધો તેમાં લખ્યું હતું કે જે દિવસથી બ્રાહ્મણ કેદમાં છે તે દિવસથી હું નરકમાં પડેલો છું. જો તારે દ્રવ્ય જોઈતું હોય તો અમુક જગ્યાએ ખજાનામાં પડેલું છે તેમાંથી તારે જેટલું જોઇતુ હોય તેટલું કાઢજે. બીજાને હાથે કઢાવીશ નહિ. આવો પત્ર લખાવી લઇને ચારે જણાઓ એ આંખ મીચી પછી બલાઇની સ્ત્રીનું ધ્યાન કર્યું. આંખ ખુલ્લી કરીને જુએ છે તો પર્વતની ગુફામાં તે જઇ પહોંચ્યા છે. અને

બલાઇની સ્ત્રીને કહ્યું " તમે અમને જીવિત દાન આપ્યું છે.બલાઇએ કહ્યું " એ સર્વ પ્રતાપ શ્રીગુસાંઇજીનો છે " અમે જાતે બલાઇ છીએ. અમારી છાયાથી પણ તમે તો અભડાવ. પણ આ સર્વ શ્રીગુસાંઇજીનો પ્રતાપ છે. સાક્ષાત્ નંદકુંવર શ્રીગોકુળમાં બિરાજે છે. આ બ્રાહ્મણ શ્રીગોકુળ ગયા અને શ્રીગુસાંઇજીના સેવક થયા. પછી રાજાની પાસે પત્ર લઇને ગયા. એ બલાઇ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૮ મા.

(સાર) વૈષ્ણવના જૂઠણનો પ્રતાપ અધિક છે. ગમે તેવો મલિન કર્મ કરનાર અગર અધમયોનિનો માણસ હોય પણ જો એક વખત વૈષ્ણવનું જૂઠણ લે તો, તેનાં કર્મ બંધનો દૂર થઇ જાય છે અને તેની હીનતા અગર અધમતા ટળી જાય છે. (૨) પ્રભુનાં દર્શન કરવામાં વિરહ અત્યન્ત થવો જોઇએ. વિરહ ભાવથી પ્રેમ વેલીને સિંચન મળે છે, અને તેનું પોષણ થાય છે. વિરહના અભાવે તે ખીલી શકતી નથી. શ્રીગોપીજનોને જ્યારે અત્યન્ત [૧]વિરહ થયો ત્યારેજ પ્રભુ તેમની આગળ પ્રકટ થયા અને રાસોત્સવ ક્રીડાનું દાન તેમને દીધું. (૩) ગુરૂને માટે અવિચલ અને દૃઢ પ્રીતિ થવી જોઇએ. (૪) ભક્તજને ફક્ત સેવામાંજ ચિત્ત ગુંથાયલું રાખવું. સેવા પણ એકાન્ત સ્થળમાં કરવી. જ્યાં મનુષ્યોનો બહુ સંચાર હોય ત્યાં ન કરવી. (૫) નિષ્કિંચન સ્થિતિમાં પ્રભુ વહેલા મળે છે. (૬) અષ્ટાક્ષર મંત્ર વૈષ્ણવને કોઇપણ સ્થળે નિર્ભય બનાવે છે.અષ્ટાક્ષર એ એવા પ્રકારનું શસ્ત્ર છે કે તેની આગળ ભય રહી શકતો નથી. (૭) શ્રીગુસાંઇજીનું કૃપા બળ હોય છે ત્યારે સ્વર્ગ અને પાતાળના લોકની, અગર અંતરિક્ષની, દુનિઆની સર્વ બાબતો વૈષ્ણવો જાણી શકે છે. (૮) વૈષ્ણવો હમેશાં બીજા જીવોના ઉપર ઉપકારજ કરે છે.

પદ લાવણી.

જાકું રટત હેં એદ શેષ શંભુસૂત સુરોજ સુરહુકું, નારદ શારદ ગુણ ગાવેજી.<br>
કાલકે કાલ ગોપાળલાલ ભજલો, માયા હેં જીનકી દાસી સબ ખલકહુ નચાવેજી.

## વાર્તા ૧૬૯ મી, વૈષ્ણવ ૧૬૯ મા,

### श्रीगुसांइजीना सेवक एक राजानी वार्ता.

એક રાજાએ બધા બ્રાહ્મણોને બંદીખાને નાખ્યા હતા. કારણકે તેમણે

[૧] જુઓ શ્રીરાસપંચાધ્યાયીના ૨૯ મા અધ્યાયમાં

इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।<br>
रुरुदुः सुस्वरं राजन्कृष्ण दर्शन लालसाः ॥

હે રાજા! શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની લાલસાથી ઉપર પ્રમાણે ગાતી તથા અનેક રીતે વિલાપ કરતી ગોપીઓ રાગ કાઢીને રડવા લાગી.

તેના બાપ પાસેથીધર્માદાના રૂપીઆ લીધા હતા. તેણે બ્રાહ્મણોને કહ્યું "તમે લોકો મારા બાપ પાસેથી લાખો રૂપીઆ ધર્માદાના ખાઇ ગયા છો તે લાવી આપો, અગર મારા બાપનો કાગળ લાવો." નહિતો હું કેદમાંથી છોડવાનો નથી. આથી ચાર બ્રાહ્મણ ત્યાંથી નાસી ગયા; અને પત્ર લઇ આવ્યા. એ વાત બલાઇની વાર્તામાં લખી છે. પછી રાજાના પુત્રે પત્ર વાંચ્યો. અને પોતાનો ખજાનો તપાસ્યો તો તેમાં પુષ્કળ દ્રવ્ય જોયું. આથી રાજાના પુત્રને વિશ્વાસ આવ્યો. તેમાંથી જેટલો પૈસો તેને જોઇતો હતો તેટલો કાઢયો. અને બધા બ્રાહ્મણોને મુક્ત કર્યા. અને એ ચાર બ્રાહ્મણનેરાજાએ પૂછયું કે આ પત્ર કેવી રીતે લાવ્યા? ત્યારે બ્રાહ્મણો બોલ્યા " શ્રીગુસાંઇજી-શ્રીવિઠ્ઠલનાથજી શ્રીગોકુળમાં બિરાજે છે તેમની કૃપાથી આ પત્ર અમે લાવ્યા છીએ,અને અમારૂં સર્વ કાર્ય સિદ્ધ થયું છે. આથી રાજા બ્રાહ્મણની સાથે આવ્યો અને શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજીનો સેવક થયો. શ્રીનાથજીનાં દર્શન કર્યાં. વ્રજયાત્રા પણ કરી. ભગવત્સેવા પધરાવી પોતાને દેશ આવ્યો. અને શ્રદ્ધાપૂર્વક સેવા કરવા લાગ્યો.અને વૈષ્ણવોનો સત્સંગ કરતો. આ પ્રમાણે કરવાથી રાજાની બુદ્ધિ નિર્મળ થઇ તેને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ.એ રાજા ભગવત્સેવાનો ત્યાગ કરીને બીજા કોઇપણ કાર્યમાં ચિત્ત જોડતો નહિ. રાત દિવસ ભગવત્સેવા અને ભગવાનની લીલાનું ચિંત્વન તેને થતું. એ રાજા શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૬૯ મા.

(સાર) જે દ્રવ્ય ધર્માદા નિમિત્તે જુદુ કાઢેલું હોય તે કદીપણ પોતાના ગૃહના કાર્યના ઉપયોગમાં લેવું જોઇએ નહિ. વૈષ્ણવનો સંગ રૈરવ નર્કમાંથી પણ જીવને મુક્ત કરે છે, અને તેનો ઉદ્ધાર કરે છે. શ્રીગુસાંઇજી જ્યારે કૃપા કરે છે ત્યારે ગમે તેવો હીન જીવ હોય તો પણ તે શુદ્ધ હૃદયનો અને સાત્વિક બને છે. માટે જીવે શ્રીગુસાંઇજીનું શરણ કદીપણ મૂકવું નહિ.

## વાર્તા ૧૭૦ મી. વૈષ્ણવ ૧૭૦ મા.

### શ્રીગુસાંઇજીના સેવક સગુણદાસની વાર્તા.

આ સગુણદાસ રૂપસનાતનના સેવક હતા. તે આખો વખત વ્રજમાં ફર્યા કરતા હતા. જ્યારે તે શ્રીગોકુળ ગયા ત્યારે શ્રીગુસાંઇજી શ્રીઠકુરાણી ઘાટપર બિરાજતા હતા. સગુણદાસને સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન

થયાં શ્રીગુસાંઇજીએ તેમને નજીક આવવાની આજ્ઞા કરી.સગુણદાસે મનમાં વિચાર કર્યો કે શ્રીગુસાંઇજીએ મને કોઇ સમયે દીઠો નથી, અને છતાં મને ઓળખી ગયા છે, કારણકે તેમની નિકટ મને બોલાવે છે, માટે તે સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમજ છે. માટે હવે હું તેમને શરણે જઇશ. પછી શ્રીગુસાંઇજી-ને વિનતિ કરી "મહારાજ મને કૃપા કરી શરણે લો" શ્રીગુસાંઇજીએ તેમને સ્નાન કરવાની આજ્ઞા કરી. તે પ્રમાણે એ ન્હાઇ આવ્યા. પછી નામ નિ-વેદન કરાવ્યું. સગુણદાસને ભગવદ્દલીલાની સ્ફુર્તિ થઇ. તેમણે શ્રીઠાકોરજી, શ્રીગુસાંઇજી તથા શ્રીમહાપ્રભુજીનાં સહસ્રાવધિ નવાં પદ બનાવ્યાં છે. સગુ-ણદાસજીને શ્રીઠાકુરજી જેવી લીલાનો અનુભવ કરાવતા તેવાં પદ તે ગાતા હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૭૦ મા.

(સાર) શ્રીગુસાંઇજી અંતર્યામિ છે, એથી સર્વવસ્તુ એમને વિદિત છે. જે જીવ-નો ઉદ્ધાર કરવો હોય તેના ઉપર માત્ર કૃપાકટાક્ષ નાખીને પોતાના માર્ગમાં ખેંચી લે છે એ એમની અપરિમીત દયા છે. જો તેમની દયાથી જીવનો ઉદ્ધાર થતો ન હોય તો આ દોષના ભરેલા અને પામર જીવમાં કોઇપણ જાતની ગુંજાસ નથી કે તે પ્રભુનાં ગુણનું પણ સ્મરણ કરી શકે. ખરેખર ગોપાળદાસજી ગાય છે તે પ્રમાણે:-

નિ:સાધન જનહિત કરેવા, શ્રીનાથ વિઠ્ઠલ આવીઆ;
વ્રજમાં તે હિંડે મલપતા તે, વ્રજ સખી મન ભાવીઆ.

સૂરદાસજીએ પણ ગાયું છે

ભજ સખી ભાવ ભાવિક દેવ.
કોટિ સાધન કરો કોઉ તોઉ ન માને સેવ.
ધૂમ્રકેતુ કુમાર માગ્યો, કોન માર્ગ રીતિ.
પુરૂષ તેં ત્રિયભાવ ઉપજ્યો, સબે ઉલટી રીત.
બસન ભૂષણ પલટ પહેરે, ભાવ સોં સંજોય.
ઉલટ મુદ્રા દઇ અંકન વર્ણ સૂધે હોય.
વેદ વિધિકો નેમ નાહીં, પ્રીતકી પહિચાન;
વ્રજ વધૂ વશ કિયે મોહન, સૂર ચતુર સુજાન.

## વાર્તા ૧૭૧ મી, વૈષ્ણવ ૧૭૧ મા.

### श्रीगुसांइजीना सेवक मन्नालाल तथा गोवर्धनदासनी वार्ता.

આ બન્ને જણ ભાઇઓ હતા. તેઓ શ્રીગુસાંઇજીના સેવક થયા હતા. શ્રીગુસાંઇજીએ તેમને સેવા પધરાવી દીધી હતી. બન્ને ભાઇ વ્રજમાં રહીને

સેવા કરતા. હમેશાં શ્રીગુસાંઇજીનાં દર્શન કરતા. ઘણાં દિવસ વ્રજમાં રહ્યા અને સર્વ પ્રકારની સેવાની રીત શીખ્યા. પછી પોતાને દેશ આવ્યા. એટલામાં ખેલના દિવસો આવ્યા. સેવા કરતી વખતે રાજ ભોગ સરાવી શ્રીઠાકોરજીને ખેલાવા લાગ્યા. શ્રીઠાકોરજીએ કહ્યું "તમે મને પહેલાં ખેલાવીને પછી રાજભોગ ધરો.તો ઘણું સારૂં. તેમણે કહ્યું તેનું કારણ શું ? શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી જ્યારે ખેલથાય છે ત્યારે સર્વ સખા અને વ્રજ ભક્તો મારી સાથે ખેલવા આવે છે. તેથી જો ખેલ થઇ રહે અને તરતજ રાજભોગ આવે તો બધા સખાઓ અને વ્રજ ભક્તો મારી સાથે પ્રસાદ લે. મને તેથી ઘણો આનંદ થાય છે. તેમને જોઇને મને ભોજન સારૂં ભાવે છે. આ સાંભળી બન્ને ભાઇઓ શ્રીગુસાંઇજીની આજ્ઞા લેવા ગયા. કારણકે નવરત્નમાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે " सेवा कृतिर्गुरो राज्ञा " સેવા કૃતિ ગુરૂની આજ્ઞા પ્રમાણે કરવી. મન્નાલાલે શ્રીગોકુળ જઇને તે માટેની વિનતિ કરી.ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી " પુષ્ટિમાર્ગમાં બે ક્રમ છે. શ્રીઠાકોરજીની ઇચ્છા પ્રમાણે કરો. પછી શ્રીગુસાંઇજીની આજ્ઞા લઇને મન્નાલાલ પાછા આવ્યા. રાજભોગ ધર્યા પહેલાં શ્રીઠાકોરજીને ખેલાવવા લાગ્યા. આ બન્ને ભાઇઓ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. શ્રીગુસાંઇજીની વાણી ઉપર તેમને અત્યન્ત વિશ્વાસ હતો. શ્રીઠાકોરજીને તે બાળક સમજતા હતા. તેમનો ભાવ એવો નિર્મળ હતો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૭૧ મા.

(સાર) આ માર્ગમાં પ્રમાણબળ ખપમાં આવતું નથી. જો કે આ માર્ગની સેવાની વિધિ અમુક ક્રમાનુસાર રચેલી છે, છતાં પણ પ્રભુની સ્વયં ઇચ્છા અમુક પ્રકારની થાય તો તે વિધિને પડતી મૂકવી પડે છે, આથીજ આ માર્ગની પ્રમેયતા સિદ્ધ થાય છે. સામાન્યત: ક્રમાનુસાર સેવા કરવાની છે, પણ વિશેષ અપવાદનાં દૃષ્ટાન્તોમાં ક્રમનું ઉલ્લંઘન થઇ શકે છે, પણ તે પ્રભુની ઇચ્છાને અવલંબીનેજ, સ્વેચ્છાએ પોતાની અનુકુળતા માટે નહિજ. એમ કરવાથી શ્રીઠાકોરજીને શ્રમ પહોંચે છે અને તેથી અપરાધ લાગે છે. માટે પ્રભુ ઇચ્છા એજ બળવાન છે. જયારે ભક્તની સ્વેચ્છા સર્વથા વર્જ્ય છે.

---

## વાર્તા ૧૭૨ મી. વૈષ્ણવ ૧૭૨ મા.

---

### श्रीगुसांइजीना सेवक भगवानदास भीतरीआनी वार्ता.

એ જાતે સાચોરા બ્રાહ્મણ હતા. તે શ્રીગુસાંઇજીના સેવક થયા હતા.

શ્રીગુસાંઇજીની આજ્ઞાથી શ્રીનાથજીની સેવામાં તે રહેતા હતા. તે શુદ્ધ અં-
તઃકરણથી જેમ રાજાથી સેવક ડરે છે, તેમ ભીતિ રાખીને શ્રીઠાકોરજીની
સેવા કરતા. વળી બાળકના જેવી વાત્સલ્યતા પણ રાખતા. સર્વથી અ-
ધિક સ્નેહ રાખતા. શ્રીનાથજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન હતા. એક દિવસ
ભગવાનદાસના દેખતાં શ્રીનાથજી શ્રીગુસાંઇજીની સાથે વાતો કરતા હતા.
શ્રીગુસાંઇજીએ પૂછ્યું "આજે શ્રીનાથજી વાતો કરતા હતા, તે તેમણે શું
કહ્યું તે તમે સમજ્યા?" ભગવાનદાસે બે હાથ જોડીને વિનતિ કરી" હું પા-
મર જીવ એ બાબતમાં શું સમજું. આપની કૃપા વગર મારાથી શી રીતે
સમજાય." આ સાંભળી શ્રીગુસાંઇજી પ્રસન્ન થયા. શ્રીનાથજી, ભગવાનદા-
સની સાથે બોલવા લાગ્યા અને સર્વ વાત જણાવવા લાગ્યા. આ ભગવા-
નદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૭૨ મા.

(સાર) શ્રીઠાકોરજીની સેવા કરતી વખતે ઘણો ભય મનમાં રાખવો જોઇએ. સેવા વિધિમાં કોઇ પણ જાતનું સ્ખલન ન થાય તેને માટે સાવચેતી રાખવી. (૨) શ્રીઠાકોરજી બાળક છે એમ ભાવ રાખીને સેવા કરવી. એમને પણ શીત તથા ઉ-ષ્ણતા બાધા કરે છે, તેમ સમજવું જોઇએ. (૩)

## વાર્તા ૧૭૩ મી, વૈષ્ણવ ૧૭૩ મા.

### श्रीगुसांइजीना सेवक एक शेठ अने विरक्तनी वार्ता.

આ બન્ને જણાએ શ્રીગુસાંઇજીની સાથે વ્રજયાત્રા કરવા ગયા. વિર-
ક્ત વૈષ્ણવ ચપટી માગીને નિર્વાહ કરતા. એક દિવસ વિરક્ત વૈષ્ણવે રસોઇ
કરી, એટલે રસોડાની મેંડ પરથી કુતરો નીકળી ગયો. તેથી રસોઇ અભડાઇ
ગઇ એવી શંકા એને ઉત્પન્ન થઇ. તેણે શ્રીગુસાંઇજીને આ બાબત વિષે
પૂછ્યું ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું કંઇ હરકત નહિ. [illegible] શેઠની
રસોઇમાં થઇને કુતરો પસાર થયો ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, તારી
રસોઇ અભડાઇ ગઇ છે. શેઠે ફરીથી સામગ્રી મંગાવી અને રસોઇ કરાવી.
બીજે દિવસે શેઠે વખત જોઇને શ્રીગુસાંઇજીને પૂછ્યું "મહારાજાધિરાજ, વિ-
રક્ત વૈષ્ણવની રસોઇ ન અભડાઇ અને મારી અભડાઇ તેનું કારણ
શું હશે. [illegible] શ્રીગુસાંઇજીએ
આજ્ઞા કરી કે વિરક્ત વૈષ્ણવ તો ચપટી માગી લાવીને નિર્વાહ કરે છે ત-

રહે છે. આની ઉમર પોણોસો વર્ષની છે. અને છોકરીની ઉમર સાઠ વર્ષની છે. એ બન્ને જણાં અહિંઆં સેવા કરે છે. તે આચાર વિચાર બરાબર પાળતાં નથી. આ સાંભળીને શ્રીગુસાંઇજી તે મા દીકરીને ઘેર પધાર્યા. અને તેમને પૂછયું શો સમય છે? બાઇએ કહ્યું "રાજ, ઉત્થાપનનો" શ્રીગુસાંઇજી અંદર પધાર્યા તો શ્રીઠાકોરજીને બાજરીના દાણા આરોગતા જોયા. શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી "આપ આ પ્રસાદ લો. શ્રીગુસાંઇજીએ ભોગ સરાવ્યો અને બહાર પધાર્યા. પછી પોતે પણ આરોગ્યા. તે મા દિકરીનું હૃદય સ્નેહથી ભરાઈ આવ્યું, અને તેમણે વિચાર કર્યો શ્રી ગુસાંઇજી કેવા દયાળુ છે. બીજા વૈષ્ણવો જે તેમનો તિરસ્કાર કરીને તેમની સાથે વ્યવહાર કરતા ન હોતા તેમણે પણ પ્રસાદ લીધો. મોટા મોટા વૈષ્ણવો પણ નિત્ય તેમને ઘેર બાજરીના દાણા લેવા આવતા. જે દિવસથી શ્રીગુસાંઇજી બાજરી આરોગ્યા ત્યારથી બધા વૈષ્ણવો તે ડોસીની સાથે સારો મેળાપ રાખવા લાગ્યા. આ મા પુત્રી શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા. સંપૂર્ણ વૈ, ૧૭૪ મા.

(સાર) પ્રભુ ભાવથી પ્રસન્ન થાય છે. ભાવથી જે કોઈ વસ્તુ પ્રભુને આરોગાવી હોય તે ઘણી પ્રસન્નતાથી પ્રભુ આરોગે છે. ભક્ત કવિ ખરેખર કહે છે કે–

"કેવલ એક ભાવ ભૂખ ગિરધારી, કોઇ વસ્તુના હરિ મનહરરી"

સુદામાજી પ્રભુની પાસે તાણ્ડુલ મુષ્ટિ લઇને ગયા તે પ્રભુએ કેવા હર્ષથી આરોગ્યા તેનું સુંદર વર્ણન નીચેના પદમાં કરવામાં આવ્યું છે.

પદ. રાગ કેરબો.

મીલને સુદામાજી આયે, સુદામાજી આયે; જાકર કહિયો સમાચાર.
મુષ્ટિ એક તાંદુલ લાયે. લીને બગલ છુપાય;
ફાટે તુટે વસ્ત્ર પહેરે, જાનો બાબાજીકે મહેલ,
હસ હસ પૂછે રાની રૂક્મિની, કોન દેશ તમારો કોન ગામ;
બાલપનેકે મિત્ર હમારે, ભનતે એક ટંકશાળ;
ફાટી તુટી ઝુંપડી હમારી, ગુન ગાયે દયાલાલ;

મર્યાદા માર્ગીય ભક્તોને પ્રભુ આવું સુખ આપે છે, તો પછી નિષ્કામ વૃત્તિ વાળાં પુષ્ટિભક્તોના ભાગ્યની તો વાતજ શી કરવી!

---

## વાર્તા ૧૭૫ મી, વૈષ્ણવ ૧૭૫ મા.

### શ્રીગુસાંઇજીના સેવક ગોપાળદાસની વાર્તા.

ગોપાળદાસ વડનગરા નાગર હતા. જ્યારે શ્રીગુસાંઇજી વડનગર પધાર્યા

ત્યારે તે સેવક થયા હતા. શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા. ગુજ-રાતમાંથી જે સંઘ નીકળ્યો તેની સાથે ગોપાળદાસ શ્રીગોકુળ આવ્યા. અને શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. દર્શન કર્યા પછી શ્રીગુસાંઇજીએ ભોજન કર્યું અને ગોપાળદાસજીને જુઠણની પાતળ ધરી. ગોપાળદાસ બહાર આવ્યા અને સંગવાળા માણસોને કહ્યું "તમે બધા મહાપ્રસાદ લો." આથી વૈષ્ણવો બધા પ્રસાદ લેવા બેઠા. શ્રીગુસાંઇજીના જુઠણમાંથી ગોપાળદાસજીએ પાંચસો વૈષ્ણવોની પાતળ કરી, અને તે બધાને પ્રસાદ લેવડાવ્યો. તેમ છતાં પણ જુઠણ ઘટયું નહિ. ત્યારપછીથી ગોપાળદાસ પ્રસાદ લેવા બેઠા તો પણ જુઠણતો હતું તેને તે પ્રમાણે હતું. શ્રીગુસાંઇજી-એ ગોપાળદાસને કહ્યું "કેમ છે, ત્યારે ગોપાળદાસે વિનતિ કરી" જ્યાં સુધી જુઠણ હોય ત્યાં સુધી શી રીતે ઉઠાય. પછી શ્રીગુસાંઇજી ન્હાવાને માટે પધાર્યા. એટલામાં જુઠણ તુર્તજ ઘટી ગયું. ગોપાળદાસજી પણ ઉઠયા. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "ગોપાળદાસજી, શ્રીનાથજીએ તમારા મનો-રથ પૂર્ણ કર્યા છે. ત્યારે ગોપાળદાસજીએ જવાબ આપ્યો. આખા જગત્‌ને આપ તૃપ્ત કરો છો તો પછી મારી મનકામનાને તમે કેમ પૂર્ણ ન કરો ? આપની કૃપાથી સર્વ કામ સિદ્ધ થાય છે. એ ગોપાળદાસ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૭૫ મા.

(સાર) મહાપ્રસાદની પાતળ તે ખરેખર અક્ષયપાત્ર છે. માટે મહાપ્રસાદ પ્રેમ-પૂર્વક લેવો જોઇએ. તેમાં સામાન્ય અન્નની બુદ્ધિ રાખવી નહિ. મહાપ્રસાદમાં અન્ન બુદ્ધિથી સ્વાદ લોલુપતા રાખનારનું અનર્થ થાય છે. મહાપ્રસાદ પ્રભુનો પ્રસાદ છે. તે દ્વારા જીવ ઉપર પ્રભુની કૃપા ઉતરે છે. માટે મહાપ્રસાદને છાંડવો નહિ તથા તે-માંની એક પણ કણિકા પગ નીચે કચરાય નહિ એમ સાવચેતી રાખવી. તથા તેમાં સ્વાદ સારો છે. અગર ખોટો છે એવો વિચાર કરવો નહિ. કારણકે સ્વાદ લોલુપતા માટે મહાપ્રસાદને લેવાનો નથી.

## વાર્તા ૧૭૬ મી, વૈષ્ણવ ૧૭૬ મા.

### શ્રીગુસાંઇજીના સેવક રણછોડદાસ વૈષ્ણવની વાર્તા.

આ રણછોડદાસ બહુ પૈસાવાળા હતા. તે ગુજરાતમાં રહેતા હતા. શ્રી-ઠાકોરજી અને વૈષ્ણવોની સેવા તે સારીરીતે કરતા હતા. વૈષ્ણવ ઉપર તેમને ઘણો વિશ્વાસ હતો. એક દિવસ એક ઠગ વૈષ્ણવ તેમને ઘેર ઉતર્યો. આ

ઠગનો ઘણો આદરસત્કાર તથા સન્માન તેમણે કર્યું. પણ તે ઠગે લાગ જોઇ ને રણછોડદાસના પુત્રને એકાંતમાં મારી નાખ્યો. તથા ઘરેણું લઈ લીધું. પછી પોટલું બાંધીને ત્યાંથી નાસી નીકળ્યો. માર્ગમાં તેને રણછોડદાસ મળ્યા. તેમણે તે વૈષ્ણવને કહ્યું જેમ તેમ થાય પણ પ્રસાદ લીધા વગર હું તમને કદી પાછા જવા દઉં નહિ. આમ કહીને તેમનું પોટલું લઈ લીધું અને પાછો વાળ્યો. ઘેર આવી વૈષ્ણવને સ્નાન કરાવ્યું અને પોટલું ઓરડાની અંદર મૂકાવ્યું. રણછોડદાસની સ્ત્રીએ કહ્યું છોકરો સવારનો ક્યાંક ગયો છે તે હજુ સુધી ઘેર પાછો આવ્યો નથી, માટે તમે જઇને શોધી લાવો. તેમના ઘરની પાછળ એક બાગ હતો તે બાગમાં તે છોકરાને શોધવા માટે ગયા છોકરાની માટે બહુ તપાસ કરી તો પણ તેનો પત્તો લાગ્યો નહિ. પણ ત્યાં એક માટીનો ઢગ જોયો. માટીના ઢગલાને બહાર કાઢવાના ઇરાદાથી તેમાં હાથ નાખ્યો અને જુએ છે તો તેમનો છોકરો મરેલો ત્યાં પડ્યો હતો. આ જોઇને તેના કાનમાં શ્રીઅષ્ટાક્ષર મંત્ર કહ્યો એટલે તે એકદમ જાગી ઉઠ્યો. છોકરાને કહ્યું, ભાઇ! વૈષ્ણવ ઘેર આવ્યા છે તો તેમને જયશ્રીકૃષ્ણ કરવા તો ચાલ!" પછી છોકરો રણછોડદાસની સાથે ઘેર આવ્યો. ઠગ તો આ જોઇને વિસ્મય પામ્યો, અને રણછોડદાસને પગે પડ્યો. તેણે કહ્યું "મારો અપરાધ ક્ષમા કરો આ દુષ્ટ કર્મ મેં કર્યું છે. રણછોડદાસે કહ્યું "તમે શ્રીગુસાંઇજીને શરણે જાવ." પછી તેમણે શ્રીગુસાંઇજી ઉપર એક વિનતિ પત્ર લખી આપ્યો, તે લઇને એ શ્રીગોકુળ ગયા. આ રણછોડદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. તેમણે પોતાના પુત્રને શ્રીગુસાંઇજીની તથા શ્રીનાથજીની કૃપાથી સજીવન કર્યો. વાર્તા સંપૂર્ણ. વૈ૦ ૧૭૬ મા.

સાર-અપરાધી વૈષ્ણવ હોય તો પણ તેની ટહેલ વૈષ્ણવોએ અવશ્ય કરવી. તેના દોષ જોવા નહિ. તેના દોષોને માટે પ્રભુ શિક્ષા આપનાર છે, પણ વૈષ્ણવોએ તો તેમના તરફ પ્રેમ રાખવો જ, આથી પ્રભુનો અનુગ્રહ તેમના ઉપર જરૂરથી થાય છે, ક્ષમા એ ભક્તનું ભૂષણ છે.

## વાર્તા ૧૭૭ મી, વૈષ્ણવ ૧૭૭ મા.

શ્રીગુસાંઇજીના સેવક બે ઠગ જેમણે નારાયણદાસની સ્ત્રીને ફાંસી દીધી તેમની વાર્તા.

એ ફાંસી સંબંધી બધી વાત નારાયણદાસની વાર્તામાં લખાઇ ગઇ છે, માટે [illegible]

નારાયણદાસની સ્ત્રી જીવતી થઇ ત્યારે તે ઠગ નારાયણદાસજીને પગે લાગ્યા. અને કહ્યું "અમને વૈષ્ણવ બનાવો. ત્યારે નારાયણદાસે શ્રીગુસાંઇજી ઉપર પત્ર લખ્યો. એ પત્ર લઇને તે ઠગ શ્રીગોકુળ આવ્યા. ત્યારે શ્રીગુસાંઇજીએ તેમનું મન ફરેલું જોઇને શરણે લીધા. તેમના ઉપર કૃપા કરીને પવિત્ર બનાવ્યા. ભગવત્સેવા પધરાવી દીધી. પછીથી તે ઠગ સારા વૈષ્ણવ થયા. અત્યંત કૃપાપાત્ર થયા. તેમણે જન્મ પર્યન્ત નારાયણદાસજીનો સત્સંગ છોડયો નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૭૭

(સાર) ભગવદીયો દુષ્ટ અને મલિન આશયવાળાઓ તરફ પણ દયા યુક્ત હોય છે. તેઓ જો એમનો અપરાધ કરે છે છતાં પણ તેના તરફ તે દુર્લક્ષ હોય છે. ખરેખર તેમની હૃદયની વિશાળતાનું માપ કોણ કાઢી શકે ?

## વાર્તા ૧૭૮ મી. વૈષ્ણવ ૧૭૮ મા.

### શ્રીગુસાંઇજીના સેવક બત્રીસ લક્ષણા રાજાના પુત્રની વાર્તા.

એક રાજા હતો. તે જ્યારે ઘરડો થયો, અને તેનો અંતકાળ નજીક આવ્યો ત્યારે તેણે પોતાના પુત્રને બોલાવીને કહ્યું કે આ ગામમાં શ્યામદાસ કરીને એક વૈષ્ણવ રહે છે તેનો તું નિત્ય સત્સંગ કરજે, તેના ઉપર હમેશાં વિશ્વાસ રાખજે. એમ કરીશ તો પ્રભુ તારૂં કલ્યાણ કરશે. આ પ્રમાણે કહીને રાજા ભગવદ્ધામમાં પ્રવેશ્યો. રાજપુત્રે પછી શ્યામદાસ વૈષ્ણવને બોલાવ્યા અને બધી હકિકત કહી. ત્યારે શ્યામદાસે કહ્યું "પ્રભુ જે કરે છે તે સારા સારૂ કરે છે. એક દિવસ તેની સ્ત્રી મરી ગઇ, ત્યારે તેણે કહ્યું પ્રભુ જે કરે છે તે સારૂં કરે છે. એક દિવસ રાજપુત્રનો હાથ કપાયો, ત્યારે પણ શ્યામદાસે પહેલાંની માફક કહ્યું કે પ્રભુ જે કરે છે તે સારૂં કરે છે. આથી રાજપુત્રને ઘણો ક્રોધ થયો. એક વખત તેનો પુત્ર મરી ગયો. લોકોએ કહ્યું બહુ ખોટું થયું. શ્યામદાસે કહ્યું પ્રભુ જે કરે છે તે સારૂં કરે છે. આ વખતે રાજપુત્રના ક્રોધનો પાર રહ્યો નહિ. તેના મનમાં એવો વિચાર થયો કે શ્યામદાસ મારા અશુભમાંજ રાજી છે. આથી તેમને છાનામાના મારી નંખાવવાનો વિચાર કર્યો. તેટલા માટે તેણે ચાર બીજા માણસોને બોલાવીને કહ્યું કે શ્યામદાસ દરરોજ સવારે ગણવાસે પાણી ભરવાને જાય છે ત્યાં જઇને તમારે [illegible] તેની રીતે તેને મારી નાખવો. પેલા ચારે માણસો રાજપુત્રની આજ્ઞાથી શ્યામદાસની વાટ

જોતા રસ્તા ઉપર બેઠા.ભગવદ્દ્ઇચ્છાથી તે વખતે શ્યામદાસના મનમાં એવો વિચાર થયો કે આજે બીજા કુવે જળ ભરવા જઉં તો ઠીક. એમ ધારી શ્યામદાસ જળ ભરવા માટે જવાને નીકળ્યા. ત્યારે તેમને રસ્તામાં ઠોકર વાગી તેથી તેમનો પગ ભાંગી ગયો, ઘરના માણસોએ જ્યારે જાણ્યું ત્યારે તેમને ઉઠાડીને ઘેર લાવ્યા. રાજપુત્રે આ હકીકત જાણી એટલે કહ્યું કે તમારો પગ ભાગી ગયો એ ખોટું થયું. પણ શ્યામદાસે કહ્યું કે પ્રભુ જે કરે તે સારૂં કરે છે. આથી રાજાએ વિચાર કર્યો કે આમને તો બોલવાની ટેવ પડી છે એ તો બધી બાબતમાં સારૂં થાય છે એમ કહે છે. એથી રાજા હંમેશાં શ્યામદાસને ઘેર આવતો ને સત્સંગ કરતો. એક વખતે એક મોટો રાજા જેને આ રાજા ખંડણી આપતો હતો તેણે આ રાજાને બોલાવ્યો.રાજા શ્યામદાસની રજાથી ગયો. પેલા મોટા રાજાએ બધા પંડિતોને એકઠા કરીને શાસ્ત્ર પ્રમાણે આનાં લક્ષણ તપાસ્યાં. તો બધાં લક્ષણ મળતાં આવ્યાં પણ ત્રણ લક્ષણ ન મળ્યાં. ૧ તેની સ્ત્રી મરી ગઈ હતી. ૨ તેનો પુત્ર મરી ગયો હતો. ૩ આંગળી કાપેલી હતી. આ ત્રણ લક્ષણો ન મળ્યાં એટલે રાજાએ તેને પાછા જવાને કહ્યું. તે વખતે આણે પંડિતને પૂછયું " મને શા માટે અહિં બોલાવ્યો હતો?" પંડિતોએ જવાબ આપ્યો રાજાએ પાંચ કરોડ રૂપીઆ ખર્ચીને એક તળાવ ખોદાવ્યું છે પણ તેમાંથી જળ નીકળતું નથી પંડિતોનું કહેવું એવું છે કે બત્રીસ લક્ષણા માણસને જો તળાવમાં વધેરવામાં આવે તો જળ નીકળે. એવો કોઈ માણસ મળ્યો નહિ ત્યારે તમને બોલાવ્યા; પણ તમારામાં ત્રણ લક્ષણો ઓછાં છે તેથી તમને મારવાનો વિચાર હવે બંધ રાખ્યો છે. આ વૃતાન્ત સાંભળીને રાજા તો મનમાં ઘણોજ પ્રસન્ન થયો.અને સમજ્યો કે શ્રીઠાકોરજી જે કરે છે.તે સારૂં કરે છે.જો મારો છોકરો મરી ગયો નહોત,સ્ત્રી મરી ગઈ નહોત,ને આંગળી કપાઇ ગઈ નહોત તો આજે જરૂર મારો વધ કરવામાં આવત. પછી એ રાજા ત્યાંથી ચાલી નીકળ્યો,ગામ બહાર જે તળાવ હતું તે જોવાને અમસ્તો ગયો,બધા લોકોને તેણે તળાવ નીચે ઉભા રાખ્યા ને તે જાતે તળાવની પાળ ઉપર ચઢયો,શ્રીઅષ્ટાક્ષર મંત્રનો ઉચ્ચાર કરીને તળાવ તરફ દષ્ટિ નાખી તો તળાવ જળથી એકદમ ભરાઈ ગયું. આથી બધા લોકોને આશ્ચર્ય થયું. પંડિતો પણ વિચારમાં પડી ગયા તેમને ભગવદ્ નામનો પ્રતાપ કેટલો છે તે ખબર નહોતી ગામનો રાજા પણ પ્રસન્ન થયો. તેણે આ નાના રાજાને કેટલોક મુલક આ-

ર્યો. તે ઘેર આવીને શ્યામદાસને પગે લાગ્યો અને પોતાના અપરાધની ક્ષમા કરાવી, પછીથી શ્યામદાસના સત્સંગથી શ્રીઠાકોરજીને પધરાવીને તે સેવા કરવા લાગ્યો. એ રાજાના પુત્ર ઉપર શ્રીગુસાંઇજીની એવી કૃપા હતી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૭૮ મા.

(સાર) જે માણસો દુનિયામાં જે કાંઈ થાય છે તે પ્રભુ કૃપાથી થાય છે અને તે સારાને માટે થાય છે.એમ સમજે છે, તેઓને દુઃખ પૂર્ણ સંસાર સુખમયજ જણાય છે. ભગવાન કર્ત્તા હર્ત્તા છે તે અમુક જીવને સુખ અને અમુકને દુઃખ આપતા નથી. પણ જીવની કૃતી પ્રમાણે તેના કર્મનાં ફળ મળે છે. સર્વની દોરી પ્રભુના હાથમાં છે તો ગમે તેવા વિપરીત સંયોગોમાં આપણે મુકાઇએ તો પણ પ્રભુ ઇચ્છાએ જે કંઈ થાય છે તે સારૂં થાય છે એવી અત્યંત શ્રદ્ધાથી આપણે આપણાં કાર્ય કરવાં જોઇએ. દયારામભાઇએ ગાયું છે કે—

ચિત્ત તું શીદને ચિંતા કરે કૃષ્ણને કરવું હોય તે કરે,
* * * * * *
તું અંતર ઉદ્વેગ ધરે તેથી કારજ શું સરે,
એ ધણીનો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે,
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને.
થનાર વસ્તુ થયાં કરે જેમ શ્રીફળ પાણીભરે.
જનાર વસ્તુ એણી પેરે જાશે, જયમ ગજ કોઠું ગળે. કૃષ્ણને.
જેહવું જેટલું જે જયમ કાળે તે તેહને કર ઠરે,
એહમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કૂટાઇ તું મરે. કૃષ્ણને.

બ્રહ્મ વિરૂદ્ધ ધર્માશ્રયી હોવાથી વૈષમ્ય નૈર્ઘૃણ્યનો આરોપ બ્રહ્મને આવતો નથી, એવું શ્રીમહાપ્રભુજીએ અણુભાષ્યમાં પ્રતિપાદન કર્યું છે. બ્રહ્મ, સુખદુઃખ તથા પ્રલય કરનાર છે, છતાં તેમનાં વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો આરોપ મૂકી શકાય તેમ નથી.અણુભાષ્યમાંથી નીચેનું અવતરણ વિષય બરાબર સમજવાને આપણે મૂકીશું.

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथा हि दर्शयति ॥ २-१-३४ कांश्चित्सुखिनः कांश्चिद्दुःखिनश्चप्रलयं च कुर्वन्विषमोनिर्घृणश्चेति चेन्न । सापेक्षत्वात् । जीवानां कर्मानुरोधेन सुख दुःखे प्रयच्छतीति । वादिबोधना यौतदुक्तम् । वस्तुतस्त्वात्म सृष्टेर्वैषम्य नैघृण्य-संभावनैव नास्ति । वृष्टिवद् भगवान् । बीजवत्कर्म । श्रुतिरेव तथा दर्शयति—एष ह्येव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषति । एषउ एवा साधुकर्म कारयति तं यमधो निनीषति ॥ कौ० ब्रा. ३।८) पुण्यो वै पुण्येन कर्मणा भवति, पापः पापेन कर्मणा ( बृ. ३-२-१३ ) इति च । सापेक्षमपि कुर्वन्नीश्वर इति माहात्म्यम् ॥

આમાં કહે છે બ્રહ્મ સુખ દુઃખ અને પ્રલય કરે છે, છતાં તે વિષમ નથી તથા નિર્દય નથી. કારણકે બ્રહ્મ કર્મસાપેક્ષ છે. અને ફળ પોતે આપે છે. આ વાદિને

ઉત્તર આપવાને હેતુ કહેલો છે. પણ ખરૂં કારણતો એ છે કે આ સર્વ ભગવાનની પોતાની સૃષ્ટિ છે. ભગવાન્ વૃષ્ટિસમાન છે, અને કર્મબીજ સમાન છે, માટે દરેક સ્થિતિમાં ભગવાન્ જે કરે છે તે સારૂં કરે છે એમ સમજવું જોઇએ.

# વાર્તા ૧૭૯ મી. વૈષ્ણવ ૧૭૯ મા.

## श्रीगुसांइजीना सेवक पुरुषोत्तमदास जे काशीमां रहेता हता तेमनी वार्ता.

જ્યારે શ્રીગુસાંઇજી કાશી પધાર્યા, ત્યારે પુરૂષોત્તમદાસ તથા તેમનાં સ્ત્રી શ્રીગુસાંઇજીનાં સેવક થયાં.શ્રીગુસાંઇજી એક વખત શ્રીજગન્નાથરાયજી પધાર્યા ત્યારે શ્રીગુસાંઇજીની સાથે પુરૂષોત્તમદાસ પણ શ્રીજગન્નાથજી ગયા હતા. ત્યારે પુરૂષોત્તમદાસે શ્રીજગન્નાથજીનો સખડી મહાપ્રસાદ શ્રીગુસાંઇજીને આરોગાવ્યો. ત્યારથી આજ સુધી શ્રીવલ્લભકુળના બાળકો પુરૂષોત્તમ ક્ષેત્રમાં શ્રી જગન્નાથજીનો સખડી મહાપ્રસાદ વૈષ્ણવના હાથથી આરોગે છે. અને વૈષ્ણવોનો શ્રીગોસ્વામી બાળકોને સખડી મહાપ્રસાદ આરોગાવવાનો મનોરથ આ ભગવદીય પુરૂસોત્તમદાસની કૃપાથી સફળ થાયછે.ત્યારપછી જુદાં જુદાં સ્થળોએ થઇને શ્રીગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યા, પુરૂષોત્તમદાસ પણ તેમની સાથે સાથે ગયા.સકુટુમ્બ ત્યાં રહ્યા.એક દિવસે પુરૂષોત્તમદાસે શ્રીગુસાંઇજીને પૂછયું "પુષ્ટિમાર્ગ અને મર્યાદામાર્ગમાં ફેર શો છે? શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી. મર્યાદામાર્ગમાં સાધન અને ક્રિયા, કર્મબળ અને કર્મફળની ઇચ્છા મુખ્ય હોય છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં સ્નેહ પૂર્વક પ્રભુની સેવા તે મુખ્ય છે. આ માર્ગમાં ભગવદીયોનો સત્સંગ કરવો જોઇએ અને તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરવો જોઇએ તથા નિઃસાધનપણું હોવું જોઇએ. લૌકિક તથા વૈદિક કર્મો તો માત્ર લોકને દેખાડવાને કરવાનાં હોય છે. પુરૂષોત્તમદાસજી આ સાંભળીને ઘણા પ્રસન્ન થયા. અને સિદ્ધાન્તરહસ્ય આદિ ગ્રંથો પછીથી શીખ્યા.શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા માંડી.અને ભગવદ્રસ સંબંધી સર્વ હકિકત આઠે પહોર પૂછતા. શ્રીઠાકોરજી પીત વસ્ત્ર શા માટે ધરે છે અને શ્રીસ્વામિનીજી નીલ વસ્ત્ર શાથી ધરે છે એ પણ પૂછયું.શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી,શ્રીસ્વામિનીજીનો વર્ણ ગૌર કંચન જેવો છે. શ્રીઠાકોરજી તેમના વગર રહી શકતા નથી.

रुपं तवैतदति सुंदर नीलमेघ प्रोद्य—र्तडिन्मदहरं व्रज भूषणांगि
एतत्समानमिति पीतवरं दुकूल मूरावुरस्य पिविभर्ति सदा सनाथः ॥

આ કારણથી શ્રીઠાકોરજી પીત-પીતાંબર વસ્ત્ર ધારણ કરે છે.શ્રીઠાકોર-જીનોશ્યામ વર્ણ છે.શૃંગારરસ રૂપ છે.અગાધ રસવાળા સ્વરૂપ સિવાય શ્રી-સ્વામિનીજી રહી શકતાં નથી.માટે શ્રીસ્વામિનીજી નીલવસ્ત્ર ધારણ કરે છે.આ જાણીને પુરૂષોત્તમદાસને ભગવદ્રસની સ્ફુર્તિ થઇ તથા ભગવાનના સ્વરૂપનું ભાન થયું. એમને શ્રીગુસાંઇજીના ચરણારવિંદમાં બહુજ રતિ હતી. વાર્તા સંપૂર્ણ વૈ. ૧૭૯ મા.

(સાર) ભગવદીયોએ સેવામાર્ગમાં પ્રવેશ કરતાં પૂર્વે આ માર્ગની સેવા ભાવના તથા ભગવાનના સ્વરૂપ સંબંધી સર્વ બાબતનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ કે જેથી કરીને મન તથા હૃદય સેવા માર્ગમાં દૃઢ થાય અને બિલકુલ ચલિત બને નહિ. નારદપંચરાત્રમાં કહ્યું છે કે, પ્રભુના માહાત્મ્યજ્ઞાન પૂર્વક જે સર્વથી સુદૃઢ અને અધિક સ્નેહ પ્રભુ સેવા માટે થાય છે તેનું નામ ભક્તિ કહેવાય છે. આવું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે પ્રભુની કૃપા સ્વયં તે જીવ ઉપર ઉતરે છે. અહિંઆં મર્યાદા માર્ગમાં જ્ઞાનને બ્રહ્મ પ્રાપ્તિનું સાધન કહ્યું છે તેવી રીતે ભક્તિમાર્ગ માં સમજવાનું નથી. કારણ કે ભક્તિ માર્ગનું રહસ્ય સાધનસાહિત્યમાં છે. ભક્તિ બરાબર થઇ આવે તેટલા માટે પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન આવશ્યક છે, સાધન તરિકે નહિ. પ્રમાણ બળ કોઇપણ રીતે ખપમાં આવતું નથી. પ્રમેય એજ પરમ વસ્તુ અહિંઆં છે.

પુષ્ટિમાર્ગ અને મર્યાદામાર્ગનો " ભેદ 'पुष्टिमार्गलक्षणानि' નામના ગ્રંથમાં શ્રીહરિરાયજીએ સવિસ્તર સમજાવ્યો છે. વળી पुष्टिप्रवाहमर्यादाभेदः નામના ગ્રંથમાં પણ તે સારી રીતે સમજાવ્યો છે. કેટલાક મૂઢ અને પામર જનો જેઓની બુદ્ધિ એટલી બધી કુણ્ઠિત થઈ ગઈ છે. કે આ પુષ્ટિમાર્ગ શું છે તેનું તેમને બીલકુલ ભાન હોતું નથી. તેથી પુષ્ટિ એટલે ખાઇ પીને તાજા થવાનો માર્ગ આ પ્રમાણે ખોટે ખોટું બીજાઓને સમજાવે છે, અને આ માર્ગની નિન્દા કરે છે. તેવા લોકોએ ખાસ કરીને ઉપર નિર્દિષ્ટ કરેલા બે ગ્રંથો અવશ્ય વાંચવા. પુષ્ટિ એટલે શું તે શ્રીમદાચાર્યજીએ તત્ત્વદીપ નિબંધના ભાગવતાર્થ પ્રકરણમાં સમજાવ્યું છે. ત્યાં તેઓશ્રી કહે છે. कृष्णानुग्रहरूपाहि पुष्टिः અર્થાત્ જેમાં શ્રીકૃષ્ણનો અનુગ્રહ એજ મુખ્ય વસ્તુ ગણાય છે. તેનું નામ પુષ્ટિમાર્ગ કહેવામાં આવે છે पोषणं तदनुग्रहः ભગવાનનો અનુગ્રહ તેજ પોષણ છે. પુષ્ટિ શબ્દની આ વ્યાખ્યાને મુંડકોપનિષદ્‌ની શ્રુતિ અનુમોદન આપે છે–

नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन । यमेषवृणुते तेन लभ्य स्तस्यैष आत्मा विवृणते तनुं स्वाम् ॥

આ આત્મા વેદ વચનોથી લભ્ય નથી. ઘણી બુદ્ધિ તથા જ્ઞાનથી પણ લભ્ય નથી. પરંતુ પરમાત્મા જે જીવને આ જીવ પોતાનો છે એમ સ્વીકારે છે, તેનાથીજ

પરમાત્મા લભ્ય થાય છે. આ ભક્તિમાર્ગમાં પ્રભુનો અનુગ્રહ-વરણ મુખ્ય ગણાય છે.
भक्तिमार्गस्य कथनात् पुष्टिरस्तीति निश्चयः

પુષ્ટિમાર્ગ અને મર્યાદામાર્ગના ભેદ શ્રીમહાપ્રભુજીએ અણુભાષ્યમાં પણ જણાવ્યા છે.

कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते ताभ्यां विहिताभ्यां मुक्तिः मर्यादा । तद्रहितानामपि स्वरूप बेलन स्वप्रापणं पुष्टि इति उच्यते ॥ ( ३-३-२९ )

શાસ્ત્રમાં કહ્યા મુજબ વેદાધ્યાયન, યજ્ઞ, દાન, તપ વિગેરે સાધનોથી મુક્તિ મેળવવામાં આવે તેનું નામ મર્યાદા કહેવાય છે, અને તેને સાધન તરિકે નહિ વાપરતાં પ્રભુના સ્વરૂપ બલ વડેજ પ્રભુની પ્રાપ્તિ કરવામાં આવે તો તેનું નામ પુષ્ટિ કહેવાય છે. પુષ્ટિ માર્ગમાં પ્રભુનો પ્રેમ તથા સુખ સિવાય બીજી કોઇપણ વસ્તુ પ્રાપ્ત કરવાની નથી. વ્રજસીમન્તિની શ્રીગોપીજનો જ્યારે પ્રભુની મુરલિકાનો નાદ સાંભળીને પ્રભુ પાસે ગયાં ત્યારે પ્રભુએ તેમની પરીક્ષા કરવાને કહ્યું "તમે શા માટે તમારા પતિઓ,બાળકો, ઇત્યાદિ સર્વનો ત્યાગ કરીને અહિંઆં આવીઓ છો? તમારે માટે ઉચિત એ કહેવાય નહિ. આમાં તમારા પતિવ્રતપણામાં મોટો બાધ આવે છે " પણ શ્રીગોપીજનોએ ઉત્તર આપ્યો.

मैवं विभोर्हति भवान्गदितुं नृशंसं संत्यज्य सर्वविषयांस्तव पादमूलम् ।
प्राप्ताः भजस्व दुरवग्रह मा त्यजास्मान् देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥

હે ભગવાન! આ પ્રમાણે કઠોર વચન બોલવાં તે આપને છાજે નહિ. કારણ કે અમે સર્વ વિષયોનો ત્યાગ કર્યો છે અને માત્ર આપણા ચરણમાં આવીને પડયાં છે હે સ્વતંત્ર! તમે અમારો ત્યાગ કરશો નહિ. પણ જેમ આદિ પુરૂષ મુમુક્ષુની સેવા કરે છે તેમ તમે અમે ભકત જનોની સેવા કરો.

આ શ્લોકમાં પુષ્ટિભક્તિની ઉત્તમ ભાવના આલેખેલી છે. પ્રભુચરણનું શરણ મેળવવામાં ગોપીજનોએ લૌકિક મર્યાદાનો ત્યાગ કર્યો હતો.

---

## વાર્તા ૧૮૦ મી. વૈષ્ણવ ૧૮૦ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક વેણીદાસની વાર્તા.

આ વેણીદાસે શ્રીગોકુળમાં આવીને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. અને પછીથી શરણ લીધું. પછી શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. તેથી ભગવત્સ્વરૂપનું જ્ઞાન તુર્તજ થયું. જ્યારે શ્રીનાથજીનાં દર્શન કર્યાં ત્યારે દેહાનું સંધાન જતું રહ્યું. પણ થોડા વખત પછીથી મૂર્છા વળી. વેણીદાસને શ્રીગુસાંઇજી ઉપર ઘણો પ્રેમ હતો.તે ઘણા દિવસ સુધી શ્રીગુસાંઇજીની પાસે રહ્યા હતા.અને પુષ્ટિમાર્ગની રીતિ બધી શીખ્યા હતા.એક દિવસ વેણીદાસ શ્રીગુ-

સાંઇજીની રજા લઇને પોતાને ગામ જવાને નીકળ્યા. રસ્તામાં વર્ષાદ પુષ્કળ વર્ષતો હતો. એક મોટી જગ્યામાં તેમણે ઉતારો કર્યો. ત્યાં શ્રીઠાકોરજીની સેવા કરીને પ્રસાદ લીધો. રાત્રે વેણીદાસજી ભગવદ્‌વાર્તા કરી ચુકયા એટલામાં એક પ્રેત તેમની સામે ઉભેલો જોયો. વેણીદાસજીએ પૂછયું તું કોણ છું, અને અહિંઆં શા માટે ઉભો છે ? " ત્યારે પ્રેતે જવાબ આપ્યો " હું પ્રેત છું? તમારા ઉપર મારૂં કાંઈ પણ ચાલતું નથી માટે હું અહિંઆં ઉભો છું " વેણીદાસને એના ઉપર દયા આવી તેથી તેના ઉપર જળ છાંટયું. આથી તે પ્રેતની પ્રેતયોનિ જતી રહી, હવે તે દિવ્ય બની ગયો.પ્રેતે વેણીદાસને કહ્યું "આપનો મોટો અનુગ્રહ મારા ઉપર થયો છે; કારણકે મને આજે તમે પ્રેતયોનિમાંથી મુક્ત કર્યો છે અને દિવ્ય દેહ આપ્યો છે.હવે હું વૈકુંઠમાં જઇશ.કોઈ પણ માણસ મારી પ્રેત યોનિ છોડાવવાને સમર્થ નહોતું. આમ કહી વેણીદાસને તેણે દંડવત્ કર્યા અને પછી તે વૈકુંઠમાં ગયો. વેણીદાસજી ઘેર આવ્યા અને શ્રીઠાકોરજીની સેવા સારી રીતે કરવા લાગ્યા. વેણીદાસજી એવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૦ મા.

(સાર) દેવતાઓ વૈષ્ણવને કોઇ પણ બાધા કરી શકતા નથી, તો પછી ભૂત પ્રેત તો શી રીતે કરી શકે, એવો ભ વદીઓની ભાક્તનો પ્રતાપ છે,

જાકું નેક કૃષ્ણકો બહાનો,
તાકે નિકટ ન જાયે જન કોઉ, કહા રંક કહા રાનો. ૧
માલા કંઠ તિલક બિરાજત, અરૂ ચંદન લપટાનો;
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજત, સો કયોં રહેગો છાનો. ૨
રવિ સુત કહેત પુકાર પુકારી, સુનકે દુત અકુલાનો;
સૂરદાસ કહત યહ હિતકો, સમજ શોચ જીવ જાનો. ૩

# વાર્તા ૧૮૧ મી. વૈષ્ણવ ૧૮૧ મા.

## શ્રીગુસાંઈજીના સેવક હંસહંસણીની વાર્તા.

એક દિવસ શ્રીગુસાંઇજી બદ્રિકાશ્રમમાં પધાર્યા હતા. ત્યાં એક નિર્જન વન હતું. ત્યાં ઘણા હંસ રહેતા હતા. જ્યારે કોઇપણ જીવ નિત્ય નિયમ પ્રમાણે તે દિવસે શરણે ન આવ્યો,ત્યારે ચાચા હરિવંશજી પાંચ દશ હંસ લાવ્યા તેમને શ્રીગુસાંઇજીએ નામ સુણાવ્યું અને મહાપ્રસાદ લેવડાવ્યો. મહાપ્રસાદ લેતાંની સાથે,તે હંસને તેના પૂર્વ જન્મનું જ્ઞાન થયું.ત્યાર પછી

શ્રીગુસાંઇજી અહીંથી પધાર્યા.આ હંસ તળાવ આગળ જે કોઇ વૈષ્ણવ આવે તેમની પાસે બેસતા. બીજા કોઇની પાસે બેસે નહિ. એ વખતે એક દેશના રાજાને કોડ નીકળ્યા હતા.તેને તેના વૈદે હંસનું રૂધિર ચોપડવાને કહ્યું હતું. આથી રાજાએ એક પારધિને બોલાવ્યો હતો અને તેને એક હંસ પકડી લાવવા કહ્યું હતું.તેને કહ્યું જો તું હંસ પકડી લાવીશ તો એક લાખ રૂપીઆ ઇનામ હું આપીશ.પારધી હંસ પકડવાને એ દેશ તરફ ગયો,પણ કોઇ હંસતો હાથ આવ્યોજ નહિ. આ પ્રમાણે તેના ઘણા દિવસો ભાગ્યા, તેમ તેની ઘણી યુક્તિઓ નિષ્ફળ થઈ. એક દિવસે જ્યારે વૈષ્ણવો માનસરોવર પાસે આવ્યા ત્યારે તે હંસ બહાર આવ્યો, અને તેમની પાસે બેઠો. પારધીએ દૂરથી આજોયું.તેથીબીજેદિવસે તે પારધી પણ વૈષ્ણવનો વેષ ધારણ કરીને ત્યાં આવ્યો, એટલે તેને વૈષ્ણવ ધારીને હંસ તેની પાસે આવીને બેઠો. એટલે પારધીએ તેને એકદમ પકડી લીધો, અને રાજા પાસે લઈ ગયો. રાજાએ તેને લાખ રૂપીઆનું ઇનામ આપ્યું. આ વખતે શ્રીઠાકોરજીએ જાણ્યું કે મારા ભક્તનું દુઃખ શી રીતે સહન કરાય ? માટે તેને મુક્ત કરવાને શ્રીઠાકોરજીએ વૈદ્યનું રૂપ લીધું, અને બઝારમાં કહેવા લાગ્યા “ કોઇને રોગ થયો છે ? થયો હોય તો મારી પાસે ઔષધ છે તે લગાડતાંની સાથે રોગ મટાડવામાં આવશે” ઘણા લોકોએતેમનું ઔષધ લીધું,અને તેમના વ્યાધિઓ મટી ગયા. આથી આ વૈદ્યની કીર્તિ બહુ પ્રસરી. તે રાજાએ પણ આ વાત જાણી, તેથી આ વૈદ્યને તેણે બોલાવ્યો.અને તેનેકહ્યું “પ્રથમ થોડું ઔષધ આપો તેનાથી જો ફેર પડશે તો પછી બીજું લઇશ. ” શ્રીઠાકોરજીએ તે પ્રમાણે થોડું ઔષધ આપ્યું.તે તેણે ચોપડયું કે તુર્તજ તેના રોગમાં કંઇક ફેરફાર પડયો. પછીથી તેને વિશ્વાસ પડયો એટલે વધારે ઔષધ માગ્યું. અને કહ્યું કે જે તમારે માગવું હોય તે માગો.શ્રીઠાકોરજીએ ઔષધ આપ્યું અને કહ્યું “આ હંસને છોડી મૂક ” તેથી રાજાએ હંસને છોડી મૂકયો. હવે તેનો સઘળો રોગ મટી ગયો. અને દેહતદ્દન નિર્મળ થઇ ગયો. રાજાને આશ્ચર્ય થયું હતું તેથી તેણે કહ્યું “ આપ માણસ છો કે દેવ છો ? તેની મને સમજણ પડતી નથી. માટે મારા ઉપર કૃપા કરીને તે આપ કહો.ત્યારે શ્રીઠાકોરજીએ એવો ઉત્તર આપ્યો કે ” તમે પ્રથમ શ્રીગોકુળ જાવ, અને ત્યાં જઇને શ્રીગુસાંઇજીના વૈષ્ણવ થાવ. પછીથી તમે મને ઓળખી શકશો. આમ કહીને શ્રીઠાકોરજી ત્યાંથી ચાલી નીકળ્યા. રાજા પણ શ્રીગોકુળ ગયો, અને શ્રીગુસાંઇજીનો સેવક

થયો, શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવાલાગ્યો. અને શ્રીઠાકોરજીનું સ્વરૂપ ઓળખવા લાગ્યો. આ હંસહંસણી શ્રીઠાકોરજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૧ મા.

(સાર) ભગવાન પોતાના જીવનો આપત્કાળે કદી ત્યાગ કરતા નથી. પ્રભુ હંમેશાં દયાળુ છે. પોતાનો આશ્રિત જીવ જો કદી આપતમાં આવી પડયો હોય તો તેથી તેમનું હૃદય બહુ દુઃખી થાય છે અને કશી બાબતમાં રૂચી થતી નથી.

---

## વાર્તા ૧૮૨ મી, વૈષ્ણવ ૧૮૨ મા.

### શ્રીગુસાંઇજીના સેવક પારધીની વાર્તા.

ઉપરની વાર્તામાં આપણે વાંચી ગયા છીએ કે પારધીએ હંસ પકડી લાવવા બદલ રાજા પાસેથી રૂ. એક લાખનું ઇનામ મેળવ્યું પણ પાછળથી એને ખબર પડી કે વૈદ્ય વેષ લઇને હંસને છોડાવી જનાર તો શ્રીઠાકોરજી છે આથી તેણે વિચાર કર્યો" જો મેં જુઠો ષ્ણવનો વેષ લીધો તો હંસ મેં પકડયાં અને શ્રીઠાકોરજી વૈદ્યનો વેષ લઇને છોડાવી ગયા. ખરેખર વૈષ્ણવધર્મ શ્રેષ્ઠ છે. તો પછી ખરો વૈષ્ણવનો વેષ રાખું તો શ્રીઠાકોરજી મારા ઉપર કેટલી કૃપા કરશે! પછી તે શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજી પાસે ગયો,અને કહ્યું" મહારાજ મને શરણે લો " શ્રીગુસાંઇજીએ તેને પૂછયું "તું વૈષ્ણવ થઇશ તો તારો નિર્વાહ શી રીતે ચલાવીશ? " તેણે કહ્યું " જ્યારે મેં ખોટો વૈષ્ણવનો વેષ લીધો હતો તો મને રૂ.લાખ મળ્યા તો પછી જો સાચો વેષ લઉં તો શું ન પ્રાપ્ત થાય. " આ ઉત્તર સાંભળીને શ્રીગુસાંઇજીને હાસ્ય આવ્યું. પછીથી તેને નિવેદન મંત્ર આપ્યો, અને શરણે લીધો, અને શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરાવ્યાં. વળી તેને માથે ભગવત્સેવા પણ પધરાવી દીધી. માર્ગની રીતિ પ્રમાણે તેણે સેવા કરવા માંડી અને થોડા સમયમાં શ્રીઠાકોરજી તેમને અનુભવ જણાવવા લાગ્યા. આ પ્રમાણે શ્રીગુસાંઇજીએ પારધી ઉપર કૃપા કરી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૨ મા.

(સાર) પ્રભુ જેના ઉપર અનુગ્રહ કરે છે, તેની જાતિ અગર યોનિ બિલકૂલ લક્ષમાં લેતા નથી. આ માર્ગમાં જે કોઇ પ્રેમપૂર્વક ભગવાનનું ભજન કરે છે તેજ ઉત્તમ મનાય છે. બીજો કોઇ નહિ. પ્રભુ પ્રેમ એ એક પ્રકારની વેલી છે. તેનું વર્ણન દયારામભાઇ નીચે પ્રમાણે કરે છે.

આગીતેં બેલી બઢં, જલ સિંચત કુમલાય;<br>
સિરકે પલટેં ફૂલ મિલેં, સુખાંમન ખાયેં જાય.

આ વેલ એવી છે કે તેને અગ્નિનું સિગ્ચન કરીએ તો વૃદ્ધિ પામે છે, તેના ઉપર જો જળનું સિગ્ચન કરીએ તો તે કરમાઈ જાય છે. તે વેલીનું ફળ માથાની સાટે મળે છે એવું એ મોંઘું છે, અને મુખ વગર તે ખવાય છે. એટલે પ્રેમરૂપી વેલ જેમ અગ્નિ કહેતાં વિરહતાપ વધારે તેમ તેમ તેને પોષણ મળે છે. જલસિંચનથી કરમાય છે એટલે સંયોગથી એકદમ તેનો વિકાસ ઘટી જાય છે. તે વેલના ફળનું નામ પરમ આનંદ છે. મુખવિના તે ખવાય છે એટલે સમજણ પડે ત્યારે તેનો અનુભવ થાય છે. માથાની સાટે તે મળે છે એટલે લોકકુળ અને વેદ તેની લજ્જાનો ત્યાગ કરે અને પોતાના પ્રાણને બિલકૂલ વહાલો ન કરે તેજ એ પ્રેમરૂપી વેલના આનંદ રૂપી ફળને ખાઈ શકે છે.

આ વેલનું ફળ, પ્રભુ જેના ઉપર અનુગ્રહ કરે છે તેજ મેળવી શકે છે. માત્ર પ્રભુનું ભજન કરનારા આ ફળના અધિકારી થાય છે.

## વાર્તા ૧૮૩ મી. વૈષ્ણવ ૧૮૩ મા.

### श्रीगुसांइजीना सेवक भैरवने तुच्छ गणनार एक वैष्णवनी वार्ता.

આ વૈષ્ણવ આગ્રાથી ગાડાં ભરીને શ્રીગોપાલપુર લાવતા હતા. રસ્તામાં " એક ભૈરવનું મંદિર આવ્યું. આ સ્થળે બધાં ગાડાં ઉભાં રહ્યાં. ત્યારે ગાડાવાળાએ કહ્યું અહિંઆં બે નાળીએર ચડાવવામાં આવે તો ગાડાં ચાલે. બધા લોકોએ તે પ્રમાણે કર્યું, પણ આ વૈષ્ણવે તો તેમ કર્યું નહિ. તે તો ભૈરવના મંદિરમાં ગયા. અને કહ્યું હે ભૈરવ! તેં ગાડાં શા માટે અટકાવ્યાં છે? ગાડાંને ચાલવા દે નહિતો બળદની જગ્યાએ હું તને જોડીશ." ભૈરવ આ ધમકી યુક્ત શબ્દ સાંભળીને બે હાથ જોડી ઉભો રહ્યો અને કહ્યું કે મારામાં તમારાં ગાડાં અટકાવવાનું સામર્થ્ય નથી. તમારાં દર્શન અને શ્રીનાથજીની પ્રસાદીની મને અભિલાષા છે. એટલા માટેજ મેં ગાડાં અહિંઆં ઉભાં રાખ્યાં હતાં. નહિ તો શ્રીનાથજીનાં ગાડાં ત્રણ લોકમાં અટકાવવાને કોઇ સમર્થ નથી. આ સાંભળીને વૈષ્ણવે પોટલામાંથી શ્રીનાથજીનો પ્રસાદ છોડયો અને ભૈરવને આપ્યો. ભૈરવે પ્રસાદ લીધો. પછી ભૈરવ ગાડાની ધુંસરીમાં બેઠો. તો એક કલાકમાં ગાડાં ગોપાલપુર આવ્યાં. ગાડાંના માણસોએ જાણ્યું કે ભૈરવને નાળીએર આપવામાં આવ્યું હશે. જ્યારે શ્રીગુસાંઇજીએ આ વાત સાંભળી ત્યારે તેમણે આજ્ઞા કરી, " જો નાળીએર ભૈરવને ચઢાવ્યું હોય તો આ બધી સામગ્રી છોવાઇ ગઇ " પણ વૈષ્ણવે શ્રીગુસાંઇજીને કહ્યું " મહારાજ ભૈરવે પ્રસાદ માગ્યો હતો તેજ માત્ર

મેં આપ્યો છે.નાળીએર આપ્યું નથી.અને ભૈરવને હું ગાડાની ધુંસરીમાં બેસાડીને લાવ્યો છું. તે મંગળાનાં દર્શન કરીને જશે. હજુ પણ તે બહાર ઉભો છે. " આ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. અને સામગ્રી ભંડારમાં ધરવાની આજ્ઞા આપી. એ વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા કે એમણે ભૈરવને તુચ્છ ગણ્યો હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૩મા.

(સાર) ભગવત્સેવા માટે આણેલી સામગ્રી બીજા કશા ઉપયોગમાં, વૈષ્ણવોએ લેવી નહિ. પ્રભુના ચરણનો આશ્રય કરનાર ભક્ત સર્વદા નિર્ભય હોય છે.
સહુથી સમર્થ શ્રીરાધાવરનો આશરો, જેહેના જનને દુભવી શકે નહિ કોય જો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા, ક્ષમા કરે કે હરિ ચાહાયે તો જોય જો. સ. ટેક.
જૂઠો હરિનો ભક્ત જક્તમાં થઇ ફરે, એહેવાનું પણ આવ્વ રાખે માનજો.
બાનું પોતાનું જોઈ પાળે બિરુદ ને, જયમ જડ પ્રોહિતને પોખે છે જજમાનજો.
બીજા સહુ મોટા પણ હરિના હુકમમાં, સુર બ્રહ્મા, ગણપતિ, શક્તિ, શીવ, શેષજો.
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહિ, એ સહુ રૂઠે હરિજન ડરે ન લેશજો.

---

## વાર્તા ૧૮૪ મી, વૈષ્ણવ ૧૮૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક સુરતમાં રહેનાર વૈષ્ણવની વાર્તા.

આ વૈષ્ણવ દર વર્ષે વ્રજયાત્રા કરવા જતા હતા. વ્રજયાત્રા કરી શ્રીનાથજીનાં દર્શન કરી, ઘેર આવતા. યાત્રા વખતે એક હાંડી પાસે રાખીને તેમાં રાંધતા અને ધોઇ નાખીને કામળીમાં બાંધીને વૃક્ષે લટકાવી રાખતા. આ પ્રમાણે તેની રીતભાત જોઇને કેટલાક વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીને કહ્યું " આ વૈષ્ણવ બહુ અનાચાર કરે છે. શ્રીગુસાંઇજીએ પછીથી તેને બોલાવ્યો અને તેને બધી હકિકત પૂછી તેણે કહ્યું " મહારાજ આ બધાની બાહ્ય દૃષ્ટિ છે તેઓ વ્રજના સ્વરૂપને જાણતા નથી. આપની કૃપા હોય તો તેમને હું વ્રજના સ્વરૂપનું ભાન કરાવું. પછીથી શ્રીગુસાંઇજીની આજ્ઞાથી સર્વેને વ્રજના સ્વરૂપનું ભાન કરાવ્યું. આ વૈષ્ણવને વ્રજ સુવર્ણમય દેખાવા લાગ્યું. શ્રીગુસાંઇજીએ સર્વને કહ્યું " આણે વ્રજની ભૂમિનું સ્વરૂપ જાણ્યું છે. તેથી એને કોઇપણ દોષ લાગતો નથી. આ સાંભળી બધા વૈષ્ણવો ધન્ય ધન્ય કહેવા લાગ્યા. એ વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. તેમણે સુવર્ણમય વ્રજ સર્વને દેખાડ્યું. વ્રજરજની હાંડી સુવર્ણમય છે,

એમ જાણીને તે કાઢતા નહોતા. એવા પરમ ભગવદીય એ હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૪ મા.

(સાર) કેટલાક લોકો વૈષ્ણવોની બાહ્યકૃતિઓ જોઇને તેનું હાર્દ સમજ્યા વગર તેમની ટિકા કરવા માંડે છે, તે યોગ્ય નથી. વૈષ્ણવો જે કંઇ કરે છે તે વિચાર પૂર્વક સમજીને કરે છે. માટે તેમની કૃતિઓની ટિકા કરવી જોઇએ નહિ. એથી મોટો દોષ લાગે છે.

વ્રજની ભૂમિના સ્વરૂપનું રહસ્ય શ્રુતિઓમાં પણ પ્રતિપાદન કર્યું છે.એમ શ્રી અણુભાષ્યમાં શ્રીમહાપ્રભુજી જણાવે છે. વ્રજભૂમિને ઋગ્વેદમાં પરમ ભૂમિ કહી છે. ता वां वास्तुन्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा अयासः । अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ॥ ( ऋ. सं २–२–२४ तै. सं १–३–६ ता એટલે તે, वां ભગવાન્ અને તેમના અંતરંગ ભક્તની, वास्तूनि વસ્તુઓ, उष्मसि ઇચ્છીએ છીએ, गमध्यै પ્રાપ્ત કરવાને, यत्र જ્યાં એટલે શ્રીગોકુલમાં. કેવું ગોકુળ તો કહે છે भूरिशृंगा બહુ સીંગડાંવાળી ૩૩ વિગેરે ગાયો, अयासः શુભાવહ, उरुगायस्य જેની કીર્તિ વિશેષ રીતે ગવાઇ છે તેમનું, वृष्णः કામનાઓ પૂર્ણ કરનાર પરમાત્માનું પદ વ્રજભૂમિ. अवभाति પ્રકાશે છે.भूरि બહુ પ્રકારે એટલે યમુના પુલિન, વન,ઉપવન, નિકુંજ, ગહ્વર,ગોવર્ધનગિરિ શિખર વિગેરે રૂપે. શ્રુતિ કહે છે,જ્યાં બહુ શૃંગવાળી શુભાવહ ૩૩ નામની ગાયો વસે છે તે શ્રીગોકુળમાં,હે પ્રભુ! આપના અને આપના અંતરંગ ભકતોની જુદી જુદી લીલાઓનાં સ્થળો અગર વસ્તુઓને પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ.અરેરે! ખરેખર! તે સર્વકામ પ્રદ શ્રુતકીર્તિ શ્રીકૃષ્ણચંદ્રનું પરમ લીલા સ્થળ બહુ પ્રકારે પ્રકાશે છે. આ પ્રમાણે અણુભાષ્યમાં સમજાવ્યું છે. (૪–૨–૧૫)

## વાર્તા ૧૮૫ મી, વૈષ્ણવ ૧૮૫ મા.

### श्रीगुसांइजीना सेवक एक राजांनी वार्ता.

આ રાજા શ્રીઠાકોરજીની સેવા સારી રીતે કરતા હતા. તેને ત્યાં ઘણા વૈષ્ણવો આવતા હતા. રાજા તે બધાને આ પ્રશ્ન પૂછતા “ ગૃહસ્થનો ધર્મ સારો છે કે વિરક્તનો ? ” વૈષ્ણવો પોતાને આવડે તે પ્રમાણે ઉત્તર આપતા, પણ તેથી તેના મનનું કોઇપણ રીતે સમાધાન થયું નહિ. આથી તે બધાને વારંવાર પૂછતા. એક દિવસ ભગવદિચ્છાથી અદ્દભુતદાસજી ત્યાં આવ્યા. રાજાએ તેમને પૂછ્યું “ ત્યારે અદ્દભુતદાસજીએ કહ્યું ” બેચાર દિવસ પછી-થી તમારી શંકાનો ઉત્તર મળશે. પણ તમે ત્યાં સુધી અહિંથી નજીક પાં-ચેક ગાઉ દૂર એક ગામ છે ત્યાં એક વૈષ્ણવ રહે છે તેને મળી આવો. રાજા

આથી ઘોડા ઉપર બેસીને મળવા ગયા. રસ્તામાં પવનને લીધે ઘોડો બીજે રસ્તે ચઢી ગયો. એટલામાં રાત પડી. રાજાએ તેટલા માટે એક વૃક્ષ નીચે મૂકામ કર્યો. આ વૃક્ષ ઉપર હોલો અને હોલી એમ બે પક્ષીઓ રહેતાં હતાં તેમણે બચ્ચાંને માટે ફળ આણ્યાં હતાં. વૃક્ષ ઉપર ફળ ઘણાં હતાં. તેથી હોલા અને હોલીએ કહ્યું આજે આ વૃક્ષ નિચે રાજા બેઠા છે તે આપણા અતિથિ છે. માટે આ ફળ આપણે તેમને આપીશું. આમ વિચાર કરીને તે ફળ આપી દીધાં. રાજાએ પછીથી તે ખાધાં. હોલો અને હોલી ભુખ્યાં રહ્યાં. સવારના પહોરમાં રાજા ઘોડા ઉપર બેસીને આગળ ચાલ્યો, એક શહેરમાં તે ગયો. ત્યાં જોયું તો બહુ રાજા એકઠા થયેલા હતા. કારણકે એ ગામના રાજાની પુત્રીનો વિવાહ હતો. આ વિવાહ સ્વયંવરથી કરવાનો હતો. તેટલા માટે તેલની કઢાઇ ચઢાવી હતી. જે માણસ તેમાંથી વીંટી કાઢે તેને કન્યા પરણાવવી. એવો આ રાજાનો નિયમ હતો. ઉન્હા તેલને ટાઢું કરીને અગર બીજા કોઇપણ ઉપાયે ઉઘાડો હાથ નાખીને વીંટી કાઢવી જોઇએ. નીચે બળતણ બળતું હતું, તેથી તેલ ટાઢું પડતું ન હોતું, આથી કોઇપણ રાજાની હિંમત ચાલતી ન હોતી. તે વખતે આ રાજા ત્યાં આવી ચઢયો, તે પણ ત્યાં બેસીજ રહ્યો હતો. એવામાં અદ્દભુત દાસજી પણ ત્યાં આવ્યા એટલે તેમણે તેલની કઢાઇમાં હાથ નાખ્યો, અને અંદરથી વીંટી બહાર કાઢી લીધી. સર્વ લોકો આ જોઇને બહુજ આશ્ચર્ય પામ્યા. આથી ગામના રાજાએ તેમને કન્યા પરણવાને કહ્યું પણ અદ્દભુતદાસજીએ જવાબ આપ્યો "મારે તારી કન્યા પરણવી નથી. અમૂક દેશના અમૂક રાજાની સાથે તારી કન્યા પરણાવજે" પછીથી તે ત્યાંથી ચાલી નીકળ્યા. રાજાએ પોતાની પુત્રીને અદ્દભુતદાસજીએ કહ્યું તે રાજા સાથે પરણાવી. તે રાજા પણ વિવાહ કરીને ઘેર ગયો અને અદ્દભુતદાસજીને મળ્યો, અદ્દભુતદાસે રાજાને પૂછયું, તમે ઘોડા ઉપર બેસીને અહિંથી ગયા હતા, તે રસ્તામાં કંઈ કંઇ વસ્તુઓ જોઈ તે કહો? " રાજાએ બધી હકિકત કહી સંભળાવી. અદ્દભુતદાસજીએ વાર્તા સાંભળીને હોલા હોલીના ગૃહસ્થ ધર્મની સમજણ પાડી. ગૃહસ્થે એ પ્રમાણે વર્તવું જોઇએ જે કોઇ ઘર આગળ આવે તેને ભૂખ્યો કાઢવો નહિ. પોતાને ભૂખ્યા રહેવું પડે તેની પણ ચિન્તા કરવી નહિ. વિરકતનો ધર્મ એવો છે કે પોતે દુઃખ વેઠે અને બીજાને સુખી કરે. તેલમાંથી વિંટી કાઢી અને કન્યા તમને પરણા-

વી એમાં વિરકત ધર્મ સમજાય છે. આ બન્ને ધર્મો સાંભળીને રાજા ઘણોજ પ્રસન્ન થયો. પછીથી શ્રીઠાકોરજીની સેવા બરાબર રીતે કરવા લાગ્યો. એ રાજા શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૮૫ મા.

(સાર) આ વાર્તાનો સાર વાર્તામાંજ આપેલો છે. ગૃહસ્થ તેમ વિરક્ત બન્ને જો પોતાનો ધર્મ બરાબર પાળે તો તેમનું જીવિત પ્રશંસનીય છે. પદ્મ પત્ર જેમ પાણીમાં રહેવા છતાં તેનાથી તે લેપાતું નથી. તેમ વૈષ્ણવે ગૃહાસ્થાશ્રમમાં રહેવું છતાં તેનાથી લેપાવુંજ નહિ. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ શ્રીઠાકોરજીની સેવા તથા વૈષ્ણવોની ટહેલ કરવી જોઇએ.

૧ શ્રીમહાપ્રભુજીએ તત્વદીપનિબંધમાં કહ્યું .

गृहं सर्वात्मना त्याज्यं चेत्त्यक्तुं न शक्यते ।
कृष्णार्थं तत्प्रयुंजीत कृष्णोऽनर्थस्य मोचकः ॥

ઘરનો સર્વ પ્રકારે ત્યાગ કરવો જોઈએ. તેનો ત્યાગ ન બની શકે તો શ્રીકૃષ્ણની સેવામાં તેનો વિનિયોગ કરવો. શ્રીકૃષ્ણ પરમાત્મા સર્વ દોષના મોચક છે.

વૈષ્ણવે ગૃહસ્થાશ્રમમાં કેવી રીતે રહેવું જોઇએ, એ સંબંધિ તત્વદીપ નિબંધના સર્વ નિર્ણય પ્રકરણમાં શ્રીમહાપ્રભુજીએ કારિકા તથા પ્રકાશમાં ઘણી સારી રીતે કહ્યું છે. તેથી જીજ્ઞાસુએ તે ત્યાંથી વાંચી જોવું.

---

# વાર્તા ૧૮૬ મી, વૈષ્ણવ ૧૮૬ મા.

## श्रीगुसांइजीना सेवक जीवणदास ब्राह्मणनी वार्ता.

આ જીવણદાસજી લાહોરમાં રહેતા હતા. તે હરિદ્વારમાં શ્રીગુસાંઇજીના સેવક થયા હતા. આખો દિવસ ચિત્તને શ્રીઠાકોરજીની સેવામાંજ પરોવી રાખતા હતા, ભગવત્સેવા કરતા બહાર પણ જતા નહિ તેથી લોકો એમની ઘણી નિન્દા કરવા લાગ્યા ઘણા દિવસ પછીથી જીવણદાસની દેહ છૂટી ગઇ. તેમના દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. ત્યાં પાસે એક ઝાડ હતું. તેના ઉપર બે પ્રેત રહેતા હતા, એક પ્રેત બહાર ગયો હતો. એક વૃક્ષ ઉપર બેઠો હતો. તેને ચિતાની ધુમડાની વાસ લાગી તેથી તેની પ્રેતયોનિ છુટી ગઇ, આથી તે દિવ્ય રૂપ બની ગયો, અને સ્વર્ગમાં ગયો, બીજો પ્રેત જ્યારે પાછો આવ્યો ત્યારે તેણે આ સઘળી હકિકત જાણી. તેથી તેને ઘણો ખેદ થયો. અને રડવા લાગ્યો તે વખતે એક પંડિત રસ્તા ઉપર થઇને જતો હતો. આ પ્રેતને રડતો જોઇને, તેણે પૂછયું " તું કોણ છું અને શા માટે

રડે છે ? ત્યારે આ પ્રેતે બધી હકિકત કહી સંભળાવી. પંડિતે કહ્યું કે એક પ્રેતનો ઉદ્ધાર થયો છે એ વાત શી રીતે ખરી મનાય ? ત્યારે પેલા પ્રેતે કહ્યું " જો તમે આ વાત ન માનતા હો તો તો એક ઉપાય કરો. આ ચિતામાં બે ચાર લાકડાં નાખો, અને તેનો ધુમાડો થાય ત્યારે જો જો કે તે ધુમાડાની વાસથી મારો ઉદ્ધાર થાય છે કે નહિ. " પંડિતે તે પ્રમાણે કર્યું તો પ્રેતનો ઉદ્ધાર થઈ ગયો. આ પ્રેત જય જય ધ્વનિ કરતો સ્વર્ગ લોકમાં ચાલ્યો ગયો.આ જોઇને બ્રાહ્મણને ઘણું વિસ્મય થયું. પંડિત ગામમાં ગયો અને ત્યાં જઇને ખબર કાઢી " આજે કોણ મરી ગયું છે ત્યારે લોકોએ કહ્યું કે જીવનદાસજી મરી ગયા છે. પછીથી તેણે તપાસ કરી કે એ કયા ધર્મના હતા.તો ખબર મળી કે શ્રીવલ્લભાચાર્યજીના વૈષ્ણવ ધર્મના હતા. અને શ્રીગુસાંઇજીના સેવક હતા. પછીથી તે પણ્ડિત સકુટુમ્બ શ્રીગોકુળ આવ્યો અને વૈષ્ણવ થયો. આ જીવણદાસજી આવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર સેવક હતા. એમની ચિતાના ધુમાડાથી પ્રેતનો દિવ્ય દેહ થઈ ગયો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૬ મા.

(સાર) ભક્તોએ પોતાને મળતો બધો વખત શ્રીઠાકોરજીની સેવામાં ગાળવો જોઇએ. સંસારના વિષયોમાં કોઇપણ જાતની આસક્તિ રાખવી નહિ. તેથી બહિર્મુખતા લાગે છે. સેવા કરનાર ભક્તની લોકો નિન્દા કરે અગર સ્તુતિ કરે તેની એમણે દરકાર કરવી નહિ.

---

# વાર્તા ૧૮૭ મી, વૈષ્ણવ ૧૮૭ મા,

---

## શ્રીગુસાંઇજીના સેવક લાહોરના પંડિતની વાર્તા.

ઉપરની વાર્તામાં આપણે વાંચ્યું કે લાહોરનો તે પંડિત શ્રીગુસાંઇજીનો સેવક થયો. અને તેણે શ્રી નવનીતપ્રિયાજી અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. તથા પુષ્ટિમાર્ગના સિદ્ધાંતનું જ્ઞાન પ્રાપ્ત કર્યું.પછી શ્રીઠાકોરજીની સેવા માર્ગની રીતિ પ્રમાણે બરાબર રીતે કરવા લાગ્યા. એક દિવસ એક હત્યારો બ્રાહ્મણ ભિક્ષા માગવા આવ્યો' તે રાધાકૃષ્ણ, રામ કૃષ્ણ એમ બોલતો હતો તેથી પંડિતે તેને બોલાવ્યો અને ભજન કરવા બેસાડયો. આ વાત પંડિતના જ્ઞાતિના લોકોએ જાણી આથી તે લોકોએ કહ્યું " તમે હત્યારા બ્રાહ્મણનો સ્પર્શ કેમ કર્યો ? " પંડિતે જવાબ આપ્યો " એણે શ્રીઠાકોરજીનું નામ

સ્મરણ કર્યું, હતું તેથી તેની હત્યા હવે રહી નથી." પેલા લોકોએ કહ્યું "અમે તે કદી માનીશું નહિ. પંડિતે પછી કહ્યું "તમે શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, પણ તેનું જ્ઞાન તમને બરાબર થયું નથી, તમારા હૃદયનું અંધારૂં દૂર થશે ત્યારેજ તમે સત્ય વસ્તુ સમજી શકશો. ત્યારે પેલા લોકોએ કહ્યું "હરિદ્વારમાં શ્રવણનાથ મહાદેવ છે.તેમના નંદીશ્વર જો આમના હાથનું ખાય તો આ વાત સાચી મનાય" પછી બધા લોકો તથા આ વૈષ્ણવ પંડિત હરિદ્વાર ગયા. નંદીશ્વર આગળ આ હત્યારાએ પ્રસાદનો થાળ મૂકયો. વૈષ્ણવ પંડિત બોલ્યો જો કૃષ્ણનું નામ લેવાથી આની હત્યા દૂર થઇ હોય તો તમે એના હાથનું ભોજન કરો.નંદીશ્વર તો તુર્તજ ભોજન કરવા મંડી ગયો.બધા પંડિતો વૈષ્ણવ પંડિતને પગે લાગ્યા, એ પંડિત વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, એમના દર્શનથી હત્યારાની હત્યા ગઈ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૮૭ મા.

(સાર) જે કોઇ એક વખત પણ પ્રભુના નામનું સ્મરણ કરે છે તેનાં કોટિક જન્મનાં પાપ નાબૂદ થાય છે. માટે સૂરદાસજી ગાય છે.

બોલો ભૈયા ગોવિંદ કૃષ્ણ હરિ,
માલ દામ કછુ બૈઠત નાહિં છુટત નહિ ગઠડી.
એ કાયા કાગદકી પુતરી સો છિનમેં જાત જરી,
જા મુખ સૂર પ્રભુ નહિં ઉચરત તાસુખ ધુર પરી.

દયારામભાઇએ પણ ગાયું છે.

સર્વોત્તમ શ્રીકૃષ્ણ નામ હે. ટેક
પાપ તાપ પ્રલય સબ છિનમેં, નિર્ભય પદ નિજધામ હે ૧
ઔર કોટિ હરિનામ ન ઇનસમ, જદપિ અતુલ બલ આદિ રામહે. ૨
જેસે દુજને ચઢતી કલાશશી, પેં ન કોઇ કહે કિસ ઠામહે, ૩
પૂર્ણ કૃષ્ણ સો ઓર પૂર્ણિમા, શ્રી સહ શરદ પ્રમોદ ધામ હે. ૪
સબ સાધન બલ ત્રિભુવનમેં દયા, પ્રીતમ અભિમત પૂર્ણ કામહે. ૫

વળી બીજા પદમાં પણ ગાય છે કે—

હરદમ કૃષ્ણ કહે, શ્રીકૃષ્ણ કહે તું જીબા મેરી,
યેહી મતલબકી ખાતર કરતા, ખુશામત મેં તેરી. હરદમ૦ ટેક
દહિં ઓર દુધ સક્કર દેતાહું હરવખ્ત તુઝે;
તોભી હરરોઝ હરિનામ સુનાતિ ના મૂઝે. હરદમ૦ ૧
કરે ગુનગાન ગોવિંદકા, તુ મુખમેં પરી વે ભલા,
નહિં તો મેં ખેંચ નિકાલુંગા, કયા મુખ ચામ ભલા. હરદમ૦ ૨
ખોઇ જીંદગાની સારી સોઇ ગુન્હા માફ તેરા,
દયા પ્રીતમ ભૂલે મત નામ આખર વખ્ત મેરા. હરદમ૦ ૩

# વાર્તા ૧૮૮ મી. વૈષ્ણવ ૧૮૮ મા.

## श्रीगुसांइजीना सेवक विरक्त वैष्णवनी वार्ता.

એક વિરક્ત વૈષ્ણવ હતા. તે ચપટી માગીને નિર્વાહ કરતા હતા. નિત્ય શ્રીગિરિરાજની પરિક્રમા કરતા.તેમની પાસે બીજા બે વૈષ્ણવો આવીને રહ્યા. આ વિરક્ત વૈષ્ણવે ચપટી માગી લાવીને રસોઇ કરી અને પેલા વૈષ્ણવોને પ્રસાદની પાતળ ધરી. એક દિવસ વિરક્ત વૈષ્ણવને ઘણો શ્રમ લાગ્યો. તેથી શ્રીનાથજી પણ તેમના શ્રમને સહન કરી શકયા નહિ. શ્રીનાથજીએ બન્ને વૈષ્ણવોને કહ્યું "તમે બંન્ને જણાઓ રસોઇ કરો. વિરક્ત વૈષ્ણવ ચપટિ માગી લાવશે." પછી તે બન્ને જણાઓ શ્રીનાથજીની આજ્ઞા પ્રમાણે રસોઇ કરવા લાગ્યા. ત્રણે જણા મળીને પ્રસાદ પ્રસન્નતાથી લેતા હતા. વિરક્ત વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમના શ્રમને શ્રીનાથજી સહન કરી શકયા નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૮૮ મા.

(સાર) વૈષ્ણવની વિરક્તતા જોઇને શ્રીઠાકોરજી સર્વદા તેમના ઉપર પ્રસન્ન થાય છે. નિષ્કિંચનતાની સ્થિતિમાં શ્રીઠાકોરજીનો અનુગ્રહ થઇ શકે છે તેટલો ભાગ્યેજ બીજી સ્થિતિમાં થાય છે. દયારામભાઇએ ગાયું છે.

નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમો, રે વસે વ્રજ લાડીલો;<br>
જેરે જાયે તે ઝાંખી પામે જીરે.<br>
ભૂલ્યા ભમે તેતો બીજા સદનમાં શોધેરે, હરિના મળે એક ઠામેરે. નિ. ૧<br>
સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પૂછી જાજોરે;<br>
વ્રેહેતાપ બે પોળીઆને મળી મેહેલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા થાજોરે. નિ. ૨<br>
દિનતાના પાત્રમાં મનમણિ મૂકીનેરે, ભેટ ભગવંતજીને કરજોરે;<br>
હુંભાવ પુંભાવ ન્યોછાવર કરીનેરે, શ્રીગિરિવરધર વર તમો વરજોરે. નિ. ૩<br>
એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છા મૂળ હરિ સેવા, કૃપાવિના સિદ્ધિ ન થાએરે;<br>
શ્રીવલ્લભ શરણથકી સહુ પડે સેહેલુંરે, દૈવીજન પ્રતિ દયો ગાયેરે. નિ. ૪

# વાર્તા ૧૮૯ મી, વૈષ્ણવ ૧૮૯ મા.

## श्रीगुसांइजीना सेवक भीमसेन राजानी वार्ता.

આ રાજા તથા તેની સ્રીને પૂર્વજન્મનું જ્ઞાન થયું હતું. શ્રીઠાકોરજીએ આ રાજાને સ્વપ્નામાં કહ્યું "તમે તીર્થ યાત્રા કરવા જાઓ અને જે તમારા

પૂર્વજન્મની હકિકત તમને કહે તેમને શરણે તમે જજો. રાજા ભીમસેન આ સાંભળીને ઘણોજ પ્રસન્ન થયો. પછી તે તિર્થયાત્રા કરવા ગયો, દરેક તીર્થ સ્થળમાં પંડિત અગર મહંત પુરૂષને મળે. પણ કોઈ તેને પૂર્વજન્મની હકિકત કહેતું નહિ. પછી તેણે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. તથા દંડવત્ કર્યાં. શ્રીગુસાંઇજીએ ભીમસેન રાજાને આજ્ઞા કરી "તમે મારી પાસે પૂર્વજન્મની હકિકત પૂછવાને આવ્યા છો, તો તે હું તમને કહીશ.આ સાંભળીને ભીમસેન રાજાએ બે હાથ જોડીને વિનતિ કરી "મહારાજ હવે વાત કહેવાની કંઇપણ જરૂર નથી. આપ મને શરણ લો," આથી શ્રીગુસાંઇજીએ શ્રી નવનીતપ્રિયાજીની સમક્ષ બન્ને સ્ત્રીપુરૂષને નામ નિવેદન કરાવ્યું.રાજા ભીમસેન શ્રીગુસાંઇજીની બેઠકમાં ગયા. પછીથી ત્યાં શ્રીગુસાંઇજીએ પૂર્વજન્મની વાત તેને કહી બતલાવી. તમે પૂર્વજન્મમાં કણબી હતા. અને ખેતીનો ધંધો કરતા હતા. એક વાણીઆની પત્ની સાથે તમારે પ્રેમ હતો. તે સ્ત્રી તમારી સાથે ખેતરમાં આવી હતી. ખેતરમાં વાળતાં વાળતાં એક ભોંયરામાંથી શ્રીઠાકોરજીનું સ્વરૂપ તમને પ્રાપ્ત થયું હતું. તે સ્વરૂપની તમે બન્ને જણાં ભાવપૂર્વક સેવા કરતાં હતાં. એક દિવસ જ્યારે તમે અંદર સેવા કરતાં હતાં ત્યારે ભોંયરૂં એકાએક તૂટી પડયું, અને તમારા બન્નેની દેહ છૂટી ગઇ. યમદૂત તમને લેવાને આવ્યા. પણ વિષ્ણુદૂત તમારી મદદે આવ્યા હતા, યમદૂતે કહ્યું કે "આ લોકોએ વ્યભિચારનું કૃત્ય કર્યું છે ત્યારે વિષ્ણુ દૂતોએ ફરમાવ્યું "તેમણે ભગવદ્મંદિરમાં સંમાર્જન કર્યું છે એટલે તેમના દોષ છૂટી જાય છે. આથી યમદૂતો ત્યાંથી પાછા ગયા. ત્યાર પછી તમે બન્ને જણાં રાજકુટુમ્બમાં જન્મ્યાં. તમને સ્વકીય ભાવવાળી સ્ત્રી પ્રાપ્ત થઇ છે. માટે તમે ભગવાનની સેવા કરો. હવે તમારે પૂનર્જન્મ લેવાનો નથી." ભીમસેન રાજા આ સાંભળીને ઘણો પ્રસન્ન થયો,પછીથી તે શ્રીઠાકોરજી પધરાવી તથા શ્રીનાથજીનાં દર્શન કરી,પુષ્ટિમાર્ગની રીતિ શીખી, પોતાના દેશ પાછા આવ્યા. શ્રીઠાકોરજીની સેવા ઘણા પ્રેમથી કરવા લાગ્યા. ભીમસેન શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ ૧૮૯ મા.

(સાર) વ્યભિચારાદિ દોષ જો ભક્તને થઈ ગયો હોય તો તેનું પાપ પણ ભક્તિથીજ ધોવાય છે. યમદૂતનું પણ જોર પ્રભુ ભક્ત ઉપર બિલ્કુલ ચાલી શકતું નથી. માટે ભકતોએ સેવા પરાયણ અહર્નિશ રહેવું. પરમાનંદદાસે ગાયું છે કેઃ-

નેક કૃષ્ણકો બહાનો જાકું, નેક કૃષ્ણકો બહાનો,
તાહીકે ઘર મત જાઓરે જમરા, રંક હોય કે રાણો. ૧

તુલસીકે આભૂષણ પહેરે, અંગ ચંદન લપટાણો;
છાપાં તિલક ઓર માલા બનીહે; સો કયોં રહેગો છાનો. ૨
કહે રવિનંદન યમદૂતનસું, યમરાજા મુસકાનો;
પરમાનંદદાસકો ઠાકોર, ભક્તનકે હાથ બિકાનો. ૩

## વાર્તા ૧૯૦ મી, વૈષ્ણવ ૧૯૦ મા.



### श्रीगुसांइजीना सेवक उत्तमदासनी वार्ता.

આ ઉત્તમદાસ ગુજરાતમાં રહેતા હતા.તેમની પાસે ધન નહોતું.જ્યારે તેમની પાસે પ્રભુ ઇચ્છાથી હઝારો રૂપીઆ થયા. ત્યારે તેણે એક જરીનો પરકાળો લીધો.પછી શ્રીગોકુળ જઇને શ્રીગુસાંઇજીને વિનતિ કરીને શ્રીનાથજીને જરીનો પરકાલો અંગીકાર કરાવ્યો. શ્રીનાથજીનાં દર્શન કરી ગુજરાતમાં પાછા આવ્યા.પરકાલાનું દેવું ચુકવી દીધું. શ્રીઠાકોરજીએ ઉત્તમદાસને કહ્યું "મારે પરકાલાની ખોટ નથી તો શા માટે તેં આટલો બધો શ્રમ લીધો! ઉત્તમદાસે વિનતિ કરી અને કહ્યું " મહાપ્રભુજી આપ તો સર્વ સમર્થ છો. સર્વ વસ્તુ આપનીજ છે પણ દાસે પોતાનો સેવા ધર્મ અવશ્ય કરવો જોઇએ,આ સિવાય બીજી કયી રીતે અમારો અંગીકાર થઈ શકે ? "આ સાંભળી શ્રીઠાકોરજી ઘણાજ પ્રસન્ન થયા.અને આ પરાકાળા સહિત શ્રીઠાકોરજીએ ઉત્તમદાસને ઘરમાં દર્શન આપ્યાં. એ ઉત્તમદાસ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૯૦ મા.

(સાર) શ્રીઠાકોરજીતો ફક્ત ભાવના ભૂખ્યા છે. સર્વ વસ્તુ તેમની છે.તેથી શ્રીઠાકોરજીની વસ્તુઓ તેમનેજ અંગીકાર કરાવવી જોઇએ. પણ આ સર્વ ભાવપૂર્વક કરવું જોઇએ. શ્રીવલ્લભાચાર્યજીએ આજ્ઞા કરી છે-

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥

રાગ જંગલો.

કેવલ એક ભાવ ભૂખ ગિરધારી, કોઇ વસ્તુના હરિમન હરની. કેવલ૦ ટેક
ગરૂડસોં આસન કોસ્તુભ ભૂખન, લચ્છમી લલના પ્યારી;
સરસ્વતી ગતી સ્તુતિ કા કરઇ, સદા ધ્યાન ત્રિપુરારી. કેવલ૦ ૧
કીર્તન શેષ શુકાદિ પરમહંસ, સેવે સતત શ્રીનારી;
તપ દુર્વાસા બગદાલભ્યસે, યોગી શ્રુતિ સ્મૃતિ ભારી. કેવલ૦ ૨
અઠયાસી સહસ શ્રવણમુનિ સ્મરત અરૂ સનકાદિક બ્રહ્મચારી;

જનકાદિ જ્ઞાન દાન બલિ પ્રાચિન બર્હિસ યજ્ઞ અપારી. કેવલ. ૩
નૃગાદિ સાધન ધર્મ દેખી તેરે સાધન મદ દે ડારી;
દયા પ્રીતમ એક પતિ પરાધિન, દેખી લે ગોપ કુમારી. કેવલ. ૪

## વાર્તા ૧૯૧ મી. વૈષ્ણવ ૧૯૧ મા.

### श्रीगुसांइजीना सेवक भगवानदास गौर रजपूतनी वार्ता.

આ ભગવાનદાસ હંમેશાં વ્રજમાં ફરતા. શ્રીગુસાંઇજીના શ્રીમુખે કથા શ્રવણ કરતા. અને અહર્નિશ ભગવદ્-લીલાનો વિચાર કરતા. શ્રીગુસાંઇજીના સેવક વિના અન્ય કોઇની સાથે બોલતા નહિ. એક દિવસ શ્રીજીદ્વાર અને એક દિવસ શ્રીગોકુળમાં એમ ફરતા હતા. નવાં નવાં પદ બનાવતા. એક વખતે શ્રીગુસાંઇજીની આગળ નીચેની વધાઇ એમણે ગાઇ. રાગ-સારંગ.

ગ્વાલ વધાઇ માંગન આયે ગોપી ગોરસ સકલલીયે-
સંગ સબહિ આય શીર નાયે. ૧
અબ યે ગર્વ ગીનત નહિ કાહુ, કરીયત મનકે ભાયે,
જહાં નંદ બેઠે નાંદીમુખ જહાં ગહનકો ધાયે. ૨
બરન બરન પાયે પટ વ્રજ જન ઉર આનંદ ન સમાયે,
જન ભગવાન જસોદારાની જગકી જીવન જાયે. ૩

શ્રીગુસાંઇજી આ પદ સાંભળીને ઘણા પ્રસન્ન થયા, ભગવાનદાસે આવા ઘણાં પદ ગાયાં હતાં, એવા તે શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૧૯૧ મા.

(સાર) ભકતે પ્રભુના ગુણાનુવાદ, કીર્તન તથા સેવાના કાર્યમાં જીવન સાફલ્ય માટે નિરંતર મગ્ન રહેવું એ સિવાયનું બીજું બધું વૃથા છે.

ગાયો ન ગોપાલ મન લાયો ન રસાલ લીલા;
સુની ન સુબોધિની ન સાધુ સંગ પાયોહે.
સેવ્યો ન સ્વાદ કરી ઘડી હું ન અધ ઘડી;
કબહું ન કૃષ્ણનામ રસના રટાયો હે;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલેશ પ્રભુકી શરણ જાય;
દીન હોય મતિ છિન શીશ હું ન નાયો હે.
રસિક કહે બાર બાર લાજ હું ન આઇ તોય;
મનુષ્ય જન્મ પાય કેં કહા મેં કમાયો હે.

# વાર્તા ૧૯૨ મી. વૈષ્ણવ ૧૯૨ મા.



## श्रीगुसांइजीना सेवक एक राजानी वार्ता.

આ રાજાના ગામમાં બે વૈષ્ણવ સાચોરા ભાઈ રહેતા હતા. તેમાંના એક સાચોરાને રાજાએ મારી નાંખ્યો હતો. પણ તે પ્રભુકૃપાથી પાછો સજીવન થયો હતો. આથી તે રાજાને પોતાના અપરાધનો ઘણો પસ્તાવો થયો, તેથી શ્રીગુસાંઇજીને શરણે જવાને માટે સાચોરા ભાઇને વિનતિ કરી અને તેમને સાથે લઇને શ્રીગોકુળ ગયો. ત્યાં શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્શ્રી પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં.રાજાએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી. "મહારાજ મને શરણે લો" ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું તમે થોડા દિવસ અહિંઆં રહો, પછી વિચાર કરીને તમને શરણે લેવામાં આવશે. પછી શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીને પૂછયું "આ રાજાએ સાચોરા વૈષ્ણવને માર્યો છે તો તેને શરણે લેવો કે કેમ? શ્રીનાથજીએ ઉત્તર આપ્યો" ભક્તના અપરાધને ભક્તજ ક્ષમા આપે છે. સાચોરાએ રાજાના અપરાધની ક્ષમા કરી છે. માટે તેને શરણે લેવામાં કોઇપણ બાધ નથી. પછી શ્રીગુસાંઇજીએ તેને શરણે લીધો. તેને શ્રીઠાકોરજીની સેવા પધરાવી દીધી. શ્રીગુસાંઇજીને તે રાજાએ વિનતિ કરી કે મારે ગામ પધારો અને સર્વ ગામને વૈષ્ણવ બનાવો તથા આ બન્ને સાચોરા ભાઇઓ મારો ત્યાગ કરે નહિ. તે પ્રમાણે કરો. "ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું" તે ભાઇઓ તમારો ત્યાગ કરશે નહિ, અને તમે પણ તેમનો ત્યાગ કરતા નહિ. રાજાતો આ સાંભળી ઘણો પ્રસન્ન થયો. પછી સાચોરાભાઇઓને સાથે લઇને પોતાનો દેશ આવ્યો. ભગવત્સેવા કરવા લાગ્યો. જે પ્રમાણે આ બે ભાઇઓ કહેતા તે પ્રમાણે રાજા વર્તતો શ્રીનાથજી રાજાને સાનુભાવ જણાવતા.એ રાજા શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૯૨ મા.

(સાર) વૈષ્ણવના કરેલા અપરાધ, વૈષ્ણવ જાતેજ દૂર કરી શકે. શ્રીઠાકોરજીને પણ તે અપરાધની ક્ષમા આપવાનો હક્ક નથી. શ્રીઠાકોરજીના અપરાધ કરતાં વૈષ્ણવનો કરેલો અપરાધ ઘણો મોટો હોય છે. માટે કોઇએ કદીપણ એવો અપરાધ કરવો નહિ.

# વાર્તા ૧૯૩ મી, વૈષ્ણવ ૧૯૩ મા.

## શ્રીગુસાંઈજીના સેવક રેડા ઉદંવર બ્રાહ્મણની વાર્તા.

એક રેડા નામના વૈષ્ણવ હતા. તે હંમેશાં અબધૂત દેશમાં રહેતા હતા. તેમનો વાસ કપડવણજ ગામમાં હતો. શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે રેડા તેમની પાસેથી નામ નિવેદન પામ્યા હતા. શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરતા હતા. ત્યાર પછી શ્રીગોકુળ જઇને શ્રીગુસાંઇજીની ખવાસીની સેવા કરતા. ત્યાં જતાં પહેલાં પોતાની સેવાને એક બ્રાહ્મણી ડોશીને ત્યાં પધરાવી હતી. ત્યાંજ તે પ્રસાદ લેતા. એક દિવસ રમણ રેતીમાં શ્રીઠાકોરજીએ રેડાને દર્શન આપ્યાં, રેડાને દેહાનુસંધાનનું વિસ્મરણ થયું. શ્રીઠાકોરજીએ પ્રસાદી માળા રેડાને પહેરાવી, તેથી તે આખી રાત ત્યાં પડી રહ્યા, બીજે દિવસે શ્રીગુસાંઇજીને ખબર પડી કે રેડા રમણ રેતીમાં પડી રહ્યા છે, તેથી શ્રીગુસાંઇજી ત્યાં સાક્ષાત્ પધાર્યા અને તેમને ચરણસ્પર્શ કરાવ્યાં અને આજ્ઞા કરી કે હજુ લીલામાં પ્રવેશ કરવાની તમારે માટે વાર છે. પછીથી રેડા શ્રીગોકુળમાં આવ્યા. એક દિવસ શ્રીગુસાંઇજીને પંખો કરતા હતા ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી "રેડા, હવે તમે તમારે દેશ જઇને વિવાહ કરો." રેડાએ ઉત્તર આપ્યો " મહારાજ મારી પાસે પૈસો નથી. તેથી કોઇપણ મને કન્યા આપે એમ નથી!" શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીઠાકોરજીએ સર્વ બાબત નક્કી કરી રાખી છે. આથી તેજ વખતે રેડા શ્રીગુસાંઇજીની આજ્ઞાનુસાર દેશમાં ગયા. કપડવણજ પાસે સંજાઇ નામના ગામમાં આવીને મુકામ કર્યો. આ ગામમાં એક ઉદંબર બ્રાહ્મણ રહેતો હતો તેની પાસે પૈસો ઠીક હતો. તેને એક બાર વર્ષની પુત્રી હતી. તે પુત્રીને તે દિવસે સર્પ કરડયો હતો, આથી તે મરવા જેવી થઈ ગઈ હતી. તેટલા માટે બ્રાહ્મણ તે છોકરીને કોઇ જીવાડનાર મળી આવે તેટલા માટે તપાસ કરતો હતો. રેડાને આ બાબતની ખબર પડી ત્યારે તેમણે બ્રાહ્મણને કહ્યું " મારી પાસે એક ઉપાય છે, તે કરો આ હું ચરણામૃત તમને આપું છું તે તમે આ છોકરીના મ્હોડામાં મૂકો આમ કરશો તો તે બચવા પામશે. તેના મોઢામાં થઈને દવા અંદર ઉતરતી નહોતી તેથી તેના ઓઠ ઉપર ચરણામૃત ચોપડયું. આમ કરવાથી અલ્પ સમયમાં એ પુત્રીનું વિષ ઉતરી ગયું આ છોકરીની

માએ એવી બાધા લીધી હતી કે "જે કોઈ આ પુત્રીને બચાવશે, તેને હું મારી પુત્રી પરણાવીશ." પછી તે રેડાની જાત પૂછી તો તેણે તે કહી. આથી તે કન્યા રેડાને પરણાવવામાં આવી. રેડા પરણ્યાપછી શ્રીઠાકોરજીની સેવા બરાબર કરવા લાગ્યા. રેડાને એક પુત્ર થયો. એક દિવસ શ્રીગોકુળનાથજી આ ગામમાં પધાર્યા ત્યારે રેડાએ પોતાની જાતને તથા યજમાન નીમાવાણીઆને શ્રીગોકુળનાથજીના સેવક કરાવ્યા. તેઓ આજ સુધી પણ શ્રીગોકુળનાથજીના સેવક છે. રેડાનો પુત્ર મોટો થયો. ત્યારે રેડા શ્રીઠાકોરજીને પધરાવી શ્રીગોકુળ ગયા. અને ત્યાં રહીને શ્રીગુસાંઈજીની સેવા તેમણે કરવા માંડી કોઇ દિવસ રાસ લીલાનાં, તો કોઇ દિવસ બાળલીલાનાં દર્શન શ્રીઠાકોરજી રેડાને કરાવતા. આવાં અનેક પ્રકારનાં દર્શન શ્રીઠાકોરજી રમણરેતીમાં કરાવતા એ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૯૩ મા.

(સાર) (૧) શ્રીહરિના ચરણામૃતનું માહાત્મ્ય ઘણું છે તેનાથી સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તથા સર્વ પ્રકારના વ્યાધિઓ દૂર થાય છે માટે વૈષ્ણવોએ દરરોજ તેનું સેવન કરવું. (૨) વૈષ્ણવોએ પોતાની ગરિબાઇ માટે ચિન્તા કરવી નહિ. પ્રભુ કૃપાથી સર્વ વસ્તુઓ બને જાય છે. આપણા જીવનમાં જે જે પ્રસંગે જે જે કાર્ય બનવાના છે તે સર્વ પ્રભુ કૃપાથી સિદ્ધ થયે જાય છે પ્રભુ ઉપર પ્રેમ રાખવો, અને નિશ્ચિત રહેવું તે વૈષ્ણવનો પરમ ધર્મ છે,

ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવું ઉદાસ;
વિશ્વંભર પૂરે વિશ્વને, તે કેમ ભૂલે નિજ દાસ;
દાસ આશ પૂરે સૌ વણ માગે, વણકહે સાહ્ય કરે અનુરાગે;
હરિભજનથી કાંઈ નવ રહે ખામી, નથી અજાણ્યા અંતર્યામિ; સેવો૦

આ વાર્તા વાંચતાં ખાસ કરીને "તીર્થયાત્રાનો હેવાલ" વાંચવા વિનંતિ છે. કારણકે રેડાની ઘણી પ્રકારની વીશેષ વાર્તા તેમાં આપી છે.

## વાર્તા ૧૯૪ મી, વૈષ્ણવ ૧૯૪ મા.

### શ્રીગુસાંઇજીના સેવક પર્વતસેનની વાર્તા.

પર્વતદાસને શ્રીગુસાંઇજીનાં સાક્ષાત્ શ્રીપૂર્ણ પુરૂષોત્તમ તરિકે દર્શન કરવાની જીજ્ઞાસા થઈ. એક દિવસ જ્યારે તે શ્રીગુસાંઇજીની બેઠકમાં હતા ત્યારે શ્રીગુસાંઇજીએ ચંદન લગાવવાને તેમને આજ્ઞા કરી, પર્વતદાસે ચંદન લગાવ્યું. આ સમયે શ્રીગુસાંઇજીમાં શ્રીનાથજીનાં દર્શન તેમને થવા લાગ્યાં. પર્વતસેને વિચાર કર્યો આ તે સ્વપ્ન હશે કે શું? ત્યારે શ્રીગુસાંઇજીએ પૂછ્યું

"પર્વતસેન તમને કોઇપણ પ્રકારનો સંદેહ છે ? પર્વતસેને ઉત્તર આપ્યો " આપની કૃપાથી સર્વ સંદેહની નિવૃત્તિ થઇ ગઇ છે. પર્વતસેનને લીલાનો અનુભવ થવા લાગ્યો. નવાં નવાં પદ બનાવીને તે ગાવા લાગ્યા. એ પર્વતસેન શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વષ્ણવ. ૧૯૪ મા.

(સાર) વૈષ્ણવના મનમાં જે કોઇપણ બાબતની શંકા થાય છે તે પ્રભુ જાણી જાય છે, ગુરુદ્વારા તેનું નિવારણ કરાવે છે. પ્રભુ એવા દયાળુ છે. વૈષ્ણવના મનમાં શંકા થઆ હૈ પણ તે શંકાની નિવૃત્તિ તુર્તજ કરે છે.

# વાર્તા ૧૯૫ મી, વૈષ્ણવ ૧૯૫ મા.

## श्रीगुसांइजीना सेवक सासु वहुनी वार्ता.

એક ગામમાં એક સાસુ અને તેની વહુ રહેતાં હતાં. " સાસુનું નામ જમનાબાઇ હતું, અને વહુનું નામ રેવાબાઇ હતું. વહુ બિચારી ભોળી હતી. એક વખત જમનાબાઇનો પુત્ર ગામ જતો હતો, તેણે જતી વખતે પોતાની માને કહ્યું. " થોડા દિવસ પછી શ્રીગુસાંઇજી અહિંઆં પધારવાના છે. તે સમયે આને ( રેવાબાઇને ) નામ નિવેદન કરાવજે " આમ કહીને તે પરદેશ ગયો. જ્યારે શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે જમનાબાઇ વહુને લઇને દર્શન કરવા ગઇ, અને શ્રીગુસાંઇજીને વિનતિ કરી " મહારાજ, આ વહુને નામ સુણાવો ! શ્રીગુસાંઇજીએ પછીથી તે વહુને બેસવાને આજ્ઞા કરી.વહુને તેની સાસુએ એવું કહ્યું હતું કે શ્રીગુસાંઇજી જે પ્રમાણે ઉચ્ચાર કરે તે પ્રમાણે તું પણ કરજે, આ વહુ ઘણી ભોળી હતી, જ્યારે શ્રીગુસાંઇજીએ તેને એવું કહ્યું " વહુ બેસ તને નામ સુણાવું " ત્યારે વહુ પણ બોલી " વહુ બેસ તને નામ સુણાવું " આ સાંભળી શ્રીગુસાંઇજીને હસવું આવ્યું અને જાણી લીધું કે આ ઘણી ભોળી છે. શ્રીગુસાંઇજી ઉઠીને તેની પાસે આવ્યા, ત્રણ વખત શ્રીઅષ્ટાક્ષરમંત્ર કહ્યો. વહુએ પણ અષ્ટાક્ષર મંત્ર કહ્યો.પછીથી તે બાઇને ન્હવડાવીને શ્રીઠાકોરજીના શૃંગાર કરીને શ્રીગુસાંઇજીએ તેને નામ નિવેદન કરાવ્યું. પછી તેની સાસુને કહ્યું " શ્રીઠાકોરજીની સેવા વહુપાસે કરાવજો " ત્યારે સાસુએ કહ્યું " આ ગાંડા જેવી છે, તેથી એ આ બાબતમાં શું સમજે " શ્રીગુસાંઇજીએ કહ્યું તેની ચિન્તા તારે કરવાની નથી, શ્રીઠાકોરજી આપો આપ તેને બધું શીખવશે. બીજે દિવસે જમના-

બાઇને અટકાવ આવ્યો ત્યારે તેણે વહુને કહ્યું " તું સેવા કર. હું નદીએ જઈશ." વહુ ન્હાઈ અને સેવા કરવા લાગી. તે સેવામાં કંઈ પણ સમજતી નહોતી. તેણે શ્રીઠાકોરજીને જગાવ્યા. શ્રીઠાકોરજી કૃપા કરી સેવાની સર્વ રીત શીખવવા લાગ્યા. ઝારી કેમ ઉઠાવવી. તથા માંજવી, રસોઇ કેમ કરવી ભોગ કેવી રીતે ધરવો, તથા શૃંગાર કેમ કરવો વિગેરે શ્રીઠાકોરજીએ વહુને શીખવાડયું. વહુએ શ્રીઠાકોરજીને કહ્યું " જો કોઇ પણ કસર પડશે, ને મારી સાસુ મારા ઉપર ખીજ કરશે તો મારે પીયર જતા રહેવું પડશે. શ્રીઠાકોરજીએ કહ્યું તું ફીકર કરીશ નહિ. તારી સાસુ તને નહિ વઢે. આ પ્રમાણે ચાર પાંચ દિવસ વહુએ સેવા કરી. જ્યારે પાંચમે દિવસ સાસુ ન્હાઇ, અને સેવા કરવા લાગી ત્યારે શૃંગાર કરતાં નિદ્રાનું ઝોકું તેને આવ્યું. શ્રીઠાકોરજીએ તેને સ્વપ્નામાં કહ્યું મને વહુના હાથનો શૃંગાર બહુ ગમે છે. આથી જમનાબાઇએ વહુને બોલાવી, અને શૃંગાર કરવા બેસાડી. પોતે પણ રસોઇની સેવા કરવા લાગી. શ્રીઠાકોરજી વહુની સાથે હાસ્ય વિનોદ કરતા. એ સાસુ વહુ શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૯૫ મા.

(સાર) જે માણસો નિષ્કપટી અને ભોળા હોય છે, તે પ્રભુને ઘણાં વહાલા હોય છે, એમના દોષ તરફ પ્રભુ જોતા નથી. તેમનો ઉદ્ધાર જલદીથી થાય છે. અને સેવાનું સુખ ઝટ પ્રાપ્ત કરે છે. જ્યારે બહુ ડાળી તથા પંડિતમન્યો સેવાનું સુખ એકદમ પ્રાપ્ત કરી શકતા નથી.

## વાર્તા ૧૯૬ મી. વૈષ્ણવ ૧૯૬ મા.

### શ્રીગુસાંઇજીના સેવક માનકુંવરબાઇની વાર્તા.

આ બાઇ ન્હાનપણમાંથી વિધવા થયાં હતાં. તેમના પિતા શ્રીમન્ત હતા. થોડા દિવસ પછી જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે તેમને બ્રહ્મસંબંધ કરાવ્યું હતું અને શ્રીમદનમોહનજીની સેવા પધરાવી દીધી હતી. આખી જીંદગી સુધી તેણે શ્રીમદનમોહનજીની સેવા કરી, સેવા સિવાય બીજા કશામાં ધ્યાન તેમણે આપ્યું નહોતું. અને ઘર છોડીને કંઇ જતાં નહિ. આ બાઇની સાઠ વર્ષની ઉમરે તેમના પિતા ભગવચ્ચરણારવિંદમાં પહોચી ગયા. તેથી તે માણસ રાખીને સેવા કરવા લાગ્યાં. એક દિવસ એક વિરક્ત વૈષ્ણવ તેમને ઘેર આવી ચઢયા. આ સમયે શીતકાળની ઋતુ હતી.

આ વૈષ્ણવ માનકુંવરને શ્રીઠાકોરજીની ઝાંપી આપીને તળાવ ઉપર ન્હાવાને ગયા.ઝાંપીના શ્રીઠાકોરજી જે શ્રીબાળકૃષ્ણજીહતા તેમને માનકુંવરે જગાડયા આ બાઇએ શ્રીમદનમોહનજી સિવાય અન્ય કોઇનાં દર્શન કર્યાં નહોતાં તેથી તે સમજી કે એ શ્રીઠાકોરજી ટાઢને લીધે ઠુંઠવાઈ ગયા છે,આ વિચારથી તેની આંખમાં આસુ ભરાઇ આવ્યાં. મનમાં ઘણો સંતાપ થયો. તેથી સગડીમાં અનેક પ્રકારનાં ગરમ ઔષધ તેલમાં નાખીને ગરમ કર્યાં અને શ્રીઠાકોરજીના હસ્તચરણ ચોળવા લાગ્યાં,મનમાં એવો વિચાર થયો હતો કે ખરેખર શ્રીઠા-રજીને ઘણો શ્રમ પડેલો છે.અને આ વૈષ્ણવે તે ઉપર કંઇ પણ ધ્યાન આપ્યું નથી.આથી આ બાઈ શ્રીઠાકોરજીને ગદગદ કંઠે પ્રાર્થના કરવા લાગ્યાં" આપ આ અપરાધને માફ કરો, આવો તેનો શુદ્ધભાવ જોઇને શ્રીબાળકૃ-ષ્ણજી શ્રીમદનમોહનજીના સ્વરૂપમાં બદલાઇ ગયા.બાઇએ પછી રાજભોગ ધર્યા.આ વખતે પેલો વૈષ્ણવ તળાવથી પાછો આવ્યો અને તેણે દર્શન કર્યાં તો શ્રીઠાકોરજીએ ગદલ ઓઢયાં હતાં. શાથી આમ થયું તે તેને સમજણ પડી નહિ. લગભગ પંદરેક દિવસ સુધી તે ત્યાં રહ્યો પછી જવાનો તેણે વિચાર કર્યો, ત્યારે માનકુંવર બાઇએ કહ્યું હાલમાં શીતકાળ છે. શ્રીઠા-રજીને ટાઢ ઘણી વાય છે માટે તમે થોડા દિવસ અહિઆં રહી જાવ. તે વૈ-ષ્ણવ તેથી ત્યાં થોભ્યો. જ્યારે ફાગણ માસ આવ્યો ત્યારે જવાની તૈયારી કરી. જતી વખતે તેણે માનકુંવરને કહ્યું મારા શ્રીઠાકોરજી આપો. તમે મારા શ્રીઠાકોરજી બદલી લીધા છે" માનકુંવર બાઇએ કહ્યું "મેં તમારા શ્રીઠાકોરજી બદલ્યા નથી." આમ કરતાં કરતાં તેઓ લઢી પડયા. તે વિરક્ત વૈષ્ણવે કહ્યું જો મારા શ્રીઠાકોરજી મને પાછા નહિ આપો તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ. પછી તે બન્ને જણાં એ ઝઘડો પતાવવાને શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજી પાસે આવ્યાં. શ્રીગુસાંઇજીએ બન્નેની હકિકત સાંભળીને તેમનું સમાધાન કરવા ઝાંપીજી ખોલ્યાં અને શ્રીઠાકોરજીનાં દર્શન કર્યાં ત્યારે શ્રીઠાકોરજીએ શ્રીગુસાંઇજીને કહ્યું "આ ડોશીના શુદ્ધભાવથી હું શ્રીમદનમોહનજી થયો છું. તેણે કોઇ દિવસ બીજા સ્વરૂપનાં દર્શન કર્યાં નથી. તેનો પ્રેમ શુદ્ધ છે. શ્રીગુસાંઇજીએ પછીથી તે વાત તે બન્નેને કહી અને ઝઘડો પતાવ્યો. વૈષ્ણ-વને તે બાબતની પ્રતીતિ થઈ તેણે પોતાના શ્રીઠાકોર લીધા. માનકુંવરે શ્રી-ગુસાંઇજીને વિનતિ કરી " આ વૈષ્ણવ શ્રીઠાકોરજીને ટાઢે મારે છે માટે તેને પધરાવી દેવા ન જોઇએ. " આ સાંભળી શ્રીગુસાંઇજી હસ્યા અને વિ-

ચાર કર્યો કે આ ડોસીનો ભાવ કેવો શુદ્ધ છે.વિરક્ત વૈષ્ણવ આ માનકુંવરને પગે લાગ્યો, અને કહ્યું ઝિંદગી પર્યન્ત તમારે દ્વાર પડી રહીશ. અને તમારી સેવા કરીશ. પછી માનકુંવરબાઈ શ્રીયમુનાપાન કરી તથા શ્રીનાથજીનાં દર્શન કરી પોતાને દેશ ગયાં અને સેવા કરવા લાગ્યાં, એ માનકુંવરબાઈ શ્રીગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ. ૧૯૬ મા.

(સાર) શ્રીઠાકોરજીના જુદા જુદા સ્વરૂપ હોય પણ ભગવદીયને પોતાના સેવ્ય શ્રીઠાકોરજીમાં એટલી બધી લગની લાગેલી હોય છે કે અન્ય સ્વરૂપમાં પણ તે સ્વરૂપનીજ ઝાંખી તે કરે છે. સર્વત્ર તે સ્વરૂપનુંજ દર્શન શ્રીઠાકોરજી તેમને કરાવે છે (૨) પ્રભુની સેવા સાવચેતીથી કરવી કે શ્રીઠાકોરજીને કોઇપણ રીતે શ્રમ ના પડે તે રીતે સેવા વિધિ કરવી.

શ્રીગિરિવરધર સેવતાં, ભય રાખવો ભૂપતિ સમાન;
બાળક સમ વાત્સલ્યતા, ધરવો સ્નેહ તે જાર સમાન;
જાર સમાન પ્રીએ પ્રભુ લાગે, તો દુઃખ જન્મ જન્મનાં ભાગે;
પ્રેમ પીયુષ પીધું તે જાણે, તેથી સ્વાદ કોઇ એહ પ્રમાણે; સેવો૦

## વાર્તા ૧૯૭ મી, વૈષ્ણવ ૧૯૭ મા.

### શ્રીગુસાંઇજીના સેવક વડનગરવાસી માધવદાસની વાર્તા.

આમાધવદાસ અન્યમાર્ગીય મોટા પંડિત હતા.વૈષ્ણવોને ટિલવા કહી તેમની નિન્દા કરતા. એક વખત શ્રીગુસાંઇજી વડનગર પધાર્યા, ત્યારે પંડિતોની સભા કરી. સર્વ પંડિતોમાં માધવદાસ પ્રમુખ હતા. સભામાં ઇશ્વર સાકાર છે કે નિરાકાર તે વિષય ઉપર વાદ થયો. શ્રીગુસાંઇજીએ બ્રહ્મ સાકાર છે એમ પ્રતિપાદન કર્યું માધવદાસ એમ ધારતા હતા કે પુષ્ટિમાર્ગ વેદ માર્ગથી વિરૂદ્ધ છે, પણ જ્યારે તેમણે શ્રીગુસાંઇજી પાસેથી આ માર્ગનું રહસ્ય શ્રવણ કર્યું ત્યારે તેમનો એ સંદેહ મટી ગયો. પછીથી તે શ્રીગુસાંઇજીના સેવક થયા. ત્યારે બીજા પંડિતોએ માધવદાસને કહ્યું તમે અમારા પ્રમુખ છતાં શા માટે શ્રીગુસાંઇજીના સેવક થયા. ત્યારે તેમણે ઉત્તર આપ્યો. "જેમનામાં દુરાગ્રહ હોય તેજ વસ્તુ બરાબર ન સમજે. જેઓ સારવેત્તા છે તેમને તો એકદમ ખબર પડી જાય, હવે મારી પ્રતીતિ થઇ છે કે પુષ્ટિમાર્ગ વેદ પ્રતિપાદિત છે, અને તે શ્રેષ્ઠ છે.તેથી મેં દુરાગ્રહ છોડી દીધો છે. પંડિતો તો આ સાંભળીને પોતપોતાને ઘેર ગયા. માધવદાસજી શ્રીઠા-

કોરજીને પધરાવીને સેવા કરવા લાગ્યા. તથા વૈષ્ણવોનો સંગ કરવા લાગ્યા. શ્રીઠાકોરજી માધવદાસ ઉપર જલદી પ્રસન્ન થયા હતા. એ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. તેમણે પોતાનો દુરાગ્રહ છોડી દઇને સુંદર માર્ગ ગ્રહણ કર્યો હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૯૭ મા.

(સાર) શાસ્ત્રના જ્ઞાનનું રહસ્ય જ્ઞેય પદાર્થને જોવો તથા અનુભવ કરવાનો છે. માત્ર પાણ્ડિત્ય માટે જ્ઞાન તે અધોગતિમાં લઈ જનાર છે.દયારામભાઇએ સતસૈયામાં કહ્યું છે. જ્ઞાની ભૃત્ય અસકઇસકો, કરહુ વિદગ્ધ વિચાર,

મગ્ન લગ્ન અધઉર્ધ ગતિ, જેસે વર્ણ રકાર.

જ્ઞાની અને ભૃત્ય (દાસ) તે બન્ને વચ્ચે કેટલો અંતર છે, તે હે પંડિતો! તમે વિચાર કરો. જ્ઞાની તો ઇશ્વરમાં મગ્ન કહેતાં મળીને રહે છે. જ્યારે ભક્ત તો ઇશ્વરથી લગ્ન એટલે જૂદો રહીને સમીપે રહે છે. તેથી તેની ગતિ ઘણી ઉંચી છે. જ્ઞાની જે બ્રહ્મમાં મળી જાય છે તેની ગતિ નીચી હોય છે. જેમ ર્ કાર કોઇ વર્ણ સાથે જોડાયો હોય તો તેના ગતિ અક્ષરમાં નીચી રહે છે, પણ જો કોઇ વર્ણ સાથે ભેળો નહિ મળતાં, જૂદો પણ સમીપ રહે તેની ગતિ ઉચ્ચસ્થાને હોય છે. દાખલા તરિકે 'ક્રમ' આ શબ્દમાં ક સાથે ર્ ભેગો મળી ગયો છે તેથી તેના ગતિ નીચી છે. પણ 'કર્મ' શબ્દમાં "ર્ ભળી ગયો નથી, પણ જૂદો રહીને મની સમીપ છે તેથી, તે ર્ની ગતિ "મ" ના માથા ઉપર રહી છે તેજ પ્રમાણે જ્ઞાની અને ભક્તની સ્થિતિ થાય છે.

૧ બ્રહ્મ સાકાર છે કે નિરાકાર તે માટે શ્રીમહાપ્રભુજીનું અણુભાષ્ય તથા તત્ત્વદીપ નિબંધ, શ્રીગુસાંઇજીનું "વિદ્વન્મંડન" તથા શ્રીગિરિધરજીનું "શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ" વગેરે એતન્માર્ગીય ગ્રંથો જોવા. આ બધા ગ્રંથો સંસ્કૃતમાં છે તેથી સંસ્કૃત ભાષા નહિ જાણનાર માટે દયારામભાઈના સતસૈયામાંથી આ માટે નીચેની પંક્તિઓ અત્ર ઉતારવામાં આવે છે

દોહા—નિરાકાર સબકો કહે, પૈં પ્રભુહે સાકાર,
જો અવયવ નહિ ઇસતો, લહ્યો કહાં સંસાર
બ્રહ્મ સુ ગોલાકાર યોં, બદે નિવાસી દૂર
બરતુલસે સબ જ્યોં કહે, અરૂન લખે છબી સૂર.
પાંનિ પાય ન ગ્રહે ગતિ; યહ વિધિ સબ કહી બ્રહ્મ
પ્રાકૃત નહિ અવયવ અખિલ, આનંદમય શ્રુતબ્રહ્મ

સોરઠો—જો ન રૂપ જગધામ, ક્યોં સંભવ કર્તવ્યતા.
એકોહં બહુસ્યામ્ શ્રુતિ નિષેધ કરત ન બને.

દુહા--કછુ કહે કો કછુ કહે, ભિન્ન સકળ કે દેશ.
સો સબ સંભવ જાહિકો, વેહિપૂરણ પરમેશ.
ભયો બ્રહ્મ તેં જીવ ફિરિ, બ્રહ્મ હોય કહા મુગ્ધ.
જ્યોં દાધ પયસેં હોત સો, બહુરિ બને નાંહ દુગ્ધ.

પુ. ભા. મોહનચંદજીએ પણ નીચેનું પદ ગાયું છે—

હું સેવું ગિરિવરન છબીલો, શ્રીમોહનલાલ રંગીલો શ્યામ.
ઓર અનેક અવતાર ધરે હેં, વાસું નહિ મેરે કછુ કામ. હું૦ ૧
જાકી જનની જસોદા પિતા નંદજુ, બડો ભૈયા જાકો બલરામ;
જાકીત્રિયા વૃષભાન નંદિની, શ્રીરાધાજુવાકો નામ. હું૦ ૨
જાકે ગિરિ ગોવર્ધન મથુરા નગરી, વ્રજવૃંદાવન શ્રીગોકુલ ગામ;
માણેકચંદ કું એહી કૃપાફલ, નિત્ય પ્રતિ દર્શન વ્રજમેં ઠામ. હું૦ ૩

શ્રીગોપીજનોએ ઉદ્ધવજીને આપેલો નીચેનો ઉત્તર પણ વિચારવા જેવો છે,

હમ સાકાર ઉપાસી વે, સબ ગોકુલકે વાસી વે
ઉદ્ધો તુમ અદ્વૈત બ્રહ્મ કહો નિરાકાર ગુનહીને
પ્રેમીજનકો પંથ નહિ હમ શુષ્ક જ્ઞાની તુમ ચિન્હે. ૧
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે
નિર્ગુન બ્રહ્મ સો ધામકે ઉનકા, સમઝ સમઝનવારે
નિરાકાર કેહે દૂર નિવાસી નિકટ અવયવ દેખે;
તેજોમય રવિ જગત્ કહત પરિ, અરૂનરૂપ કયોં પેખે.
રૂપબિન કરતત્ત્વ બને નહિ, દિવ્યરૂપ શ્રુતિ ગાય
કર મુખબિન કયોં બંસી બજાઈ, પાઉંબિન કયોં વન ધાય.
ઐશ્વર્યાદિ ખટ ગુણ સંયુત, નિર્ગુણ કૈસેં કહિયે
અજાત્રિગુણપર શુદ્ધ સત્વ હાર, નિરખત સબ સુખ લહિયે.
ભક્ત નેત્ર ભૂષણ માંહાં રાધાવર શ્રીકુંજબિહારી
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રીગોવર્ધન ધારી.

# વાર્તા ૧૯૮ મી, વૈષ્ણવ ૧૯૮ મા.

## શ્રીગુસાંઇજીના સેવક કણબી પટેલની વાર્તા.

ગુજરાતથી એક સંઘ શ્રીગોકુળ જતો હતો તેની સાથે આ વૈષ્ણવ જતો હતો. રસ્તામાં મહેનત મજુરી તે કરતો હતો, અને વૈષ્ણવને ઘેર પ્રસાદ લેતો.જ્યારે ગોપાળપૂર લગભગ આઠ ગાઉ દૂર રહ્યું ત્યારે બધા વૈષ્ણવોએ પોતપોતાના પોટલામાંથી ભેટ કાઢી મૂકી. પણ આ કણબી વૈષ્ણવને ચિન્તા થઇ કે મારી પાસે તો કંઇપણ દ્રવ્ય નથી, તો હું શી ભેટ કરીશ? એટલામાં ઘાસમાં શંખાવલીની લતા હતી તેનાં ફુલ વીણ્યાં અને એક માળા ગુંથી અને ભિના વસ્ત્રમાં તેને મૂકી અને આગળ ચાલ્યો. આ વખતે શૃંગારનો સમય થવા આવ્યો હતો. શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને આજ્ઞા કરી કે એક પટેલ માળા લઇને આવે છે. તેના હૃદયમાં ઘણોજ ભાવ છે

તેથી એ આવશે ત્યારેજ હું રાજભોગ આરોગીશ. "શ્રીગુસાંઇજીએ આ શ્રવણ કરીને પોતાની સ્વારીના એક ઘોડેસ્વારને તે લેવા માટે મોકલ્યો. તે જઇને આ પટેલને બોલાવી લાવ્યો. પછીથી તે માળા શ્રીનાથજીએ અંગીકાર કરી. પટેલે રાજભોગનાં દર્શન કર્યાં. શ્રીનાથજીની આ લીલા જોઈને સુરદાસજીએ આ પદ ગાયું.

શ્યામ ગરિબનહિકે ગાહક,
દિનાનાથ હમારે ઠાકુર સાચી પ્રિત નિવાહક. ૧
કહા વિદૂરકી નાત પાતકુળ પ્રેમ પ્રિતકે લાયક,
કહાં સુદામાકે ધન હતો સાચી પ્રીતકે ચાહક. ૨
કહાં પાંડવ કુલકી ઠકુરાઈ અર્જુન રથકે વાહક,
સુરદાસ શઠતાતેં હરિભજ આરત દુઃખકે દાહક. ૩

આ પદ સાંભળીને શ્રીનાથજી તથા શ્રીગુસાંઇજી પ્રસન્ન થયા. પટેલ પણ શ્રીનાથજીએ માળા સ્વીકારી છે એમ જાણીને ઘણા પ્રસન્ન થયા. આ પટેલ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમની આર્તિ શ્રીનાથજી સહન કરી શકયા નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૯૮ મા.

(સાર) હૃદયમાં આર્તિ હોય તો પ્રભુ જરૂરથી દર્શન આપે છે. આ માર્ગમાં દ્રવ્યની કશી પણ ગણત્રી નથી. લક્ષ્મીવાળા કરતાં નિષ્કિંચન વૈષ્ણવ પ્રભુને ઘણો વહાલો હોય છે. તેના ભાવ ઉપર પરમકૃપાળુ ભગવાન્ વારી જાય છે.

---

# વાર્તા ૧૯૯ મી. વૈષ્ણવ ૧૯૯ મા.

## श्रीगुसांइजीना सेवक लाडबाई अने धारबाईनी वार्ता.

એ બે બહેનો હતી.અને માણેકપૂરમાં તે રહેતાં હતાં જ્યારે શ્રીગુસાંઇજી ચિત્રકુટમાં પધાર્યા ત્યારે આ બે બહેનો સેવક થઇ તેઓ શ્રીઠાકોરજી પધરાવી સેવા કરતાં. લાડબાઇ દરેક વૈષ્ણવની ટહેલ કરતાં હતાં, આમ કરતાં કરતાં તે વૃદ્ધ થયાં તેમની પાસે નવ લાખ રૂપીઆનું દ્રવ્ય હતું. તે બધું એકઠું કરીને શ્રીગોકુળ ગયાં,અને શ્રીગુસાંઇજીનાં દર્શનકરી વિનતિકરીમહારાજ આપ આ દ્રવ્યને અંગીકારકરો.શ્રીગુસાંઇજીએ એ દ્રવ્યને આસુરાજાણીને અંગીકાર ન કર્યું.પછી ફરીથી દશપંદરવર્ષ પછી શ્રીગોકુળનાથજી ભૂતળ ઉપર

બિરાજતા હતા. ત્યારે તેમની પાસે તે ગયાં. અને તે દ્રવ્ય અંગીકાર કરવાને વિનતિ કરી.શ્રીગોકુળનાથજીએ પણ આદ્રવ્યને આસુરી જાણીને અંગીકાર કર્યું નહિ, શ્રીગોકુળનાથજીના અધિકારીએ શ્રીગોકુળનાથજીને પૂછયા સિવાય એક છતમાં તે દ્રવ્યને નાખી ઉપર કાંકરા પાથરી અને ચુનો લગાડી દીધો. આ દ્રવ્ય છતમાં પડી રહ્યું હતું. સાઠ વર્ષ પછી જુલ્મી ઔરંગઝેબ બાદશાહના વખતે મ્લેચ્છ લોકો ત્યાં લુટવાને આવ્યા.ત્યારે બધાલોકો શ્રીગોકુળમાંથી દૂર નાસી ગયા.મંદિરમાંથી પણ બધા જતારહ્યા અને ગોકુળ ખાલી કર્યું. કોઇ પણ માણસ એ ગામમાં રહ્યું નહિ.મ્લેચ્છ લોકોએ મંદિરની છત ખોદી તો નવ લાખ રૂપીઆ નીકળ્યા. આથી ગામમાં જેટલાં મંદિર હતાં તે બધાંની છત ખોદાવી નાખી. આસુરી દ્રવ્યના સંગથી આખા ગોકુળની છત ખોદાઇ. એ લાડબાઇ તથા ધારબાઇ શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. એમની બુદ્ધિ આસુરી દ્રવ્યના પ્રભાવથી પણ ફરી નહિ, તેમણે ભગવદ્ધર્મનો ત્યાગ કર્યો નહિ. દ્રવ્યમાં રહેલું અનર્થ તેમને બાધા કરી શકયું નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૧૯૯ મા.

(સાર) જેમનું ચિત્ત ભગવચ્ચરણારવિંદમાં છે તેને કોઇ પણ બાધા કરી શકતા નથી. વૈષ્ણવે કદીપણ આસુરી દ્રવ્ય સંગ્રહવું નહિ તેમ તેની છાયામાં પણ ઉભા રહેવું નહિ. એથી તેમની અધોગતી થાય છે. શ્રીઠાકોરજી કદી પણ એવું દ્રવ્ય અંગીકાર કરતા નથી. ગુરૂને પણ એવા દ્રવ્યની ભેટ કરવી નહિ, એથી ભગવદ્ધર્મમાંથી ભ્રષ્ટ થવાય છે અને બુદ્ધિ પણ મલીન બને છે.

---

## વાર્તા ૨૦૦ મી, વૈષ્ણવ ૨૦૦ મા.

### श्रीगुसांइजीना सेवक ईंटउपर अक्षर लखनार बे वैष्णवोनी वार्ता.

આ વૈષ્ણવોમાં એકનું નામ વલ્લભદાસ હતું. અને બીજાનું નામ બલદેવદાસ હતું. તે બન્ને જુદા જુદા ગામમાં રહેતા હતા. એક વખતે તેઓ રસ્તામાં એક વાવ ઉપર મળ્યા. અને ભગવદ્વાર્તા કરવા લાગ્યા. બળદેવદાસે પૂછયુ "શ્રીઠાકોરજી મોર પીંછનો મુગટ શા માટે ધરતા હશે ? બીજાં ઘણાં પક્ષીઓની પાંખો સુંદર છે." આ સાંભળી વલ્લભદાસે ઉત્તર આપ્યો "શ્રી ઠાકોરજીનું સ્વરૂપ આનંદરૂપ છે ને લૌકિકની ગન્ધ યુક્ત વિષયીજીવોને તે દુર્લભ છે.તે વિષય રહિત અને સ્નેહવાળાઓને વશ છે.મોર વિ-

ષય રહિત છે તે દૃષ્ટિથીજ માત્ર રસનું દાન કરે છે. તેથી શ્રી ઠાકોરજી એમ સૂચવે છે કે જેમ મોર વિષય રહિત છે અને દષ્ટિદ્વારા રસનું દાન કરે છે તથા જ્યારે નૃત્ય કરે છે ત્યારે પોતાના સર્વ શરીરને જુએ છે, અને ઘણો પ્રસન્ન થાય છે, પણ જ્યારે તે પોતાના પગ તરફ નજર નાખે છે ત્યારે તેને કાળા દેખાય છે, આથી શ્યામતા રૂપી પોતાના દોષને જોઇને તે રૂદન કરે છે અને કહે છે "મારામાં જો એટલો દોષ ન હોત તો કેવું સારૂં. આમ વિચાર કરતી વખતે મોરના નેત્રમાંથી અશ્રુધારા પડે છે અને તેને મોરની ઢેલ મુખમાં ઝીલી લે છે,આથી તેને આનંદ પ્રાપ્ત થાય છે અને તેની કામનાઓ તેથી તૃપ્ત થાય છે. આ રીતે દૃષ્ટિ દ્વારા તેને ગર્ભ ધારણ થાય છે. આવો વિષય રહિત મોર શ્રીઠાકોરજીને બહુ પ્રિય છે. મોર જેમ દૃષ્ટિ દ્વારા કામ દૂર કરે છે તેમ શ્રી ઠાકોરજી પણ સર્વ જીવનો દૃષ્ટિ દ્વારા કામ દૂર કરે છે. આટલા માટે મોરપીંછ શ્રીઠાકોરજી ધારણ કરે છે" વલ્લભદાસે કહ્યું" પછી બળદેવદાસજીએ પૂછયું "કાછની કેમ ધારણ કરે છે." વલ્લભદાસે કહ્યું "કાછનીનો ઘેર થાય છે. કાછની એમ સૂચવે છે કે જેમ બધાં પીછાં એકઠાં થાય ત્યારે ઘેર થાય છે તેમ અનેક ભક્તને એકઠા કરી શ્રીઠાકોરજી એક કાલાવચ્છિન્ન સર્વના મનોરથ દૃષ્ટિ દ્વારા પૂર્ણ કરે છે." બળદેવદાસ આ સાંભળીને ઘણા પ્રસન્ન થયા. પછી તેમણે ઇંટ ઉપર લખ્યું કે બે ઘડી જીવ્યા. એક વખતે એક રાજા આ ઇંટવાળી જગ્યાએ ફરતો ફરતો આવ્યો. અનેઇંટઉપર આ અક્ષરો જોઇને તેમના મનમાં સંદેહ થયો કે આ લખનાર કહેછે કે તે બે ઘડીજ જીવ્યો છે,તો પછી એ જન્મ્યો કયારે હશે? અને તેણે આ લખ્યું કયારે હશે. બે ઘડીમાં આ બધું કામ શી રીતે સંભવે ? રાજા તે ઇંટ લઇને ત્યાંથી ચાલ્યો. રસ્તામાં જે કોઇ માણસ મળે તેને આ શંકા પૂછતો. કોઇએ તેની શંકાનું સમાધાન કર્યું નહિ. પછીથી ભગવત્ કૃપાથી એક વૈષ્ણવ ત્યાં આવ્યો. રાજાએ તેને આ વાત પૂછી ત્યારે તેણે કહ્યું કે આ ઇંટવાળી જગ્યાએ બે વૈષ્ણવો મળ્યા હશે, અને તેમણે અરસપરસ ભગવાન્ સંબંધી વાત કરી હશે; અને તે સ્થળમાંથી છેવટે જતાં આ પ્રમાણે લખ્યું હશે. રાજાની શંકા આથી દૂર થઇ. વૈષ્ણવના સંગથી તે વૈષ્ણવ થયો. આ બન્ને વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ.

(સાર) જેને હરિનું શરણ છે અને ભજન કરે છે તેનુંજ જીવન સાર્થક છે. બીજા જીવતાં છતાં મરેલા છે. માટે દયારામભાઇએ પદમાં આવ્યું છે.

ગરબી.

ધન્ય જેણે હરિગુણ ગાયા, સંસારમાં ધન્ય જેણે હરિગુણ ગાયા.

બધા સંસારમાં એ નર જીત્યા, બાકી સહુ જાણે વહવાયા. સં૦ ૧

જમના ઝપેટાથી નવ ચેત્યા, ધુળ મળ્યું ડાહાપણ ડાહ્યા. સં૦ ૨

હાથી ઘોડા સુખપાલે બેઠે શું થયું, શું થયું મેળવ્યા ઘણી માયા. સં૦ ૩

કંઠ સાહી તુને કાઢશે પલકમાં, દૂર રહેશે સગાં વિત્ત જાયા. સં૦ ૪

દયા જપો નિત્ય નામ નંદકુંવરનું, સફળ થશે ત્હારી કાયા. સં૦ ૫

વળી કહે છે—

એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને જન્મ ધરી જેણે કીધો,
અશ્વમેધ દશ અવભૃથના ફળ ઉપર પગ તેણે દીધો;
દીધો પગ શા માટે કહેવાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય,
કૃષ્ણ પ્રણામીને નહિ દેહ, મુક્તિ અધિકતા એહમાં એહ. સોરો૦

---

## વાર્તા ૨૦૧ મી, વૈષ્ણવ ૨૦૧ મા.

### श्रीगुसांइजीना सेवक एक राजानी वार्ता.

આ રાજાના ગામમાં બે બ્રાહ્મણ રહેતા હતા. એક વૈષ્ણવ ધર્મ પાળતો હતો, અને બીજો શીવમાર્ગી હતો. શીવમાર્ગી બ્રાહ્મણ રાજા પાસે દરરોજ આવતો રાજાને પુત્ર નહોતો તેથી આ બ્રાહ્મણને કહ્યું “ મને કોઇ પુત્ર નથી તેથી કોઇપણ ઉપાય કરો તો ઠીક ” પેલા બ્રાહ્મણે બહુ ઉપાય કર્યા પણ વીસ વર્ષ સુધી કોઇપણ પુત્ર થયો નહિ.” છેવટે વૈષ્ણવ બ્રાહ્મણને તે રાજાએ બોલાવ્યો અને તેને ઉપાય શોધી કાઢવા કહ્યું. વૈષ્ણવ બ્રાહ્મણે કહ્યું ‘ તમે વૈષ્ણવ થાવતો, એકતો શું પણ ચાર પુત્રો તમને પ્રાપ્ત થશે.” રાજાએ વૈષ્ણવ થવાનુ કબૂલ કર્યું. આથી તે રાજાને એક વર્ષની દરમ્યાન તેની ચાર રાણીને ચાર પુત્ર થયા. રાજા ઘણો પ્રસન્ન થયો અને તે વૈષ્ણવ બ્રાહ્મણને બોલાવીને કહ્યું “આપના કહેવા પ્રમાણે મને પુત્ર પ્રાપ્તિ થઇ છે, તો હવે મને વૈષ્ણવ બનાવો. તે બ્રાહ્મણે શ્રીગુસાંઇજી પાસે જવાને રાજાને કહ્યું. પછીથી તે વૈષ્ણવની સાથે રાજા શ્રીગોકુળ ગયો. અને ત્યાં શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં.રાજા શ્રીગુસાંઇજીનો સેવક થયો. શ્રીગોકુળમાં રહીને માર્ગની બધી રીતભાત શીખ્યો. તે શીવમાર્ગી બ્રાહ્મણપણ વૈષ્ણવધર્મમાં આવ્યો. જેવી રાજાની પુત્રમાં આ-

સાક્ત હતી, તેવી હવે પ્રભુમાં થઈ અને તેની સકામબુદ્ધિ મટી ગઇ, અને હવે નિષ્કામ બુદ્ધિ થઇ. અંતઃકરણથી સર્વ કામનો ત્યાગ કર્યો. તે ભગવત્સેવા પધરાવીને પોતાને દેશ પાછો વળ્યો. શ્રીગુસાંઇજી પણ ત્યારપછીથી તેના દેશમાં તેની વિનતિથી પધાર્યા હતા. તેના કુટુમ્બનાં બધાં માણસો તથા ગામના લોકો વૈષ્ણવ થયા. આ રાજા બ્રાહ્મણના સંગથી આવા કૃપાપાત્ર વૈષ્ણવ થયા હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૦૧ મા.

(સાર) (૧) વૈષ્ણવના વચનો હમેશાં:સત્ય પડે છે. કદાચ વૈષ્ણવ કોઇ શબ્દો અજાણતાં બોલી જાય તો પણ શ્રીઠાકોરજી તે વચનોને સત્ય કરે છે. અન્ય માર્ગીઓ સમક્ષ વૈષ્ણવની હાંસી શ્રીઠાકોરજી કદી પણ કરાવતા નથી. ઉલટો તેનો પ્રતાપ તથા મહિમા વધારે છે. (૨) જીવે પુત્ર, દ્રવ્ય, તથા કોઈપણ સાંસારિક સુખની પ્રાપ્તિ માટે વૃથા શોક કે ચિન્તા કરવી નહિ, શ્રીઠાકોરજીની કૃપાથી સર્વ સિદ્ધ થશે (૩) વૈષ્ણવની પરીક્ષા કોઇપણ પ્રસંગે કરવી નહિ તેમ કરવાથી શ્રીઠાકોરજીને શ્રમ પહોંચે છે.

# વાર્તા ૨૦૨ મી, વૈષ્ણવ ૨૦૨ મા.

## શ્રીગુસાંઇજીના સેવક મદનગોપાળ કાયસ્થની વાર્તા.

આ મદનગોપાલ કાયસ્થ મહાવનમાં રહેતા હતા. હંમેશાં શ્રીગુસાંઇજીનાં દર્શન કરતા. શ્રીઠાકોરજી તેમની સાથે હસતા, બોલતા, વાતો કરતા અને જે જોઇએ તે માગી લેતા. એકદિવસ તેમના પુત્રને તાવ ઘણો ચઢયો. તેથી તેમની પત્નીએ એક યોગીપાસેથી છાનોમાનો દોરા આણ્યો તે હાથે બાંધ્યો હતો. તેમના શ્રીઠાકોરજીએ આથી શ્રીગુસાંઇજીને કહ્યું કે મદનગોપાલદાસને અન્યાશ્રય થયો છે, માટે હવે હું તેમની સાથે વાતો કરીશ નહિ. શ્રીગુસાંઇજીએ શ્રીઠાકોરજીને વિનતિ કરી એમના અપરાધને લીધે થોડા દિવસનો દંડ આપવો પણ તેમનો ત્યાગ તો નહિજ કરવો જોઇએ. શ્રીઠાકોરજીએ આ સાંભળીને પોતાનો ક્રોધ શાન્ત કર્યો. જ્યારે મદનગોપાળદાસે બીજે દિવસે ઉત્થાપન કર્યાં ત્યારે શ્રીઠાકોરજી ઉદાસ બિરાજતા હતા. એવાં દર્શન તેમને થયાં, મદનગોપાળદાસે ભોગ ધર્યો. ત્યારે શ્રીઠાકોરજીએ લાત મારીને એ થાળ ફેંકી દીધો. આથી મદનગોપાળદાસ રોવા લાગ્યા, દંડવત્ તથા વિનતિ કરવા લાગ્યા, તોપણ શ્રીઠાકોરજી એકના બે થયા નહિ. પછી મદનગો-

પાળદાસ શ્રીગુસાંઇજી પાસે ગયા, તેમની આંખમાં આંસુ પડવા લાગ્યાં કંઠ ગદગદ થઇ ગયો. તથા ધ્રુજવા લાગ્યા. શ્રીગુસાંઇજીને વિનતિ કરી ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી તમારી પત્નીએ અન્યાશ્રય કર્યો છે. માટે-જ શ્રીઠાકોરજી અપ્રસન્ન થયા છે. આ વાત સાંભળી મદનગોપાળદાસ પોતાની સ્ત્રીપાસે આવ્યા અને તેજ વખતે તેને ઘરમાંથી જુદી રાખી, શ્રીઠાકોરજીની સર્વ પ્રકારની ટહેલ પોતે કરવા લાગ્યા. શ્રીગુસાંઇજીએ અન્યાશ્રય સંબંધી વચનામૃત કહ્યાં હતાં કે અન્યાશ્રય ઘણોજ બાધક છે. વિવેક ધૈર્યાશ્રય ગ્રંથમાં લખ્યું છે:—

अन्यस्यभजनं तत्रस्वतो गमनमेव च ।
प्रार्थनाकार्यमात्रेऽपिततोऽन्यत्र विवर्जयेत् ॥

અર્થ—અન્યદેવનું ભજન, અન્યદેવના સ્થાનમાં જાતે જવું, કાર્ય માત્રમાં અન્યદેવની પ્રાર્થના કરવી. એ ત્રણ વિવર્જીત છે. अन्संबंध गंधोपिकंधरामेव-बाध्यते અન્ય સંબંધી ગંધ પણ નહિ જોઇએ.

ત્યારપછી મદનગોપાળદાસ બીજી પત્ની પરણ્યા. સ્ત્રીને ત્યજી દીધી. મદનગોપાળદાસ શ્રીઠાકોરજીના એવા કૃપાપાત્ર હતા. એમણે અન્યાશ્રયમાટે સ્ત્રીનો ત્યાગ કર્યો. વાર્તા સંપૂર્ણ. વ. ૨૦૨ મા.

(સાર) વૈષ્ણવને અન્યાશ્રય ઘણો બાધ કરતા છે. સર્વનું મૂળ શ્રી હરિ છે માટે હરિ સિવાય બીજા કોઇનો આશ્રય કરવો જોઇએ નહિ. મૂળમાં જળ સિંચન કરવાથી વૃક્ષની દરેક શાખામાં પોષણ મળે છે, તેમ પ્રભુના પ્રતિ કરેલી ભક્તિથી બીજા દેવોના પ્રતિ જુદી ભક્તિ કરવાની આવશ્યક્તા નથી. જો માણસ પ્રભુનો આશ્રય મૂકી દે તો તેની ગતિ ઘણી ખરાબ થાય છે તેને બહુ દુ:ખ સહન કરવું પડે છે. જેમ કમળ પૃથ્વીનો આશ્રય છોડી દે તો તેનું પોષક જળ તેને કોહોવડાવી દેછે, અને બારણા આગળ જો પડયું હોયતો સૂર્ય તેને બાળી દે છે. જેને મોટાનો આશ્રય હોય તે કદાપી રંક હોય તોપણ તેને મોટો જાણવો. ચંદ્રમા અમૃતરૂપ હોવાથી, તેનું આશ્રિત ચકોર અગ્નિનું ભક્ષણ કરે છે છતાં પણ ડરતું નથી. માટે દયારામભાઇ કહે છે—

આશ્રે ઘન ઘનશ્યામ જિહિં, સો કબુ બનિ ન નિરાસ,
જલદ અનાવૃષ્ટિહુમેં, બુજવત ચાતક પ્યાસ.

જેને ઘનશ્યામનો અનન્યાશ્રય છે, તેમને કદી નિરાશ થવું પડતુંજ નથી. વૃષ્ટિ ન આવતી હોય તો પણ ચાતક કહેતાં બપૈયાની તરસને મેઘ છીપવે છે. માટે એક આશ્રય વૈષ્ણવોએ રાખવો. અને તે આશ્રય શ્રીહરિચરણ સિવાય અન્ય ન હોવો જોઇએ.

# વાર્તા ૨૦૩ મી. વૈષ્ણવ ૨૦૩ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ગુજરાતવાસી ક્ષત્રી વૈષ્ણવની વાર્તા

ચાચાજીની સાથે આ વૈષ્ણવ ગુજરાત જતા.તે ભગવદ્દવાર્તા કરતી વખતે તેમાં ઘણા મગ્ન થઇ જતા. શ્રીગોવર્ધનનાથજી પણ તેમની ગૂઢ વાર્તા સાંભળવાને બેસતા. એક વખતે આ ક્ષત્રી વૈષ્ણવ માર્ગ ભુલી ગયા અને ચાચાજીથી જુદા પડી ગયા, એટલામાં એક વૈષ્ણવ મળ્યો. તે ક્ષત્રી વૈષ્ણવને પોતાને ઘેર તેડી ગયો.અહિંઆં તે ભગવદ્દવાર્તા કરવા બેઠા તેમાં તે રસમગ્ન થઇગયા.શ્રીગોવર્ધનનાથજી તેમનીવાર્તા શ્રવણ કરતા.ચાચાજી જ્યારે શોધતા શોધતા ત્યાં આવ્યા અને જોયું તો માલમ પડયું કે એ ભગવદ્રસમાં ઘણા મસ્ત બની ગયા હતા. આમ કરતાં કરતાં આખી રાત પસાર થઇ ગઇ. અને શ્રીગોવર્ધનનાથજીને ઉજાગરો થયો. તો પણ કંઈ દેહાનુસંધાન રહ્યું નહિ. મુખથી ભગવદ્દવાર્તાજ કર્યા કરતા. ચાચાજી તેમની પાસે ઉભા રહ્યા. તો પણ તેમને તે બાબતની ખબર પડી નહિ. જ્યારે ચાચાજીએ તેમનો હાથ પકડયો અને તેમને ઉઠાડયા ત્યારેજ તેમને દેહાનું સંધાન થયું. ચાચાજીએ તેમને કહ્યું "ભગવદ્રસમાં તમે મગ્ન થયાછો પણ શ્રીગોવર્ધનનાથજી તો આખીરાત તમારી પાસે આવીને ઉભા રહ્યા છે. પ્રભુને આટલો બધો શ્રમ પડયોછે. પછી ચાચાજી તેમને ત્યાંથી લઇ ગયા. એ ક્ષત્રી વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.શ્રીગોવર્ધનનાથજી જાતે તેમની વાણી સાંભળવાને આવતા.એ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૦૩ મા.

(સાર) જે શ્રીભગવદ્દવાર્તાના રસમાં અહર્નિશ મગ્ન રહે છે, તેના ભાગ્યની બલીહારી છે. તેનું જીવત પણ અહિંઆં સફળ થાય છે.

સ્નેહ સહિત શ્રીકૃષ્ણનું કથા કીર્તન જ્યાં નિત્ય થાય,
કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વેને સૂતકા જાણો,
જીવતાં શબ સરખા સહુ તેહ, ભૂતળે ભાર કર્યો ધરી દેહ.

* * * * *

# વાર્તા ૨૦૪ મી. વૈષ્ણવ ૨૦૪ મા.

## શ્રીગુસાંઇજીના સેવક કૃષ્ણસ્વામી મથુરામાં રહેતા તેમની વાર્તા.

કૃષ્ણસ્વામીએ શ્રાગોકુળ આવીને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં તો તેમને સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં અને શ્રીગુસાંઇજીના સેવક થયા, પછી શ્રીગોકુળચંદ્રમાજીનું સ્વરૂપ પધરાવીને મથુરામાં આવી ભગવત્સેવા કરવા લાગ્યા. એક દિવસ કૃષ્ણસ્વામીએ શ્રીગુસાંઇજીને પૂછ્યું કે શ્રી ગોકુળચંદ્રમાજીનો દક્ષિણ ચરણારવિંદ ટેડો શા માટે છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી શ્રીઠાકોરજીના વામ ચરણારવિંદમાં પુષ્ટિરસ છે, દક્ષિણ ચરણાવિંદમાં મર્યાદા છે. શ્રીઠાકોરજી મર્યાદાનું ઉલ્લંઘન કરી પુષ્ટિને આશ્રય આપે છે. વામચરણારવિંદથી પુષ્ટિને સ્થાપન કરે છે. પછી કૃષ્ણદાસ સ્વામીએ પૂછ્યું કે કટી અને ગ્રીવા શા માટે નમે છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી રસપૂર્ણ પાત્ર જો રિકતપાત્રમાં ઠાલવવામાં આવે તો પૂર્ણ પાત્ર નમે છે.આ સાંભળી કૃષ્ણસ્વામી બહુજ પ્રસન્ન થયા.શ્રીગોકુળ ચંદ્રમાજીની સેવા સ્નેહ પૂર્વક કરવા લાગ્યા. જે વૈષ્ણવ મથુરામાં આવતા તે સઘળાંઓને આદર સત્કાર આપતા ભગવદ્રસમાં મસ્ત રહેતા. તેમને સંસારમાં કોઇ પણ વસ્તુની અપેક્ષા નહોતી. એક દિવસ ચાચાહરિવંશજી કૃષ્ણસ્વામીને મળ્યા. ત્યારે તેમને પ્રશ્ન કર્યો. મુરલિકાના સપ્તરંધ્રનું સ્વરૂપ શું હશે ? ચાચાજીએ તેનો જવાબ આપ્યો " ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય એ છ ધર્મ છે અને સાતમા ધર્મી આ પ્રકારે સાત પ્રકારવાળું ભગવત્સ્વરૂપ પુરૂષાકર સુધા વેણુથી પ્રકટ થાય છે. માટે મુરલિકાનાં સાત રંધ્ર હોય છે. શ્રીઠાકોરજીનું સ્વરૂપ શ્રીમહાપ્રભુજી, તથા વેણુ સ્થાનાપન્ન શ્રીગુસાંઇજી તથા સાત રંધ્રરૂપી સાત બાળકોનું પ્રાકટ્ય જાણવું.એ પ્રમાણે પદ્મનાભદાસજીએ ગાયું છે. તે પદ.

મધુર વ્રજ દેશ વસ મધુર કીનો,<br>
મધુર વલ્લભ નામ મધુર ગોકુળ ગામ મધુર વિઠ્ઠલ ભજન દાન દીનો. ૧<br>
મધુર ગિરિધરન આદિ સપ્ત તનુ વેણુનાદ સપ્ત રંધ્રન મધુર રૂપ લીનો,<br>
મધુર ફલ ફલિત અતિ લલિત પદ્મનાભ પ્રભુ મધુર ગાવત સરસરંગ ભીનો.૨

આ પ્રમાણે વેણુનું સ્વરૂપ ચાચાજીએ કહ્યું.આ સાંભળીને કૃષ્ણસ્વામી ઘણાજ પ્રસન્ન થયા શ્રીગોકુળચંદ્રમાજીમાં બહુ આસક્ત થયા. દિવસે દિ-

વસે એમની પ્રીતિ ઘણી વધવા લાગી. એ કૃષ્ણસ્વામી શ્રીગુસાંઇજીના એ વાકૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૦૪ મા.

(સાર) પુષ્ટિમાર્ગનું સ્થાપન કરવાને તથા દૈવી જીવના ઉદ્ધાર માટે શ્રીમહાપ્રભુજીનું તથા શ્રીગુસાંઇજીનું પ્રાકટ્ય છે.જેમાં જીવના સાધનથી પ્રભુને મેળવવાના પ્રયાસો થાય છે. તે મર્યાદા માર્ગ કહેવાય છે. જેમાં સાધનથી નહિ પણ ફક્ત દૈન્ય તથા પ્રભુમાં અનુગ્રહથીજ પ્રભુ મળે છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે, પ્રભુ નિઃસાધન જીવોનું સર્વદા રક્ષણ કરવાને તત્પર છે. માટે પ્રભુને મર્યાદા રીતિથી નહિ પણ પુષ્ટિની રીતીથી ભજવા જોઇએ.

## વાર્તા ૨૦૫ મી, વૈષ્ણવ ૨૦૫ મા.

### શ્રીગુસાંઇજીના સેવક ઈશ્વરદાસની વાર્તા.

આ ઇશ્વરદાસ આઠે પહોર ભગવત્સેવા કરતા હતા. તથા ભગવન્નામનો ઉચ્ચાર પણ કરતા. એક સમય રસ્તામાં જતાં અજાણે એક સર્પના માથા ઉપર તેમનો પગ પડયો તેથી તે સર્પ મરી ગયો. આથી તે સર્પની સર્પેણ આ વૈષ્ણવનો પ્રાણ લેવાને તેમની પાછળ આવવા લાગી. આ વૈષ્ણવ ભગવન્નામ લેતા હતા જ્યાં સુધી તે જીવ્યા ત્યાં સુધી તેમણે ભગવન્નામનો ત્યાગ કર્યો નહિ.આ સરપેણ તેમનીપાછળ પાછળ ફરી પણ એક પણ દિવસ એવો ન ગયો કે જે સમયે તે ભગવન્નામનો ઉચ્ચાર કરતા નહોય.આથી તે સર્પેણનું કશું તેમની સામે ચાલી શકયું નહિ.આ ઇશ્વરદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૦૫ મા.

(સાર) વૈષ્ણવે ભગવન્નામને કદી પણ છોડવું નહિ. સૂરદાસજીએ ગાયું છે.

બોલો ભૈયા ગોવિંદકૃષ્ણ હરિ,
બાલ દામ કછુ બૈઠત નાહિ છુટત નહી ગઠડી. ૧
એ કાયા કાગદકી પુતરી સો છિનમેં જાત જરી,
જા મુખ સૂર પ્રભુ નહિં ઉચરત તા મુખ ધૂર પરી. ૨

## વાર્તા ૨૦૬ મી, વૈષ્ણવ ૨૦૬ મા.

### શ્રીગુસાંઇજીના સેવક શ્યામદાસ આંજણા કણબીની વાર્તા.

જ્યારે શ્રીગુસાંઇજી દ્વારકાં પધાર્યા ત્યારે આ શ્યામદાસ સેવક થયા હતા. પછી તે શ્રીગોકુલ ગયા અને શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં.ત્યાં

થી શ્રીગુસાંઇજીની સાથે શ્રીગોપાળપૂર ગયા. તેમને તે સ્થળ ઘણું પ્રિય થઇ પડયું તેથી કહ્યું કે "જન્મપર્યન્ત હું અહિંયાંજ રહીશ. આપ મને કોઈપણ સેવા બતલાવો. પછી શ્રીગુસાંઇજીએ ફુલઘરની સેવામાં તેમને રાખ્યા. તેમણે શ્રીગુસાંઇજીને ફુલના સ્વરૂપ વિષે પૂછયું. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "વ્રજભકતોનું ચિત્ત તે પુષ્પ છે તે શ્રીઠાકોરજીના શ્રીઅંગનો સ્પર્શ કરે છે. આ પ્રમાણે ફુલ તે વ્રજભક્તોનું ચિત્ત છે એમ સમજીને તેને પગનો સ્પર્શ નહિ કરવો તથા તેને ધોયા વગર હાથ નહિ અડકાડવો એમ એમણે નિશ્ચય કર્યો. તે કરમાઇ ન જાય માટે તેની બરાબર કાળજી દરરોજ રાખવા લાગ્યા. એક દિવસ શ્યામદાસે શ્રીગુસાંઇજીને પૂછયું "મહારાજ જો પુષ્પનું સ્વરૂપ આપ કહો છો તે પ્રમાણે હોય તો પછી શા માટે સોયથી તે વીંધવામાં આવે છે? શ્રીગુસાંઇજીએ તેનો ઉત્તર આપ્યો. સોય એ સૂચી છે. વ્રજભક્તના ચિત્તમાં ભગવત્સંબંધીની સૂચના થાય છે. આ સૂચનાથી તેમનું ચિત્ત ઘણું પ્રસન્ન થાય છે તે એમ સમજે છે કે હવે ભગવત્સંબંધ અમને જલદી થશેજ. પ્રભુ હવે અમારો અંગીકાર કરશે, એમ સૂચન થી સમજાય છે. આ સાંભળીને શ્યામદાસના મનની શંકા દૂર થઈ. એક દિવસે શ્યામદાસે ફુલગરમાં વ્રજભકતોનાં ટોળેટાળાં નજરે જોયાં. તેમને તેમણે પૂછયું, મને તમારૂં ઓળખાણ થતું નથી. જ્યારે વ્રજભકતોએ કહ્યું તમે જે પુષ્પોનીમાળા તૈયાર કરો છો તે અમારૂં સ્વરૂપ છે, આજે અમે તમારા ઉપર ઘણા પ્રસન્ન થયા છીએ. અમે તમને દર્શન આપીશું. માટે તમે કંઇક માગો. શ્યામદાસે વિનતિ કરી, મારૂં ચિત્ત સેવા સિવાય બીજા કશામાં દોરાય નહિ. વ્રજભકતોએ કહ્યું "અસ્તુ" શ્યામદાસે શ્રીગુસાંઈજીને એ વાત કહી,ત્યારે એમણે આજ્ઞાકરી "હવે આ તમારો છેલ્લો જન્મ છે. અને તેથી શ્રીઠાકોરજી તમારાથી કંઇ અંતરાય રાખતા નથી. તમારા જેવા જીવને અનુગ્રહ કરવા આ માર્ગ પ્રકટ કર્યો છે.આથી શ્યામદાસ ઘણા પ્રસન્ન થયા. એ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૦૬ મા.

(સાર) વૈષ્ણવોએ ફુલની સેવા એક ચિત્તથી તથા પ્રેમથી કરવી જોઇએ. પુષ્પ એ ભક્તનું ચિત્ત હોવાથી, પ્રભુને ઘણાં પ્રિય હોય છે.

# વાર્તા ૨૦૭ મી, વૈષ્ણવ ૨૦૭ મા.

## શ્રીગુસાંઇજીના સેવક વેણીદાસ છીંપાની વાર્તા.

જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે વેણીદાસને શ્રીગુસાંઇજીનાં સાક્ષાત્ શ્રીપૂર્ણ પુરૂષોત્તમ તરિકે દર્શન થયાં.પછીથી તે શ્રીગુસાંઇજીના સેવક થયા. અને શ્રીઠાકોરજીને પધરાવી સેવા કરવા લાગ્યા, એક વખતે તેમણે હઝાર રૂપીઆનો પરકાળો લીધો હતો તેને વાંસની લાકડીમાં ભરીને શ્રીગુસાંઇજીની પાસે શ્રીગોકુળ લેઈ ગયા. ત્યાં શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. તેમાં એવા તન્મય થઇ ગયા કે દેહનુસંધાન પણ ભૂલી ગયા. અને મંદિરમાં મૂર્છા ખાઇને નીચે પડયા.આથી શ્રીગુસાંઇજીએ વેણીદાસને ચરણ સ્પર્શ કરાવ્યો. અને ચરણોદક આપ્યું. થોડા સમયમાં વેણીદાસ સચેત થયા, અને શ્રીગુસાંઇજીને વિનતિ કરી “ મહારાજ, આવા આનંદમાંથી શા માટે મને બહાર કાઢયો?”ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞાકરી “તમારે હજુ ઘણું કાર્ય કરવાનું છે.” પછીથી વેણીદાસ વ્રજયાત્રા કરીને તથા શ્રીગુસાંઇજીની વિદાયગીરી લઇને આવ્યા.આવતી વખતે શ્રીગુસાંઇજીને વિનતિ કરી “મારા ઘરમાં શ્રીઠાકોરજીનું સ્વરૂપ છે તે મને શ્રીનાથજીના સ્વરૂપે દર્શન દે તે પ્રમાણે આપ કૃપા કરો.શ્રીગુસાંઇજીએ કહ્યું “શ્રીઠાકોરજી પુષ્ટિમાર્ગીયજીવોના સર્વ મનોરથ પૂર્ણ કરે છે. તો તમારા પણ અવશ્ય કરશે. માટે તે બાબતની ચિન્તા રાખશો નહિ. વેણીદાસ પછીથી ઘેર આવ્યા અને શ્રીઠાકોરજીની સેવા કરવા લાગ્યા. વેણીદાસના શ્રીઠાકોરજી તેમના મનોરથ પ્રમાણે દર્શન દેવા લાગ્યા. વેણીદાસ આવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૦૭ મા.

(સાર) પ્રભુનાં દર્શન કરતી વખતે દેહાનુસંધાન ભૂલી જવાય તોજ ખરેખરા દર્શનનું સુખ મેળવી શકાય છે. પણ તેમ જીવથી થઇ શકતું નથી. પ્રભુની કૃપા એજ મુખ્ય વસ્તુ છે, માટે પ્રભુની નિજ ઈચ્છાને અનુસરીને સર્વ કાર્ય કરવાં.

# વાર્તા ૨૦૮ મી. વૈષ્ણવ ૨૦૮ મા.

## શ્રીગુસાંઇજીના સેવક સાચોરા બ્રાહ્મણની વાર્તા.

આ સાચોરા બ્રાહ્મણનું નામ પુરૂષોત્તમદાસ હતું. તે ગુજરાતમાં રહેતા

હતા. એક વખત તે શ્રીગોકુળ ગયા. અને શ્રીગુસાંઇજીના સેવક થયા શ્રીગુસાંઇજીની કૃપાથી માર્ગના ગ્રંથનું સર્વ જ્ઞાન તેમને થયું.આ પુરૂષોત્તમદાસ વ્રજયાત્રા કરવાને ગયા હતા. કદમખંડીમાં તેમણે રસોઇ કરી. દાળ બાટી વિગેરે કરીને ભોગ ધર્યો. શ્રીનાથજી પધારીને તે આરોગ્યા અને પુરૂષોત્તમદાસને આજ્ઞા કરી " તમને દાળ બાટી કરતાં સારી આવડે છે. માટે તમે રસોઇમાં ન્હાવ. પુરૂષોત્તમદાસે કહ્યું આ વાત શ્રીગુસાંઇજીના ઉપર છે શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને કહ્યું પુરૂષોત્તમદાસ રસોઇ ઘણી સારી કરી જાણે છે. આથી પુરૂષોત્તમદાસને શ્રીનાથજીના ભીતરીઆની સેવા સોંપવામાં આવી. પુરૂષોત્તમદાસ જ્યારે સેવા કરતા ત્યારે જ્યાં જ્યાં તેમને ભુલ પડતી ત્યાં ત્યાં શ્રીનાથજી તે સર્વ બતલાવતા.તેમણે જન્મ પર્યન્ત શુદ્ધભાવથી સેવા કરી. મહાપ્રસાદની પાતળ લાવી વૈષ્ણવને તે પ્રસાદ લેવડાવતા. એ પુરૂષોત્તમદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૦૮મા.

(સાર) ભક્તની ઈચ્છાને વશ થઈ શ્રીઠાકોરજી ભક્ત જે આરોગાવે છે તે આનંદપૂર્વક સ્વીકારે છે, માટે ચિત્તને સર્વદા પ્રફુલ્લ રાખીને, શ્રીઠાકોરજીની આપણાથી જે સેવા બની શકે તે હંમેશાં કરવી જોઈએ.

---

## વાર્તા ૨૦૯ મી, વૈષ્ણવ ૨૦૯ મા.

### શ્રીગુસાંઇજીના સેવક લક્ષ્મીદાસ જોષીની વાર્તા.

આ લક્ષ્મીદાસ પણ ગુજરાતમાં રહેતા હતા. શ્રીગુસાંઇજી પાસે નામ નિવેદન પામીને તે સેવક થયા. એક દિવસ શ્રીગુસાંઇજીને તેમણે પૂછયું "કૃપાનિધિ! મને એક શંકા છે તેનું આપ નિવારણ કરો.ગુરૂનું સૂતક લાગે કે નહિ?" શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " ગુરૂ શિષ્યને અરસપરસ સામાન્ય સૂતક છે.પણ ગુરૂ એક અને શિષ્ય અનેક હોયછે તેથી જો ગુરૂ એવાં સૂતક પાળે તો આખી જીંદગી સુધી તેમનાથી ભગવત્સેવા થઈ શકે નહિ. શાસ્ત્રના વિચારો જુદા જુદાપ્રકારના હોયછે,પણ તેને મનન કરીને અવલોકવા.જેમકે છાશ કોઈનાથી અભડાય નહિ એ શાસ્ત્રમાં હોય તો પણ ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર તથા અસચ્છુદ્ર તેમનાં વાસણની છાશ આપણાથી શી રીતે લેવાય ? વળી શાસ્ત્ર એમ કહે છે કે જેટલી વસ્તુઓને આપણે ત્રાજવામાં તોલીએ તે બધી શુદ્ધ ગણવી. પણ આ વચન સત્ય માનીને અગ્રાહ્ય પદાર્થનું ગ્રહણ કરી શકાય નહિ. આ પ્રમાણે સૂતક સંબંધી અનેક વચનો ઋષિમુનિઓએ

કહ્યાં છે પણ તે બધાનો આપણે સ્વતંત્ર રીતે વિચાર કરવો જોઇએ. લક્ષ્મીદાસે ફરીથી બીજો પ્રશ્ન પૂછયો "મહારાજ સંન્યાસ ગ્રહણ કરવો કે નહિ ? ત્યારે શ્રીગુસાંઇજીએ ઉત્તર આપ્યો કે શ્રીમહાપ્રભુજીએ એવી આજ્ઞા કરી છે કે ફક્ત વિરહ દશામાંજ ત્યાગ કરવો. જ્યાં સુધી જેનામાં ભગવદ્વિરહ થયો નથી, તેવા લોકો જો સંન્યાસ ગ્રહણ કરે તો પછી કળિયુગમાં પશ્ચાત્તાપ થાય. માટે અત્યન્ત વિરહ જ્યાં સુધી ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી ગૃહસ્થ પણાનો ત્યાગ કરવો નહિ. ત્યારે લક્ષ્મીદાસે વિનતિ કરી " મારૂં ચિત્ત કંઈ પણ ચોંટતું નથી. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " ભગવત્સેવા કરો " પછી લક્ષ્મીદાસજી શ્રીગુસાંઇજીનીસાથે શ્રીગોકુળગયા ત્યાં શ્રીનવનીતપ્રિયાજી તથા શ્રીનાથજીનાં દર્શન કર્યાં.તે સમયે ભગવત્સેવામાં મન બહુ લગાડયું હતું. પછી શ્રીગુસાંઇજી પાસેથી માર્ગની રીતિ શીખાને અને ભગવત્સેવા પધરાવીને ગુજરાતમાં આવ્યા. ઘેર આવીને શ્રીઠાકોરજીની સેવા કરવા માંડી. તથા વૈષ્ણવોનો સત્સંગ કરવા માંડયો. લક્ષ્મીદાસજી આ પ્રમાણે પોતાનો કાળવ્યતીત કરતા હતા. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૦૯ મા.

(સાર) (૧) ગુરૂ શિષ્યનો સંબંધ કુટુમ્બના માણસો કરતાં અધિક છે. કૌટુમ્બિક સંબંધ લૌકિક છે. જ્યારે ગુરૂ શિષ્યનો સંબંધ અલૌકિક છે. માટે ગુરૂ તથા તેમના વંશજોની સાથેનો સંબંધ જેમ દિવસે દિવસે ગાઢ થતો જાય તેમ વૈષ્ણવોએ વર્તન રાખવું જોઇએ. (૨) સંન્યાસનો અર્થ કામ્યકર્મોનો ન્યાસ છે. તેનો હેતુ સંસાર ઉપરથી આસક્તિ છોડી દઇને પ્રભુમાં ચિત્ત સંપૂર્ણ રીતે લગ્ન થાય એમ કરવાનો છે. પણ જ્યાં સુધી હૃદયમાં વિરહનો પ્રખર તાપ ઉત્પન્ન થયો નથી ત્યાં સુધી સંન્યાસ યોગ્ય નથી. ફક્ત ભગવાં વસ્ત્ર પહેરી લોકોને છેતરીને દ્રવ્ય સંપાદન કરવામાં સન્યાસનો આશય નથી.માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, પ્રભુનાં દર્શન પ્રાપ્ત કરવાને, તથા લીલાનો અનુભવ કરવાનેજ સંન્યાસ લેવો એટલે લૌકિક સર્વ પદાર્થોમાંથી વિષયાસક્તિ ખેંચી લેવી અને પ્રભુ ચરણારવિંદની સમીપ રહેવું. જ્યાં સુધી પ્રભુ દર્શન માટે વિરહ ન થાય ત્યાં સુધી કોઇપણ જીવે ત્યાગ-સંન્યાસ ગ્રહણ કરવું નહિ. આ કરવું ઘણું દુર્લભ છે. માટે ગૃહસ્થાશ્રમમાં રહીને પ્રભુની સેવા કરવી, ઉતાવળ કરી સંન્યાસ લેવાથી પસ્તાવું પડે છે.

## વાર્તા ૨૧૦ મી, વૈષ્ણવ ૨૧૦ મા.

### श्रीगुसांइजीना सेवक महीधरजी अने फूलबाइनी वार्ता.

મહીધર ક્ષત્રી અલીણામાં રહેતાહતા અને નરહર જોશીના યજમાનહતા

તેમની બહેનનું નામ ફુલબાઈ હતું. એક વખત અલીણામાં આગ લાગી ત્યારે નરહર જોશીએ ખેરાળુમાં બેઠાં બેઠાં ઓલવી હતી. આ હકીકત જગન્નાથ જોશીની વાર્તામાં છે. મહીધરજી જ્યારે સરકારના કામદાર થયા ત્યારે શ્રીગુસાંઇજીને પધરાવી લાવ્યા. શ્રીગુસાંઇજી તેમને ત્યાં ઘણા દિવસ બિરાજયા. જ્યારે જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં ભાઇલાકોઠારીને ત્યાં પધારે ત્યારે ત્યારે અલીણામાં મહીધરજીને ત્યાં કૃપા કરીને પધારતા. મહિધરજીનું મન શ્રીગુસાંઇજીમાં ઘણું હતું. હજુ પણ અલીણામાં શ્રીગુસાંઇજીની બેઠક છે. જ્યારે મહીધરજીને શ્રીગુસાંઇજીનાં દર્શન થતાં નહિ ત્યારે તેમને ઘણી પીડા થતી. નિત્ય શ્રીગુસાંઇજી એકાંતમાં પ્રકટ થઇ મહિધરજીને દર્શન દેતા. એમહિધરજી એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૧૦ મા,

(સાર) ગુરૂ ઉપર પ્રીતિ વૈષ્ણવોએ રાખવી જોઇએ. આપણે જે દ્રવ્ય સંપાદન કરીએ છીએ તે ગુરૂની કૃપાથીજ મળે છે એમ સમજીને તે ઉદાર ચિત્તથી વિના સંકોચે ગુરૂને ભેટ કરવું. ગુરૂદ્વારાજ જ્યારે બ્રહ્મસંબંધ થાય છે ત્યારેજ પ્રભુની કૃપા જીવ મેળવી શકે છે, ત્યારથીજ તે ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરી શકે છે.

મહીધરજી દેસાઇના શ્રીઠાકોરજી શ્રીમદનમોહનલાલજી હાલમાં મુંબઇ કોટમાં બિરાજે છે. તેમના વંશજો પૈકી રા. રા. નરસિંહદાસ રેવાદાસ વિગેરે અમદાવાદમાં હાલમાં રહે છે.

નરહરિ જોષી શ્રીઆચાર્યજીના ૮૪ વૈષ્ણવોમાંના એક હતા, તેમની વાર્તા ચોરાશીવૈષ્ણવોની વાર્તામાં છે. તે ત્યાંથી તે વાંચી લેવી.

---

## વાર્તા ૨૧૧ મી, વૈષ્ણવ ૨૧૧ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક ભુદરદાસની વાર્તા.

આ વૈષ્ણવ બારાડીમાં રહેતા હતા. જ્યારે શ્રીગુસાંઇજી દ્વારકાં પધાર્યા ત્યારે તે તેમના સેવક થયા. દ્વારકાં આવીને તેમણે શ્રીરણછોડજીનાં દર્શન કર્યાં. પછીથી શ્રીગુસાંઇજીની સાથે તે પણ ત્યાંથી ચાલ્યા. રસ્તામાં એક સ્થળે તેમણે મૂકામ કર્યો ત્યારે તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે શ્રીગુસાંઇજી કંઇક માહાત્મ્ય જણાવે તો સારૂં, આ વખતે આકાશમાં એકાએક વાદળ ચઢી આવ્યાં,અને ઘનઘોર અંધકાર સર્વત્ર છવાઇ રહ્યો.આ વખતે લગભગ અડધીરસોઇ તેમણે કરીહતી.શ્રીગુસાંઇજીએ વર્ષાદને આજ્ઞાકરી કે તારે અહિંઆં વરસવું નહિ. આથી શ્રીગુસાંઇજીના ડેરાથી સો સો હાથ

ક્રૂર વૃષ્ટિ થઇ, લગભગ બાર બાર માસ જેટલું જળ પડયું. નદીઓમાં પૂર આવ્યાં. તળાવો તથા જળાશયો પૂરેપૂરાં ભરાઈ ગયાં. પણ શ્રીગુસાંઇજીના ડેરામાં તો એક બિન્દુ સરખું પણ પડયું નહિ.ભુધરદાસતો આ જોઇને ચકિત જ થઇ ગયા.તેમને શ્રીગુસાંઇજીના માહાત્મ્યનું ખરેખરૂં જ્ઞાન થયું.ત્યારથી તેમણે મન સાથે એવો નિશ્ચય કર્યો કે હવેથી હું શ્રીગુસાંઇજીની ટહેલ ક-રીશ.પછીથી શ્રીગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યા અને ભુધરદાસને શ્રીનાથજીની સેવામાં રાખ્યા.થોડા દિવસ પછી શ્રીનાથજી તેમની સાથે બોલવા લાગ્યા.આ ભુધરદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૧૧મા.

(સાર) ગુરૂ સર્વ કરવાને સમર્થ છે, માટે તેમની પરીક્ષા કોઇ દિવસે કરવી નહિ. તથા કોઇ કાર્યમાં શ્રમ પડે એવું કામ તેમને કરવાને વિનાંત કરવી નહિ. તેમ તે મનુષ્ય છે એવો વિચાર પણ મનમાં કરવો નહિ.શ્રીમદ્ભાગવત્માં ગુરૂને બ્રહ્મ-ની મૂર્તિ કહી છે, તેથી તે ભગવાનની માફક અદ્ભુત શક્તિ ધરાવે છે. ધોળ.

શ્રીગુરૂદેવ મન અભિલાખ જે મહારા પુરશો, તે દિન કયારે આવશેરે;  
શ્રીજી મળવામાં પ્રતિબંધ છે જેને ચુરશો. તે દિન કયારે. ટેક.  
પ્રપંચ છુટી કૃષ્ણ આસક્તિ થાશે,  
પુષ્ટ ભક્તિ દૃઢ પ્રેમ રસ પીચુજી થાશે. તે દિન૦ ૧  
નટવર રૂપ રસમાં મન માછલડું રમશે,  
શ્રી રાધાપદ પંકજમાં મુજ મતિ મધુકર ભમશે. તે દિન૦ ૨  
શ્રીગોકુળ શ્રી વૃંદાવનવાસી નિરાંતે રહી શું,  
ગોપીજન જુથ મધ્યે રમતાં જુગલને જોશું. તે દિન૦ ૩  
જન્મમરણકાળ કર્મની ફાંસી ટળશે,  
નિત્ય સત્સંગ સેવા સ્મરણમાં મન ગળશે. તે દિન૦ ૪  
હરિના સૌ વલ્લભ મુજને કિંકરી કરશે રીઝી.  
દયા તું દાસી માહારી કર સાહાશે શ્રીજી. તે દિન૦ ૫

## વાર્તા ૨૧૨ મી. વૈષ્ણવ ૨૧૨ મા.

### શ્રીગુસાંઇજીના સેવક ખંભાતવાસી મગનભાઇની વાર્તા.

મગનભાઈ જાતે વાણીઆ હતા. એક સમય જ્યારે શ્રીગુસાંઇજી ખં-ભાત પધાર્યા ત્યારે માધવદાસ દલાલને ત્યાં બિરાજ્યા હતા.ત્યાં ઘણા વૈષ્ણ-વોની ભીડ જોઈ ત્યારે મગનભાઇએ પૂછ્યું " શ્રીગુસાંઇજીના સેવક થવા-માં અધિક શું છે ? માધવદાસજીએ જવાબ આપ્યો " એમના સેવક થ-

વામાં નવો જન્મ પ્રાપ્ત થાય છે, અને આ દેહ બદલાઈ જાય છે. શ્રીઠાકોરજીની કૃપા તેની ઉપર થાય છે. શ્રીઠાકોરજી આ જીવને પોતાનો ગણે છે. મગનભાઇ આ સાંભળીને શ્રીગુસાંઇજીના સેવક થયા. મગનભાઈ પાસે દ્રવ્ય ઘણું હતું. તે હંમેશાં શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા જતા હતા. મગનભાઇએ લાખ રૂપીઆ શ્રીગુસાંઇજીને ભેટ કર્યા. થોડા દિવસ પછી મગનભાઈએ વિચાર કર્યો કે બ્રહ્મસંબંધ કરવાથી નવો જન્મ મળે છે એમ જે કહેવામાં આવે છે તે ખરૂં છે કે કેમ તેની હું પરીક્ષા કરૂં. પછી તેમણે મનથી એક યુક્તિ કરી. " અમૂક બ્રાહ્મણ રૂ. ૫૦૦૦ મને આપીને તીર્થયાત્રા કરવા ગયો છે, ત્યારપછીથી મેં બ્રહ્મસંબંધ કર્યો છે. હવે જ્યારે એ અહિંઆં પાછો આવશે ત્યારે હું તે કબુલ નહિ કરૂં. તે વખતે બધી બાબતની પરીક્ષા થઇ જશે. થોડા વખત પછી તે બ્રાહ્મણ આવ્યો, અને તેણે મગનભાઇ પાસે રૂપીઆ માગ્યા ત્યારે તેમણે એ બાબતનો તદ્દન ઇનકાર કર્યો, અને કહ્યું કે આ જન્મમાં મેં તારી પાસે રૂપીઆ લીધા નથી. બ્રાહ્મણે જઇને રાજાને ફરિઆદી કરી. રાજાએ તેને બોલાવ્યો અને પૂછયું ત્યારે મગનભાઇએ તેજ જવાબ આપ્યો. આથી રાજાએ લોઢાની પાંચશેરી મંગાવીને અગ્નિમાં ખુબ તપાવી, મગનભાઇના હાથમાં આપી કહ્યું કે જો રૂપીઆ ના લીધા હોય તો આ પાંચશેરી હાથમાં ઝાલો. મગનભાઇએ શ્રીગુસાંઇજીનું ધ્યાન ધર્યું અને કહ્યું મેં આ જન્મમાં રૂપીઆ લીધા નથી અને જો લીધા હોય તો મારા હાથ બળી જજો. કેટલોક વખત પાંચશેરી હાથમાં રાખી છતાં પણ હાથ દાઝયા નહિ, ત્યારે રાજાએ કહ્યું કે એ બરાબર તપી નથી, માટે એને જમીન ઉપર ફેંકી દો. મગનભાઇએ ભોંય ઉપર નાખી દીધી અને તે બ્રાહ્મણે પછી હાથમાં ઉપાડી લીધી તો તેના બન્ને હાથ બળી ગયા. રાજાએ તેથી એવો હુકમ આપ્યો કે આ બ્રાહ્મણને કેદમાં નાખો અને તેના ઘરને લુંટી લો, કારણ કે એ જુઠો સાબિત થાય છે. મગનભાઇએ રાજાને કહ્યું કે એમાં બ્રાહ્મણનો કોઇપણ દોષ નથી.તે સાચોછે માટે તેનું ઘર લૂંટી ના લેશો. મેંતો માત્ર અમૂક બાબતની પરીક્ષા કરવાને કામ કર્યું હતું. રાજાએ પ્રશ્ન પૂછયો શેની પરીક્ષા ? ત્યારે મગનભાઇએ સઘળી હકિકત કહી. આ સાંભળી સભાના બધા માણસો બહુ ચકિત થઇ ગયા. શ્રીગુસાંઇજીને પધરાવીને રાજા, તે બ્રાહ્મણ, અને બીજા બધા સભાસદો પણ સેવક થયા.એ મગનભા-

ઇનો શ્રીગુસાંઇજી ઉપર એવો વિશ્વાસ હતો. વાર્તા સંપૂર્ણ, વૈ. ૨૧૨ મા.

(સાર) પ્રભુમાં સર્વ પ્રકારે જો દઢ વિશ્વાસ રાખે તો બધું સિદ્ધ થાય છે. માટે પ્રભુમાં દઢ વિશ્વાસ રાખવો. બ્રહ્મસંબંધથી પુનર્જન્મ પ્રાપ્ત થાય છે તેમાં કોઈપણ જાતની શંકા રાખવી નહિ.

જે કરશે હરિ તે ભલું તાહરૂં તું ધર દઢ વિશ્વાસ
વિશ્વાસ રાખ કલ્પના મૂક, સેવા સ્મરણમાં નવ ચુક.
નહિ મળે ફરી અવસર આવો, હરિ ભજી લ્યો મનસા દેહ લ્હાવો;
દુઃખ થાયે હરિ સેવતાં, તે સુધા સમું પરમાણો,
વિષય ભોગવતાં સુખ છે તે વીખ સરખું સહુ જાણો,
જાણો જેમ ખસ ખણતાં મીઠી, ક્ષણ પછી આગ ઉડે અંગીઠી;
ઓષડ પીતાં કટુ તુર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે; સેવો૦

## વાર્તા ૨૧૩ મી. વૈષ્ણવ ૨૧૩ મા.

### श्रीगुसांइजीना सेवक एक ब्राह्मण जेने मगनभाइए रु. ५००० आप्या हता तेमनी वार्ता.

આ બ્રાહ્મણનું નામ ગોવર્ધન હતું. તેમની હકિકત આપણે મગનભાઇની વાર્તામાંથી વાંચીગયા છીએ.જ્યારે તેમના હાથ બળી ગયા ત્યારે રાજાએ તેમનો દંડ કર્યો, પણ મગનભાઇએ તેમને મુક્ત કર્યા હતા. ત્યારથી તેમણે શ્રીગુસાંઇજીને શરણે જવાની દઢ પ્રતિજ્ઞાલીધી.જ્યારે શ્રીગુસાંઇજીને શરણે હું જઇશ ત્યારેજ અન્નલઇશ,ત્યાંસુધી ફળાહાર કરીશ એમ તેમણે નિશ્ચય કર્યો. પછીથી મગનભાઇએ શ્રીગુસાંઇજી ઉપર પત્ર લખી આપ્યો તે લઇને ગોવર્ધનભટ્ટ શ્રીગોકુળ ગયા. શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં.અને મગનભાઇની સઘળી હકિકત કહી સંભળાવી. શ્રીગુસાંઇજીએ આજ્ઞા આપી કે પુષ્ટિમાર્ગમાં વિશ્વાસ એજ મુખ્ય વસ્તુ છે, તે ફળીભુત થાય છે. પુષ્ટિસ્થ ભગવાન્ જીવને લૌકિક ગતિ આપતા નથી. જીવને જો દઢ વિશ્વાસ હોય તો તેનાં સઘળાં કાર્યો સિદ્ધ થાય છે. શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે.

भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकींच गतिम्
વિવેકધૈર્યાશ્રયમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે.

अविश्वासो न कर्तव्यः सर्वथा बाधकस्तुसः
ब्रह्मास्त्र चातकौ भाव्यौ प्राप्तं सेवेत निर्मम ॥

પુષ્ટિમાર્ગમાં હંમેશાં વિશ્વાસ જોઇએ. આ સાંભળીને ગોવર્ધનભટ્ટ શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીનવનીતપ્રિયાજી અને શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. તથા વ્રજયાત્રા કરી ઘણા દિવસ વ્રજમાં રહ્યા. થોડા દિવસ પછી શ્રીગુસાંઇજીને ખંભાત પધરાવી લાવ્યા. ત્યાંનો રાજા પણ વૈષ્ણવ થયો એક દિવસ ગોવર્ધનભટ્ટ પોતાની પાસેની પંચાયતન પૂજા શ્રીગુસાંઇજી પાસે લઇ ગયા. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " ચાર દેવતાનો આયતન છે તેથી તેમની પૂજાનો સમય નથી.

कलौदशसहस्राणि विष्णुस्तिष्ठति मेदिनी ।
तदर्धं जान्हवी तोयं तदर्धं सूय देवताः ॥

આથી સર્વ દેવતાઓ પૃથ્વીનો ત્યાગ કરી ગયા છે. તેમની નિત્ય પૂજાનો સમય નથી.તેમની નૈમિત્તિક પૂજા થઈ શકે છે,તેથી આવાહન અને વિસર્જન પૂજા વિધિમાં કરાય છે. વિષ્ણુ ભુતળપર સ્થિત છે તેમની સાક્ષાત્પૂજાનો કાળ છે, માટે ભગવત્સેવા કરવી જોઇએ. ગોવર્ધનભટ્ટ આ સાંભળીને ઘણા હર્ષ પામ્યા. પછી શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા. ઘરનાં બધા માણસોએ નિવેદન મંત્ર લીધો. તથા માર્ગની રીત પ્રમાણે ભગવત્સેવા કરવા માંડી. શ્રીઠાકોરજી થોડા દિવસ પછી અનુભવ જણાવવા લાગ્યા. એ ગોવર્ધનભટ્ટ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.વાર્તા સંપૂર્ણ.

(સાર) આ વાર્તાનો સાર પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ છે. જેવી ભાવના હોય તે પ્રમાણે સર્વ સિદ્ધ થાય છે.

હોં શ્રી વલ્લભજીકો દાસ, મન ન ધરત કાહુકી આશ;
સેવું ચરણ રહું નિત્યપાસ, ભયો સબહીનતેં નિરાશ.
મેરે દૃઢ મનમાંહી વિશ્વાસ, હોં ન ડરોં દુરજન ઉપહાસ;
તાતેં ભક્તિ હોત જીયેં પ્રકાશ, પ્રજરજાત પાતક જ્યોં ઘાસ.
વાગ્ધીશ પતિકે વચન વિલાસ, રસના કહા કહું મિઠાસ;
કાટે હેં દુષ્કૃતકે ફાંસ, રસિક વિષયમતિ હોત વિનાશ.

---

## વાર્તા ૨૧૪ મી. વૈષ્ણવ ૨૧૪ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક મોરારીઆચાર્યની વાર્તા.

મોરારી આચાર્યને કાશીની યાત્રા કરવા જવું હતું તેથી જવાને માટે

તે ગામના પટેલની સાથે નીકળ્યા. કાશીની યાત્રા કરીને શ્રીગોકુળ ગયા ત્યાં શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. મોરારી આચાર્ય છએ શાસ્ત્રમાં સંપન્ન હતા તેથી શ્રીગુસાંઇજીને પૂછયું "જગત્ સત્ય છે કે અસત્ય? શ્રીગુસાંઇજીએ ઉત્તર આપ્યો. જગત્ સત્ય છે પણ સંસાર જે અહંતા મમતાથી ભરપૂર છે તે મિથ્યા છે. મોરારી આચાર્યે ફરીથી પ્રશ્ન પૂછયો, જો જગત્ સત્ય હોય તો એક ચાલી જાય છે અને બીજાની ઉત્પત્તિ થાય છે, પ્રથમના પદાર્થ દેખાતા નથી. એમ શા માટે બને? "ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી" પ્રભુમાં અનન્ત શક્તિઓ છે. મુખ્ય બે શક્તિઓ આવિર્ભાવ અને તિરોભાવ એ પ્રકારે છે. આવિર્ભાવથી અમૂક દેખાય છે, અને તિરોભાવથી દેખાતું નથી. પણ જો જગત્ અસત્ય હોય તો બ્રાહ્મણને જમાડવામાં પુણ્ય શી રીતે થાય, અથવા સત્કર્મ કરવાથી સદ્ગતિ શાથી થાય. તથા પાપ કરવાથી નરકમાં શા માટે જવાય. જગત્ જો જુઠું હોય તો કૃતિ પણ જુઠી સમજવી. જુઠા પદાર્થનું ફલ પણ જુઠુ જાણવું. આ પ્રમાણે શ્રીગુસાંઇજીનાં વચન સાંભળીને મોરારી આચાર્યનો સંશય મટી ગયો અને શ્રીગુસાંઇજીના સેવક થયા. માલા તિલક ધારણ કરીને સાથે ચાલવા લાગ્યા. તેમની સાથે જે પટેલ હતો તે ખંભાતનો હતો, અને તે શૈવધર્મ પાળતો હતો. તેને આ જોઇને ગુંસ્સો બહુજ થયો મોરારી આચાર્યને તેણે કહ્યું તમે આ શું કામ કર્યું? મોરારી આચાર્યે જવાબ આપ્યો મેં જે કર્યું છે તે ઠીક કર્યું છે. પછીથી તે પટેલનો સંગ છોડી મોરારી આચાર્ય શ્રીગોકુળમાં રહેવા લાગ્યા અને માર્ગના સર્વ ગ્રંથોનો અભ્યાસ કરવા માંડયો. શ્રીવિદ્વન્મંડન, શ્રીસુબોધિનીજી ઇત્યાદિ ગ્રંથોનો અભ્યાસ શરૂ કર્યો. અભ્યાસ પૂર્ણ કર્યા બાદ તે કાશી ગયા અને ત્યાં કેટલાક પંડિતો સાથે વાદ કરીને તેમને હરાવ્યા. પછી શ્રીનાથજીનાં દર્શન કરી તથા શ્રીગુસાંઇજી પાસેથી વિદાયગિરી માગી. સેવા પધરાવી ખંભાત ગયા. અહિંઆં રાત ને દિવસ ચિત્ત ભગવાનમાંજ પરોવતા, બીજા કોઇની સાથે બોલતા પણ નહિ. એક વખત એક વાણીઆએ મોરારી આચાર્યને વિનતિ કરી કે તમને પેલો પટેલ સંભારે છે માટે એક વખત પણ એને ઘેર જાવ." ઘણો આગ્રહ દેખાડીને તે પટેલને ઘેર લઇ ગયા. આ સમયે પટેલ ઉપર બેઠો હતો, તેને મુરારી આવવાની ખબર પડી એટલે તેણે કહ્યું જો તિલક મુદ્રા ધોઇને આવે તોજ હું તેમની સાથે વાત કરૂં. મોરારીદાસે આ સાંભળીને મનથી નિશ્ચય કર્યો. આજથી મારે

એ પટેલની સાથેનો સર્વ સમ્બન્ધ છોડી દેવો જોઇએ અને તેની વસ્તુઓ મારે જોઇએ નહિ. કારણકે તે મારા પ્રભુને લાયક હવે નથી. આટલું કહીને મોરારી આચાર્ય પોતાને ઘેર આવ્યા. તેમણે પોતાનું ઘર બ્રાહ્મણોને આપી દીધું, અને શ્રીઠાકોરજીને ઘરબહાર પધરાવ્યા. એક ઝાંપીજી રાખી ગામની બહાર જઇને તે રહ્યા. મોરારી આચાર્યમાં એવો ટેક હતો અન્ય માર્ગીઓની કોઇપણ વસ્તુ ઘરમાં રાખી નહિ. એ એવા શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૧૪ મા.

(સાર) જે કંઇ આપણે જોઇએ છીએ તે બ્રહ્મની આવિર્ભાવ શક્તિનો વિલાસ છે. સર્વત્ર શુદ્ધ બ્રહ્મજ છે માયા કે મિથ્યાપણું નથી. જગત્ બ્રહ્મની કૃતિ છે માટે સત્ય છે. જેમ ઘટની બાબતમાં તેનું સમવાયિ કારણ મૃત્તિકા ગણાય છે અને નિમિત્તકારણ કુંભાર છે. અને તે બન્ને ભિન્ન છે તેમ અહિંઆં નથી. અહિંતો બન્ને કારણો અભિન્ન છે. બ્રહ્મજ સમવાયિ કારણ છે જેમાંથી જગત્ ઉત્પન્ન થાય છે તે, અને તેજ નિમિત્ત કારણ છે કારણકે તે જગતને બનાવનાર છે. સંસાર અહંભાવથી ઉત્પન્ન થયેલો છે. તે જીવની વાસનાએ કર્યો છે માટે તેને દૂર કરવા ભગવાનનું ભજન કરવું જોઇએ. ભક્તિથી જીવનું સંસારિત્વ જતું રહે છે, અને પોતે પ્રભુનો અંશ છે તેમ તેને જ્ઞાન થાય છે.

આ મોરારીઆચાર્યના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હાલ અમદાવાદમાં સાચોરા. ચુનીલાલ માણેકલાલને માથે બિરાજે છે. આ સ્વરૂપ શ્રીગોપીનાથજી મહારાજ શ્રીમહાપ્રભુજીના જયેષ્ઠલાલજીના સેવ્ય છે. જગત્ સત્ય છે કે અસત્ય એ વિષય સમજવો કઠણ છે. જીજ્ઞાસુએ વિદ્વન્મંડન, શ્રીઅણુભાષ્ય, તત્ત્વદીપ નિબંધ, વેદાન્ત ચિન્તામણિ તથા શુદ્ધાદ્વૈતમાર્તંણ્ડ વિગેરે ગ્રંથો જોવા. એ ગ્રંથો મૂળ સંસ્કૃતમાં છે. વળી શ્રીપુરૂષોત્તમજી મહારાજે પણ પ્રપંચવાદ લખેલો છે તે વાદાવલી નામના ગ્રંથમાં પ્રકટ થયો છે.

---

## વાર્તા ૨૧૫ મી, વૈષ્ણવ ૨૧૫ મા.

### श्रीगुसांइजीना सेवक माटवनवासी एक रजपुतनी वार्ता.

આ વૈષ્ણવનું નામ કુંભનદાસ હતું. તે એક દિવસ શ્રીગોવર્ધન ગયા અને ત્યાં માનસી ગંગામાં તેમણે સ્નાન કર્યું ત્યાંથી ચંદ સરોવર તરફ ગયા અહિંઆં કુંભનદાસજીએ એક માલી પાસેથી નવી કેરીઓ દશ રૂપીએ ઠેરવીને લીધી. તે બધી કુંડ ઉપર ધોઇને તેમણે શ્રીનાથજીને ભોગ ધર્યો, શ્રીનાથજી તે કેરીઓ કુંભનદાસના ખોળામાં બિરાજીને આરોગ્યા

પછીથી તે કેરીઓ ટોપલામાં મૂકી ને માળીને કહ્યું આ ટોપલો ઉપાડ હું તને તારા રૂપીઆ આપું. પણ તેમને તુર્તજ વિચાર થયો કે ઘરમાં રૂ-પીયા તો છે નહિ. તો હું શી રીતે આને આપીશ પણ કંઇ હરકત નહિ. ઘરમાં ભેંસ અને પાડી છે તે વેચીને રૂપીઆ આપીશ, પણ હમણાં તો કોઇની પાસેથી રૂપીઆ ઉછીનાં લાવીને તેને પાછા આપી દઉં.આમ વિચાર કરીને માળીની સાથે ગયા. રસ્તામાં એક રજપૂતને દીઠો તેણે તેમને પૂછયું. આ કેરીઓની શી કિંમત છે. કુંભનદાસે કહ્યું મેં તેની કિમત રૂ. ૧૦ ઠેરવી છે, તમારે જો જોઇતી હોય તો ભલે લઈ લો. આથી તે રજપૂતે દશ રૂપીઆની કિંમતે ખરીદી લીધી. આથી કુંભનદાસજીનો મનોરથ પૂર્ણ થયો. રજપૂતે એ કેરીઓ ખાધી તો તેના સર્વ દોષ જતા રહ્યા. પછી તેણે કુંભનદાસને પૂછયું આ સંસારમાં ભગવત્પ્રાપ્તિ શી રીતે થાય ? ત્યારે કુભનદાસે જવાબ આપ્યો "શ્રીગુસાંઇજીને શરણે જાવ.આથી તે રજપૂત શ્રીગોપાલપુર ગયો અને શ્રીગુસાંઈજીનો સેવક થયો, શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. ત્યાંથી અન્યત્ર જવાનું તેને ગમ્યું નહિ. પછી શ્રીગુસાંઈજીને વિનતિ કરી " મને કોઇ પણ પ્રકારની સેવા બતાવો. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી. તમે હથિયાર બાંધી ઘોડા ઉપર સ્વાર થઇને શ્રીનાથજીની ગાયો સાથે જાવ. કારણકે ગાયોમાં સિંહ કે વાઘ ન આવે માટે એ રક્ષા તમારે કરવી. અનસખડી મહાપ્રસાદ સાથે લઈ જાઓ શ્રીગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે તે રજપૂતે કર્યું. હમેશાં તે ગાયોની સાથે જતા. થોડા દિવસ પછી શ્રીનાથજીનાં દર્શન તેમને થયાં. શ્રીનાથજી તેમની સાથે બોલવા લાગ્યા. કોઇ વખત ક્રીડા કરતા. એક દિવસ તે રજપૂતનો પુત્ર બોલાવવા આવ્યો ત્યારે તેમણે જવાબ આપ્યો " તારો બાપ તો મરી ગયો છે, એમ સમજજે અને હું એમ સમજીશકે મારો છોકરોજ નથી.આમ કહી તે છોકરાને પાછો કાઢયો.પણ શ્રીનાથજીનાં ચરણારવિંદ છોડીને કંઇ પણ તે ગયા નહિ.કુંભનદાસજીની કૃપાથી તે રજપૂતને પણ શ્રીગુસાંઇજીમાં પ્રીતિ થઇ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૧૫ મા.

(સાર) ભગત્પ્રાપ્તિનો કોઇ પણ ઉપાય હોય તો શ્રીગુસાંઇજીના શરણદ્વારા કરાતી ભક્તિથીજ થાય છે. દુનિયામાં ઘણા વિવિધ માર્ગો છે, પણ તે પુષ્ટિમાર્ગના જેવો સરલ હોતા નથી. આ માર્ગમાં સાધનોની તુચ્છતા ગણવામાં આવી છે માત્ર પ્રભુના પ્રમેય બળથીજ જીવ પોતાનો ઉદ્ધાર કરે છે. ભક્તની અલ્પ સેવા પણ જો શુદ્ધ હૃદયથી થઈ હોય તો પ્રભુ તેને અધિક ગણી લે છે. માટે સંસાર ઉપરથી આસક્તિ છોડી દઇને પ્રભુ સેવામાંજ ચિત્ત પરોવવું,

સાંભળો સહુકો આજે શિખામણ સારી, જેહને પ્રસન્ન કરવા હોય શ્રીગિરધારી; ૧
દેવને દુર્લભ મોંઘો મનુષ્યા દેહ આવ્યો, હરિ ના ભજ્યા તેણે એળે ગુમાવ્યો; ૨
સફળતો થાય છોડે માયા આસક્તિ, રાત દિવસ કરવી શ્રીકૃષ્ણની ભક્તિ; ૩
નવધા ભક્તિ તો સૌ સાધનગણિ કહિએ, પ્રેમલક્ષણા તે તો સર્વોપરિ લહીએ; ૪
તે તો શ્રીગુરૂ વૈષ્ણવ પ્રસન્ન જો થાય, તેની કૃપાએ પ્રેમ ભક્તિ પમાય; ૫
તે ભક્તિ આવે તેનું લક્ષણ આવું, સાંભળો સહુકો તેહની રીત બતાવું; ૬
હસ્તવડે તો કરે શ્રીકૃષ્ણ સેવા, ચરણ દોડાવે હરિનાં દર્શન લેવા; ૭
નેત્રે તો નિરખે નંદકુંવરનું રૂપ, કૃષ્ણ કથામૃતે પૂરે કર્ણના કૂપ; ૮
નાસા પ્રસાદી સુંઘે તુળસીનીદાન, રસના રટે શ્રીકૃષ્ણનું નામ; ૯
ચિત્ત ચિંતન કર સુંદર શ્યામ, સર્વાંગે કરે પ્રભુને દંડ પ્રણામ; ૧૦
આત્મનિવેદી હરિ શું દાસત્વ રાખે,તન મન ધન જીવન વ્હાલાપર વારી નાખે; ૧૧
ભગવદ્દીજન સહુને બંધુ સરખારે જાણે, સર્વ પ્રાણીના ઉપર કરૂણા બહુ આણે; ૧૨
પર ઉપકાર પ્રીતિ ઝાઝેરી આણે, કદાપી કોઇનું હૃદે ના દુ:ખાવે; ૧૩
માન અપમાન હાનિ વૃદ્ધિ સમ જાણે, જે નીપજે તે શ્રીહરિની ઇચ્છા પ્રમાણે; ૧૪
અંત:કરણ નિર્મળ વાણી સત્યજ બોલે, પુરૂષોત્તમ પાખે કયહું મન ના ડોલે; ૧૫
હરિ ગુરૂ હરિજન એક વિવેકે જાણે, પારકું સુખ દેખી મન દુ:ખ ના આણે; ૧૬
દીનતા રાખી ન કરે નિજનાં વખાણ, પ્રેમ ભક્તિ આવ્યાનું એજ પ્રમાણ; ૧૭
પ્રભુની પ્રસાદી ખાન પાનમાં લાવે, માયા વિષયમાં ઇંદ્રિઓ ના દોડાવે; ૧૮
એ રીતે શ્રીકૃષ્ણની ભક્તિ જો કરીએ, તો ભવસાગર નિમિષમાં તરાએ ૧૯
એ શિક્ષા સાર ધોળ ભાવે જે ગાશે, તેહને દયાનો પ્રભુ પ્રસન્નજ થાએ; ૧૦

આ ધોળ દરેક વૈષ્ણવે મનન કરવા જેવું હોવાથી અહિંઆં ઉતારવામાં આવ્યું છે.

---

## વાર્તા ૨૧૬ મી. વૈષ્ણવ ૨૧૬ મા.

### श्रीगुसांइजीना सेवक एक वैष्णवनी वार्ता.

આ વૈષ્ણવ જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે સેવક થયા. સેવા પધરાવીને માર્ગની રીતિ પ્રમાણે સેવા કરતા. એમને ત્યાં ઘણા વૈષ્ણવો આવતા. એક વખત શિયાળામાં ઘણા વૈષ્ણવો એમને ત્યાં આવ્યા તે દરેકને ઓઢવા પાથરવાનું તેમણે આપ્યું પોતે લંગોટ લગાવી આખી રાત બેસી રહ્યા, ટાઢ ઘણી હતી તેથી તેમને પણ નિંદ્રા આવી નહિ. આખી રાત સુધી ભગવાનનું નામ લીધા કર્યું ત્યારે શ્રીઠાકોરજી તેમની પાસે મંદિર બહાર પધાર્યા અને કહ્યું "શા માટે તું ટાઢમાં અહિંઆં

બેસી રહ્યો છે. તને ટાઢ વાય છે તેથી મને નિંદ્રા આવતી નથી. હું પણ શીતથી કમ્પું છું. શ્રીગુસાંઇજીએ વૃતચર્યામાં કહ્યું છે.

सखिनिर्भरानुरागात्प्राप्तोयं निखिलगोपिकैकात्म्यं ।
तदयं तच्छीतोक्त्यासकंपपुलकः स्वयं चासीत् ॥

વૈષ્ણવે હાથ જોડીને કહ્યું મારે ઘેર આજે વૈષ્ણવો પધાર્યા છે. તે જો ટાઢથી કમ્પે તો પણ આપને નિદ્રા આવત નહિ. આપને જાગવાનો અને શ્રમનો અપરાધ જે લાગ્યો છે તે ખરેખર હું ભોગવીશ. નહિ તો આપને જાગવાનો અપરાધ અહિંયાં પધારેલા વૈષ્ણવો ઉપર પડત.માટે મારા ઉપર અપરાધ પડે તો સારૂં છે. આ સાંભળી શ્રીઠાકોરજીએ હાસ્ય કર્યું. અને કહ્યું ખરેખર તારા જેવા વૈષ્ણવનાં નામ લીધાથી તે વૈષ્ણવના દોષ દૂર થઈ જાય છે હું તારા ઉપર આજે પ્રસન્ન થયોછું. તારી જે કંઇ ઇચ્છા હોય તે વર માગ" ત્યારે તેણે માગણી કરી" દિનપ્રતિ દિન મારો સ્નેહ વૈષ્ણવો ઉપર વધારે રહેતો સારૂં. એમના પ્રતાપથી આજ આપ મારી સાથે બોલ્યા છો. શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી."તારી ઇચ્છા પ્રમાણે થશે. વૈષ્ણવ તે સાંભળીને ઘણોજ પ્રસન્ન થયો. તેણે ન્હાઇને ઉત્તમ સામગ્રી તૈયાર કરી. અને ભોગ ધર્યો તથા વૈષ્ણવોને પ્રસાદ લેવડાવ્યો. ત્યારથી શ્રીઠાકોરજી હમેશાં આ વૈષ્ણવની સાથે બોલતા, અને જે જોઇએ તે માગી લેતા. આ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૧૬ મા.

(સાર) પોતાને દુઃખ તથા કલેશ પડે તો પણ તે સહન કરવાં. પણ વૈષ્ણવોની પરિચર્યા ઉત્સાહપૂર્વક કરવી.ઘેર પધારેલા વૈષ્ણવો પ્રસન્ન થાય. તો શ્રીઠાકોરજી પણ પ્રસન્ન થાય છે. વૈષ્ણવને જોઇને હૃદય આનન્દથી નૃત્ય કરે તો જાણવું કે શુદ્ધભાવ પ્રકટ થયો છે. રસિકદાસે ગાયું છે:—

આએ મેરે શ્રીવલ્લભ નામ ઉપાસી. ટેક.
માલા તિલક ગોપીજન મુદ્રા, કોટિક ચંદ્ર પ્રકાશી. ૧
ભગવત્કથા શ્રવણ પુટપીવાવત, પૂર્ણ પ્રેમ નિવાસી;
દર્શન ભયે લહે સબહી સુખ, તત્ક્ષણ આનંદ રાશિ. ૨
પુષ્ટિ ભક્તિકો દાન કરત નિત્ય, વિરહ સત્ લોક ઉદાસી;
રસિકદાસ જન સો બડભાગી, ઈનકે સંગ સુવાસી, ૩

# વાર્તા ૨૧૭ મી, વૈષ્ણવ ૨૧૭ મા,

## श्रीगुसांइजीना सेवक निष्किंचिन वैष्णवनी वार्ता.

આ વૈષ્ણવ ગુજરાતમાં શ્રીગુસાંઇજીના સેવક થયા અને તે તદ્દન ગરિબ હોવાથી તેમના મનમાં એવા મનોરથ થતા કે જો મારી પાસે કંઇપણ દ્રવ્ય હોત તો કેવું સારૂં કે જેથી કરીને હું વ્રજયાત્રા કરી આવત તથા શ્રીનાથજી તથા સાતે સ્વરૂપને ભોગ આરોગાવત. જે કોઇ વૈષ્ણવ મળે તેમની આગળ આ પ્રમાણે વાત કરતા. એટલામાં એક ચુનીલાલ શેઠ હતા તેમણે આ વાત સાંભળી. અને વિચાર કર્યો કે હું તમને જોઇએ તેટલા પૈસા આપું.પણ તમે જેજે મનોરથો સિદ્ધકરો,તેનું પુણ્ય બધું હું લઉં" આ નિષ્કંચન વૈષ્ણવે આ વાત કબૂલ રાખી. પછી જોઇએ તેટલું દ્રવ્ય લઇને, તે વ્રજયાત્રા કરવા ગયા અને સર્વ મનોરથ સિદ્ધ કર્યા.એકવરસ શ્રીગોપાળપુરમાં રહ્યા શ્રીનાથજીની સેવા, દર્શન કર્યાં જ્યારે ઘર તરફ પાછા આવ્યા ત્યારે દરેક જણ કહેવા લાગ્યા કે એમાં શું એણે નવાઇ કરી, પુણ્ય તો બધુંએ ચુનીલાલ શેઠને આપ્યું છે, ત્યારે તે એવો જવાબ આપતા કે "અમારા માર્ગમાં પુણ્યજેવી કંઇપણ વસ્તુજ નથી. સેવા નિષ્કામ વૃત્તિથીજ કરવાની છે,સકામ વૃત્તિથી અગર ફળની અપેક્ષાએ કરવાની નથી. સેવાનું ફળ સેવાજ છે. સેવા કરવાથી મને જે સુખ પ્રાપ્ત થયું છે તે ચુનીલાલ શેઠને મળશે ? ભલે તે મારૂં પુણ્ય લઇ જાય." પણ મેં જે આ દેહથી વૈષ્ણવની સેવા કરી, નેત્રથી દરશનનું સુખ લીધું તેતો શેઠ નહી લેઇ જાય? આ વાત ચુનીલાલ શેઠના જાણવામાં આવી ત્યારે તેમણે પણ વૈષ્ણવ થવાની ઇચ્છા કરી એ નિષ્કિંચન વૈષ્ણવની સાથે વ્રજયાત્રા કરવા ગયા. શ્રીગોકુળમાં જઇને શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં આથી ચુનીલાલ શેઠે પોતાને શરણે લેવાની શ્રીગુસાંઇજીને વિનતિ કરી શ્રીગુસાંઇજીએ શ્રીનવનીતપ્રિયાજીની સમક્ષ નામ નિવેદન કરાવ્યું. પછીથી નિષ્કંચન વૈષ્ણવે શ્રીગુસાંઇજીને પૂછ્યું " મહારાજ જે કોઇ શુભ કામ કરે અને બીજાનું દ્રવ્ય લઇને ખર્ચે તો તેનું પુણ્ય શુભ કર્મ કરનારને મળે કે દ્રવ્ય આપનારને મળે છે? શ્રીગુસાંઇજીએ આજ્ઞાકરી" આ પુષ્ટિમાર્ગમાં જેટલાં સકામ કર્મો છે તે અનિત્ય ધર્મ ગણાય છે અને

વેદ વિરૂદ્ધ હોવાથી બાધક છે. પુષ્ટિ માર્ગમાં નિષ્કામ કર્મ કરવાનાં છે ફળની આશા રાખવી નહિ" આવો ઉત્તર સાંભળી નિષ્કિંચન વૈષ્ણવ ઘણોજ પ્રસન્ન થયો. ચુનીલાલ શેઠે કહ્યું "મહારાજ મારા પ્રત્યેક રોમમાં કામના ભરેલી છે તો તે કેવી રીતે દૂર થાય તેનો કૃપા કરીને ઉપાય દર્શાવો. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી તમે શ્રીઠાકોરજીની સેવા કરો. ત્યારે ચુનીલાલે કહ્યું" સેવા કેવી રીતે કરવી તેનું મને બિલકુલ જ્ઞાનજ નથી " ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે નિષ્કિંચન વૈષ્ણવને પાસે રાખીને સેવા કરો. પછીથી તે શેઠે નિષ્કિંચન વૈષ્ણવને ઘેર રાખ્યા અને સેવા કરતા આ વૈષ્ણવ વર્ષમાં એક વખત વ્રજયાત્રા કરવા જતા. શ્રીનાથજી તથા શ્રીનવનીતપ્રિયાજીની ઝાંખી કરી આવતા જન્મ પર્યન્ત ચુનીલાલ શેઠ આ નિષ્કિંચન વૈષ્ણવની આજ્ઞામાં રહેતા. તે નિષ્કિંચન વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ, ૨૧૭ મા.

(સાર) પુણ્ય પાપ અગર કોઈપણ પ્રકારના વિધિ નિષેધો આ માર્ગમાં નથી. સ્માર્ત ધર્મમાં પુણ્ય પાપને બહુ પ્રાધાન્ય આપવામાં આવે છે. અહિં તો પાપી હોય પણ જો તેણે એક વખત ભગવન્નામનો ઉચ્ચાર શુદ્ધ ભાવથી કર્યો હોય તો તેના પાપનો ઢગલો બળીને ભસ્મ થઈ જાય છે, અને તેનાં ફળ તેને ભોગવવું પડતું નથી, જેમ સુવર્ણને અગ્નિમાં નાખવાથી વધારે ને વધારે શુદ્ધ બનતું જાય છે, તેમ ગમે તેવા અધમ દુષ્ટાચરણી અને પાપી જીવ હોય પણ જો ભક્તિમાર્ગમાં તેનો પ્રવેશ થાય તો તે દિવસે દિવસે શુદ્ધ બને છે. માટે આ માર્ગમાં જીવે પાપ પુણ્યનો વિચાર કર્યા વગર પ્રભુની ભક્તિ કરવા તરફ ધ્યાન આપવું જોઇએ. પ્રભુની ભક્તિ કરવી તેજ મોટામાં મોટું પુણ્ય છે; અને તે ન કરવાથી પાપ થાય છે. આ પ્રશ્નનું નિરૂપણ દયારામભાઇએ "બ્રાહ્મણભક્તસંવાદ" નામના કાવ્યમાં કરેલું છે, તેમાંથી ફક્ત નીચેની લીટીઓ અહિંઆં ઉતારી છે.

શિવશંકર–કર્મ ભ્રષ્ટ જો વિપ્ર થાય તો, ભ્રષ્ટ જાણવો તેનેજી;
સુકર્મ કરીને કુકર્મ ટાળે, મોક્ષ પામશે જેને;

વિષ્ણુદત્ત–ઢોર વેદિઆ તે એમ બોલે, કર્મે કર્મ સુકાયજી;
પંકે લેપ્યું અંગ હોય જડ, પંકે કેમ ધોવાય.

શિવશંકર–ભેદ ન હોય તો બ્રાહ્મણ મોટા, શીદ કરે આચરણજી ?
સ્વધર્મ તે સહુને પાળવો, જે જન્મ્યું જે વર્ણ

વિષ્ણુદત્ત–આત્મધર્મ તે પરમ ધર્મ છે, સદા સર્વ હરિભક્તિજી;
વર્ણધર્મ તો દેહ લગી તેથી શી, અતિ આસક્તિ ?

શિવશંકર–આહ્નિકવિધિ વિપ્રને કહી છે, તેજ પ્રમાણે કરવીજી;
અવર વાત આપણને કહે ભાઇ, શીદ પડે સાંભળવી ?

વિષ્ણુદત્ત-સ્વધર્મ નિષ્ઠ શત જન્મ લગીરે, વિરંચિ લોકે જાયજી;
વૈષ્ણવ તેજ દેહને અંતે હરિપદ ભોગી થાયજી.

* * * *

ધર્મ કર્મથી કોણ તર્યું છે! જુઓ ત્રિકાલ વિચારીજી.
ભાગ્યહીન હરિ ભક્તિ ન મલે, ભક્તાધીન ગિરિધારી.
કોટિજન્મ તપ યજ્ઞ સમાધિ, સાધે ધરી આસક્તિ;
કરે એમ નિષ્પાપ થાય નર, તદા ઉદય હરિભક્તિ,
ભક્તિ અંગ હરિનામ રૂચિ જાણો, પૂર્વ તપાદિક કરીઆજી;
અથવા સુસંગ બલ કીર્તન રતિ, કર્યા કાર્ય વિના ઠરીઆ.



# વાર્તા ૨૧૮ મી, વૈષ્ણવ ૨૧૮ મા.



## श्रीगुसांइजीना सेवक रसखान प्रधाननी वार्ता.

દિલ્હીમાં એક શાહુકાર રહેતો હતો. તેને સુંદર નામે પુત્ર હતો. આ છોકરામાં એક રસખાન નામના પઠાણનું ચિત્ત બહુ જ લાગ્યું હતું, આખો દિવસ તે છોકરાની પાછળ પાછળ જતા તેનું એઠું ખાતા અને આઠે પહોર તેની નોકરી કરતા, પણ કંઈ પગાર સરખોએ લેતા નહિ. બીજા મુસલમાનો આ જોઈને રસખાનની નિંદા કરવા લાગ્યા. રસખાને આ બાબતની કશી પણ દરકાર રાખી નહિ. એક વખત જ્યારે એ રસ્તે થઈને જતા હતા ત્યારે એક જગ્યાએ ચાર વૈષ્ણવ બેસીને ભગવદ્‌વાર્તા કરતા હતા. તેમણે કહ્યું જેમ રસખાનને સુંદરમાં આસક્તિ લાગી છે તેવી જો ભગવાનમાં આસક્તિ થાય તો પ્રભુ જલ્દીથી મળે. રસખાને તે સાંભળ્યું તેથી તેમની પાસે આવ્યા અને તેમને એ વાત પૂછી. કે ભગવાનમાં શી રીતે એવી આસક્તિ બની આવે? જ્યાં સુધી પ્રભુનું સ્વરૂપ જોયું ન હોય ત્યાં સુધી શી રીતે પ્રીતિ થાય માટે પ્રથમતો તે સ્વરૂપ કેવું છે તે મને કહો. પછી વૈષ્ણવોએ શ્રીનાથજીનું ચિત્ર બતાવ્યું. રસખાને તે જોયું અને તુર્તજ તે લઈ લીધું અને મન સાથે સંકલ્પ કર્યો કે જ્યાં સુધી આવું સ્વરૂપ હું જોઉં નહિ ત્યાં સુધી મારે અન્ન લેવું નહિ. પછી ઘોડાપર સ્વાર થઈને શ્રીવૃંદાવન આવ્યા અને આખો દિવસ વેષ બદલીને બધાં મંદિરોમાં ફરવા લાગ્યા. દરેક મંદિરમાં દર્શન કર્યાં પણ ચિત્રમાં જોયેલા સ્વરૂપનાં દર્શન થયાં નહિ

તેથી તે ત્યાંથી ગોપાલપૂર ગયા. ત્યાં તે પ્રમાણે શ્રીનાથજીનાં દર્શન કરવા વેષ બદલીને ગયા. પણ સિંધપોરીઆએ તેમનાં મુસલમાનનાં ચિન્હ ભગવદિચ્છાથી જાણી લીધાં તેથી ધક્કો મારીને તેમને બહાર કાઢયા. આથી તે ગોવિંદકુંડપર ત્રણ દિવસ ખાધા વગર પડયા રહ્યા. શ્રીનાથજીએ આ વખતે જાણ્યું કે આ દૈવી જીવ છે, મારે તેના ઉપર અનુગ્રહ કરવો જોઇએ. એટલે સ્વયં દર્શન આપ્યાં પછી શ્રીનાથજીને પકડવાને માટે રસખાનજી પાછળ દોડયા પણ શ્રીનાથજી તો નાસી ગયા. પછી શ્રીનાથજીએ શ્રીગુસાંજીને કહ્યું કે રસખાન દૈવી જીવ છે પણ તે મ્લેચ્છ યોનીમાં છે માટે તેનો અંગીકાર કરો. જ્યાં સુધી આપનો સંબંધ એને નહિ થાય ત્યાં સુધી હું એમનો સ્પર્શ નહિ કરૂં. તેમ બોલવાનો સંબંધ પણ રાખીશ નહિ. અને તેના હાથનું ખાઇશ પણ નહિ, માટે આપ અવશ્ય એમનો અંગીકાર કરો. શ્રીનાથજીનાં આવાં વચન સાંભળીને શ્રીગુસાંઇજી ગોવિંદકુંડ ઉપર પધાર્યા અને તેમને નામ સંભળાવ્યું. આ સમયે તેમને સાક્ષાત્ શ્રીનાથજીનાં દર્શન શ્રીગુસાંઇજીના સ્વરૂપમાં થયાં. પછીથી રસખાનને સાથે લઇને શ્રીગુસાંઇજી પધાર્યા, અને ઉત્થાપનનાં દર્શન કરાવી મહાપ્રસાદ લેવડાવ્યો.રસખાનને શ્રીનાથજીના સ્વરૂપમાં અત્યન્ત આસક્તિ લાગી. અનેક પ્રકારનાં કીર્તન, કવિત,અને દોહા બનાવ્યા. જે જે લીલાનાં દર્શન તે કરતા તે તે લીલાનું વર્ણન કરતા ગયા. આ રસખાનજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, માત્ર ચિત્રજીનાં દર્શન કરતાંજ તેમનું ચિત્ત સંસારમાંથી આકર્ષાયું અને શ્રીનાથજીમાં મગ્ન થયું. એમના ભાગ્યની શી વાત કહીએ. વાર્તા સંપૂર્ણ. વૈ ૨૧૮ મા.

(સાર) પ્રભુ દૈવી જીવનો ઉદ્ધાર કર્યા વિના રહેતા નથી. ભક્ત જીવને સ્વજાતિ કે યોનિના સંસ્કાર લાગતા નથી. દૈવી જીવને એક સહેજ ટકોર થાય છે, કે તુર્તજ તેને માર્ગ ઉપર રૂચી થઈ પ્રભુના સ્વરૂપમાં આસક્તિ લાગે છે, અને તેનો ઉદ્ધાર થાય છે. નિઃસાધનતામાંજ આ માર્ગનું પરમ રહસ્ય સમાયું છે.

દ્વાદશ ગુણ સંયુક્ત છે. દ્વિજ પંડિત સરખો કોય;
પદ્મનાભ પદ વિમુખ છે, તેથી શ્વપચ ભલેરો સોય.
શ્વપચ ભલો જેને કૃષ્ણ આસક્તિ, મન ક્રમ વચને કરે હરિ ભક્તિ;
કૂલસહિત શ્રેય પામે તેહ, વિપ્ર શકે ન કરી શુચિ દેહ. સેવો૦

માટે પ્રભુ પ્રાપ્તિનો ખરો ઉપાય માત્ર નિચે પ્રમાણે છે. એ ઉપાય આગળ અન્ય સાધનો દૂર થઈ જાય છે.

જેમ નટની દૃષ્ટિ દોરમાં, પનીહારીની બેડલા માંહ્ય,

ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાનું ત્યાંહ્ય,
તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું,
જગત્ જાણે એ છે જંજાળી, રાખે હૃદે ત્રિકમ શું તાળી. સેવો૦

## વાર્તા ૨૧૯ મી, વૈષ્ણવ ૨૧૯ મા.

### श्रीगुसांइजीना सेवक एक रजपूतनी वार्ता.

શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે મારવાડના એક ગામમાં મુકામ કર્યો. ત્યાં એક રજપૂત તે દેશના રાજાની તરફથી હાંસલ ઉઘરાવતો હતો. શ્રીગુસાંઇજીનો મુકામ ત્યાંછે એમજાણીને તે ત્યાં આવ્યો.તો શ્રીગુસાંઇજીનાં સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન કર્યાં. પછીથી શ્રીગુસાંઇજીને સાષ્ટાંગ દંડવત્ કર્યાં અને તેમનો સેવક થયો. અને ત્યાંથી દશ ગાઉ દૂર પોતાના ગામમાં શ્રીગુસાંઇજીને વિનતિ કરી પધરાવી લેઇ ગયો.ઘરનાં સઘળાં માણસોને સેવક બનાવ્યાં. તેણે વિનતી કરી કે મારૂં મન દુષ્ટ છે. તે પવિત્ર કરો ને પુષ્ટિમાર્ગમાં લાગે તેમ કરો. આથી શ્રીગુસાંઇજીએ તેને માથે સેવા પધરાવી દીધી અને માર્ગની પ્રાણાલીકા શીખવાડી. પછીથી તે સેવા કરવા લાગ્યો. એક દિવસ આ રજપૂતલીલી જુવાર શેકીને (જુવારનો પોંક) શ્રી ઠાકોરજીનેભોગ ધરાવતો હતો અને શ્રીઠાકોરજી પ્રસન્ન થઇને આરોગતાહતા. શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને આવાત જણાવી આવાત સાંભળીને શ્રીગુસાંઇજી તે રજપૂત પર બહુજ પ્રસન્ન થયા. એક દિવસ શ્રીગુસાંઇજીએ ચાચાજીને આ રજપૂતને ગામ મોકલ્યા. રજપૂતે તેમને બહુ આદર સત્કાર આપ્યો. તે વખતે તે ગદગદ કંઠે થઇ ગયા, ચાચાજીને પણ બહુ પ્રસન્નતા થઇ અને પૂછયું "અત્યારે શો સમય છે ?" ત્યારે રજપૂતે કહ્યું આપ જેવા ભગવદીયો જેને શ્રીઠાકોરજીના સ્વરૂપનું જ્ઞાન બરાબર થયું છે તેમને સમયની અપેક્ષા હોતી નથી. આપ હવે ભીતર પધારો. તેથી ચાચાજી ભીતર પધાર્યા અને ટેરો ખુલ્લો કર્યો તે વખતે રાજભોગનો સમય હતો. ચાચાજીએ જોયું તો જણાયું કે શ્રીઠાકોરજી આરોગતા હતા, પણ ચોકી સિંહાસનથી દૂર હતી. તેથી શ્રીઠાકોરજી નમી નમીને આરોગતા હતા. આથી ચાચાજીએ કહ્યું આ ચોકી સિંહાસનની પાસે મૂકો.રજપૂતે લુગડાં પહેરેલાં હતાં ને તેણે ચોકી ખસેડી પણ શ્રીઠાકોરજી તો સ્નેહથી આરોગવા લાગ્યા. પછી ચાચાજી ટેરો

દઈ બહાર નીકળ્યા અને રસોઇ કરી તથા ભોગ ધરીને પોતે મહાપ્રસાદ લીધો, થોડા દિવસ પછી ચાચાજી શ્રીગોકુળમાં પાછા આવ્યા. અને શ્રી ગુસાંઇજીને કહ્યું કે એ રજપૂતને ત્યાં મેં અનાચાર બહુ દીઠો તેથી પ્રસાદ લીધો નહિ. ત્યારે શ્રીગુસાંઇજીએ જવાબ આપ્યો "સ્નેહમાં આચાર હોય જ નહિ" જેના હૃદયમાં પ્રભુ સ્નેહ છલકાઇ જાય છે તેને આચાર વિચાર સૂઝતો નથી. ચાચાજી આ સાંભળીને ઘણા પ્રસન્ન થયા. અને વિનતી કરી કે આપની કૃપાથી એવા મહત્પુરૂષનાં દર્શન કરવા હું ભાગ્યશાળી થયો. એ રજપૂત શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૧૯

(સાર) ભક્તના પ્રેમને પ્રભુ એટલા બધા વશ થઈ જાય છે કે તે વખતે તે ભક્તની યોગ્યતા ધ્યાનમાં લેતા નથી પણ તે જે કંઇ ધરાવે છે તે પ્રભુ પૂર્ણ સંતોષથી આરોગે છે. પ્રભુ ભક્તના પ્રેમથીજ પ્રસન્ન થાય છે, માટે પ્રેમથી પ્રભુની ભક્તિ કરવી જોઇએ.

ગોપી પ્રેમકી ધ્વજા.
જીન ગોપાલ કિયો અપને વશ, ઉરધર શ્યામ ભુજા. ૧
શુક મુનિ વ્યાસ પ્રશંસાકીની, ઉધો સંત સરાહી;
ભૂરિ ભાગ્ય ગોકુલકી વનિતા, અતિ પૂનિત ભવ માંહી. ૨
કહા ભયો જો વિપ્રકૂળ જન્મ્યો, જે હું હરિ સેવાનાંઇ;
સોઇ કુલીનદાસ પરમાનંદ જો હરિ સન્મુખ ધાઇ. ૩

## વાર્તા ૨૨૦ મી. વૈષ્ણવ ૨૨૦ મા.

### શ્રીગુસાંઇજીના સેવક શૈવીના પુત્રની વાર્તા.

એક ક્ષત્રી શ્રીમહાપ્રભુજીનો સેવક હતો, તે શ્રીનવનીતપ્રિયાજીની જળ ઘરાની સેવા કરતો હતો. શ્રીનવનીતપ્રિયાજી તેને અનુભવ કરાવતા હતા. એક વખત તેનો કંઇક અપરાધ થયો. તેથી તેનો દેહ છૂટયા પછી તે શૈવી બ્રાહ્મણને ત્યાં અવતર્યો. બાર મહિના સુધીની સ્થિતિમાં કંઇપણ બોલે કે રડે નહિ. કોઇ દુધ પાય ત્યારે પીએ. પછી એની જન્મગાંઠને દિવસે જ્ઞાતિ ભોજન કરવામાં આવ્યું હતું, તે દિવસે " શ્રીવલ્લભાચાર્યજી " એટલા અક્ષરો તે બોલ્યો. બીજે વર્ષે જન્મગાંઠને દિવસે 'શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ' એટલા શબ્દ તે બોલ્યો. ત્રીજે વર્ષે ત્રણ શબ્દો, અને ચોથેવર્ષે ચાર, પાંચમેવર્ષે પાંચ. પછી એક વખત તેના પિતાએ તેને પૂછયું તું શા માટે નિત્ય આ

પ્રમાણે બોલતો નથી. અને જ્યારે જન્મગાંઠ આવે છે ત્યારે બોલે છે. ત્યારે તેણે કહ્યું " મને શ્રીગોકુળમાં લઇ જાવ તો હું બોલીશ. પછી તેનો પિતા તેની ઇચ્છાનુસાર તેને શ્રીગોકુળ લઇ ગયો. ત્યાં તે પુત્રે પિતાને કહ્યું કે તમે શ્રીગુસાંઇજીના સેવક થાઓ અને મને પણ શ્રીગુસાંઇજીનો સેવક કરાવો આથી પીતા પુત્ર ઉભય શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કરતાં તેનાં નેત્રો ભરાઇ આવ્યાં. તેથી તેમણે તેનો હાથ પકડયો અને તેને લીલામાં પ્રવેશ કરાવ્યો. એનો પિતા વિદ્વાન હતો તેથી સમજ્યો કે મારૂં ધન્ય ભાગ્ય છે કે આ પુત્રને લીધે મને પણ શ્રીગુસાંઇજીનાં દર્શન થયાં અને હું વૈષ્ણવ થયો. એ પુત્ર શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો તેને પૂર્વજન્મની બધી વાત યાદ રહી હતી. અને શ્રીઠાકોરજીએ તેને સદેહે લીલામાં અંગીકાર કર્યો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૦ મા.

(સાર) શ્રીઠાકોરજીની કોઇપણ સેવા સાવધાનતાથી કરવી જોઇએ એમાં જો અલ્પ સ્ખલન થાય તો તેથી શ્રીઠાકોરજીનો મહાઅપરાધ થાય છે અને તેથી પ્રભુ નારાજ થાય છે, એ બરાબર સમજીને સેવાનું કાર્ય કરવું. પુષ્ટિમાર્ગમાં જીવે કેવી રીતે આચરણ રાખવું અને સેવા કેવા ઉદ્દેશથી અને કેવી રીતે કરવી તે માધવદાસે નીચેના પદમાં સારી રીતે ગાયું છે.

શ્રીવલ્લભ વિઠ્ઠલ હરિ ન જાણ્યા, તેણે સર્વસ્વ ખોયું રે.<br>
શું લાવ્યા શું લઇને જાશો, વારંવાર વ્હેવાયારે;<br>
પુષ્ટિમાર્ગમાં જે જન આવ્યા, વિશ્વાસે ના વળગ્યારે;<br>
સાધન સર્વે છુટી જાશે, હરિથી રહેશો અળગારે.<br>
સેવાનું ફળ સેવા થાશે, ઋતુ પ્રમાણે મેવારે;<br>
સેવા કરશે ને પાખંડ ધરશે, તે પત્થર કેમ તરશેરે.<br>
મીઠું બોલે ને આચરણ ખોટાં, તેને તો ખર કહીએરે;<br>
માધવદાસતો એટલું માગે, તેનો સંગ ન કરીએરે.

---

# વાર્તા ૨૨૧ મી, વૈષ્ણવ ૨૨૧ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ત્રણ વૈષ્ણવની વાર્તા.

આ ત્રણ વૈષ્ણવમાં એક જણનું નામ મોહનદાસ હતું, તે શાહુકારનો પુત્ર હતો. બીજાનું નામ ગોપીબાઈ હતું. તે વજીરની પુત્રી હતી. ત્રીજો વાણીઓ હતો. તેનું નામ ન્હાલચંદ હતું.તે ત્રણે જણાં એક નિશાળમાં ભણ-

તાં હતાં. જ્યારે શ્રીગુસાંઇજી પધાર્યાં ત્યારે ત્રણેજણાં સેવક થયાં, અને સેવા કરવા લાગ્યાં. મોહનદાસ અને ગોપીબાઇનો સારો સ્નેહ વધતો ગયો. તે એકબીજાને ઘેર જતાં ને ભગવદ્દવાર્તા વાંચતાં જે દિવસ મોહનદાસ આવે નહિ તે દિવસે ગોપીબાઇ પ્રસાદ પણ લેતાં નહિ. એક દિવસ મોહનદાસ ગોપીબાઇને ઘેર જતા હતા. તે વખતે રાજાના માણસો રસ્તામાં ઉભા હતા, તેમણે આ જોયું. તેથી રાજાને જઇને ખબર આપી. રાજાએ છુપો વેષ લઇને બે ત્રણ દિવસ સુધી તેમની બધી ચેષ્ટા જોઇ, અને નિશ્ચય કર્યો કે આમનો સ્નેહ વિકાર યુક્ત નથી.પણ લોકમત આમનાથી ઘણોજ વિરૂદ્ધ છે માટે તે એકદમ અવશ્ય બંધ કરવું જોઈએ. રાજાએ મોહનદાસને પકડીને કહ્યું કે તમે આજની રાત્રે સારી ચાલ ચાલશો, તથા ગોપીબાઇને ઘેર નહિ, જાવ તેની ખાત્રીને માટે જામીન આપો અગર કેદમાં પૂરાવ." મોહનદાસે પોતાનાં મા બાપને જામીન થવા કહ્યું પણ તેમણે જામિનગીરી આપી નહિ પછી ન્હાલચંદે જામીન ગીરી આપી ત્યારે તે છૂટયા. બીજે દિવસે રાજાના માણસો તેમને રાજા પાસે પાછા લઇ ગયા. રાજાએ હુકમ કર્યો "ગામ બહાર લઇ જઇને એને મારી નાખો, પણ જ્યારે હું ત્યાં આવું ત્યારેજ મારજો" ત્યારપછી તેને ગામ બહાર લઇ ગયા. તમાસો જોવાને ઘણા લોકો એકઠા થયા. ગોપીબાઇ પુરૂષનો વેષ પહેરીને ઘોડાપર બેસીને ત્યાં આવ્યાં. જ્યારે રાજા આવ્યો તે વખતે ગોપીબાઇએ તરવાર ખેંચી અને રાજાના માણસોને નસાડી મૂકયા. મોહનદાસને ઘોડાપર બેસાડયા. રાજાએ ગોપીબાઈને ઓળખી કાઢી તેથી માણસોને દૂર જવાને કહ્યું. પ્રધાનને વાત કરી કે તારી પુત્રી આ માણસને છોડાવવાને લઇ જાય છે. હવે રાજાનો રોષ ઉતરી ગયો હતો તેથી તેણે પ્રધાનને કહ્યું "આ બન્નેના સ્નેહની મેં પરીક્ષા કરી છે. તેમાં કોઇપણ વિકાર મને જણાયો નથી, એતો ભગવન્નામ લે છે. માટે તેમનો અરસપરસ વિવાહ કરો. પ્રધાનને રાજાની આજ્ઞા થઇ એટલે તે પ્રમાણે કરવાને ઘર તરફ આવ્યો, પણ જ્યારે તે બે જણાએ આ વાત જાણી ત્યારે કહ્યું અમારા બન્ને વચ્ચે ભાઇ બ્હેનનો સંબંધ છે. માટે અમે વિવાહ કરવાનાં નથી. આ વાત સાંભળી પ્રધાન ઘણો રાજી થયો. તેણે વિવાહ કરવાનો વિચાર મોકુફ રાખ્યો. ત્યારથી તેમની વચ્ચે કોઇ દિવસ એ પ્રતિબંધ કરતા નહિ. એ ત્રણે જણા એવા ટેકીલા વૈષ્ણવ હતા. શીશ આપવાનું કબૂલ કર્યું પણ સ્નેહનો ત્યાગ કર્યો નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૧.

(સાર) વૈષ્ણવમાં કોઇપણ પ્રકારનો ટેક હોવો જોઇએ. ટેક હોય તોજ ભક્તિ બરાબર બની આવે છે. જો ટેક બરાબર ન હોય તો મન ડગુ મગુ થાય છે, અને તેથી તેની સ્થિરતા રહી શકતી નથી. પ્રેમ માર્ગમાં ટેકથીજ ભક્ત પોતાનું શ્રેય સાધી શકે છે. આ ટેક પ્રભુ પ્રેમને માટે હોવો જોઇએ.

પ્રેમ કે પંથ નહિ પરનાં, પરે મરનેસેં નહિ ડરના;
લાજકા ગ્રાઝ ડુબા દેનાં, જહાનમેં બદનામી લેના;
લગન લગ પીઙુ પચ મરિયેં, ન છૂટે નિશદિન જીય જરિયે;
સો ડબ્બાજ શક્તિ લાગી, દયા લગી હરિસેં બડભાગીજી. ૨૮ તુંહિ તુંહિ

# વાર્તા ૨૨૨ મી. વૈષ્ણવ ૨૨૨ મા.

## श्रीगुसांइजीना सेवक एक व्रजवासी रावलमां रहेता तेमनी वार्ता.

આ વ્રજવાસી રાવલમાં રહેતાહતા તે શ્રીગુસાંઇજીને શરણે આવ્યા અને સેવક થયા. તે ગાયોને ચરાવતા હતા.એક દિવસ ચિંતાહરણ ઘાટ ઉપર તે ગયા,ત્યાં ગુલાલ,અબીર,ચુવા,ચંદન,કેસર,મૃગમદ, બુકો, જખકરદમ, ઘન, સાર, જવાદ અને શાખ એવી અનેક પ્રકારની સુગન્ધિ ત્યાં શોભી રહી હતી.આ જુદી જુદી ચીજોમાંથી થોડી થોડી લઇને તેની તેમણે એક પોટલી બાંધી. પછી શ્રીગુસાંઇજીને દેખાડવા શ્રીગોકુલ ગયા. શ્રીગુસાંઇજીએ તેની પાસેથી બધા સમાચાર જાણીને વિચાર કર્યો કે એ સ્થળમાં જરૂર શ્રીઠાકોરજી હોરી ખેલવાને પધાર્યા હશે. શ્રીગુસાંઇજી તેમની સાથે તે સ્થળે ગયા. અને જોયું તો શ્રીઠાકોરજી વ્રજભક્તોની સાથે હોરી ખેલતા હતા. અને અનેક વ્રજભક્તોના યુથને દીઠા. શ્રીગુસાંઇજી દૂર ઉભા રહ્યા, પણ શ્રીઠાકોરજી હાથ પકડીને તેમને ભિતર લઇ ગયા.અને તેમને ખેલાવ્યા.આ વ્રજવાસી તો દૂર ઉભો ઉભો બધું જોઇ રહ્યો. ખેલી રહ્યાં પછી જ્યારે શ્રીગુસાંઇજી પધાર્યા ત્યારે આ વ્રજવાસીએ પૂછ્યું "મહારાજ એ કોણ હતું અને હજારો સ્ત્રીઓ કયાંથી આવી હતી ? મને કંઇપણ સમઝણ પડતી નથી." આ સાંભળીને શ્રીગુસાંઇજીએ તેની ઉપર કૃપા કરીને તેને દિવ્ય નેત્ર આપ્યાં. આથી સર્વ લીલા સહિત શ્રીઠાકોરજીનાં દર્શન તેને થવા લાગ્યાં. આ પ્રમાણે બે ઘડી સુધી આ વ્રજવાસીને દર્શન થયાં. પછી આ વ્રજવાસીને સાથે લઇને શ્રીગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યા. આ વ્રજવાસી શ્રીગુસાંઇજીના

એવા કૃપાપાત્ર હતા. એમને આ દેહથી સાક્ષાત્ લીલાનો અનુભવ થયો હતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૨ મા.

(સાર) પોતાના પરમ કૃપાપાત્ર ભગવદીયોનેજ પ્રભુ પોતાની અંતરંગલીલાનો અનુભવ જણાવે છે. અને તે અનુભવ પ્રભુ જેના ઉપર કૃપા કરે છે તેનેજ થાય છે. માટે આ માર્ગ પુષ્ટિમાર્ગ–અનુગ્રહનો માર્ગ કહેવાય છે.

# વાર્તા ૨૨૩ મી, વૈષ્ણવ ૨૨૩ મા.

## श्रीगुसांईजीना सेवक झवेरचंद वैष्णवनी वार्ता.

આ ઝવેરચંદ ગુજરાતમાં રહેતા હતા. તેમણે શ્રીગોકુળ જઇને શ્રીનવનીતપ્રીયાજીનાં દર્શન કર્યાં અને સાત સ્વરૂપના મનોરથ કર્યા. શ્રી નાથજીના વાગા વસ્ત્રના,સામગ્રીના, તથા બાળક તેમજ વહુ બેટીના પણ મનોરથ કર્યા. પછી શ્રીગુસાંઇજીને વિનતિ કરી મહારાજ મારે હજાર વૈષ્ણવોને ભોજન કરાવવાની ઇચ્છા છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " એક મર્યાદીને ભોજન કરાવી દો, તો બસ છે, ત્યારે ઝવેરચંદે હઝાર મર્યાદીને ભોજન કરાવવાનો વિચાર કર્યો. પણ શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " એક સ્નેહી જેને પ્રભુ તથા ભગવદીયમાં પ્રેમ હોય તેને ભોજન કરાવો " ત્યારે તેમણે હજાર સ્નેહીઓને ભોજન કરાવાનો મનસુબો કર્યો.ત્યારે ફરીથી શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી "એક આસક્તિ વાળાને ભોજનકરાવો" ત્યારે હજાર આસક્તિવાળાને ભોજન કરાવવાની ઇચ્છા કરી. ફરીથી આ સંકલ્પ જાણીને શ્રીગુસાંઇજીએ એક વ્યસનવાળાને ભોજન કરાવવાને કહ્યું. આ વખતે ઝવેરચંદે કહ્યું " મહારાજ ! હઝાર વ્યસનવાળાને ભોજન કરાવું તો " આ સાંભળીને શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " હઝાર વ્યસનવાળા કયાંથી તમને મળવાના ! જેમ ગજનધાવનને વ્યસનની અવસ્થા સિદ્ધ થઈ હતી. તથા આસક્તિ કુંભનદાસને સિદ્ધ થઈ હતી તેમ. એવા બીજા તમે કયાંથી લાવશો ? પછીથી વ્યસન અને આસક્તિનું સ્વરૂપ કહી બતલાવ્યું " સ્નેહીને દીઠા વગર જ્વર ચઢી આવે, મન વ્યાકુલ થાય, તથા ગ્લાનિ ઉદ્વેગ આવે, ઉન્માદ,શોક, હર્ષ,રૂદન એવા અનેક પ્રકાર એ અવસ્થામાં ક્ષણે ક્ષણે થાય છે. એ કાવ્યશાસ્ત્રમાં વ્યભિચારિ ભાવ કહેવાય છે. વિપ્રયોગ અવસ્થામાં તે બધું આવે છે. આનું નામ વ્યસન અવસ્થા છે. આસક્તિવાળાને ગૃહકાર્ય-

માં અરૂચિ થાય છે. અષ્ટપ્રહર પ્રભુદર્શનમાંજ મન આસક્ત હોય છે. વ્યસન અવસ્થાથી આ અવસ્થા ઉતરતી છે. શ્રીમહાપ્રભુજીએ ભક્તિ વાર્ધની ગ્રંથમાં આજ્ઞા કરી છે.

स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद्गृहारुचिः ।
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ।

આવા વ્યસનવાળા હઝાર વૈષ્ણવો મળવા દુર્લભ છે.માટે એવા હઝારનો નિયમ છોડીને ત્યાગીને લેવડાવશો તો તમારૂં કલ્યાણ થશે. શ્રીઠાકોરજી પણ પ્રસન્ન થશે. આ સાંભળીને ઝવેરચંદે એ પ્રમાણે કર્યું. એ ઝવેરચંદ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર વૈષ્ણવ હતા. વાર્તા સંપૂર્ણ વૈ. ૨૨૩ મા.

(સાર) ભક્તિનું બીજ સ્નેહ છે. આસક્તિરૂપી જળનું તેને સિઞ્ચન થવાથી તે વૃક્ષના રૂપમાં ખીલે છે અને વ્યસનથી તેને ફલોદ્દગમ આવે છે, માટે સ્નેહ, આસક્તિ અને વ્યસન એ ત્રણે અવસ્થાનો અનુભવ ભક્તને થાય તોજ તે ખરેખરૂં ફળ ભોગવી શકે છે. આસક્તિ અને વ્યસનના ઉદાહરણ નીચે પ્રમાણે રસિકવલ્લભમાં દયારામભાઇએ આપીને તે બન્નેનો ભેદ સમજાવ્યો છે.

જળ સ્વાતિ ચાતક પ્રેમ છે. આસક્તિ ચંદ્ર ચકોર,
છે વ્યસન વારિ-મત્સ, ત્રણ ઉદાહરણનાં ઠોર.

ચંદ્રને જોઈ ચકોર તેના તરફ ઉડી જાય છે તે આસક્તિ દશાનું ભાન કરાવે છે. પાણી બહાર કાઢેલું મત્સ્ય અલ્પ કાળ પણ જીવી શકતું નથી તે વ્યસન દશા સૂચવે છે.સંયોગ અને વિપ્રયોગ બન્નેનો અનુભવ બરાબર થાય ત્યારેજ પ્રભુ દર્શન આપે છે. ખરેખર! આવા વૈષ્ણવો દુર્લભ છે.

વ્યભિચારિ ભાવ (ચિન્તા, નિર્વેદ, ગ્લાનિ, હર્ષ, મોહ, મતિ, સ્મૃતિ,, ધૃતિ, જડતા, ઇત્યાદિ ૩૨ મનના વ્યાપારો જેનાથી રતિ આદિ સ્થાયિ ભાવની અભિવ્યક્તિ થાય છે. તેને વ્યભિચાર ભાવ કહે છે.



## વાર્તા ૨૨૪ મી. વષ્ણુવ ૨૨૪ મા.



### श्रीगुसांइजीना सेवक दामोदरदास अने तेमनी बे स्त्रीओनी वार्ता.

આ દામોદરદાસને વૈષ્ણવો ઉપર ઘણોજ ભાવ હતો. જે વૈષ્ણવ એમને ઘેર આવતા તે દરેકનો ઘણોજ આદર સત્કાર કરતા. આ વાત એક ઇશ્વરદાસનામના વૈષ્ણવે સાંભળી તેથી દામોદરદાસની પરીક્ષાકરવાને તે એમના ગામમાં આવીને વાવ ઉપર સૂઇ ગયા, દામોદરદાસ દરરોજ વૈષ્ણવની

ખબર કાઢવાને તે વાવ ઉપર આવતા, અહિંઆં ઇશ્વરદાસના ગળામાં કંઠી જોઇને તે વૈષ્ણવ છે એમ વિચાર કરીને તેમને જગાડયા, અને કહ્યું "મારે ઘેર આપ આજે પધારો" ઇશ્વરદાસે કહ્યું હું તમારે ત્યાં આવીશ નહિ, તથા પ્રસાદ લઇશ નહિ "દામોદરદાસે પૂછયું શા માટે ? ઇશ્વરદાસે કહ્યું" તમારા ઘરનું દ્રવ્ય તથા સ્ત્રીઓ મને સોંપી દ્યોતો આવું " દામોદરદાસે આ સાંભળીને વિના સંકોચે કહ્યું" હા જાવ! તમને સોંપી દીધું એમ સમજો. આમ કહ્યું છતાં પણ ઇશ્વરદાસ તેમને ઘેર પ્રસાદ લેવા ન બેઠા, અને કહ્યું "હવે તમે ઘરમાંથી બહાર નીકળી જાવ" દામોદરદાસ ન્હાઇને શ્રીઠાકોરજીને ઝાંપીમાં પધરાવી બહાર નીકળવા લાગ્યા ત્યારે શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી "એ પ્રસાદ ન લેતો એની મરજી પણ તું મને શા માટે બહાર પધરાવે છે !" ત્યારે દામોદરદાસ બે હાથ જોડી બોલ્યા "હે દીનબંધુ પ્રભો! આજ સુધી કોઇ દિવસ આપ મારી સાથે બોલ્યા નથી. આ વૈષ્ણવ મારા ઉપર કુપિત થયા તો આપ કૃપા કરી મારી સાથે બોલ્યા તો એ વૈષ્ણવ મારા ઉપર પ્રસન્ન થાય તો પછી આપની કૃપાનું ફળ કેટલું બધું અવર્ણનીય થશે ! માટે હું આ ઘરમાંથી વૈષ્ણવની ઇચ્છા પ્રમાણે બહાર નીકળીશ આમ હું કરીશ તોજ તે પ્રસન્ન થઇને પ્રસાદ લેશે. અને તેથીજ મારૂં ચિત્ત પણ પ્રસન્ન થશે" શ્રીઠાકોરજીએ કહ્યું "એ વૈષ્ણવ પ્રસન્ન છે તથા હું પણ તારા ઉપર પ્રસન્ન છું, માટે તારી જે ઇચ્છા હોય તે માગ" ત્યારે દામોદરદાસે માગ્યું "મારા ઉપર કોઈ દિવસ વૈષ્ણવ અપ્રસન્ન ન થાય, તેમ મને તેમના ઉપર કોઇપણ જાતના અભાવો ન આવે તે પ્રમાણે કરો! શ્રીઠાકોરજીએ આજ્ઞા કરી ભલે તે પ્રમાણે થશે. પછી એ બન્ને વૈષ્ણવોએ મલીને પ્રસાદ લીધો. પછી ઇશ્વરદાસે કહ્યું "હું તમારી પરીક્ષા કરવાને આવ્યો હતો.માટે મારા અપરાધની ક્ષમા આપ આપો. એ દામોદરદાસ એવા કૃપાપાત્ર હતા. એમને કોઈ દિવસ વૈષ્ણવ ઉપર અભાવ થતો નહિ. એમની સાથે શ્રીઠાકોરજી બોલતા તથા વાતો કરતા. એમનાં કેટલાં વખાણ કરીએ. વાર્તા સંપૂર્ણ. વૈષ્ણવ ૨૨૪ મા.

(સાર) (૧) વૈષ્ણવની સેવા પરમ હર્ષ અને પ્રેમથી કરવી. વૈષ્ણવ એ પ્રભુનું સ્વરૂપ છે એમ જાણી તેમને પ્રસન્ન રાખવા. તેમને કદીપણ કુપિત કરવા નહિ. (૨) કોઈ દિવસ વૈષ્ણવની પરીક્ષા કરવી નહિ. દુનિઆમાં કોઇપણ માણસનામાં વૈષ્ણવની પરીક્ષા લેવાની યોગ્યતા નથી. તેમજ સામાર્થ્ય પણ નથી. કારણ—

બ્રહ્માદિક વ્રજ ભક્તની, પદરજ વંદે ગુણ ધામ;

દુર્વાસા ઋષિ દીનથૈ, કર્યો અંબરીષને પ્રણામ;
કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરી પદજળ દ્વિજ ન્હાયા;
હરિજનથી મોટું નહિ કોય, દુભવે તે દુઃખ પામે સત ખોય;

---

# વાર્તા ૨૨૫ મી, વૈષ્ણવ ૨૨૫ મા.

---

## श्रीगुसांइजीना सेवक कबूतर अने कबूतरीनी वार्ता.

એક સમય શ્રીગુસાંઈજી ગુજરાતમાં મહી નદી પાસે પધાર્યા હતા. તે સમયે નદીમાં પૂર પુષ્કળ આવ્યું હતું તેથી પાસેના જંગલમાં આપે મુકામ કર્યો. સર્વ સામગ્રી અહિંઆં સિદ્ધ કરવામાં આવી હતી. પછી ભોજનનો સમય થયો. શ્રીગુસાંઈજીને નિત્ય એવો નિયમ હતો કે કમતીમાં કમતી દરરોજ બે જીવ શરણે આવે ત્યાર પછીજ ભોજન લેવું.તે દિવસ કોઈ જીવ શરણે આવ્યો નહોતો તેથી તેમણે ભોજન લીધું નહિ. ચાચાજીએ વિનતિ કરી તો આપે આજ્ઞા કરી કે શ્રીઠાકોરજીની આજ્ઞાછે માટે જ્યાં સુધી બેજીવ શરણે આવે નહિ ત્યાંસુધી ભોજન નકરવું.ત્યારે ચાચાજી પાસેના વૃક્ષ ઉપરથી કબૂતર અને કબૂતરીની જોડને પકડી લાવ્યા. શ્રીગુસાંઈજીએ તેમને કૃપાકરીને નામ સુણાવ્યું એટલે તે તો ત્યાં બેસીજ રહ્યાં પછી આપે ભોજન લીધું અને આ કબૂતર કબૂતરીને પણ પોતે જુઠણ આપ્યું. તે લેતાંજ તેમને સર્વ પ્રકારનું જ્ઞાન થયું. પછીથી આ કબૂતર અને કબૂતરી ત્યાંથી ઉડીને એક ગામમાં જ્યાં વૈષ્ણવ રહેતા હતા ત્યાં ગયાં, અને ઝાડ ઉપર માળો બાંધીને રહેવાં લાગ્યાં, જ્યાં ભગવદ્દ વાર્તા થતી ત્યાં સાંભળવાને જતાં વૈષ્ણવોના ખોળામાં બેસે. તેમની પાછળ પાછાં ફરે. ભગદ્દવાર્તા પૂરી થાય ત્યારે પાછાં પોતાના માળામાં જઇને રહેતાં.એ ગામનો એક રાજા હતો. તેને કોઢ બહુ નીકળ્યા હતા. તેને એક સર્પે વરદાન આપ્યું હતું કે તું પશુ પક્ષીઓની વાર્તા સમઝી શકીશ. એક વૈદ્યે રાજાને કહ્યું જો તમે કબૂતરનું રૂધિર લાવો તો હું તમને ઓષડ આપીશ, જેથી તમારો રોગ મટી જશે. રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો. કે કબૂતરને પકડી લાવો. માણસોને ખબરજ હતી કે વૈષ્ણવોની મંડળીમાં કબૂતર અને કબૂતરી આવે છે. તેને પકડવાને માટે માલા તિલક ધારણ કરીને એક માણસ ત્યાં ગયો. કબૂતર અને કબૂતરીને પકડયાં, અને રાજાને આપ્યાં. રાજા-

એ પીંજરામાં રાખ્યાં. અને તે પીંજરાને પોતાની પાસે રાખ્યું. પછી કબૂતરને કબૂતરી કહેવા લાગી “ આપણને શા માટે પકડયાં છે ? ત્યારે કબૂતર બોલ્યું “ રાજાને કોડ થયો છે માટે આપણને મારી નાખી લોહીમાં ઓષડ લગાડીને શરીરે ચોપડવાનું છે, માટે આપણને પકડવામાં આવ્યાં છે.” ત્યારે કબૂતરી બોલી, આ વૈદ્ય મૂર્ખજ લાગે છે. અમારી વિષ્ટા લગાવે તો પણ કોડ મટી જાય, અને જો લોહી લગાડશે તો બે મહીનામાં મટશે. આ વાત રાજાએ સાંભળી, રાજા આ બોલી સમઝવાનું જ્ઞાન ધરાવતો હતો. તેથી આ સાંભળીને એકદમ તે સમઝી ગયો. રાજાએ પોતાના હાથથી એની વિષ્ટા લગાડી,આથી તેનો કોડ એકદમ મટી ગયો.અને તેજ ક્ષણે તેમને છોડી મૂકયાં. કબૂતર કબૂતરી ઉડીને ભગવદ્દવાર્તા સાંભળવા ગયાં. એ શ્રીઠાકોરજીનાં એવાં કૃપાપાત્ર હતાં. એમને માટે શ્રીઠાકોરજીએ રાજાને પક્ષીની બોલી સમજવાનું વરદાન અપાવ્યું હતું. એમના ભાગ્યનો પાર નથી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૫.

(સાર) પ્રભુના આશ્રિત જીવનો કોઈ સમયે ઘાત થતો નથી. પ્રભુ હમેશાં તેમને સહાયક હોય છે. માટે વૈષ્ણવોએ અડગ શ્રદ્ધા રાખી પ્રભુના નામનું નિરંતર સ્મરણ કરવું. કૃષ્ણભક્તિનો પ્રતાપ નીચેની લીટીઓમાં વૈષ્ણવભકતે ગાયો છે.

કૃષ્ણભક્તિ વિના ધિક્ અવતાર, કેવળ ભૂમિ કેરો ભાર,<br>
ભક્ત પાંચ દિન જીવ્યા ધન્ય, સહસ્રકલ્પ જીવ્યા ધિક્ અન્ય.<br>
ધન્ય અંત્યજ કુલ પણ હરિભક્ત, વિપ્ર વિમુખ ધિક્ વિષયાસક્ત,<br>
સુધા મૃદા ઘટ લખી ઝુકીએ, મદ્યકનક કલશે થુકીએ.<br>
કૃષ્ણભક્તિ જેમાં તે સુખી, સઘળી વાતે છે તે સુખી,<br>
મદનાદિક તેને નવ દમે, નવ ગ્રહ તેને ચરણે નમે.<br>
અષ્ટ મહાસિદ્ધિ, નવનિધિ, હરિજનને સેવે સહુ વિધિ.<br>
મુકિત ચાર તેને ઘેર દાસી, માયા સરખી કરે ખવાસી;<br>
મહાકાલ પણ રહે કંપતો, હરિજન રહે એને ચાંપતો;<br>
બ્રહ્માદિક જેનો ભય ધરે, ઇંદ્રાદિક સુર પણ થરથરે;<br>
નાગ અસુર નગ નમતા રહે, મુનિ ઋષિ નમન કરે વર લહે;<br>
સર સરિત્પતિ પદરજ ન્હાય, ભાગ્ય વડું માને જો નહાય;<br>
વેદ શાસ્ત્ર હરિભક્ત વખાણ, ઝાઝું શું કહું પ્રભુના પ્રાણ;<br>
સવ ત્યજી જે મને ભજે, પ્રભુનું મન તેને કેમ ત્યજે;<br>
અખિલ વિશ્વ જે આગળ દીન, તે ભગવાન્ ભક્તાધીન;<br>
એકચ વાણી શ્રીમુખ કહી કથી, મને ભકત સમ પ્રિય કો નથી;<br>
શેષ બંધુ ને બ્રહ્મા પુત્ર, શ્રીકલત્ર જેથી ઘર સૂત્ર;<br>
તે પણ પ્રિય નથી ભકત પ્રમાણ, એથી વહાલા બીજું કાંણ ?

## વાર્તા ૨૨૬ મી, વૈષ્ણવ ૨૨૬ મા.

### श्रीगुसांइजीना सेवक विट्ठलदासनी वार्ता.

આ વિઠ્ઠલદાસ આગ્રામાં રહેતા હતા. અને જરીનો વેપાર કરતા હતા. એક વખત જરીનાં ઘણાં વસ્ત્રો એકઠાં કરીને, બાલક તથા વહુ બેટીને માટે શ્રીગોકુળ લઈ ગયા.અને શ્રીગુસાંઈજીને વિનતિ કરી,મહારાજ! આ વસ્ત્રને અંગીકાર કરો. ત્યારે શ્રીગુસાંઇજીએ વસ્ત્રો લઇને શ્રીયમુનાજીમાં પધરાવી દિધાં. આથી વિઠ્ઠલદાસ બહુજ ઉદાસ થયા. શ્રીગુસાંઈજીએ વિઠ્ઠલદાસના મનની સ્થિતિ જાણી લીધી. તેથી તેમને સાથે લઇને રમણરેતીમાં પધાર્યા, અને તેમને દિવ્ય નેત્ર આપ્યાં. ત્યાં તેમને રાસલીલાનાં દર્શન થયાં. રાસમાં શ્રીઠાકોરજી વ્રજભક્ત, શ્રીસ્વામિનીજી વિગેરે એ તેજ જરીનાં બધાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. વિઠ્ઠલદાસ દર્શન કરીને ઘણા પ્રસન્ન થયા અને મનમાં એમ સમજ્યા કે મારૂં ધન્ય ભાગ્ય છે. કે આવાં લીલાનાં દર્શન મને થયાં છે. શ્રીગુસાંઈજીની કૃપા વગર આવાં દર્શન થાય નહિ. પછીથી શ્રીગોકુળ ગયા અને શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં,ત્યાં પણ પોતે આપેલાં જરીનાં વસ્ત્રો શ્રીઠાકોરજીએ શ્રીઅંગ ઉપર ધરેલાં હોય એમ દર્શન કર્યાં. પછી શ્રીનાથજીનાં દર્શન કર્યાં તો ત્યાં પણ તેજ જરીનાં વસ્ત્ર આપે ધર્યાં હતાં. તેમણે વિચાર કર્યો કે એ જરીનાં વસ્ત્ર થોડાં હતાં.છતાં પણ દરેક જગ્યાએ તેની તેજ જરીનાં વસ્ત્રનાં દર્શન થાય છે તેનું કારણ શું હશે ? ખરેખર. શ્રીઠાકોરજી,શ્રીગુસાંઇજી અને શ્રીયમુનાજી એ ત્રણેનું એક સ્વરૂપ હશે.એવો નિશ્ચય તેમના મનમાં થયો. એ વિઠ્ઠલદાસ શ્રીગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા, વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૬ મા.

(સાર) ભક્તનો મનોરથ પૂર્ણ કરવાને શ્રીઠાકોરજી વિવિધ પ્રકારની લીલાઓ કરે છે. પ્રભુ જે જે ભાવથી સેવા કરે છે, તે તે ભાવથી પ્રભુ તેમની સાથે ક્રીડા કરે છે. તથા રસનો આસ્વાદ કરાવે છે. શ્રીહરિરાયજીએ કહ્યું છે

तत्तोषणं तु तद्भक्ति भाववर्धन जो भवेत् ।
भावो हि मार्ग सर्वस्वं कर्तव्यं तस्य रक्षणम् ॥

પ્રભુની પ્રસન્નતા તેમના ભક્તિભાવની વૃદ્ધિ થવાથીજ પ્રાપ્ત થાય છે. ભાવમાર્ગનું સર્વસ્વ એજ છે. માટે તેનું રક્ષણ કરવું.

# વાર્તા ૨૨૭ મી, વૈષ્ણુવ ૨૨૭ મા.

## શ્રીગુસાંઇજીના સેવક રત્નાવતીરાણીની વાર્તા.

આ રત્નાવતીરાણી આમીરમાં રહેતી હતી, માનસીંહ રાજાના ભાઇ માધવસીંહની તે રાણી હતી. રત્નાવતીની પાસે એક ખવાસણી રહેતી હતી તે શ્રીગુસાંઇજીની અનન્ય સેવક હતી. જ્યારે આ ખવાસણીને બગાસું અથવા છીંક આવે ત્યારે તે ભગવાનનું નામ લેતી, કોઇ વખત નંદકીશોર, નંદકુમાર, વન્દ્રાવનચંદ, તથા ગોકુલચન્દ્ર એમ જુદાં જુદાં ભગવાનનાં નામ લેતી. વારંવાર એ પ્રમાણે નામ લેતી હતી. ત્યારે રત્નાવતી રાણીએ તે જોઇને તેને પૂછયું કે શા માટે તું ઘડીએ ઘડીએ નામ લે છે અને તારી આંખમાં જળ ભરાઈ આવે છે ? તારા શરીરની શુદ્ધિ કેમ રહેતી નથી ? ત્યારે ખવાસણીએ ઉત્તર આપ્યો કે પુષ્ટિમાર્ગ એ તાપ અને કલેશનો માર્ગ છે તમારા જેવા સુખીઓને વાસ્તે નથી, રાણીએ ફરીથી ઘણા આગ્રહથી પૂછયું કે એ વિરહ તાપ શી રીતે થાય. ત્યારે તેણે જવાબ આપ્યો કે પરમ ભગવદીય જેસ્નેહી છે તેની કૃપા થાય તોજ વિરહ ઉત્પન્ન થાય.અને શરીર તે સહન કરી શકે. પછી પુષ્ટિમાર્ગની બધી રીતે રાણીને શીખવાડી. રાણીએ ત્યારથી ખવાસણીને ચાકરીમાંથી છુટી કરી અને તેને ભગવાનનું નામ સંભળાવવાને કહ્યું, આથી તે આખો દિવસ ભગવાન ગુરૂ અને વૈષ્ણવનું સ્વરૂપ સમજાવતી. જ્યારે શ્રીગુસાંઇજી ત્યાં પધાર્યા ત્યારે રત્નાવતી તથા તેનો પુત્ર પ્રેમસીંહ બંને જણાં સેવક થયાં. પછી રાણીએ ઇંદ્રનીલમણીનું શ્યામ સ્વરૂપ સિદ્ધ કરાવી શ્રીગુસાંઇજી પાસે પુષ્ટ-સેવ્ય કરાવી તે ભગવાનની સેવા કરવા લાગી. જુદી જુદી જાતની સામગ્રી કરતી, શ્રીઠાકોરજીને ભોગ ધરાવતી,તથા લાડ લડાવતી. શૃંગાર કરતી તથા રસમાં મસ્ત બનતી તેના અંગ અંગમાં માધુર્યતા આવતી.એક વખત તેણે ખવાસણીને પૂછયું કે પ્રભુનાં સાક્ષાત્ દર્શનશી રીતે થાય ? ત્યારે ખવાસણીએ કહ્યું વૈષ્ણવની સેવા કરો અને તમારા મહેલની પાસે બીજો મહેલ બંધાવો, જે વૈષ્ણવ આવે તેને તેમાં ઉતારો આપી,પ્રસાદ લેવડાવો. આમ કરવાથી ભગવાનની કૃપા તમારા ઉપર થશે. તેથી તે બાઇએ બીજો મહેલ કરાવ્યો. અને ગામ બહાર ચોકી બેસાડી અને માણસોને ફરમાવ્યું કે જે કોઇ વૈષ્ણવ વ્રજયાત્રા

કરવા જતા હોય તેમને મહેલમાં ઉતારવા અને અનસખડી પ્રસાદ લે તેમ બંદોબસ્ત કરવો. જ્યારે આ પ્રમાણે વૈષ્ણવ પ્રસાદ લેતા ત્યારે રાણી પડદો નાખીને તેમનાં દર્શન કરતી. એક દિવસ વૈષ્ણવની મંડળીમાં સાક્ષાત્ ભગવાનનાં દર્શન થયાં, તેથી ખવાસણીની પાસે પડદો છોડી નંખાવ્યો અને મંડળીમાં જઇને તે બેઠી. બધાઓને ભગવદ્ સ્મરણ કહ્યા અને વિનતિ કરી, ઘણા દિવસથી મારા મનમાં એવી ઇચ્છા છે કે મારા હાથથી બધા વૈષ્ણવોને પ્રસાદ લેવડાવું. વૈષ્ણવોએ તેમ કરવાને હા પાડી. સોનાના થાળમાં બધા વૈષ્ણવોને પીરસ્યું અને પ્રસાદ લેવડાવ્યો. તેમના કપાળે ચંદન ચોપડ્યું ને પાન બીડી પણ દરેકને આપી. પછી ભગવદ્ વાર્તા કરી. તે રાણીને તેથી ઘણો આનંદ થયો. ગામના લોકોને ખબર પડી કે રાણી પડદા બહાર આવી છે તેથી ઘણા લોકો જોવાને એકઠા થયા. રાજા એ દિવસે બીજે ગામ ગયો હતો તેથી દિવાને તેને પત્ર લખીને ખબર આપી તે વાંચીને રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. તે જ્યારે મહેલમાં દાખલ થયો ત્યારે તેને મળવાને પ્રેમસીંહ માળા તીલક ધરીને આવ્યો, રાજાએ તેનો તીરસ્કાર કર્યો અને કહ્યું કે આવો દાસીના. પ્રેમસીંહ આ બાબતમાં કંઇ સમજ્યો નહિ તેણે લોકોને પૂછયું મારા કાકાએ શું કહ્યું તેની મને સમજણ પડી નથી. લોકોએ બધી હકીકત કહી, પછીથી તે પોતાના મુકામમાં ગયો, રાજાએ જે શબ્દો સભા વચ્ચે કહ્યા હતા તેને માટે એ વિચાર કરવા લાગ્યો અને પોતાની માને એ હકીકત જણાવી કે રાજાએ મને સભા વચ્ચે લુંડીનો છોકરો કહ્યો છે, માટે તમે તે પ્રમાણે તમારો સ્વાંગ પુરો કરી બતાવો. રાણી પત્ર વાંચીને બહુ પ્રસન્ન થઇ. શ્રીઠાકોરજી અને વૈષ્ણવની આજ્ઞા લઇને તેણે માથું બોડાવી નાખ્યું. પતિ જીવતો હતો છતાં પણ ભગવદ્ ધર્મને તેણે મુખ્ય માન્યો. વૈષ્ણવોને ઉતરવાના મહેલમાં શ્રીઠાકોરજીને પધરાવ્યા અને કીર્તન કરવા લાગી અને ગાવા તથા નાચવા લાગી. પછીથી પોતાના પુત્રને પત્ર લખ્યો કે હું લુંડી થઇ છું. પુત્રે એવો નિયમ લીધો હતો કે જ્યાં સુધી હું ખરેખરો લુંડીનો પુત્ર ન થાઉં ત્યાં સુધી મારે અન્ન પણ લેવું નહિ, માત્ર ફળાહારજ કરવો. આથી પોતાની માની જ્યારે ખબર મળી ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ અને માને વધાઇ દેવા લાગ્યો. લોકોએ માનસીંહજીને કહ્યું કે પ્રેમસીંહજીને તમે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે તેમણે કરી બતાવ્યું છે આથી માનસીંહજી ઉદાસ થયો અને રાણીને મારી નાખવાનો વિચાર કર્યો

પણ એવી રીતે કરવું કે કોઈ જાણે નહિ અને તે વાતની નિંદા ન થાય. આ વિચાર કરી રાજાએ તૈયારી કરી. પ્રેમસીંહને આ બાબતની ખબર થઇ ત્યારે તે બોલ્યો કે રાજા લોકો ધરતી-જમીનને માટે જ્યારે માથું કપાવે છે,તો ભક્તિને માટે તેનું માથું કપાશે તેની મને કોઇ પણ જાતની ચિંતા નથી. રાણીને મારી નાખવાને માટે રાજાએ મોટા મોટા માણસોને ઉપાય પૂછ્યો. એક માણસે કહ્યું કે પાંજરામાંથી સીંહને છુટો કરવો અને દરેક માણસને ઘરમાંથી બહાર કાઢીને રાણીને ઓરડીમાં પૂરવી, અને સિંહને ત્યાં છોડવો એટલે સિંહ રત્નાવતીને મારી નાખશે અને આપણે પછી સિંહને પકડી લઈશું. આ રીતે આપણી વાત ગુપ્ત રહેશે.આ વિચાર બધાને પસંદ પડયો. રાજાએ સિંહને છોડી મૂકયો, આ વખતે રત્નાવતી શૃંગાર કરતી હતી, તે વખતે ખવાસણી તેની પાસે બેઠી હતી.તેણે સિંહને જોયો અને જય ! જય ! નો પોકાર કરવા લાગી અને રત્નાવતીને કહ્યું આજે આપણા ભાગ્યનો પાર રહ્યો નથી, કારણકે શ્રીનૃસિંહજી આજે પધાર્યા છે. તેથી સીંહના ઉપર હાથ ફેરવવા લાગી, અને તેને તીલક કર્યું તથા માળા પણ પહેરાવી જેવી રીતે શ્રીનૃસિંહજીએ પ્રહલાદજીને ચાટચા હતા તેમ આ સિંહમાં શ્રીઠા-કોરજીએ પ્રવેશ કરેલો હોવાથી તેમને ચાટવા લાગ્યા. શ્રીમહાપ્રભુજીએ પુ-રૂષોત્તમ સહસ્ત્ર નામમાં ભગવાનનું નામ લખ્યું છે भक्तांगलेहनो धौत क्रोध पुंजः प्रशांतधी । સિંહ પછીથી મહેલ બહાર કૂદી નીકળ્યો. ત્યાં બહિર્મુખ લોકો ઉભા હતા.તથા રાજાની ફોજના માણસો હતા.તેમનાં સેંકડો માણસોને મારી નાખ્યાં. આથી આખા ગામમાં હાહાકાર થઈ રહ્યો. રાજા માનસિં-હને પણ બહુ ભય લાગ્યો. તેથી તુર્ત જઈને તે રાણીને પગે લાગ્યો, ત્યારે રત્નાવતી બોલી "ઉઠો ઉઠો શ્રીઠાકોરજીનાં દર્શન કરો. શ્રીઠાકોરજી હવે સિંહરૂપ પલટીને બીજા રૂપથી દર્શન દે છે.હવે તો ઉઠો ! ત્યારે રાજાએ ઉ-ઠીને દર્શન કર્યાં. ફરીથી રાણીને કહ્યું, "તમે મારી રક્ષા કરો, હું તમારે શરણ પડયો છું" તમે સંસારનો લોભ છોડી દઇને માથું મૂડાવ્યું છે, તો તમારી ઇચ્છા પ્રમાણે તમે રહો. તેમાં મારે કશો વાંધો નથી.પછી માનસિં-હ રાજા ઘેર ગયો અને ખજાનચીને હુકમ કર્યો દર મહિને દશ હજાર રૂપી-આ રાણીને મોકલાવજો. રત્નાવતી એ બધા રૂપીઆ સામગ્રીમાં ખર્ચતી. આ પ્રમાણે રત્નાવતી શ્રીગુસાંઇજીની ટેકવાળી વૈષ્ણવ હતી. એ એવી કૃ-પાપાત્ર હતી, તેના સંગથી રાજા માનસિંહ પણ આ રાણીના શ્રીઠાકોરજીના

દર્શન કર્યા સિવાય જળ પણ લેતા નહિ.આ રાણી અને ખવાસણ શ્રીગુસાંઇ-જીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૭ મા.

(સાર) સંયોગ અને વિપ્રયોગ એમ બે પ્રકારમાંથી જ્યારે વિપ્રયોગની ભાવના હૃદયમાં પ્રદીપ્ત થાય છે ત્યારે શ્રીઠાકોરજી ભક્તની સન્મુખ પ્રકટ થાય છે. શ્રીમહા-પ્રભુજીએ પણ કહ્યું છે.

क्लिश्यमानान्जनान्दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानंदं हृदिस्थं निर्गतं बहिः ।

જ્યારે પ્રભુ નિજજનને ક્લેશ પામતાં જુએ છે. ત્યારે પ્રભુને દયા થાય છે, અને હૃદયમાં પોતાના આનંદસ્વરૂપનું બહાર પ્રાકટ્ય કરે છે. ભક્તનો આ ક્લેશ લૌકિક અર્થની પ્રાપ્તિ માટે કે દુઃખનિવૃત્તિ માટે હોવો જોઇએ નહિ. એવાં કારણ માટે ક્લેશ કરવો તેથી પ્રભુને શ્રમ પહોચે છે, પણ અહિંઆં પ્રભુના દર્શન માટે ના ક્લેશ માટે કહેવામાં આવ્યું છે તે ધ્યાનમાં રાખવું.

ભક્તે પોતાનો ટેક કદીપણ મૂકવો નહિ. જો એક વખત વૈષ્ણવની દિક્ષા લીધી તથા સેવામાર્ગમાં પ્રવેશ કર્યો તો પછી ભલે લોકો નિન્દા કરો, તથા તેને દુઃખ દો તથા કોઇ પણ જાતની ઉપાધિઓ તેના ઉપર લાવે છતાં પણ એક તસુ પણ પો-તાના માર્ગમાંથી તથા વ્રતમાંથી ચાલત થવું નહિ. ભક્તે દૃઢ વિશ્વાસ રાખવો જો ઇએ. જેમ ગમે તેટલાં વાદળાં ચઢી આવ્યાં હોય પણ સૂર્યના તાપ આગળ એક-દમ દૂર થઈ જાય છે,તેમ ગમે તેવાં લૌકિક દુઃખો તેમના ઉપર આવી પડવાનાં હોય પણ તે પ્રભુકૃપા આગળ ટકી શકતાં નથી. માટે ભકતે હમેશાં નિર્ભય રહેવું, અને પ્રભુની સેવામાંથી ચિત્તને યત્કિંચિત્ પણ દૂર ખેંચવું નહિ.

तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः

તેથી સર્વાત્મભાવથી શ્રીકૃષ્ણજ મારૂં શરણ છે. એમ વદનારા ભકતોએ એ પ્રમાણે પોતાની સ્થિતિ રાખવી એવું મારૂં મન્તવ્ય છે. એમ શ્રીઆચાર્યજી મહા-પ્રભુ નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરે છે. માટે ગમે તેવા પ્રતિકૂળ સંયોગો ભકતના જી વનમાં આવે છતાં પણ તેણે પ્રભુમાંથી પોતાની શ્રદ્ધા રજ જેટલી પણ ન્યુન કરવી નહિ. ભકતને પ્રભુ હમેશાં સન્માર્ગે દોરી જાય છે. કારણ ગમે તેવો ભક્ત હોય પણ તે પ્રભુને ઘણો પ્રિય છે.

જેને હૃદયે વસ્યું હરિરૂપ, તે તો અખિલ વિશ્વનો ભૂપ;
તેજ પૂજ્ય પંડિત ને ગુણી, ભજે કૃષ્ણ વસ્તુ શીઉણી.

* * * * *

માટે

અધમવંશ પણ જો હરિભક્ત, નિઃશંક ત્યાં થઇએ આસક્ત.

(૨) ગમે તેવી સારી સ્થિતિમાં હોઇએ તો પણ ભક્તજને તો વૈષ્ણવોની ટહેલ અવશ્ય કરવી જોઇએ. કારણ કહ્યું છે કે—

અગણીત વિશ્વરોમ એક જેમાં તે હરિજન હૃદયમાં;
તે હરિજન જો સંતોષાય, તો પ્રભુ વિશ્વ સહિત પોષાય.

* * * * *

મારા જન વલ્લભ જેને, હું વલ્લભ જાણું તેને;
તદુપરાંત ન કો પ્રિય મુને, સત્ય સત્ય કહું અર્જુન તુંને.

## વાર્તા ૧૧૮ મી. વૈષ્ણવ ૧૧૮ મા.

### श्रीगुसांइजीना सेवक दाक्षिणना एक राजानी वार्ता.

આ રાજાને ૧૦૮ રાણીઓ હતી, પણ કોઇ રાણીને સંતાન નહોતું. આથી તે રાજાના મનમાં ઉદાસી બહુ હતી આ દુઃખથી રાજા યાત્રા કરવા ગયો. શ્રીજગન્નાથરાયજીનાં દર્શન કર્યાં. ત્યાં શ્રીગુસાંઇજીનાં દર્શન સાક્ષાત્ શ્રીપૂર્ણ પુરૂષોત્તમનાં થયાં.પછી એ રાજા શ્રીગુસાંઇજીનો સેવક થયો. અને વિનતિ કરી. " મહારાજ મારે કાંઈ પણ સંતાન નથી. આથી મારૂં ચિત્ત લૌકિકમાં બહુ લાગી ગયું છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " તમે ભગવત્સેવા કરો. ત્યારે એ રાજા શ્રીઠાકોરજીને પધરાવીને ભગવત્સેવા કરવા લાગ્યો. પોતાને દેશ આવ્યો, અને એક બીજી રાણી પરણ્યો તે તેલીની બેટી હતી. ત્યારે રાજાએ કહ્યું તમે શ્રીગોકુળ જાવ અને શ્રીગુસાંઇજીના સેવક થાવ. પછી તે રાણી માણસો સાથે લઇને શ્રીગોકુળ ગઈ અને ત્યાં શ્રીગુસાંઇજીની સેવક થઇ. ત્યારે તેણે શ્રીનવનીતપ્રિયાજીનાં તથા શ્રીનાથજીનાં દર્શન કર્યાં. પછી પોતાને દેશ પાછી ફરી. અને રાજાને બધા સમાચાર કહ્યા,આથી તે ઘણા પ્રસન્ન થયા. પછી રાણી સેવામાં ન્હાવા લાગી. અને અનેક પ્રકારની સામગ્રી કરી. જુદા જુદા વાગા વસ્ત્ર ધરીને શ્રીઠાકોરજીને તેણે પ્રસન્ન કર્યા હતા. આવો ભાવ જોઇને રાજા તે રાણી ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા. હમેશાં તે રાણીની પાસે રાજા આવતા અને ભગવદ્વાર્તા કરતા. તથા સેવાની રીત સમજાવતા. આમ કરતાં કરતાં રાજાને પુત્ર થયો. તે બહુ ગુણવાળો થયો. પછી રાજાએ શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજી ઉપર વિનતિ પત્ર લખ્યો અને તેમને પધરાવ્યા.મહારાજ આ છોકરાને સેવક બનાવો. પછી શ્રીગુસાંઇજીએ તેને નામ નિવેદન કરાવ્યું. પછી રાજાએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી " નિવેદનથી તાદરશી ભગવદીયનો સંગ કરવો

જોઇએ, પણ તેતો મળતો નથી, તો હું કોનો સંગ કરૂં, શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી અહિંઆં અદ્દભૂતદાસ આવશે તેમનો સત્સંગ કરજો. પછી રાજા અદ્દભુતદાસનો સત્સંગ કરવા લાગ્યા. શ્રીઠાકોરજી રાજાને અનુભવ જણાવવા લાગ્યા, આથી રાજાની બુદ્ધિ નિષ્કામ થઈ. એ રાજા શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.વાર્તા સંપૂર્ણ, વૈ. ૨૨૮ મા.

(સાર) પ્રભુ ભક્તોની લૌકિક કે અલૌકિક કોઇ પણ કામનાઓ પૂરે છે. પ્રભુ-ભક્તના હૃદયને સારી પેઠે જાણે છે, માટે ભક્તોએ કદી પણ પ્રભુ પાસે કોઇપણ જાતની પ્રાર્થના કરવી નહિ. પણ ચિન્તાનો ત્યાગ કરી પ્રભુ ચરણારવિંદમાં દૃઢ વિશ્વાસ રાખી કાર્ય કરે જવું.

---

## વાર્તા ૨૨૯ મી, વૈષ્ણવ ૨૨૯ મા.

### શ્રીગુસાંઇજીના સેવક ખુશાલદાસની વાર્તા.

આ ખુશાલદાસ ખુબ પૈસા કમાયા હતા. બધા પૈસા તે શ્રીગુસાંઇજી પાસે લઈ ગયા. અને પોતે પૈસા લેઇને આવ્યા છે એવી ખબર શ્રીગુસાંઇજીને કહેવડાવી. આ વખતે શ્રીગુસાંઇજી શ્રીનાથજીના શૃંગાર કરતા હતા. તેમણે ખુશાલદાસ રૂપીઆ લઇને આવ્યા છે એ વાત જાણી પણ તે સમયે પોતે સાંભળી રહ્યા. પછી સેવાથી પહોચીને રાજભોગ પછી જ્યારે બહાર પધાર્યા. ત્યારે ખુશાલદાસે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને ત્રણલાખ રૂપીઆનો સામગ્રી—સામાન વગેરે લાવ્યા હતા તે આગળ ધર્યો તે વખતે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી “ આ દ્રવ્ય અમારા કામનું નથી, તમે પાછું લઇ જાવ, અને તમારી મરજીમાં આવે તેમ તેને ખર્ચી નાખો. ખુશાલદાસે પૂછ્યું મહારાજ! મારો શો અપરાધ છે.તે આપ આ દ્રવ્યને અંગીકાર કરતા નથી. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી તમારામાં કોઇપણ જાતનો દોષ નથી, પણ તે દ્રવ્ય એવું છે કે જ્યારે અમે શૃંગાર કરતા હતા ત્યારે તેની અમને ખબર પડી હતી. તે વખતે અમને સહેજ બે ચિત્ત થઇ ગયું હતું. આ દ્રવ્ય આવ્યું છે એમ ખબર સાંભળવાથી બે ચિત્ત થયું તો પછી જો તે ભંડારમાં પડયું હોય તો શો અનર્થ ન કરે. માટે આ દ્રવ્ય અમારા બિલકુલ ઉપયોગનું નથી.” આ સાંભળીને ખુશાલદાસે પણ વિચાર કર્યો કે આ દ્રવ્યથી મારી પણ બુદ્ધિ ભ્રષ્ટ થશે, માટે એ મારા પણ ઉપયોગનું નથી, આથી તે

દ્રવ્ય તેમણે લુંટાવી દીધું. તેમાંથી કંઇપણ પોતાની પાસે રાખ્યું નહિ. શ્રીગુસાંઇજીનાં વચન ઉપર એમને એવો દૃઢ વિશ્વાસ હતો. ખુશાલદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર વૈષ્ણવ હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૨૯ મા.

(સાર) સેવાના સમયે અન્ય કોઈ પણ વિષયની વાત કરવી નહિ. કેટલાક મંદિરમાં દર્શન કરવા જાય છે, તે સમયે જો વાર હોય તો ત્યાં બેસે છે પણ લૌકિક વિષય-દ્રવ્ય, વ્યાપાર, સગાં,કુટુંબીઓ વિગેરે સંબંધીની વાતોમાં કાળ ક્ષેપ કરે છે આમ નહિ કરવું જોઇએ. આથી હૃદયમાં આસુરી ભાવ વ્યાપી જાય છે અને જે પ્રયોજન માટે મંદિરમાં જવામાં આવે છે તે નિષ્ફળ નીવડે છે. માટે ભગવત્સેવા અગર ગુણાનુવાદ સિવાય બીજા કશામાં ચિત્તને પરોવવું નહિ.

## વાર્તા ૨૩૦ મી, વૈષ્ણવ ૨૩૦ મા.

### श्रीगुसांइजीना सेवक गोकलदासनी वार्ता.

આ ગોકળદાસ પાસે પુષ્કળ પૈસો હતો. એક વખત કેટલાક વૈષ્ણવોની સાથે તે શ્રીગોકુળ ગયા, જતી વખતે એક લાખ રૂપીઆની હુંડી તેમણે લખાવીને પોતાની સાથે લીધી. બધા શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા ગયા, ત્યારે દરેક વૈષ્ણવે ભેટ ધરી પણ ગોકુળદાસે બધાના દેખતાં કંઇ ભેટ કરી નહિ, તેથી બધા તેમની નિન્દા કરવા લાગ્યા. કે પૈસાવાળો છતાં પણ તેણે કંઇ ભેટ કરી નહિ, ફક્ત ખાલી દંડવત્ કર્યા. પણ ગોકળદાસે છાનામાના ગાદીની નીચે હુંડીનો કાગળ મૂકયો હતો. મૂકતી વખતે ખવાસે એ જોયું હતું, જ્યારે બધા લોક ત્યાંથી ગયા ત્યારે ખવાસે શ્રીગુસાંઇજીને વિનતિ કરી કે એક વૈષ્ણવ છાનો માનો કાગળ મૂકી ગયો છે. શ્રીગુસાંઇજીએ તે કાગળ પોતે જોયો અને ભંડારમાં મોકલાવ્યો. ઘણા દિવસ સુધી તે સંઘ શ્રીગોકુળ અને શ્રીજીદ્વાર રહ્યા. પણ કોઇ દિવસ એ વાત ગોકુળદાસે પ્રકટ કરી નહિ. પોતે કંઇપણ ભેટ ધરી નથી એવી વૈષ્ણવો પાસે નિંદા કરાવી, પણ હુંડી ધરી છે તે વાત કોઇ પણ દિવસ બહાર પાડી નહી તેમ કોઇને કહ્યું પણ નહી. એ ગોકળદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૦ મા.

(સાર) પ્રભુમંદિરમાં અગર ગુરૂને જે ભેટ મૂકવી હોય તે બહાર લોકોને દેખાડવાની ખાતર અગર પ્રશંસા લેવાની ખાતર નહિ કરવી, પણ ગુપ્ત રીતે કરવી, તેથી કરીને હૃદયના પ્રેમ ભાવનું બરાબર રક્ષણ થાય છે. શ્રીઠાકોરજી માટેનો પ્રેમ ગુપ્ત રાખવો પ્રભુ સર્વ વાત જાણે છે. માટે અન્ય આગળ એ પ્રકટ કરવો નહિ.

# વાર્તા ૨૩૧ મી, વૈષ્ણવ ૨૩૧ મા.

## श्रीगुसांइजीना सेवक नरसिंहदासनी वार्ता

આ નરસિંહદાસ એક વખત રસ્તામાં જતા હતા તે વખતે તેમને એક ભીલ મળ્યો. આ ભીલને માણસોને મારી અને માલ લૂંટી જવાની ટેવ હતી. જ્યારે નરસિંહદાસને જોઈને તે મારવાને માટે દોડયો એટલે તેને સાક્ષાત્ નરસિંહ સ્વરૂપનાં દર્શન થયાં. ભીલને આથી ડર લાગ્યો અને એક દમ અટકી પડયો. ત્યારે નરસિંહદાસે તેને પૂછયું "તું શા માટે ડરે છે. મારી પાસે કોઈપણ જાતની ભીતિ રાખ્યા વગર તું આવ." ભીલે કહ્યું "તમે માણસ છો છતાં સિંહ જેવા કેમ દેખાઓ છો. મને કંઈ સમઝણ પડતી નથી." નરસિંહદાસે જવાબ આપ્યો " તારા જેવાઓને શિક્ષા કરવાને હું સિંહ સમાન જણાઉં છું. હવે હું તને આજે છોડવાનો નથી. એમ કરીને ઠપડ મારીને તેનાં બધાં હથિઆરો ખુંચવી લીધાં. આથી ભીલ ગળગળો થઈ ગયો અને બોલ્યો " કૃપા કરીને આટલો વખત મને જવા દો. મારાં હથિઆર મને પાછાં આપો. હવે હું કોઇને નહિ મારૂં " નરસિંહદાસે પછી તેને પૂછયું " તારે ઘેર જઇને બધાને પૂછી જો કે તેં જેટલી હત્યા કરી છે તેનું પાપ કોને લાગવાનું ? પછી ભીલ ઘર આગળ પૂછવા ગયો, ઘરનાં માણસોએ કહ્યું કે અમારે હત્યાની સાથે કશું લેવા દેવા નથી. અમે તને નથી કહ્યું કે હત્યા કરીને અમને ખવડાવવું. ભીલે આ વાત નરસિંહદાસને કહી.ત્યારે તેમણે જવાબ આપ્યો જ્યારે તે પાપનાં ભાગીદાર થવા માગતાં નથી તો તું શા માટે તારે માથે તે વહોરે છે, હવે તું એ સઘળું છોડી દે મારી સાથે ચાલ, ભગવાન તારૂં સારૂં કરશે , ભીલ નરસિંહદાસની સાથે ગયો અને શ્રીગુસાંઇજીનો સેવક થયો. નરસિંહદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૧ મા.

(સાર)—જેને ભગવાનનું શરણ છે. તેને કોઇ પણ પીડા કરવાને સમર્થ નથી પ્રભુના ભક્તો સર્વદા નિર્ભય હોય છે. દુષ્ટ પુરૂષો તેમનાથી ડરતાજ રહે છે.

# વાર્તા ૨૩૨ મી. વૈષ્ણવ ૨૩૨ મા.

## શ્રીગુસાંઇજીના સેવક રુપમંજરીની વાર્તા.

રૂપમંજરી એ હિંદુરાજાની પુત્રી હતી. તે બાદશાહને પરણી હતી. પણ તેનો સ્પર્શ બિલકુલ કરતી નહોતી. બાદશાહને તેમને કહી મૂકયું હતું કે જો તું મારા દેહને સ્પર્શ કરીશ તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ તેનું રૂપ સુંદર હતું. આ બાઇ હમેશાં રાતના વખતે આકાશમાં ઉડીને નંદદાસજી પાસે જતી એમની પાસે એક ગુટિકા હતી, તેને તે મોઢામાં રાખવાથી માણુસ તેના પ્રભાવે ધારે ત્યાં જઇ શકતો. આ ગુટિકાના બળથી તે નંદદાસજી પાસે જતાં. એમ કરતાં કરતાં ઘણા દિવસો ચાલ્યા ગયા. એક વખતે એક માણુસ બાદશાહ પાસે આવ્યો અને એક પદ તેણે ગાયું. પદ,

દેખો દેખો નાગર નટ, નિર્તત કાલિંદીકે તટ

આ પદની છેલ્લી લીટીમાં " નંદદાસ ગાવત તહાં નિપટ નિકટ " એમ શબ્દો આવે છે. બાદશાહે આ સાંભળીને કહ્યું કે ખરેખર ! આ પદના બનાવનાર પરમેશ્વર પાસે બેસીને ગાય છે, તે સમયે એક માણસે કહ્યું " જેણે આ પદ બનાવ્યું છે તે તો હજુ પણ હાજર છે. ગોપાળપૂરમાં તે રહે છે શ્રીગુસાંઇજીના સેવક છે. પછી બાદશાહે વિચાર કર્યો કે આપણે વ્રજમાં જવું અને નંદદાસને મળવું. પછી બાદશાહ સકુટુમ્બ વ્રજમાં ગયો. અને ગોવર્ધન પર્વત ઉપર ડેરો કર્યો. નંદદાસજીના પાસે બિરબલને મોકલ્યો અને કહ્યું " નંદદાસજીને જઇને કહો કે અમે એમને મળવાને આવ્યા છીએ તો તમે અમને મળવાને આવો " નંદદાસજીએ ઉત્તર આપ્યો" પરમદિવસે માનસીગંગા સ્નાન કરવાને હું જઇશ ત્યારે બાદશાહને મળીશ. પછી બીજે દિવસે નંદદાસજી વિલછુ કુંડપર ન્હાવાને ગયા. ત્યાં રૂપમંજરીનો ડેરો હતો. રૂપમંજરીએ રાજભોગ ધર્યો હતો. સાક્ષાત્ શ્રીગોવર્ધનનાથજી તે આરોગતા હતા. પછી નંદદાસજીએ જોયું તો વૃક્ષની નજીક ઉભા હતા. તે વખતે શ્રીનાથજીએ રૂપમંજરીને કહ્યું, નંદદાસજી વૃક્ષની થડમાં ઉભા છે તેમને બોલાવો. પછી નંદદાસજીએ શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં શ્રીગોવર્ધનનાથજીએ આજ્ઞા કરી " તમે આ મહાપ્રસાદ લો " ત્યારે તેમણે મહાપ્રસાદ લીધો. પછી રૂપમંજરીના વિદાયગિરિ માંગીને નંદદા-

સજી ગોપાળપૂર ગયા. બીજે દિવસે માનસીગંગામાં ન્હાવાને ગયા. ત્યાં બાદશાહને મળ્યા. એકાતમાં નંદદાસજીને લઇ જઇને પૂછયું તમે જે પદ ગાયુ તે કેવી રીતે આ વાત સાંભળતાંજ નંદદાસજીએ વિચાર કર્યો અન્ય માર્ગીય આગળ કેવીરીતે એ વાત કહીશકાય તેથી પોતે ઉંચુ જોયું અને પોતાનો પ્રાણ ત્યાગ કર્યો.બાદશાહને તો ઘણુંજ આશ્ચર્ય થયું.વળી તે બહુ ઉદાસી થઇ ગયો. પછી રૂપમંજરીની પાસે ઉદાસ ચહેરે ગયો.તેને એવી રીત હતી કે પોતે જ્યારે ઉદાસ થાય ત્યારે રૂપમંજરી પાસે જાય. આ વખતે પણ પોતે ત્યાં ગયો, ઉભો રહ્યો, અને બધી હકિકત તેને કહી.આ વાત સાંભળતાં રૂપમંજરીને પણ વિપ્રયોગ ઉત્પન્ન થયો. અને તેનો દેહ પણ છૂટી ગયો. રૂપમંજરી શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. એમનાથી એક ઘડી પણ વિપ્રયોગ સહન થયો નહિ. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૨ મા.

---

## વાર્તા ૨૩૩ મી, વૈષ્ણવ ૨૩૩ મા.

### श्रीगुसांइजीना सेवक कल्याण भट्टनी वार्ता.

* प्रसंग १ * એ ખંભાળીઆમાં રહેતા હતા. શ્રીગુસાંઇજી જ્યારે શ્રીદ્વારકાંથી ખંભાળીઆ પધાર્યા ત્યારે તે સેવક થયા તેમણે શ્રીગુસાંઇજી પાસે માર્ગના ગ્રંથોનો અભ્યાસ કર્યો. તે સર્વેના અર્થ તેમને હૃદયારૂઢ થયા હતા. સંસારમાંથી તેમની આસક્તિ છુટી ગઇ હતી તે સમયે કલ્યાણ ભટ્ટજીના ચિત્તમાં એવું આવ્યું. શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરૂં તો ઠીક. એ કલ્યાણભટ્ટ શ્રીગુસાંઇજીની સાથે ગયા. શ્રીગોકુળમાં શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. પછી શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં પછી વિચાર કર્યો કે જન્મ પર્યન્ત અહિઆં રહેવું.પછી આન્યોરમાં રહેવાને ઘર બનાવ્યું. એ કલ્યાણ ભટ્ટજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

* प्रसंग २ * એક દિવસ શ્રીગુસાંઇજીના દુધઘરીઆએ બે વટલોઇ દુધ ઓછું લીધું તેથી શ્રીગોવર્ધનનાથજી રાત્રે જાગ્યા અને સોનાનો કટોરો લઇને આન્યોરમાં ગયા તેમણે તે વખતે દશ પંદર વર્ષની ઉમરના છોકરાનું રૂપ લીધું હતું. કલ્યાણ ભટ્ટજીને દેવકા નામની છોકરી હતી. તે ઘરમાં દુધ ઘણું થાય ત્યારે વેચી દેતી. શ્રીગોવર્ધનનાથજી તેની પાસે ગયા અને તેને

પૂછયું "તારી પાસે દુધ છે ? તેણે હા કહી, પણ શેરના સાડાચાર પૈસા બેસશે એમ તેણે કહ્યું, શ્રીનાથજીએ તે પૈસા આપવાનું કબૂલ કર્યું પછી કટોરામાં દુધ લીધું, અને ત્યાં તે પીવા લાગ્યા પણ આ દુધ જરા મોળું લાગતું હતું તેથી દેવકા પાસે ખાંડ માગી. તેણે ચાર આના લેવાના કરીને ખાંડ આપી. શ્રીનાથજીએ ખાંડ લીધી અને દુધમાં નાખી અને પછી પી ગયા. પછી દેવકાએ પૈસા માગ્યા ત્યારે શ્રીનાથજીએ તેને કહ્યું આ કટોરો તારી પાસે તું રાખી મૂક, કાલે તારા પૈસા આપીને આ કટોરો લઇ જઇશ.આમ કહીને શ્રીનાથજી પધાર્યા અને પોઢી ગયા. બીજે દિવસે શ્રીગુસાંઇજી શૃંગાર કરતા હતા તે સમયે તપાસ કરી તો કટોરો જડયો નહિ નોકર બધાઓને પૂછયું પણ તેનો પત્તાજ લાગ્યો નહિ. આખરે શ્રીનાથજીએ આજ્ઞા કરી કહ્યું કે કાલે દુધ ધરીઆએ દુધ ઓછું ધર્યું હતું તેથી હું દેવકાને ત્યાં જઇને દુધ પી આવ્યો છું અને કટોરો ત્યાં રાખી મૂકયો છે પૈસા આપીને તે પાછો લાવવાનો છે. આ સાંભળીને શ્રીગુસાંઇજીએ કલ્યાણભટ્ટને આ વાત કહી તેમણે દેવકાને પૂછયું કે કાલે કોઇ છોકરો તારી પાસે દુધ વેચાતું લેવા આવ્યો હતો. તેણે ઉત્તર આપ્યો હા. એક છોકરો આવ્યો હતો. તેણે દુધ અને ખાંડ મારી પાસેથી વેચાતાં લીધાં હતાં. પણ પૈસા હજુ મને આપ્યા નથી એ કટોરો મૂકીને ગયો છે ત્યારે કલ્યાણ ભટ્ટે કહ્યું એ છોકરો નહોતો પણ સાક્ષાત્ શ્રીનાથજી હતા. એમ કહીને કલ્યાણભટ્ટજીએ કટોરો લીધો અને શ્રીગુસાંઇજીને પાછો આપ્યો. શ્રીગુસાંઇજીએ દેવકાની પ્રશંસા કરી. અને કહ્યું એના ભાગ્યની વડાઇ ઓછી નથી. દુધ ધરીઆને તો બોલાવીને ઘણોજ ઠપકો આપ્યો, અને આજ્ઞા કરી કે કોઇ દિવસ તારે ઓછી સામગ્રી ધરાવવી નહિ.શ્રીનાથજીની જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે આપ દેવકા પાસેથી દહીં દુધ માગી લેતા ને આરોગતા એ કલ્યાણભટ્ટ શ્રીગુસાંઇજીના એવા પરમ કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૩ * એક વખત કલ્યાણભટ્ટજીએ શ્રીગુસાંઇજીને વિનતિ કરી આપના અનેક સેવકો છે તેમાંના કોઇ જળ લાવે છે, કોઈ બુહારી કરે છે, કોઈ ભંડારની સેવા કરે છે, કોઇ રસોઈની સેવા કરે છે એમ અનેક પ્રકારની સેવા કરે છે, પણ તે એમ કહે છે કે, મહારાજ! અમારી આ સેવા અંગીકાર કરજો. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી એ એમનું કહેવું ભૂલ ભરેલું છે.શ્રીનાથજીએ બધું અંગીકાર કરેલું જ છે."અમારૂં" એ કહેવાપણું કાંઇ બાકી નથી

રાખ્યું એમ સમજવું જોઇએ. જે વખતે સેવા કરે છે તે વખતે અંગીકાર તેમનો કરેલોજ છે, નહિ તો સેવા થઈ શકેજ નહિ. જે લોકો એમ કહે છે તેમને સંપૂર્ણ વિશ્વાસ નથી જો વિશ્વાસ હોય તો એ એમ કહેજ નહી માટે અવિશ્વાસ રાખવો નહી. આ સાંભળીને કલ્યાણભટ્ટ ઘણા પ્રસન્ન થયા.

* પ્રસંગ ૪ * એક દિવસ કલ્યાણભટ્ટજીએ શ્રીગુસાંઇજીને પ્રશ્ન પૂછયો મહારાજ ઉત્તમ ભગવદીય વૈષ્ણવનાં લક્ષણ શાં શાં હોય છે તે કૃપા કરીને કહો ? ત્યારે શ્રીગુસાંઇજીએ આ પ્રમાણે કહ્યું " ઉત્તમ ભગવદીય વૈષ્ણવ હમેશાં સર્વ ઉપર દયા રાખે છે, કોઇના ઉપર ક્રોધ કરતો નથી. અપરાધ સહન કરે છે. દુર્વચન બોલનારના શબ્દોથી મનને ચલિત કરતો નથી, દરેકની સાથે મધુર વચને બોલે છે. સત્યનોજ ઉચ્ચાર કરે છે. તેનું ચિત્ત હમેશાં પ્રભુમાંજ હોય છે. તેની બુદ્ધિ પણ નિર્મળ હોય છે. હમેશાં દરેકના ઉપર તે ઉપકાર કરે છે. ઇંદ્રિયો ઉપર સંયમ રાખે છે, શ્રીપ્રભુની સેવા માટે સર્વ જાતની સામગ્રી કરે છે. પોતાના હાથે ઉદ્યમ કરીને પ્રસાદ લે છે. નિયમસર પ્રસાદ લે છે, કારણ કે અતિ પ્રસાદ લે તો નિંદ્રા આવે અને તેથી કરીને પ્રભુનું ભજન થઇ શકતું નથી. વિષયાસક્ત થતો નથી. પ્રભુની રહસ્ય વાર્તા ભગવદીય સિવાય બીજા કોઇને પ્રકટ કરતો નથી. ધૈર્ય કોઇ દિવસ છોડતો નથી. ભૂખ, તરસ, નિદ્રા, શીત, ઉદ્યમ, ક્રોધ અને લોભ એટલાથી તે ડરતો રહેછે. અભિમાન તો તે કરતોજ નથી. સર્વ ભગવદીય વૈષ્ણવોનો આદર કરે છે. બહીર્મુખ લોક કંઇ ચર્ચા કરે તો મૌન ધારણ કરી રાખે, પ્રભુની સેવામાં સદા તત્પર રહે, પ્રભુની રહસ્યવાર્તા ભગવદીય, વૈષ્ણવ વિના પ્રકટ કરતા નથી, વૈષ્ણવને ભગવત્સ્વરૂપ માને છે, અનેક નામરૂપથી પ્રભુ લીલા કરે છે એમ તે માને છે. પોતાના સ્વરૂપનો વિચાર કરે છે, અને શ્રીમહાપ્રભુજીની જીવ ઉપર કેટલી બધી કૃપા થઇ છે તે પણ વિચારે છે. જેનામાં આવાં લક્ષણ હોય તે ઉત્તમ ભગવદીય કહેવાય છે. શ્રીગુસાંઇજીનાં આ વચન સાંભળી કલ્યાણભટ્ટ બહુજ પ્રસન્ન થયા. આ કલ્યાણભટ્ટ શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર ભગદીય હતા. તેમની વાતાનો પાર નથી. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૩ મા,

(સાર) (૧) વૈષ્ણવોએ સેવાનોજે નેક નક્કી કર્યો હોય તે પ્રમાણે હમેશાં કરવી જોઇએ, તેનાથી ઓછી સામગ્રી કરવી નહિ (૨) સેવા ફળની અપેક્ષાએ કરવી નહિ. જેના ઉપર પ્રભુનો અનુગ્રહ હોય છે તેમનાથીજ સેવા બની આવે છે. (૩)

વૈષ્ણવોએ ભગવદીયોનાં જે લક્ષણ દેખાડયાં છે, તે ઉપર ધ્યાન રાખીને તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. વૈષ્ણવ વેષને લજ્જીત કરે એવું કોઇપણ કાર્ય કરવું નહિ.

આ કલ્યાણભટ્ટજીના ઉપર શ્રીગુસાંઇજીના ચતુર્થ લાલજી શ્રીગોકુલનાથજીની પૂર્ણ કૃપા હતી, સદા સર્વદા તે તેમની પાસે રહેતા હતા. તેમના દ્વારા શ્રીગોકુળનાથજીનાં ૨૪ વચનામૃતનો ગ્રન્થ પ્રકટ થયો છે. વળી શ્રીગોકુલેશજીના "હાસ્ય પ્રસંગો" (જેમાં કેવળ રસ-સ્નેહમય પ્રસંગોનું વર્ણન આવે છે તે પ્રસંગો હજુ અપ્રસિદ્ધજ છે કોઇ ભાગ્યવાન વૈષ્ણવો પાસે હશે.) પણ આ કલ્યાણભટ્ટજી દ્વારા થયા છે. વળી સાંભળ્યું છે કે આ ભગવદીયે "શ્રીમદ્ભગવદ્ગીતા" ઉપર સંસ્કૃતમાં એક વિશાળ ટીકા કરી છે જે ૧૮૦૦૦ શ્લોકજેટલી મોટી છે.

---

## વાર્તા ૨૩૪ મી, વૈષ્ણવ ૨૩૪ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક સુરતવાસી કાયસ્થની વાર્તા.

એમનું નામ મોતીરામ હતું. એ સૂબાની પાસે નોકર હતા.એક વખતે કામ પ્રસંગે રાજનગર એ આવ્યા, અહિંઆં શ્રીગુસાંઇજી પધારેલા હતા તેથી તે સેવક થયા. પછીથી એક વખત સુરતના સુબાની સાથે આગ્રે ગયા હતા. ત્યાં બાદશાહને મળીને સુબાએ આવતી વખતે ગોવર્ધનમાં મૂકામ કર્યો. પછી મોતીરામ ગોપાળપુરમાં શ્રીનાથજીનાં દર્શન કરવાને ગયા. આ વખતે શ્રીનાથજીના રાજભોગ થઇ ચુકયા હતા,કાયસ્થ વૈષ્ણવે તે સમયે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં અને મનમાં વિચાર કર્યો કે સૂબોતો જલદી કુચ કરશે, પણ મને શ્રીનાથજીનાં દર્શન નહિ થાય. આથી ભંડારીને મળ્યા અને કહ્યું જો મને બે ઘડી પહેલાં ઉત્થાપનનાં દર્શન કરાવો તો સાઠ હજાર રૂપીઆ હું ભેટ કરીશ. ભંડારીએ શ્રીગુસાંઇજીને આ વાત કહી. ત્યારે શ્રીગુસાંઇજીએ બે ઘડી મોડાં ઉત્થાપન કરાવ્યાં. આથી તે મોતીરામ દર્શન વગર સૂબાની સાથે કુચ કરી ગયો. ત્યાંથી જઇને કૂબેરમાં ડેરો કર્યો. બીજે દિવસે મોતીરામનું મોઢું ઉતરી ગયું હતું એવું સૂબાએ જોયું. ત્યારે સુબાએ પૂછયું "મોતીરામ ઉદાસ કેમ છો ? મોતીરામે બધા સમાચાર કહ્યા.સુબાએ કહ્યું તું દર્શનને માટે સાઠ હઝાર રૂપીઆ ખર્ચતો હતોતેથી હું તારા ઉપર પ્રસન્ન હતો. તો જઇને શ્રીનાથજીનાં દર્શન કરી આવ. હું તને રજા આપું છું. બીજે દિવસે સવારે જઇને મોતીરામે રાજભોગનાં દર્શન કર્યાં દર્શન કરીને તે ઘણાજ પ્રસન્ન થયા. પછીથી મહાપ્રસાદ ત્યાં લીધો.

અને પોતાનું પરમ ભાગ્ય માન્યું. ત્યાં તેમણે લાખ રૂપીઆનો એક હીરો લીધો અને શ્રીનાથજીનું ચીબૂક આભુષણ કરાવ્યું મોતીરામ વૈષ્ણવ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, શ્રીનાથજી પણ એમની આર્તિ સહન કરી શકયા નહિ. અને પૈસાથી કંઇ કાર્ય સિદ્ધિ થતી નથી કેવળ ભગવત્કૃપાથી જ થાય છે એ વાત પણ જણાવી. વાર્તા સંપૂર્ણ. વૈ ૨૩૪ મા.

(સાર) જે માણસો ધનથી સઘળું કાર્ય ભક્તિમાર્ગમાં થઈ શકે છે એમ સમજતા હોય તેમને આ ભગવદીયની વાર્તામાંથી ઘણું શીખવાનું છે. પ્રભુ પ્રમેયબળથી સ્વતઃકૃપાના બળથીજ જીવના ઉપર અનુગ્રહ કરે છે, તેના દ્રવ્યના બળથી નહિ. હૃદયમાં જો ખરેખર આર્તિ હોય તોજ પ્રભુની કૃપા મેળવી શકાય છે.

## વાર્તા ૨૩૫ મી. વૈષ્ણવ ૨૩૫ મા.

### श्रीगुसांइजीना सेवक जीवापारेख, सहजपाल दोसी, अने माधवदास दलालनी वार्ता.

આ ત્રણે જણા ગાઢ મિત્રો હતા. ચાચા હરિવંશજી પાસે તેમણે નામ પામ્યું હતું. તે ખંભાતમાં રહેતા હતા. શ્રીગુસાંઇજી રાજનગર પધાર્યા ત્યારે તેઓએ ખંભાતમાં તેમની પધરામણી કરાવીહતી અને સેવક થયાહતા.પછીથી શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા.એક દિવસ સહજપાલ દોસી અને માધવદાસ દલાલે શ્રીગુસાંઇજીને વિનંતિ કરી " મહારાજ અમે વ્હેપારમાં ઘણી વખત જુઠું બોલીએ છીએ તો તેનું પાપ ખરૂં કે નહિ ? શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી. " नानृतात्पापकं परमिति" જુઠ સમાન બીજું પાપ નથી. માધવદાસે કહ્યું આજ પછીથી હું હવે જુઠું બોલીશ નહિ. સહજપાળદોશીએ પણ તે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી અને કહ્યું કે હવેથી ચોકખી રીતે માલ ઉપર રૂપીએ એક આનો નફો ખાઇશ. જેને માલ લેવો હશે તે ખરીદશે. એ ત્રણ જણા આ પ્રમાણે સત્ય બોલવા લાગ્યા. અને શ્રીઠાકોરજી એમના સત્ય ઉપર ઘણા પ્રસન્ન થયા, જ્યારે તે ભગવાનના ગુણનું સ્મરણ કરતા તથા કીર્તન ગાતા ત્યારે તેમનો કંઠ ભરાઇ આવતો. એક દિવસે માધવદાસ દલાલે જીવાપારેખને પૂછયું " અન્યાશ્રય એટલે શું ? જીવા પારેખે જવાબ આપ્યો શ્રીકૃષ્ણ વગર બીજા અંશાવતારને સેવવાથી અન્યાશ્રય

થાય છે. સર્વત્ર વ્યાપક માની બીજા દેવની પૂજા કરવાથી તે બાધક રૂપ છે. કારણકે આ વિશ્વમાં તેત્રીસ કરોડ દેવતા છે એ બધાને ભજવા જતાં પાર આવે નહિ. વળી માણસની જીંદગી પણ ઘણી ટુંકી છે. માટે સર્વના મૂળરૂપ શ્રીપુરૂષોત્તમ તેમની સેવા કરવી જોઇએ. એમની સેવા કરવાથી સર્વ દેવની પૂજા થઈ જાય છે. જેમ વૃક્ષના મુળમાં જળ સિંચન કરવાથી શાખા, પત્ર, પુષ્પ દરેકને જળ પહોંચે છે તેમ ભગવાનની સેવા કરવાથી દરેક દેવોની પૂજા તેમાં સમાઇ જાય છે.

એક દિવસ ચાચાજી ખંભાત આવ્યા, ત્યારે સહજપાળ દોસીએ પૂછયું " શ્રીઠાકોરજીએ સાત દિવસ સુધી શ્રીગિરિરાજજીને ધારણ કર્યા તેનું કારણ શું ? ત્યારે ચાચાજીએ કહ્યું, નંદરાયજીને સાત પ્રકારનો અન્યાશ્રય થયો હતો, તે શ્રીગિરિરાજના પૂજનથી મટયો.એકતો દરેક માણસને દેવનું ઋણ હોય છે, બીજું ઋષિનું ઋણ, ત્રીજું પિતૃઋણ, ચોથું દેહનું અભિમાન, પાંચમા સગાંના બળનું અભિમાન, છઠું અમૂક કામ નહિ કરૂં તો લોક મારી નિન્દા કરશે એ પ્રકારનું અભિમાન. અને સાતમું જો આ ત્રણે ઋણ નહિ કરૂં તો મારો પરલોક ખરાબ થશે. આ પ્રમાણે જીવને સાત પ્રકારનો અન્યાશ્રય થાય છે. તેને દૂર કરવા નિઃસાધન થઇ ભગવાનનો આશ્રય કરવો. આ વાત શ્રીનંદરાયજીને સમજાવવા શ્રીઠાકોરજીએ સાત દિવસ સુધી શ્રીગિરિરાજ ધારણ કર્યો. આ હકિકત પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથની ટિકામાં લખી છે. સહજપાળ દોસી આ સાંભળીને ઘણા પ્રસન્ન થયા. ચાચાજીની સાથે દર્શન કરવા ગયા. એ ત્રણેજણા શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૫ મા.

(સાર) (૧) વૈષ્ણવોએ મનથી, વાણીથી, અને કર્મથી કદી પણ અસત્યનું સેવન કરવું નહિ. (૨) અન્યાશ્રય આ માર્ગમાં બાધક છે એમ જાણવું. (૩) નિઃસાધન થઇ હરિને ભજવા એમાંજ મનુષ્ય જીવનની કૃતાર્થતા છે એમ સમજવું.

સહેજપાળ દોસીના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હાલમાં શ્રીકોટામાં શ્રીમુરલીધરજી મહારાજને માથે બિરાજે છે. અને જીવાપારેખના સેવ્ય શ્રીનવનીતપ્રિયાજી તે શ્રીસુરતમાં શ્રીકામવનવાળા શ્રીવલ્લભલાલજી મહારાજને માથે બિરાજે છે. અને માધવદાસ દલાલના સેવ્ય શ્રીરસિકરાયજી શ્રીવિરમગામમાં શ્રીજયદેવલાલજી મહારાજને માથે બિરાજે છે.

આ ત્રણે ભગવદીયોના વંશજો પૈકી જીવાપારેખના વંશજો તેમનાથી ૮ મી પેઢીએ હાલમાં જંબુસરમાં નગરશેઠ ગીરધરલાલ અમરતલાલ કરીને છે તે પોતે મરજાદી છે તેમને ઘેર બસો વરસથી શ્રીઠાકોરજી બિરાજે છે. મર્યાદી રીત પરંપરા-

શ્રી ચાલુ છે. તેમના બે ચીરંજીવી છે. ૧ ડાહ્યાભાઇ, ૨ ત્રીભોવનદાસ છે તેઓ પણ સારા વૈષ્ણવ છે, ને પિતાના પગલે અનુસરે તેવા છે. શ્રીઠાકોરજીમાં તેમનો અદ્વિતીય પ્રેમ છે.

સહેજપાળ દાસીના વંશજો હાલ કાશીમાં રહે છે.

# વાર્તા ૨૩૬ મી. વૈષ્ણવ ૨૩૬ મા.

## શ્રીગુસાંઈજીના સેવક ચાંપાભાઇ અધિકારીની વાર્તા.

આ ચાંપાભાઇ ગુજરાતમાં શ્રીગુસાંઇજીના સેવક થયા પછી હંમેશાં તેમની પાસે રહીને કથા શ્રવણ કરતા. એમને શ્રીગુસાંઇજી ઉપર અત્યન્ત પ્રીતિ હતી. આથી તેમને અધિકારીની પદવી આપવામાં આવી હતી. શ્રી ગુસાંઇજી સમજતા હતા કે જે કોઇ અમારા ઘરમાં અધિકારીની પદવી ભોગવે છે તેની બુદ્ધિ ફર્યા વગર રહેતી નથી, છતાં એમણે એવો વિચાર કર્યો કે જો ચાંપાભાઇની બુદ્ધિ ફરશે તો અમે એમને ઠેકાણે લાવીશું એક વખત જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે બિરબલ તેમને રસ્તામાં મળ્યો, બિરબલે ચાંપાભાઇને પૂછ્યું કે શ્રીગુસાંઇજી શીતકાળમાં શા માટે પરદેશ પધારે છે ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે કેટલુંક કરજ થઈ ગયું છે તેટલા માટે બહાર પધારવાની જરૂર પડે છે. આથી બીરબલે કહ્યું, જેટલું દ્રવ્ય જોઇએ તેટલું તૈયાર છે માટે તે લ્યો અને શ્રીગુસાંઇજીને શ્રીગોકુલ પાછા પધારવાનું કહો. આ વાત જ્યારે શ્રીગુસાંઇજીના જાણવામાં આવી ત્યારે તેમણે વિચાર કર્યો કે, ખરેખર ! ચાંપાભાઈની બુદ્ધિમાં કંઇક ભ્રમ થયેલો છે. એ એમ સમજે છે કે અમારૂં, દ્રવ્ય પ્રાપ્તિને માટે પરદેશ પધારવું થાય છે. અમારા પધારવાનું કારણ દૈવીજીવનો ઉદ્ધાર કરવાને માટે છે. આથી બીરબલને ખબર ન પડે તેવી રીતે અર્ધીરાત્રે શ્રીગુસાંઇજીએ ત્યાંથી પ્રયાણ કર્યું અને ચાંપાભાઇને કહ્યું "તમારી બુદ્ધિમાં વિકાર થયો છે માટે ચરણોદક લ્યો તથા શ્રીસર્વોત્તમજીનો પાઠ કરો, એથી તમારા ચિત્તની શુદ્ધિ થશે. તમે દ્રવ્યની વાત કરો છો પણ બિરબલે આપેલું દ્રવ્ય અમારા ખપનું નથી. કારણકે રાજદ્રવ્ય, વેશ્યાનું દ્રવ્ય, કૃપણનું દ્રવ્ય, હિંસા દ્રવ્ય, ઠગાઇનું દ્રવ્ય, ચૌરકર્મનું દ્રવ્ય, વિશ્વાસઘાતનું દ્રવ્ય, કન્યાવિક્રય, આટલા પ્રકારનું દ્રવ્ય. શ્રીઠાકોરજી કદી પણ અંગીકાર કરતા નથી. માટે તમારે

કોઇની સમક્ષ દ્રવ્ય સંબંધી વાત કરવી નહિ. જેનું દ્રવ્ય અંગીકાર કરવાની પ્રભુની ઇચ્છા હશે તે આપોઆપ આવશે. માટે દ્રવ્યની ચિન્તા રાખવી નહિ. મહાત્યાગી તથા ભગવત્ પદવીને પ્રાપ્ત થયેલ પુરૂષ પણ જો દુષ્ટ પુરૂષનું અન્ન ખાય તો જરૂરથી તેની બુદ્ધિમાં વિકાર થાયછેજ. શ્રીમહાપ્રભુજીએ આ વાત ભક્તિવર્ધિની ગ્રંથમાં લખેલી છે.

लभते सुदृढां भक्तिं सर्वतोऽप्यधिकां पराम् ।

त्यागे बाधकभूयस्त्वं दुःसंसर्गात्तथाऽन्नतः ॥

વૈષ્ણવે દુષ્ટ અન્ન અને દુષ્ટના સંસર્ગથી પોતાનું રક્ષણ અવશ્યે કરવું જોઇએ. ચાંપાભાઇ આ ઉપદેશ શ્રવણ કરીને બહુ પ્રસન્ન થયા. તેમના મનનો વિકાર દુર થઇ ગયો. હવે તેમની બુદ્ધિ સાત્વિક બની. ત્યારથી તેમણે મનથી એવો સંકલ્પ કર્યો કે દ્રવ્યસંબંધી કોઇની સમક્ષ વાત કરવી નહિ. આ ચાંપાભાઇ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ.

(સાર) દુષ્ટનું અન્ન તથા દુષ્ટનો સંસર્ગ ગમે તેવા દૃઢમનવાળાની ચિત્તવૃત્તિને ભ્રમિત કરીનાખે છે. અને શ્રીઠાકોરજી માટે પ્રીતિ હોય તે ઓછી કરી નાખે છે.

દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભૂલાવે ભગવંત;<br>
સ્નેહ કરાવે શ્રી કૃષ્ણ શું, તેને કહીએ સાચા સંત.<br>
સંત સાચા તેની સંગત કરિએ, અસમર્પિત અન્યાશ્રેથી ડરિએ;<br>
હું હારનો હરિ મારા નાથ, એ નિશ્ચે કરવું મન સાથ. સેવો.

નિન્દિત દ્રવ્યને કદીપણ શ્રી ઠાકોરજીની સેવાના કાર્યમાં લેવું નહિ. આ માર્ગમાં પ્રભુ દ્રવ્યથી રિઝતા નથી એ બરાબર સમજવું જોઇએ. કોઇ માણસ એમ ધારે કે મારી પાસે પુષ્કળ દ્રવ્ય છે, અને તે બધું હું શ્રી ઠાકોરજીને સમર્પણ કરાશ તેથી શ્રી ઠાકોરજી મારા ઉપર પ્રસન્ન થશે.એમ જો કોઇ કહે તો તેનું સમજવું ભૂલ ભરેલું છે. શ્રી ઠાકોરજીનાં પ્રસન્નતા વિત્તથી મેળવાતી નથી, પણ પ્રેમથી મેળવાય છે. નિષ્કંચન અને નિઃસાધન જીવો શ્રીઠાકોરજીની પ્રીતિ વહેલી સંપાદન કરી શકે છે. માટે કોઇએ દ્રવ્યનો ગર્વ કરવો નહિ, તથા દ્રવ્યથીજ શ્રીઠાકોરજીની સેવા કરી શકાય છે, એમ સમજવું નહિ. ગુરૂને ભેટ કરવામાં પણ એમ કદીપણ વિચાર કરવો નહિ કે તેથી તેમની પ્રસન્નતા મેળવી શકાશે. પ્રેમ એ આ માર્ગમાં મુખ્ય વસ્તુ છે.

કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો, અળગું અભિમાનરાખ;<br>
શીઘ્ર દયા કેશવતણી, ઇચ્છે તો દીનતા રાખ.<br>
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને;<br>
બોતેરલક્ષ કોટિએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ.<br>
સ્પર્શમણિના પુર વિષે, રચ્યું, ચિંતામણિમય ધામ;<br>
કલ્પવૃક્ષની વાડ ગાયો ઘણી પેર, કામદુર્ગા જેનું નામ.

કામદુર્ગા અક્ષેપાત્ર અતુલ, નવનિધ અષ્ટમા સિદ્ધ અનુકૂળ;
પણ નથી વલ્લભજો વ્રજનાથ, તો એટલું મળે ઘસવા હાથ.

ચાંપાભાઇના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હાલમાં શ્રીજીદ્વારમાં શ્રી-નવનીતપ્રીયાજીની સાથે તીલકાયત શ્રીગોવર્ધન લાલજી મહારાજને માથે બીરાજે છે.

---

## વાર્તા ૨૩૭ મી. વૈષ્ણવ ૨૩૭ મા.

---

### श्रीगुसांइजीना सेवक तानसेननी वार्ता.

આ તાનસેન જાતે મુસલમાન હતા તે સંગીત કળામાં ઘણા વિશારદ હતા. દિલ્હીના બાદશાહના દરબારમાં તેમની સંગીત ચાતુર્યની ઘણી પ્રશંસા થતી. જે કોઇ ગાન સાંભળતા તે સર્વે પ્રસન્ન થતા, તથા વાહ્ વાહ્ કહેતા પૃથ્વી ઉપર જે કોઈ રાજા અગર મહાપુરૂષ હોય તેની પાસે તાનસેન ગાવા જતા હતા. એક સમયે શ્રીગુસાંઇજી પાસે તે ગાવાને આવ્યા. તેમનું ગાન પૂર્ણ થયું એટલે શ્રીગુસાંઇજીએ તેમને દશ હજાર રૂપીઆ અને એક કોડી બક્ષીસમાં આપ્યાં.તાનસેન તો કોડી જોઇને વિસ્મય પામ્યા.તેમણે શ્રીગુસાંઇજીને વિનતિ કરી " મહારાજ આપે રૂપીઆ આપ્યા તેનું કારણ તો સમજાયું પણ કોડી આપી તેનું શું કારણ. તે કૃપા કરીને સમજાવો. શ્રીગુસાંઇજીએ ઉત્તર આપ્યો " તમે બાદશાહના ગવૈયા છો તેટલા માટે તમારી તારીફની ખાતર એ દશ હજાર રૂપીઆ ઇનામ અમે તમને આપ્યું છે; પણ તમારૂં ગાયન અમારી આગળ એક કોડી સમાન છે. માટે તે જણાવવા કોડી પણ વધારાની બક્ષિસમાં આપી છે, ત્યારે તાનસેને કહ્યું "શા માટે મારા ગાયનની કીંમત કોડી જેટલી ગણી છે ? ત્યારે શ્રીગુસાંઇજીએ તાનસેનને પ્રતીતિ કરાવવા ગોવિંદસ્વામિને બોલાવ્યા અને તેમને આજ્ઞા કરી કે એક પદ ગાઓ. ગોવિંદસ્વામીએ શ્રીગુસાંઇજીની આજ્ઞાથી પદ ગાયું.

શ્રીવલ્લભનંદન રૂપ અનુપ સ્વરૂપ કહ્યો ન જાય,

તાનસેન તો આ પદ સાંભળીને ચકિતજ થઇ ગયો. તેનો ગર્વ ઉતરી ગયો,અને મનમાં સમજ્યો, કે ખરેખર! ગોવિંદસ્વામીના સંગીત અને માધુર્ય આગળ મારો કોઇ પણ હિસાબ નથી. મખમલ આગળ જેમ ટાટ હોય તથા સૂર્ય આગળ જેમ દિપક હોય, તેમ મારૂં ગાન છે. શ્રીગુસાંઇજીએ મારી કિંમત જે એક કોડી કરીછે તે બરાબર છે.પછી તાનસેને ગોવિંદસ્વામીને

વિંનતિ કરી કે મહારાજ મને સંગીત શીખવાડો. ગોવિંદસ્વામીએ ઉત્તર આપ્યો કે હું અન્યમાર્ગીઓ સાથે ભાષણ કરતો નથી, માટે તમે પ્રથમ શ્રી ગુસાંઈજીના સેવક થાવ, ત્યાર પછીથીજ હું તમારી સાથે બોલી શકીશ. આથી તાનસેન શ્રીગુસાંઈજીને વિનતિ કરીને સેવક થયા. તેમણે પચીસ હજાર રૂપીઆ ભેટ કરી. ત્યાં કેટલોક સમય રહીને ગોવિંદસ્વામી પાસે ગાયન કળા શીખ્યા. તથા શ્રીનાથજી પાસે કીર્તન પણ કરવા લાગ્યા. તાનસેન મહિનામાં એકાદ વખત બાદશાહ પાસે જતા; અને મહાવનમાં રહેતા. પછી રાજા આશકરણના પરિચયમાં આવ્યા. એક દિવસ જ્યારે તાનસેનજી શ્રીનાથજી પાસે કીર્તન કરતા હતા, ત્યારે શ્રીનાથજી હાસ્ય કરવા લાગ્યા તે દિવસથી તાનસેનજીએ બાદશાહ પાસે જવા આવવાનું છોડી દીધું. અને શ્રીગુસાંઇજી પાસે રહેવા લાગ્યા, એ એવા કૃપાપાત્ર હતા કે શ્રીનાથજી તેમની સાથે હસતા. બોલતા, ખેલતા, તથા અનેક પ્રકારના અનુભવ કરાવતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૭ મા.

(સાર) માણસે ગમે તે કળામાં નિપૂણતા સંપાદન કરી હોય પણ તે પ્રભુ પ્રિત્યર્થ ન હોય તો તે કળાનૈપુણ્ય તુચ્છ છે. પરમ ભગવદીયોની કળા આગળ દુનિયાના પ્રસિદ્ધ કળા વિશારદોનું ચાતુર્ય કંઇપણ હિસાબમાં નથી. સંગીત, ચિત્ર કળા ઇત્યાદિ કળાઓ માણસે પ્રાપ્ત કરવી, પણ તેનું. પ્રયોજન પ્રભુ પ્રિત્યર્થજ હોવું જોઇએ, સંસારના વિષયમાં આસકત બનેલા ક્ષુદ્ર તથા બહિર્મુખ પામર પુરૂષોને રાજી કરીને ઉદર ભરવાના કામમાં તેનો ઉપયોગ થવો ન જોઇએ. દયારામભાઇએ મન પ્રબોધમાં કહ્યું છે.

ચચ્ચા ચતુર તુંને ત્યારે કહું રે, ચિત્ત ચરણ ચતુર્ભુજ રાખ.
નિત્ય સેવા સ્મરણ સત્સંગમાંરે, રહી કૃષ્ણ શ્રીકૃષ્ણ તું ભાખ.

એકલી ચતુરાઈ ખપમાં આવતી નથી. પ્રભુમાં જેની પ્રીતિ છે, તેનામાં આપો આપ ચતુરાઈ આવી જાય છે. માટે પ્રભુને પ્રસન્ન કરવાને ભકતે પોતાની સર્વ કૃતિ કરવી.

કૃષ્ણ કીર્તન નહિ કર્ણમાં, તે શ્રવણ રાફડા કહિયે;
નિરખ્યા ના જેણે નેત્રે હરિ, કેકીપીચ્છ ચાંદલા તે લહિયે.
લહિયે દાદ જીભ્યા હરિનવ બોલે, કર પાદ સેવા રહિત શબતોલે;
વૃક્ષ જીવન શ્વાસ ધમણ સમાન, ગ્રામ શૂકર સમ છે ખાનપાન.

વળી કહે છે.

નિગમ ચાર ખટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ચૌદવિદ્યાય;
વ્યાકરણ નવ બત્રિશે લક્ષણ, ભણે ચોસઠ કળાય.
કળારાગ છત્રિસે ગાય, વિશદકીર્તિ ચક્રવર્તી રાય;
પણ નથી ભકિત જો નંદકુમાર, તો સહુ ધૂળ મળ્યું ધિક્કાર.

# વાર્તા ૨૩૮ મી. વૈષ્ણવ ૨૩૮ મા.

## શ્રીગુસાંઇજીના સેવક એક બ્રાહ્મણ અને તેની સ્ત્રીની વાર્તા.

એ બન્ને પૂર્વદેશમાં રહેતાં હતાં. શ્રીગુસાંઇજી એ દેશમાં પધાર્યા ત્યારે બન્ને જણાં શ્રીગુસાંઇજીનાં સેવક થયાં, અને શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યાં. તેઓ અહર્નિશ ભગવત્સેવા પરાયણ રહેતાં હતાં. તેમને વિષયની વિસ્મૃતિ થઇ હતી. સંસાર ઉપરથી આસક્તિ છુટી ગઇ હતી. એક દિવસ તે બ્રાહ્મણ તેની પત્નીની સાથે શ્રીનાથજીનાં દર્શન કરવાને શ્રીજીદ્વાર ગયા. દર્શન કરવાની અત્યન્ત ઉત્કણ્ઠા થઇ રહી હતી. પણ ત્યાં દર્શન સમયે ઘણાં માણસોની ભીડ હતી. સ્ત્રીના શરીરની અવસ્થા ઘણી દુર્બળ હતી, આથી તેને શ્રીનાથજીનાં દર્શન ન થઇ શકયાં તેના હૃદયમાં ઘણોજ સંતાપ થયો નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેની આવી દયાજનક સ્થિતિ જોઇને શ્રીનાથજીએ કૃપાકરીને સ્વહસ્તે તેને મંદિરમાં દાખલ કરીને તેને દર્શનનું સુખ આપ્યું. સ્ત્રીએ સ્વદેહે લીલામાં પ્રવેશ કર્યો. આ બ્રાહ્મણ પોતાની પત્નીને શોધવા લાગ્યો. પણ કોઇ પણ સ્થળે તેનો પત્તો લાગ્યો નહિ. આથી તે છેક નિરાશ થઇને શ્રીગુસાંઇજીપાસે ગયો અને વિનતિ કરી "મહારાજ, મારી પત્ની અહિંઆં મારી સાથે દર્શન કરવા આવી હતી, તે ગૂમ થઇ છે અહિંઆં કંઇપણ જગ્યાએ એનો પત્તો દેખાતો નથી. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી " તારી સ્ત્રી ભગવલ્લીલામાં પ્રવેશ પામી છે, તેથી તું ગભરાઇશ નહિ. તારી સ્ત્રી દુર્બળ હતી, પણ તેને શ્રીઠાકોરજી માટે ઘણોજ પ્રેમ હતો,તેથી શ્રીઠાકોરજીએ સ્વહસ્તે લીલામાં તેનો પ્રવેશ કરાવ્યો છે. પ્રેમમાં કોઇપણ જાતનો નિયમ નથી. પછી તે બ્રાહ્મણે વિનતિ કરી કે મહારાજ એક વખત કૃપા કરીને મને મારી પત્નીનો મેળાપ કરાવો તો હું અન્ન લેઉં. પછી શ્રીગુસાંઇજી બ્રાહ્મણને સાથે લઇને પરાસોલી પધાર્યા. ત્યાં રાસનો ચોતરો હતો. શ્રીગોવર્ધનનાથજી રાસ કરતા હતા. શ્રીગુસાંઇજીએ એ બ્રાહ્મણને દિવ્ય દૃષ્ટિ આપી. એટલે તેને પણ દર્શન થયાં પોતાની સ્ત્રીને જોઇ તે બહુ પ્રસન્ન થયો. હવે તેને પસ્તાવો થયો કે મારી પત્નીના ભાગ્યનો આવો ઉદય થયો અને મારો થયો નથી. પછી શ્રીગુસાંઇજીની પાસે આવી મહાપ્રસાદ લીધો. તે વખતે એ બ્રાહ્મણને અત્યન્ત

વિરહ થયો અને મુખમાંથી જ્વાળા નીકળી અને તેનો પણ દેહ છુટી ગયો અને તત્કાળ ભગવલ્લીલામાં પ્રવેશ કર્યો. આ બ્રાહ્મણ અને તેની સ્ત્રી શ્રીગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૮ મા.

(સાર) શ્રીઠાકોરજીના દર્શન માટે અત્યન્ત ઉત્કણ્ઠાથવી જોઇએ. બીજાં કોટિ સાધન કરો પણ પ્રેમ વગર શ્રીઠાકોરજી કદી પ્રસન્ન થતા નથી. અને લીલાનાં દર્શનનું સુખ આપતા નથી. દયારામભાઇએ કહ્યું છે.

નાંધા પ્હોપ સુગંધિતે, હાર હરિ મન શુચ પાય;
દસઇ પંકજ પ્રેમબિન, રૂકે કહું નહિં જાય.

નાના પ્રકારનાં પુષ્પોની સુગંધિ ભ્રમર લે છે અને મનમાં સુખ પામે છે પણ તે હરિ કહેતાં ભમરો કમળ વિના કોઇપણ પુષ્પમાં રોકાઈ જતો નથી. તેમ હરિપણ પ્રેમલક્ષણા ભકિત સિવાય પ્રસન્ન થતા નથી. ઘણાં પુષ્પો રૂપી નવ પ્રકારની સાધન ભકિત તેથી હરિમનમાં પ્રસન્ન થાય છે, પણ પ્રેમલક્ષણા સિવાય કશામાં રોકાતા નથી. એટલે પ્રેમ લક્ષણા યુક્ત ભકતનેજ પ્રભુ પ્રસન્ન થાય છે. અને તેના સઘળા મનોરથો પૂર્ણ કરે છે. માટે સૂરદાસજી કહે છે.

મનરે તું કર માધો સોં પ્રીત, કામ ક્રોધ મદ લોભ માયા છાંડ સકળ વિપરીત.

પ્રેમ હૃદયનો વિરહતાપ એજ પ્રભુને ભક્ત પાસે પ્રકટ કરાવે છે. સબરસનો રસ પ્રેમ છે, સાચી પ્રીત તો તેને જાણવી કે જે પ્રાણની પણ દરકાર કરે નહિ.

સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળ વિણ જીવેરે, માછલડાં તો જાય મરી.

---

## વાર્તા ૨૩૯ મી. વૈષ્ણવ ૨૩૯ મા.

---

### श्रीगुसांइजीना सेवक ध्यानदास तथा जगन्नाथदासनी वार्ता.

આ બન્ને શ્રીગુસાંઇજી પાસે રહેતા હતા. જગન્નાથદાસના હાથમાં એક પદ્મનું ચિન્હ હતું, તેથી કોઇ પણ વસ્તુમાંથી તે જેટલું કાઢે તેટલો તેમાં વધારો થતો હતો. જગન્નાથદાસ ઘણા ભોળા હતા. તેમને આ બાબતની ખબર નહોતી. એક વખત જગન્નાથ પાસે શ્રીગુસાંઇજીની ભેટના કેટલાક પૈસા હતા, તેમાંથી તે પૈસો પૈસો ભિખારીઓને આપતા ધ્યાનદાસે આ જોયું અને એ વાત શ્રીગુસાંઇજીને કરી. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે તે શ્રીઠાકોરજીની કૃપાથી આ કાર્ય કરે છે. એમનામાં સત્કર્મ કરવાની અભિલાષા છે તે શ્રીઠાકોરજી પૂરી પાડે છે. માટે તમારે તેમના ઉપર કોઇ પણ જાતનો અભાવ રાખવો નહિ.વૈષ્ણવ તો નિર્દોષ છે. માટે નિર્દોષ વસ્તુમાં

દોષારોપણ કરવું નહિ જે કોઇ એ પ્રમાણે કરે છે તે પોતે દોષિત થાય છે. તમે પણ વૈષ્ણવ છો. તો તમારે આ પ્રમાણે દોષારોપણ કરવું યુક્ત નથી ? ધ્યાનદાસ આ સાંભળી તે ઘણો પ્રસન્ન થયો તેમણે ત્યારથી એવું પણ લીધું કે આજ પછી ભગવદ્ ધ્યાન છોડીને કોઇના પણ દોષ જોઇશ નહિ. જન્મ પર્યન્ત તેમણે કોઇના પણ દોષ જોયા નહિ. એ બન્ને શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૩૯ મા.

(સાર) જેની શુભ કાર્ય કરવાની ઇચ્છા હોય તેની તે ઇચ્છા શ્રીઠાકોરજી પાર પાડે છે આપણાથી શુભ કાર્ય ન થઇ શકે ને બીજો કરતો હોય તો તેના કામમાં વચ્ચે આવવું નહિ. તેમ બીજાને તેમ કરતાં અટકાવવું નહિ. એમ કરવાથી આપણને દોષ લાગે છે. વળી વૈષ્ણવ હમેશાં નિર્દોષ હોય છે તેથી તે જે કંઇ કરે છે તે સારૂં કરે છે એમ સમજીને તેમની કૃતિમાં કોઇ પણ પ્રકારનો દોષ જોવો તે વ્યાજબી નથી.

---

# વાર્તા ૨૪૦ મી, વૈષ્ણવ ૨૪૦ મા.

## श्रीगुसांइजीना सेवक गोपालदासनी वार्ता.

ગોપાળદાસે શ્રીગુસાંઇજી પાસેથી નિવેદન મંત્ર પ્રાપ્ત કર્યા પછી શ્રીગુસાં-ઇજીને વિનતિ કરી “મહારાજ, મારે હવે શું કરવું ? ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે ગોપીનાથદાસનો સત્સંગ કરો. આથી ગોપાળદાસ ગો-પીનાથદાસ પાસે જઇને રહ્યા, અને તેમનામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખતા. એ ગોપીનાથ એવા કૃપાપાત્ર હતા કે શ્રીનાથજી પણ તેમની પાછળ ફરતા. એક દિવસ કાર્ય નિમિત્તે તેમને વ્રજમાંથી દિલ્હી જવાનું થયું. ગોપાળ-દાસ પણ સાથે ગયા રસ્તામાં જતાં જંગલમાં રાત પડી ગઇ. પાસે કોઇ માણસ નહોતું. તેથી તેમણે એક ઝાડની નીચે મુકામ કર્યો ગોપાળદાસને થાક લાગ્યો હતો તેથી તે ત્યાં ઉંઘી ગયા, ગોપીનાથ શ્રીસર્વોત્તમજીનો પાઠ કરતા હતા. સવાપહોર રાત પસાર થઇ ત્યારે એક જંગી સર્પ ત્યાં આવ્યો. અને ગોપાળદાસને ગળે ચઢયો તથા તેમને કરડવા લાગ્યો. ગોપીનાથે પોતા-ની પાસે લાકડી હતી તેનાથી તેને દુર ફેંકયો. પણ સાપ ફરીથી આવ્યો અને ગળા ઉપર ચઢયો. સો વખત તે સાપ આવ્યો અને સો વખત તેને દુર કર્યો. આખરે તે સાપ બોલ્યો કે તું મને કયાં સુધી આ પ્રમાણે લાક-

ડીથી ફેંકીશ. મારો અને એમનો રણસંબંધ એવોજ છે. એક જન્મ એ મારૂં લોહી પીયે છે બીજા જન્મે હું એમનું લોહી પીઉંછું તેથી મારે એનું લોહી પીવાનું છે એ નક્કી નિર્મીત થયું છે તો તારે શા માટે વચ્ચે પડવું જોઇએ. ગોપીનાથ બોલ્યા કે ગોપાળદાસનો આ છેલ્લો જન્મ છે માટે હું તને આ વખતે તો નહિજ કરડવા દઉં. સાપે કહ્યું તમે ગમે તે કરશો પણ હું એનું લોહી પીધા વગર નહિ રહું. આવો દઢ સંકલ્પ સાંભળીને ગોપીનાથે કહ્યું તારી જો લોહી પીવાની ઇચ્છા હોયતો બેસ હું તને પીવડાવું, એમ કહીને ગજવામાંથી છરી કાઢીને ગોપાળદાસના ગળામાં મૂકીને લોહી કાઢવા લાગ્યા. ગોપાળદાસ ઉંઘમાંથી જાગ્યા પણ એમના મનમાં ગોપીનાથ માટે કુભાવ ન થયો કે આ મારા ગળામાંથી જંગલમાં લોહી કાઢે છે. ગોપાળદાસને સર્પની ખબર ન હોતી.તો પણ તે એમ સમજતા હતા કે ગોપીનાથ જે કરતા હશે તે સારા માટેજ હશે. ગોપીનાથે લોહી કાઢીને સર્પને પ્યાલામાં આપ્યું. અને તેણે પીધું.પછી એ સર્પ ત્યાંથી જતો રહ્યો. ગોપીનાથે ત્યાર પછીથી મલમપટી લાવીને ગોપાળદાસના ગળા ઉપર લગાવી. સવારનો વખત થયો એટલે બન્ને જણા ચાલવા લાગ્યા. ચાલતી વખતે ગોપીનાથે ગોપાળદાસને બધી હકિકત કહી.બન્ને જણા પછી શ્રીગોકુળ ગયા ત્યાં ગોપીનાથે શ્રીગુસાંઇજીને સર્વ હકિકત જણાવી. શ્રીગુસાંઇજીએ એ સાંભળીને કહ્યું કે ગોપાળદાસે વિશ્વાસ રાખ્યો તો સર્વ સારાં વાનાં થયાં અને મરણના પાસથી પણ બચ્યા. વૈષ્ણવના સંગથીજ તેમનાં જન્મ જન્મનાં સંકટો છુટી ગયાં છે. માણસે વિશ્વાસ તો આવોજ રાખવો જોઇએ. એ ગોપાલદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૦

(સાર) મનમાં હમેશાં બરાબર સમજી રાખવુંજોઇએ કે વૈષ્ણવ કોઇ દિવસ આપણું અનિષ્ટ કરતા નથી કદાચ આપણી બાહ્ય દૃષ્ટિએ વૈષ્ણવ આપણું ભૂડું કરે છે એમ આપણને માલુમ પડે તે સમયે પણ મનની વૃત્તિ તથા સંકલ્પોને બરાબર રોકવા જોઇએ અને જાણવું જોઇએ કે વૈષ્ણવની કૃતિમાં દઢ વિશ્વાસ રાખવો જોઇએ. આ પ્રમાણે દઢ વિશ્વાસ રાખનારને તેનું ફળ મળી આવે છે. શ્રીઠાકોરજી તેની ઉપર કૃપા કરે છે અને તેના આપત્કાળમાં વૈષ્ણવના નેકથી તેનું રક્ષણ કરે છે વૈષ્ણવનો સંગ દરેક પ્રકારના ભયમાંથી મુક્ત કરે છે. વૈષ્ણવની સમક્ષ મૃત્યુ પણ બીચારૂં ભયભીત થઇને કમ્પે છે. તેના પાશ તથા દંડની વૈષ્ણવ ઉપર કોઈ પણ જાતની અસર થતી નથી. પ્રભુ અને પ્રભુ ભક્તો ઉપર શ્રદ્ધા રાખનારને કોઇપણ સમયે ભયનું કારણ નથી.

સહસ્ર ભૂજાપતિ રાખશે, તેને હણશે શું બે ભૂજવાળો;
તેજ પુરૂષ જ્યારે મારશે, ત્યારે કોઇ નથી રાખનારો.
રખવાળો રિપુ છે નહિ કોઈ, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઇ;
કર્તા હર્તા એક શ્રીવ્રજરાય, એના કર્યા વિના કાંઇ ન થાય.

## વાર્તા ૨૪૧ મી, વષ્ણવ ૨૪૧ મા.

### श्रीगुसांइजीना सेवक बीकानेरना राजा कल्याणसिंहना पुत्र पृथ्वीसिंहनी वार्ता.

* प्रसंग १ * આ પૃથ્વીસિંહ કવિ હતા. તે જુદા જુદા રાગની કવિતા રચતા હતા. સવૈયા, છંદ, દોહા, તથા ચોપાઇ એમ જુદા જુદા રાગની કવિતા કરતા હતા. તેમણે રૂકિમણી વેલ તથા શ્યામલતા એ વગેરે ઘણાં પુસ્તકો રચ્યાં છે. એ રાત દિવસ શ્રીઠાકોરજીની સેવા કરતા. શ્રીઠાકોરજીના ચરણારવિંદ સિવાય તેમનું ચિત્ત અન્યત્ર ચોટતું નહિ. પોતાની રાણીને પણ તે પીછાની શકતા નહોતા એટલી તેમના ચિત્તની સંસાર તરફ વૈરાગ્યવૃત્તિ હતી. એક દિવસ પૃથ્વીસિંહ પરદેશ ગયા.તે સમયે માનસી સેવા કરતા હતા તે વખતે બીકાનેર ઉપર શત્રુ ચઢી આવ્યા તેની સાથે તેમને યુદ્ધ થયું. એક બાજુએ શ્રીઠાકોરજીએ જાતે યુદ્ધમાં ઉતરીને તે શત્રુને હાંકી કાઢયો. બીજે દિવસે બીજી બાજુથી શત્રુ ચઢી આવ્યા તેમને પણ શ્રીઠાકોરજીએ યુદ્ધમાં હરાવીને હાંકી કાઢયા. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી શ્રીઠાકોરજીએ રાજાની વતી યુદ્ધ કર્યું. ત્યાં સુધી મંદિરમાં દર્શન કોઇને થતાં નહિ. મંદિરનાં બારણાં અંદરથી બંધ થઇ જતાં. કોઇનાથી ઉઘડતાં નહિ. ચોથે દિવસે તે ઉઘડયાં. પૃથ્વીસિંહ આ સમયે પરદેશમાં માનસી સેવા કરતા હતા, ત્યાં તેમને ખબર પડી કે શ્રીઠાકોરજી ત્રણ દિવસથી કોઇને પણ દર્શન આપતા નથી. તેથી તેમણે પત્ર લખીને માણસને બિકાનેર મોકલ્યો. અને તપાસ કરાવી. માણસે પાછા આવીને ખબર કહીતો માનસીમાં જે વસ્તુ તેમણે જોઇ હતી તે ખરી માલમ પડી.પૃથ્વીસિંહજી એવા કૃપાપાત્ર હતા.

* प्रसंग २ * પૃથ્વીસિંહજીના મનમાં એવી ઇચ્છા ઉત્પન્ન થઇ કે વ્રજભુમિમાં નિવાસસ્થાન કરવું અને ત્યાંજ દેહ છોડવો. આ વાત પૃથ્વી-

સિંહના શત્રુના જાણવામાં આવી તેથી તેણે જઇને દિલ્હીપતિને કહ્યું કે એમને ખસેડીને કોઇ દૂરના સ્થળમાં મોકલો. દિલ્હીપતિએ આથી તેમને કાબુલના મુહિમમાં મોકલ્યા ત્યાં તેમણે ઘણા મુલક જીત્યા. તેવામાં ત્યાં પૃથ્વીસિંહજીનો કાળ આવ્યો તેને કહ્યું કે મારે વ્રજભુમિમાં રહેવાની ઇચ્છા છે અને હું ત્યાંજ મારો દેહ છોડવા માગું છું આથી કાળ પાછો ગયો. ને પોતે એક સાંઢ ઉપર બેસીને ત્યાંથી ચાલી નીકળ્યા. બે દિવસમાં મથુરા આવ્યા. વચમાં નદી, પર્વત વિગેરે ઘણાં આવ્યાં પણ તેથી તેમને કોઇપણ પ્રતિબંધ નડયો નહિ. કાબુલથી મથુરાં સુધીનું લગભગ ૬૦૦ ગાઉનું અંતર હતું. પણ પૃથ્વીસિંહે તો બે દિવસમાં એ અંતર કાપ્યું. પછી વ્રજમાં આવી શ્રીનાથજીનાં દર્શન કર્યાં. શ્રીયમુનાજીનું પાન કર્યું, અને ત્યાં પોતાનો દેહ છોડયો.આ પૃથ્વીસિંહજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. એમને કાળનો પ્રતિબંધ નહોતો. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૧.

(સાર) જેમનું ચિત્ત શ્રીઠાકોરજીની સેવામાં પરોવાયું છે તેને સંસારની કોઈપણ વસ્તુ તરફ આસક્તિ રહેતી નથી. શ્રીઠાકોરજી પણ તેમનું સર્વ સંકટોમાં રક્ષણ કરે છે. પ્રભુ જેના રક્ષક છે એવા પરમભગવદીય ભક્તોને કાળ પણ કંઈ કરી શકતો નથી તો પછી આ પૃથ્વી ઉપરનો ગમે તેવો બળવાન શત્રુ હોય તો પણ તેનું સામર્થ્ય ચાલી શકતું નથી. પ્રભુની કૃપાથી ભગવદીયોના મનોરથો પૂર્ણ થાય છે તથા અસાધ્ય ઇચ્છાઓ પણ સાધ્ય બને છે. પ્રભુના કૃપાબળથી ન માની શકાય એવું અદ્ભુત કાર્ય પણ ભગવદીયો કરી શકે છે. માણસનું બળ કોઇપણ રીતે ખપમાં આવતું નથી. માટે માણસે વૃથા ગર્વ કરવો નહિ. માણસનું બળ પ્રભુનું આપેલુંજ આવે છે, અને તેજ ખપમાં આવે છે.

હરિ જંત્રી તું જંત્ર છે, જેમ વાજે વજાડે તેમ;<br>
કાષ્ટ પૂતળી નૃત્ય કરે, સૂત્રધાર નચાવે જેમ.<br>
તેમ વિધિ નિષેધ સહુ હરિ હાથે, તું મૂર્ખ તાણી લે શીદ માથે;<br>
વિચાર જો જીવનું કર્યું હોય, તો દુઃખી જગતમાં થાય ન કોય. સેવો૦

## વાર્તા ૨૪૨ મી. વૈષ્ણવ ૨૪૨ મા.

### श्रीगुसांइजीना सेवक दुर्गावती राणीनी वार्ता.

એક સમયે શ્રીગુસાંઇજી દક્ષિણ પધાર્યા તે સમયે દક્ષિણમાંથી તૈલંગ

બ્રાહ્મણને સાથે લાવ્યા હતા. રસ્તામાં નર્મદાના કિનારા ઉપર ગડા ગામમાં તેમણે મૂકામ કર્યો, અહિંઆં એક માણસને અગ્નિ લેવાને માટે ગામમાં મોકલ્યો.તે દક્ષિણી હતો તેથી જ્યાં જાય ત્યાં ઇસ્તુ ઇસ્તુ એમ કહે, પણ કોઇ માણસ તેની ભાષા સમજતું નહોતું તેથી તેને દેવતા આપ્યો નહિ. એ બહુ જગ્યાએ રખડયો પણ કોઇએ તેને દેવતા આપ્યો નહિ. આ વખતે શ્રીઠાકોરજીને બહુ વાર થઇ ગઈ હતી તેથી શ્રીગુસાંઈજીએ ખીજવાઇને કહ્યું શું આ ગામમાં દેવતા ઓલવાઇ ગયો છે? શ્રીગુસાંઇજીના આ વચનને સત્ય કરવા માટે શ્રીઠાકોરજીએ સર્વસ્થળે તે સમયે દેવતા બુઝાવી નાખ્યો આથી આખા ગામના લોકોમાં ગભરાટ પેઠો; તે બધા બૂમો પાડતા પાડતા તે ગામની દુર્ગાવતી રાણી પાસે આવ્યા અને કહ્યું કે દેવતા બૂઝાઇ ગયો હોવાથી લોકો બધા અન્ન રાંધ્યા સિવાય ભૂખે ટળવળે છે અને બધે હાહાકાર થઇ રહ્યો છે. દક્ષિણના કોઇ બ્રાહ્મણો આ ગામમાં આવ્યા છે તેમણે દેવતા ઓલવી નાખ્યો છે. દુર્ગાવતી રાણી આ વાત સાંભળીને શ્રીગુસાંઇજીના મૂકામ ઉપર ગઈ અને વિનતિ કરી. "મહારાજ આ દેવતા બૂઝાઇ ગયો છે તેને સચેત કરો.ગામમાં લોકો ભુખે ટળવળે છે. શ્રીગુસાંઇજીએ તેથી દેવતા સચેત કર્યો. રાણીએ ૧૦૮ ગામ શ્રીગુસાંઇજીને ભેટ કર્યાં; પણ તેમણે તે લેવાની ના પાડી કારણ તેમણે આજ્ઞા કરી " અમે કોઇનું દાન લેતા નથી પણ રાણીના આગ્રહથી તે ગામો તૈલંગ બ્રાહ્મણોને વ્હેંચી અપાવ્યાં. આજ સુધી પણ એ ગામો તેમને સ્વાધીન છે,અને તેની ઉપજ તેઓ ખાય છે.પછી દુર્ગાવતી રાણી શ્રીગુસાંઇજીની સેવક થઇ જે તળાવ ઉપર શ્રીગુસાંઈજીનો મૂકામ હતો ત્યાં બેઠક કરાવડાવી અને સપ્તાહપારાયણ પણ ત્યાં કરવામાં આવ્યું.પછી શ્રીગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યા.દુર્ગાવતીને નિત્ય શ્રીગુસાંઇજી શ્રીમદ્ભાગવતનો પાઠ કરતા હોય તેવા પ્રકારનાં દર્શન થતાં, એ દુર્ગાવતી રાણી શ્રીગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં. વાર્તા સંપૂર્ણ.વૈ.૨૪૨.

(સાર) પ્રભુના ભકતોને તથા ગુરૂને ક્રોધનું કારણ વૈષ્ણવે કદા પણ આપવું નહિ. તેમને હમેશાં પ્રસન્ન રાખવા. જો તેમના મનમાં સ્હેજ પણ વૈમનસ્ય થવાનો પ્રસંગ આવે તો તેથી મહાહાની થાય છે.

હરિવ્યાપક લહી સર્વમાં, નવ આણવો કોઇનો દોષ;

---

આ દુર્ગાવતી રાણીની વધુ વાર્તા માટે " ભાવાસંધુ " ગ્રન્થ અવશ્ય વાંચવો તથા શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર પણ વાંચવા વિનંતિ છે.

મન કર્મ વચને જેમ બને, તેમ કરવો સહુને સંતોષ.
સંતોષે પ્રાણી પ્રભુ પ્રસન્ન, તેથી સુખી પોખે હરિ જન;
સઘળે દયા એ પૂજા પ્રભુ કેરી, દેહીને દુભવે તે કૃષ્ણના વેરી.

# વાર્તા ૨૪૩ મી, વૈષ્ણવ ૨૪૩ મા.

## શ્રીગુસાંઇજીના સેવક ભગવાનદાસની વાર્તા.

*પ્રસંગ ૧* આ ભગવાનદાસ સારસ્વત બ્રાહ્મણ હતા, રામરાય તેમના એક યજમાન શ્રીમહાપ્રભુજીના સેવક હતા. તેમનાસત્સંગથી ભગવાનદાસની બુદ્ધિ નિર્મળ થઇ હતી. એકદિવસ જન્માષ્ટમીને દિવસે ભગવાનદાસ રામરાયની સાથે શ્રીવૃંદાવનથી શ્રીગોપાલપૂર આવ્યા. તેમને શ્રીગુસાંઇજીનાંદર્શન સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમતરીકે થયાં. પછી ભગવાનદાસે રામરાયને કહ્યું મને શ્રીગુસાં-ઇજીના સેવક કરાવો. ત્યારે રામરાયે કહ્યું તમે ગોવિંદદેવના સેવક છો. પણ પણ ભગવાનદાસે કહ્યું ગોવિંદસ્વામીની કૃપાથી તમારો સમાગમ મને થયો છે અને આપની કૃપાથી શ્રીગુસાંઇજીનાં દર્શન મને થયાં છે, માટે હમણાં શ્રીગુસાંઇજીને વિનતિ કરી મને સેવક કરાવો. પછી તેમનો આગ્રહ જોઇને શ્રીગુસાંઇજી પાસે નામ નિવેદન કરાવ્યું ભગવાનદાસજીએ શ્રીગોવર્ધનના થજીનાં દર્શન કર્યાં એટલે તેમના હૃદયમાં ભગવદ્લીલાની સ્ફુર્તિ થઇ. જન્માષ્ટમીને દિવસે તેમને નામ નિવેદન થયું. આ સમયે એક પદ બનાવી ને શ્રીનાથજીની સંનિધિમાં તેમણે ગાયું.

શ્રવણ સુન સજની બાજે મંદિલરા, આજ નિશ લાગત પરમ સુહાઇ.
અતિ આવેશ હોત તન મનમેં શ્રીગોકુલ બજત બધાઈ. ૧
દે દે કાન સુનત અરૂ ફુલત રાવલ કે નરનારી,
નંદરાની ઢોટા જાયો હે હોત કુલાહલ ભારી. ૨
અતિ ઉંચે ચઢી ટેર સુનાવત પસરી ઉઠે જે ગ્વાલ,
ગૈયાં હો બગદાવો રે ભૈયા ભયો નંદકે લાલ. ૩
આનંદ ભરી અકુલાય ચલિ સબ સહજ સુંદરી ગોપી,
પ્રાદુર્ભાવ જસોદા સુતકો તામેં તનમન ઓપી. ૪
ચંચલ સાજ સિંગાર ચંદમુખી ચંચલ કુંડલ હારા,
હાથન કંચન થાર વિરાજત પદનૂપુર ઝનકારા. ૫
બરખત કચ કુસુમન શોભિત આલ દરસ ચોંપ જીય ભાઇ,
ગાવત ગીત પુનીત કરત જગ જસુમતી મંદિર આઇ. ૬

ધન્ય દિવસ ધન્ય રાત્ર આજકી ધન્ય ધન્ય યહ સબ ગોરી,
શ્યામ સુંદર ચંદ્ર નિરખત માનો, અખિયાં ત્રિખિત ચકોરી. ૭
શોભાયુત આઈ કીર્તિ અપને ગૃહમાંની વધાઇ,
જાચક જન ધન ધન જ્યોં બરખત ભાન ગોપ તહાં આયે. ૮
આય જુરે સબ ગોપ ઓપસોં ભયો જો મનકો ભાયો,
પંચામૃત શીશનતેં ઢારત નાચત નંદ નચાયો. ૯
નાચત ગ્વાલ બાલ રસભીને હરદ દહિં ભર રાજે,
ઈત નિશાન ઉત ભેરી દુંદુભિ હરખી પરસ્પર બાજે. ૧૦
ખગમૃગ દ્રુમ દિશ દિશ ભવનમેં દેખીયતહેં સરસાને,
પ્રાનનકે આયે ઇંદ્રિય જ્યોં યોં વ્રજજન હુલસાને. ૧૧
ધ્વજા બંદન માલાલંકૃત નંદભવનમેં સોહેં,
વ્યોમ વિમાનન ભીર ભઇ લખી અમરનકો મન મોહે. ૧૨
મહારાજ વ્રજરાજ નંદપેં જો માગ્યો સો પાયો,
જાકે એસો પૂત ભયો તાકો ન્યાય જગત્ જસ છાયો. ૧૩
જીનકો સુખ સુમિરત બ્રહ્માદિક યોં હુલસે વ્રજગેહી,
કહિ ભગવાન હિત રામરાય પ્રભુ પ્રકટે પ્રાન સનેહિ. ૧૪

આ પદ સાંભળીને શ્રીગુસાંઇજી ઘણાં પ્રસન્ન થયા. રામરાયજી પણ પ્રસન્ન થયા. ભગવાનદાસે રામરાયજીની કૃપા મુખ્ય માની, તેમણે હઝારો પદ બનાવ્યાં છે. પણ દરેક પદમાં રામરાયનું નામ યોજેલું છે. આ ભગવાનદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

*પ્રસંગ ૨* જ્યારે ભગવાનદાસ શ્રીગોપાલપૂરમાંથી શ્રીવૃંદાવન જઇને રહેવા લાગ્યા, ત્યારે ગોવિંદદેવજીના અધિકારીને ખબર પડી કે ભગવાનદાસ શ્રીગુસાંઇજીના સેવક થયા છે. આથી તેમણે ગોવિંદદેવજીને દર્શન કરવા દેવાની ના પાડી. અને દર્શન બંધ કર્યાં.જ્યારે ગોવિંદદેવજીના શયનભોગમાં દુધ ભાત ધરાવામાં આવ્યો ત્યારે ગોવિંદદેવજીએ આજ્ઞા કરી કે જ્યારે ભગવાનદાસ આવીને ભોગ ધરાવશે ત્યારેજ હું આરોગીશ. જ્યારે હરિદાસ અધિકારીએ આ વાતજાણી ત્યારે તે ભગવાનદાસને ઘેરઆવ્યા અને તેમને પગે પડીને તેડી ગયા જ્યારે ભગવાનદાસ ગયા ત્યારેજ ગોવિંદદેવજીએ દુધ ભાત આરોગ્યો.ભગવાનદાસજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

* પ્રસંગ ૩ * ભગવાનદાસને વૈષ્ણવો તરફ ઘણી પ્રીતિ હતી. જે કોઈ વૈષ્ણવ વૃંદાવનમાં આવે તે દરેકનો સારી પેડે આદર સત્કાર કરતા તથા પ્રસાદ લેવડાવતા. કવચિત્ તેમને દ્રવ્ય પણ આપતા. આ રીતે તેમને પ્રસન્ન રાખતા એક દિવસે તેમણે સાંભળ્યું કે શ્રીગુસાંઇજી અહિં પધારે છે તો

તેમને શી ભેટ કરવી,એ સંબંધી પોતાની પત્નીને પૂછ્યું,સ્ત્રીએ કહ્યું તમારૂં પહેરવાનું એક ધોતીયું તમારી પાસે રાખો અને મારે પહેરવાને એક સાડી હું મારી પાસે રાખું. બાકીનું સર્વસ્વ આપણે ભેટ કરી દો. અને આપણે બન્ને ઘર બહાર નીકળીએ- આ ઉત્તર સાંભળીને ભગવાનદાસનું ચિત્ત ઘણું પ્રસન્ન થયું. પોતાના કરતાં સ્ત્રીનામાં વિશેષ ધર્મની ભાવના છે તેની પ્રતીતિ થતાં પત્નીની પ્રશંસા કરવા લાગ્યા. પછીથી એક વ્રજવાસીને સાથે લઇને શ્રીયમુનાજીના કિનારા ઉપર જ્યાં શ્રીગુસાંઇજીનો મુકામ હતો ત્યાં ગયા, અને શ્રીગુસાંઇજીને પધારવાની વિનતિ કરી. શ્રીગુસાંઇજીએ જાણ્યું કે ભગવાનદાસ સર્વસ્વ ભેટ કરવા માગેછે તેથી પોતે વૃંદાવન નહિ પધારતાં સીધા શ્રીગોકુળ પધાર્યા શ્રીગુસાંઇજી ન પધાર્યા તેથી તેમને ઘણી ઉદાસી થઈ. થોડા વખત પછીથી ઘરમાં ચોરી થઈ. પણ તેથી તેમને બિલ્લકુલ દીલગિરી થઇ નહિ. પણ શ્રીગુસાંઇજી નહિ પધારેલા તેથી તેમને ઘણો જ શોક થયો. પછી ભગવાનદાસ આગ્રામાં આવીને રહ્યા.

* પ્રસંગ ૪ * ભગવાનદાસજી નવાં નવાં પદ બનાવતા હતા. તે આગ્રા તથા શ્રીગોપાળપૂર તથા શ્રીગોકુળમાં આવીને રહેતા દરેક પદમાં તે રામરાયનું નામ લાવતા હતા. જોકે સુબાની દિવાનગિરિનું કામ તે કરતા હતા છતાં તેમને અધિકારનો મદ ન હોતો. તેમનું ચિત્ત તો શ્રીગુસાંઇજીના ચરણારવિંદમાંજ હતું.એમનો અંત સમય આવ્યો ત્યારે અચેત થઇ ગયા. તેમને પાલખીમાં બેસાડીને વ્રજમાં લઇ જવામાં આવ્યા હતા. પણ જ્યારે તેમને અર્ધે રસ્તે લઇ જવામાં આવ્યા તે વખતે તેમને કંઇક ચેતન આવ્યું. તે વખતે તેમણે કહ્યું “મને વ્રજની ભુમિમાં હવે લઈ જશો નહિ. કારણકે ત્યાંતો વૃક્ષે વૃક્ષે વેણુધારી અને પત્રે પત્રે ચતુર્ભુજ છે. આવા સુંદર સ્થળમાં જો મારા દેહનો ત્યાગ થશે તો તેની વાસ શ્રીઠાકોરજીને આવશે, માટે મને ત્યાં લઇ જશો નહિ. આથી તેમની ઇચ્છાનુસાર તેમને પાછા આગ્રામાં લઇ જવામાં આવ્યા. ત્યાં તેમનો દેહ છુટી ગયો, અને ભગવત્ લીલામાં તેમણે પ્રવેશ કર્યો. આ ભગવાનદાસજી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૩ મા.

(સાર) (૧) નામ નિવેદન ગુરૂ પાસેથી પામ્યા સિવાય આ માર્ગમાં કોઈ પણ જીવનો શ્રીઠાકોરજી અંગીકાર કરતા નથી.નામ નિવેદન અવૈષ્ણવ પાસેથી લેવું નહિ જોઇએ. શ્રીવલ્લભકૂળના બાળકો પાસેથીજ લેવું જોઇએ.તે સિવાય બીજાને આપવા-

નો અધિકાર પણ નથી. (૨) વૈષ્ણવોએ પરમભાગ્યવાન્ વૈષ્ણવોની કૃપા પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો જોઈએ. તેમની કૃપાથી સર્વ કંઈ સાધ્ય થાય છે (૩) વૈષ્ણવે દરેક વસ્તુ ઉપરથી પોતાની સત્તા તથા માલિકી ઉઠાવી લેવી જોઇએ અને સર્વસ્વ શ્રી ઠાકોરજીને સમર્પણ કરવું જોઇએ તેજ ખરેખરૂં સમર્પણ અગર મહાયજ્ઞ છે. જ્યાં સુધી આવા પ્રકારનો ત્યાગ થયો નથી ત્યાં સુધી, સમર્પણની ભાવના હૃદયમાં દૃઢીભૂત થઇ છે તેમ ગણાય નહિ. (૪) લૌકિક સંકટમાં મનની સ્થિરતા ગુમાવીને ઉદાસ થવું નહિ. દરેક કાર્યમાં પ્રભુને સાક્ષી રાખવા તે જે કરે છે તે સારૂંજ કરેછે. (૫) વ્રજ ભૂમિ એ પ્રભુના ચરણારવિંદથી પવિત્ર બનેલી હોવાથી, તેમાં સંચાર કરતી વખતે ઘણી સાવચેતી વાપરવી. (૬) ગમે તેવો મોટો લૌકિક હોદ્દો હોય તો પણ વૈષ્ણવે તેથી મત્ત થવું નહિ.

કરવા પ્રસન્ન ચાહ્ય કૃષ્ણને તો, અળગું અભિમાન નાખ;
શીઘ્ર દયા કેશવ તણી, ઇચ્છે તો દીનતા રાખ;
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને;
બોતેર લક્ષ કોટિએ નાસર્યું કામ, દીનતા એક બંધાયા દામ. સેવો૦

આત્મ નિવેદન માટે ભક્તિપોષણમાં દયારામભાઈ કહે છે.

દેહ પ્રાણ ઇંદ્રિય અન્તઃકરણ, ધર્મદારા ગૃહ ધન;
પુત્ર આપ્ત આત્મા સહ સર્વ, સમર્પી જુગજીવન,
જુગજીવન સર્વાત્મા ભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે;
તેજ ગમે પ્રભુ જેમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય.

આ ભગવાનદાસ સારસ્વતના સેવ્ય શ્રીનવનીતપ્રિયાજી હાલમાં શ્રીગોકુળમાં શ્રીપુરૂષોત્તમજીમહારાજને માથે બિરાજે છે.

---

# વાર્તા ૨૪૪ મી, વૈષ્ણવ ૨૪૪ મા.

---

## श्रीगुसांइजीना सेवक एक चहूडानी वार्ता.

આ ચહુડો શ્રીગોવર્ધનમાં રહેતો હતો,અને દરરોજ વિલછુ કુંડપર ઘાસ ખોદવાને જતો હતો.વિલછુકુંડ સામે શ્રીનાથજીનું મંદિર હતું.તેમાંથી અહર્નિશ તે સ્થળને શ્રીનાથજી નિહાળતા. એક દિવસ અધિકારીજીએ વચ્ચે ભીંત આડી કરાવી આથી તે કુંડ જોયાવગર શ્રીનાથજીને ગમ્યું નહિ. આથી તેમણે સ્વપ્નમાં આ ચહુડાને આજ્ઞાકરી કે તું શ્રીગોકુળ જા અને શ્રીવલ્લભજીને કહી આ ભીંતને પડાવી નંખાવ. ત્યારે ચહુડાએ કહ્યું કે રાજ! શ્રીવલ્લભજી મારૂં કહ્યું શી રીતે માનશે? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે તમારૂં નામ શ્રીગોકુ-

ળનાથજી છે એમ શ્રીનાથજીએ મને કહ્યું છે એવું કહેજે. આ સાંભળીને તે ચહુડો મનમાં વિચાર કરવા લાગ્યો કે જાઉં કે નહિ. શ્રીનાથજીએ તેને ત્રણ દિવસ લાગલાગટ સ્વપ્નામાં આજ્ઞા કરી. આથી તેણે જવાનો દૃઢ નિશ્ચય કર્યો. અને શ્રીગોકુળ ગયો. સિંહદ્વાર આગળ પોળીઆને કહ્યું કે શ્રી વલ્લભજીને જઇને ખબર આપ કે એક ચહુડો આપને વિનતિ કરવાને ઉભો છે. પોળીઆએ જવાની ના પાડી. આ સમયે ઘણા લોકો ત્યાં એકત્ર થયા. તે બધા આ ચહુડાને દૂર ખસેડવા લાગ્યા. તે વખતે શ્રીવલ્લભજીએ બધા લોકો એકઠા થવાની વાત જાણીને ત્યાં પધાર્યા. તેમણે આ ચહૂડાને પોતાની પાસે બોલાવીને બધું વૃત્તાન્ત તેની પાસેથી સાંભળ્યું. શ્રીવલ્લભજીએ સ્વપ્નની બધી હકિકત સાંભળી ને બધાને પ્રતીતિ થવા માટે પૂછયું કે શ્રીનાથજી એ મારૂં શું નામ કહ્યું છે. ચહુડાએ કહ્યું કે આપનું નામ શ્રીગોકુળનાથજી છે, એવી આજ્ઞા શ્રીનાથજીએ મને કરી છે. આથી શ્રીવલ્લભજીના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે ઉઠીને ઘણા આનંદના આવેશમાં આવી જઈને તે ભંગીને ભેટ્યા,અને મોટો ઉત્સવ માન્યો.પછી શ્રીગોપાલપૂર આવીને ભીંત પાડી નંખાવી. ત્યારથી શ્રીનાથજી વીલછુ કુંડ દેખવા લાગ્યા. એ ચહુડો શ્રીગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. એના કહેવાથી શ્રીવલ્લભજીનું શ્રીગોકુળનાથજી નામ પ્રસિદ્ધ થયું. વાર્તા સંપૂર્ણ વૈ. ૨૨૪ મા.

(સાર) જેને ભગવાનનું શરણ છે તે ગમે તેવો અધમ યોનીનો હોય કે ઉત્તમ વર્ગનો હોય તો પણ પ્રભુ તેનો ઉદ્ધાર કરે છે અને ભક્તિનું ફળ આપે છે, ભક્તિ માર્ગમાં પ્રભુનું ભજન કરનારજ ઉત્તમ છે એમ અવશ્ય સમજવું જોઇએ.

ભક્તિ તારે ચંડાળને, જેમાં કોય ન શુભ આચર્ણ,<br>
શું પછી કેહેવું તેહનું, ઉદ્ધારે અધમ અન્યવર્ણ;<br>
વર્ણ સર્વ ઉદ્ધારે જગત, નીચ ઉચ્ચ જેની આસક્ત.<br>
એક અંગ ભક્તિ ભદ્રાય, અચરજ શું ! પૂર્ણ એ થાય;

વળી અન્યત્ર દયારામભાઇએ ગાયું છે.

શ્વપચ ભલેરો જેને કૃષ્ણ આસક્તિ, મન કર્મવચને કરે હરિ ભક્તિ;<br>
ફલ સહિત એ પામે તેહ, વિપ્ર શકે કરે ન કરી શુચી દેહ.

આ ચુહડાનું નામ મોહનોભંગીછે. જુઓ શ્રીગોવર્ધનનાથજીની પ્રાગટયની વાર્તા.

# વાર્તા ૨૪૫ મી, વૈષ્ણવ ૨૪૫ મા.

## શ્રીગુસાંઇજીના સેવક મધુકરશાહ રાજાની વાર્તા.

આ રાજા ઓડછાનગરમાં રાજ્ય કરતો હતો. શ્રીગુસાંઇજી જ્યારે ઓડછા પધાર્યા ત્યારે આ રાજા સેવક થયો. અને શ્રીઠાકોરજીની સેવા કરવા લાગ્યો. તે વૈષ્ણવનો સત્કાર કરતા. તથા તેમનાં ચરણ સ્પર્શ કરીને પગ ધોતા. આથી તેમના મિત્રો એમની મશ્કરી કરતા.એક દિવસ રાજાના કાકાએ એક ગધેડું મંગાવીને તેને દશ વીસ કંઠી પહેરાવી, તિલક કરી, રાજાની પાસે મોકલ્યું,પણ રાજાએ તો તેને વૈષ્ણવ જાણીને ચરણસ્પર્શ કર્યાં,તથા પગ ધોઇને ચરણામૃત લીધું. રાજાનો આવો શુદ્ધ ભાવ જોઈ શ્રીઠાકોરજી પ્રકટ થયા અને તેને સાક્ષાત્ દર્શન આપ્યાં અને તેને કંઈ માગવાને આજ્ઞા કરી. મધુકરશાહે કહ્યું કે વૈષ્ણવ પ્રતિ મારો આવો ને આવો ભાવ સદૈવ રહે કારણકે તેમની કૃપાથી આપ આજે પ્રકટ થયા અને મને દાન કર્યું. શ્રીઠાકોરજી આથી પ્રસન્ન થયા અને આજ્ઞા કરી કે તારો ભાવ સદૈવ આવો ને આવોજ શુદ્ધ રહેશે. મધુકરશાહ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૫ મા.

(સાર) સુરદાસજીએ ખરો વૈષ્ણવ કોણ કહેવાય તેનાં લક્ષણ નીચેના પદમાં આપ્યાં છે. તે મનન કરવા જેવાં હોવાથી અહિંઆં આપવામાં આવે છે.

એ સબજાને ભક્ત કે લક્ષણ.
કોઇ નિંદો કોઇ વંદો, કોઇ માર લે જાઓ ધન ગચ્છન.
કોઇ કહે એ મૂરખ અજ્ઞાની, કોઇ કહે એ બડો વિલક્ષણ.
ભલી બુરી કછુ મનમેં ન લાવે, કૃષ્ણ ચરણ રતિતરણ એક ક્ષણ,
સુર સુખ દુઃખ વ્યાપે નહિ તા તન, યાહિ તેં ગિરિધર મીલે તત્ક્ષણ.

વૈષ્ણવની કોઈ નિન્દા કરે કે પ્રશંસા કરે તો પણ તેણે તે ઉપર ધ્યાન આપવું નહિ. વૈષ્ણવનો સ્વાંગ કદી પણ ત્યજવો નહિ. વળી જે કોઈ નામ ધારી અગર ખરેખરા વૈષ્ણવો પોતાને ત્યાં આવે તેમનું ભાવથી સન્માન કરવું જોઇએ. તેમના તરફ કોઇપણ વિપરિત બુદ્ધિ દર્શાવવી નહિ. એજ વૈષ્ણવનો અતિથિ ધર્મ છે. છિતસ્વામીએ ગાયું છે.

મોહિ બલહે દોઉ ઠોરકો.
એક બલ મોયે હરિભક્તન કો, દૂજો નંદકિશોર કો.
મનસા વાચા ઓર કર્મણા, નાહિ ભરૂંસો ઓરકો.
. છિતસ્વામી ગિરિધરન શ્રી વિઠ્ઠલ, શ્રીવલ્લભ કુલ શિર મોરકો;

# વાર્તા ૨૪૬ મી. વૈષ્ણવ ૨૪૬ મા.

## શ્રીગુસાંઇજીના સેવક તુલસીદાસ સારસ્વત બ્રાહ્મણની વાર્તા.

તુલસીદાસના પિતા શ્રીગુસાંઇજીના જલઘરીઆ હતા. બાલ્યાવસ્થામાં તુલસીદાસ શ્રીગિરિધરજી વગેરે બાળકો સાથે ખેલતા હતા. જ્યારે શ્રીગુસાંઇજી લાલજીને બોલાવતા ત્યારે તુલસીદાસજી પણ તેમની સાથે જતા. શ્રીગુસાંઇજી તેમને બાળક જાણીને લાલજી કહેતા હતા. તેમના માતપિતા ન્હાનપણમાં ગુજરી ગયાં હતાં. તેથી તેમનું પાલણ પોષણ શ્રીગુસાંઇજી કરતા હતા. તુલસીદાસના મનમાં એમ હતું કે હું શ્રીગુસાંઇજીનો બાળક છું. જ્યારે સર્વ બાળકો મોટા થયા ત્યારે શ્રીગુસાંઇજીએ દરેકને માથે સેવા પધરાવી આપી, ત્યારે તુલસીદાસના મનમાં થયું કે શ્રીગુસાંઇજીએ મારે માથે સેવા પધરાવી દીધી નહિ. શ્રીઠાકોરજીએ તુલસીદાસના મનનો આ સંકલ્પ જાણીને શ્રીગુસાંઇજીને આજ્ઞા કરી કે એમને પણ સેવા પધરાવી આપો, તેમના દ્વારા અનેક જીવોનો ઉદ્ધાર થશે. આથી શ્રીગુસાંઇજીએ શ્રીગોપીનાથજી ઠાકોરજીની સેવા તેમને પધરાવી આપી. અને આજ્ઞા કરી કે સિંધદેશમાં જઇને જીવોને પુષ્ટિમાર્ગનો બોધ કરો તથા સર્વને અષ્ટાક્ષર મંત્ર સુણાવો. આથી તેમણે લાલજી નામ ધારણ કર્યું. તુળસીદાસ ઘણા ભોળા હતા રસ્તામાં તેમણે એક વખતે સ્નાન કરીને રસોઇ કરી તથા શ્રીઠાકોરજીને ભોગ ધરાવ્યો પછી શ્રીઠાકોરજીને વિનતિ કરી રાજ આ લુખી રોટલી છે. તો તે આરોગો, નહિ આરોગોતો હું શ્રીગુસાંઇજીને કહી દઇશ. શ્રીઠાકોરજી આ સ્નેહાળ વચનો સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને રોટલી આરોગ્યા અને કહ્યું તમે શ્રીગુસાંઇજીને કહી દેશો નહિ. મને તેમની ઘણી બીક લાગે છે. પછી શ્રીઠાકોરજી પધરાવીને તે સિંધ દેશમાં ગયા. આજસુધી તેમના વંશજો સિંધ દેશમાં છે અને તેઓ લાલજીવાળા કહેવાય છે. કેટલાક તુલસીદાસને લાલમતિ પણ કહેતા. શ્રીગિરિરાજજી, શ્રીયમુનાજી, શ્રીગોકુલ તથા શ્રીવ્રજભુમિ વિષે તેમની દ્દઢ બુદ્ધિ હતી. એ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૬ મા.

(સાર) ભક્ત જે ભાવથી પ્રભુને પ્રસન્ન કરવા માગે છે, તે ભાવથી શ્રીઠાકોરજી તેના મનોરથો પૂર્ણ કરે છે. માત્ર હૃદયમાં શુદ્ધ પ્રેમ હોવો જોઇએ. જે કંઇ સેવા

પ્રેમથી કરવામાં આવે છે તેને પ્રભુ રજ જેટલી હોય તો પણ પર્વત જેટલી ગણે છે. પણ પ્રેમ સિવાય ગમે તેટલી મોટી સેવા કરવામાં આવે તો તે નિરર્થક છે.

હરિ ભાવ વિના, કેવળ કૃતી કરેથી કાર્ય ન થાય;
જ્યમ અગ્નિ વિના ભસ્મમાં ઘૃત હોમે ઓળે જાય

# વાર્તા ૨૪૭ મી. વૈષ્ણવ ૨૪૭ મા.

## શ્રીગુસાંઇજીના સેવક સોદાગરની વાર્તા.

આ સોદાગર આગ્રામાં રહેતા હતા એક વખતે ગોપાળપૂરમાં શ્રીનાથજીનાં તથા શ્રીગુસાંઇજીનાં દર્શન કરવા આવ્યા પછી તે સહ કુટુમ્બ શ્રીગુસાંઇજીના સેવક થયા. શ્રીઠાકોરજીને પધરાવીને સેવા કરવા લાગ્યા. એક દિવસ જન્માષ્ટમીને દિવસે તેમની પાડોસના વાણીઆનો છોકરો વ્હાણ લઇને વેપાર કરવા પરદેશ ગયો હતો તે બૂડી ગયાના સમાચાર એ વાણીઆને મળવાથી તે અત્યન્ત રૂદન કરવા લાગ્યો, ત્યારે આ સોદાગરે તે વાણીઆને આશ્વાસન આપ્યું અને કહ્યું "તું આજે રડીશ નહિ, કારણ કે આજે જન્માષ્ટમીનો દિવસ છે. ત્યારે વાણીઆએ જવાબ આપ્યો કે પુત્ર જેવી વસ્તુ ગઇ તો શા માટે રડવું ન આવે ? સોદાગરે કહ્યું તારો પુત્ર તને આવીને પાછો મળશે તે મરી નહિ જાય. આથી તે વાણીઆએ કહ્યું કે હું ત્રણ દિવસ સુધી રૂદન નહિ કરૂં. જો તમારૂં સત્ય હશે તો મારો પુત્ર મને પાછો મળશે" આમ કહીને તે રડતો બંધ પડયો. આ વખતે શ્રીઠાકોરજીએ સોદાગરનું વચન સત્ય રાખવાને વહાણ બૂડતી સમયે વાણીઆના છોકરાને પાટીઆ પર જીવતો રાખ્યો હતો. બે દિવસ પછી તે કિનારા ઉપર આવ્યો. પછી તેના માબાપોને તેના દેશમાં તેણે કાગળ લખ્યો તે વાણીઆના છોકરાનો કાગળ જન્માષ્ટમીના બીજે દિવસે વાણીઆને મળ્યો, તે વાંચીને તેના આનંદનો પાર રહ્યો નહિ એકદમ સોદાગરને પગે લાગ્યો અને કહ્યું આપે જે કહ્યું તે ખરૂં પડયું છે સોદાગરે કહ્યું આ સર્વ શ્રીગુસાંઇજીનો પ્રતાપ છે માટે તેમને શરણે જા.પછી તે વાણીઓ સોદાગરને સાથે લઇને શ્રીગોપાલપુર ગયો અને શ્રીગુસાંઇજીને શરણે ગયો.સોદાગરે વિનંતીકરી કે મહારાજ ખેલનાદિવસોમાં શ્રીનાથજી શા-

માટે ચરણારવિંદને ઢાંકેછે? શ્રીગુસાંઇજીએ આજ્ઞાકરી કે વ્રજભકતો જે ખેલવા આવેછે તે જો ચરણારવિંદનાં દર્શનકરે તો તેમને દાસ્ય ભક્તિ સ્ફુરિત થાયછે તેથી દાસત્વ હૃદયમાં લાવીને શ્રીઠાકોરજીની સન્મુખ હાથજોડી ઉભા રહેછે,તે સમયે શ્રીઠાકોરજી ખેલ કરે છે. વ્રજભકતો પણ નીચી દૃષ્ટિ રાખીને હાથ જોડી ઉભા રહે છે તેથી ખેલવાનું સુખ પ્રાપ્ત થતું નથી માટે શ્રીઠાકોરજી ચરણારવિંદ ઢાંકી દે છે અને દાસ્ય ભક્તિને છુપાવે છે તથા રાજભક્તિ પ્રકટ કરે છે. વ્રજ ભકતોને રાજભક્તિ પ્રકટ થાય છે તેથી શ્રીઠાકોરજી સન્મુખ ખેલે છે. આથી શ્રીઠાકોરજીને ખેલનો આનંદ મળે છે. આ કારણથી ખેલ સમયે શ્રીઠાકોરજી ચરણારવિંદને વસ્ત્રથી ઢાંકે છે. આ સાંભળીને સોદાગર તથા વૈષ્ણવ બહુ પ્રસન્ન થયા. તે દિવસથી સોદાગરે શ્રીઠાકોરજીના ચરણારવિંદમાં નિશદિન ધ્યાન દૃઢ રાખ્યું.આ સોદાગર શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૭ મા.

(સાર) લૌકિક ઉપાધિ માટે વૈષ્ણવે કદીપણ ચિન્તા કે શોક કરવો નહિ. શ્રીઠાકોરજીમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવો. એ જે કંઇ કરશે તે સારા માટે કરશે એમ મન સાથે બરાબર સમજી રાખવું.

> ઇચ્છે રૂડું પ્રભુ જગતનું કેમ કરે કૂડું નીજ દાસ;
> જે કરશે હરિ તે ભલું તાહરૂં, તું ધર દૃઢ વિશ્વાસ;
> વિશ્વાસ રાખ કલ્પના મૂક, સેવા સ્મરણમાં નવચુક,
> નહિ મળે ફરી અવસર આવો, હરિભજી લ્યો મનસા દેહ લ્હાવો.

ઉત્સવના દિવસોમાં તો ખાસ કરીને ચિત્તને પ્રસન્નતામાં રાખવું. વ્યગ્ર મનથી કરેલી સેવા પ્રભુ સ્વીકારતા નથી. એથી પ્રભુ પણ ઉદાસ થાય છે.



## વાર્તા ૨૪૮ મી. વૈષ્ણવ ૨૪૮ મા.



### श्रीगुसांइजीना सेवक हृषीकेश क्षत्रिनी वार्ता.

આ હૃષીકેશ આગ્રામાં રહેતા હતા. શ્રીગુસાંઇજી આગ્રે પધાર્યા ત્યારે તે સેવક થયા હતા. તે ઘોડાની દલાલી કરતા હતા. એક વખતે એક સોદાગર બહુ ઘોડા લાવ્યો હતો તે હૃષીકેશે વેચાવી દીધા આ સોદાગર પાસે એક ઉત્તમ ઘોડો હતો. હૃષીકેશ અશ્વ વિદ્યામાં પ્રવીણ હતા તેથી તેનાં ચિન્હ તેમને ખબર પડતાં હતાં. હૃષીકેશે સોદાગરની પાસે આ ઘોડાની માગણી

કરી. તેથી દલાલીમાં આ ઘોડો તેમને આપવામાં આવ્યો. હૃષીકેશે તે લઇને શ્રીગુસાંઇજીને ભેટ કર્યો. શ્રીગુસાંઇજી આ ઘોડો જોઇને ઘણા પ્રસન્ન થયા. પછી હૃષીકેશે શ્રીગુસાંઇજીને વિનતિ કરી કે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ કૃપા કરીને સમજાવો. ત્યારે શ્રીગુસાંઇજીએ તે સ્વરૂપ સમજાવવા નીચેનું પદ્ય સમજાવ્યું.

*सौंदर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकं
पुंरूपश्च पुनस्तदंतरगतं प्रावीविशत्स्वप्रिये।
संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि तत्साक्षिकं
रूपं तत्त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥

જ્યારે શ્રીગુસાંઇજીએ આ શ્લોક ઉચ્ચાર્યો તે સમયે કૃષ્ણભટ્ટજી ત્યાં બેઠા હતા તેથી શ્રીગુસાંઇજી સેવામાં પધાર્યા એટલે હૃષીકેશે કૃષ્ણભટ્ટજીને કહ્યું મને આ શ્લોક બરાબર રીતે સમજાવો આથી કૃષ્ણભટ્ટે કહ્યું શ્રીઠાકોરજીના હૃદયમાં શ્રીસ્વામિનીજી બિરાજે છે અને શ્રીસ્વામિનીજીના હૃદયમાં શ્રીઠાકોરજી બિરાજે છે વિપ્રયોગ સમયે બન્નેના હૃદયમાંથી આ સ્વરૂપનું પ્રાકટ્ય થયું તે સમયે શ્રીઠાકોરજીએ જાણ્યું કે હું શ્રીસ્વામિનીજી છું અને શ્રીસ્વામિનીજીએ જાણ્યું કે હું શ્રીઠાકોરજી છું. આવા પ્રકારનો અત્યન્ત વિરહ બન્ને જણાંઓને થયો. બન્નેના મુખમાંથી વિરહાગ્નિ જ્વાળા બહાર પ્રકટ થઇ ત્યારે શ્રીઠાકોરજીએ બન્ને અગ્નિને સંયોગરસમાં પ્રવેશ કરાવ્યો. પછી તૃતીય સ્વરૂપ પ્રકટ થયું. આ સ્વરૂપમાં બન્નેના વિરહાગ્નિ તથા સંયોગરસ એકત્ર થયા અને તેમાંથી તૃતીય સ્વરૂપ બન્યું. આ સ્વરૂપ તે શ્રીમહાપ્રભુજીનું છે તેથી તેમની કૃપા વિના સંયોગરસ અને વિપ્રયોગરસનો અનુભવ થઇ શકે નહિ. આ વાત સાંભળીને હૃષીકેશજીએ એ સ્વરૂપ હૃદયમાં રાખ્યું. અને ભગવત્સ્વરૂપનાં લીલા સહિત દર્શન કરવા લાગ્યા. જેમ જેમ લીલાસહિત દર્શન કરતા ગયા તેમ તેમ નવાં પદ ગાતા ગયા. એક દિવસ ચાચા હરિવંશજી હૃષીકેશને ઘેર આવ્યા. તે સમયે શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનો જે ગ્રંથ હતો તે શ્રીગુસાંઇજી પાસે શીખતા હતા. તે તેમને કહ્યો હતો. અને શ્રીસર્વોત્તમજીમાંથી નામાત્મક સ્વરૂપ,શ્રીવલ્લભાષ્ટકમાંથી રૂપાત્મક સ્વરૂપ,અને શ્રીસ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત ઉપરથી ગુણાત્મક સ્વરૂપનું વર્ણન કરી બતલાવ્યું. આ ત્રણે ગ્રંથમાં પ્રતિપાદિત કરેલા સ્વરૂપને એક શ્લોકથી બરાબર રીતે સમજાવ્યું.હૃષીકેશજીના

હૃદયમાં શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ સ્થિર થયું. અને વારંવાર તે સંબંધિ વિચાર કરવા લાગ્યા. કોઈ સમય श्रीकृष्णास्यं कृपानिधिः તો કોઇ સમય વૈશ્વાનર તો કોઈ સમય तत्सार भूतरास श्रीभावपूरित विग्रहः એવા સ્વરૂપનો વિચાર કરવા લાગ્યા. કોઇ વખતે वस्तुतः कृष्ण एव, કોઈ વખત श्रीभागवत् प्रतिपद मणिवरभावांशु भूषिता मूर्तिः એવા સ્વરૂપનો વિચાર કરવા લાગ્યા. આ હૃષીકેશને શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનો એવો અનુભવ હતો. એ હૃષીકેશ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૮ મા.

(સાર) વૈષ્ણવો એ હમેશાં શ્રીસર્વોત્તમ સ્તોત્ર, શ્રીવલ્લભાષ્ટક તથા શ્રીસ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત તથા સૌન્દર્યપદનો અહર્નિશ પાઠ કરવો જોઇએ. નિત્ય પાઠ કરવાથી શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનું જ્ઞાન થાય છે. નામાત્મક, ગુણાત્મક, અને રૂપાત્મક એમ જે જુદાં જુદાં સ્વરૂપોને સ્તોત્રોમાં વર્ણવ્યાં છે. તે યથાર્થ રીતે સમજાય છે,

પ્રકટે કૃષ્ણાનન દ્વિજરૂપ;
માધવ માસ કૃષ્ણ એકાદશી, આયે અગ્નિ સ્વરૂપ.
દૈવી જીવ ઉદ્ધારણ કારણ, આનંદમય રસરૂપ,
વલ્લભ પ્રભુ ગિરિધર પ્રભુ દોઉ, તેઇ એઇ એક સ્વરૂપ.

સૌન્દર્યપદ્યનો નિષ્કર્ષ એટલો છે કે શ્રીઠાકોરજીનાં ત્રણ સ્વરૂપમાં એક શ્રી ભગવાનના હૃદયમાં બિરાજે છે તે, બીજું શ્રી સ્વામિનીજીના હૃદયમાં બિરાજે છે તે, અને ત્રીજું બન્ને સ્વરૂપના સાક્ષિરૂપ મધ્યસ્થ શ્રીમહાપ્રભુજીનું છે તે ત્રીજું સ્વરૂપ આ ત્રણ સ્વરૂપનું અહર્નિશ ધ્યાન કરવું.

આ સૌંદર્યપદ્ય મૂળ તથા તે ઉપરની સંસ્કૃત ટીકાઓના આધારે ગુર્જર ગિરામાં અનુવાદ પ્રકટ કરવામાં આવ્યો છે. આ પુસ્તક અમારે ત્યાંથી મળી શકશે. શ્રીસર્વોત્તમ સ્તોત્ર તથા શ્રીવલ્લભાષ્ટક પણ અમારે ત્યાંથી મળશે.

## વાર્તા ૨૪૯ મી, વૈષ્ણવ ૨૪૯ મા.

### श्रीगुसांइजीना सेवक कान्हदासनी वार्ता.

આ કાન્હદાસ રાજનગરમાં રહેતા હતા. શ્રીગુસાંઇજી રાજનગરમાં પધાર્યા ત્યારે તે શરણે ગયા હતા. પછીથી શ્રીઠાકોરજી પધરાવીને સેવા કરવા લાગ્યા. તે સમયે કાન્હદાસની સ્ત્રી અને છોકરો બધાં સેવામાં ન્હાતાં હતાં. કાન્હદાસના છોકરાની વહુ ઘણી ભોળી બાઇ હતી તેને કંઇ આચાર વિચારમાં સમજણ પડતી નહોતી. આથી તેને સેવામાં નાહાવા દેવામાં

આવતી નહોતી. આ વહુ જે કોઇ વૈષ્ણવ આવતો તેની જુઠણ ઉઠાવતી અને પોતનું કરતી. વૈષ્ણવના પગ દાબતી, પંખા કરતી, ન્હવડાવતી તથા ઘરમાં પૂંજો કાઢતી. આવા આવા કામમાં તેને રોકવામાં આવતી. પણ શ્રીઠાકોરજી તેને ભોળી જાણીને તેની પાસે આવીને વાતો કરતા, અને જુદા જુદા પ્રકારની લીલા બતલાવતા એક દિવસ કાન્હદાસ શ્રીઠાકોરજીનો શૃંગાર કરતા હતા તે સમયે મનમાં એવો વિચાર થયો કે આજે મોચીને ત્યાં જવું છે અને જોડા લાવવા છે. તે વખતે કોઈ એક માણસ કાન્હદાસને બોલાવવા આવ્યો. ત્યારે તેમણે તેમના છોકરાની વહુને પૂછયું તમારા સસરા કયાં છે? ત્યારે વહુએ કહ્યું કે એતો મોચીને ઘેર જોડા લેવા ગયા છે. કાન્હદાસે ભીતર રહીને આ વાત સાંભળી તેથી એકદમ બહાર આવ્યા અને તે વહુને પગે લાગ્યા અને કહેવા લાગ્યા " ભગવાનની સેવાના પ્રતાપથી તમારા હૃદયમાં ભગવત્સ્વરૂપનો ઉદય થયો છે આથી તું મારા મનની સર્વ વાત જાણી ગઇ છે. શ્રીઠાકોરજી તારા ઉપર આજે પ્રસન્ન થયા છે. હું બહુજ મૂર્ખ છું કે તમારા ભગવદ્ભાવની પ્રતીતિ હજુ પણ મને થઇ નથી માટે તમે હમેશાં સેવા કરો.અને તમારી ઇચ્છામાં આવે તેશૃંગાર શ્રીઠાકોરજીને ધરાવો તથા જે સામગ્રી ધરાવવી હોય તે ધરાવો. તે દિવસથી તે વહુ સેવામાં ન્હાવા લાગી. ઘરનાં બધાં માણસે એ વહુને પૂછીને સેવા કરવા લાગ્યાં. એ કાન્હદાસ તથા તેના બેટાની વહુ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૪૯ મા.

(સાર) સેવા કરતી વખતે ચિત્તનો નિગ્રહ કરવો જોઇએ. તેને બીજે લૌકિક વિષયોમાં દોડવા દેવું નહિ (૧) નિષ્કપટી અને ભોળાંને પ્રભુ જલદી મળે છે. ઘણા ભાવિક વૈષ્ણવો બહારથી આપણી લૌકિક બુદ્ધિએ તદ્દન ભોળીઆ અને અજ્ઞાન જેવા લાગે છે. પણ તેમ છે એમ સમજવું નહિ. તેમના હૃદયમાં પ્રભુએ સ્થાન કરેલું છે, તેથી તે લૌકિકની સાથે બહુ સંબંધ રાખતા નથી. ખરૂં જોતાં તે સર્વજ્ઞજ છે. માટે તેવા વૈષ્ણવોની હાંસી અગર ઉપહાસ કરવો નહિ. એમ કરવાથી શ્રીઠાકોરજી ઘણાજ અપ્રસન્ન રહે છે. વૈષ્ણવનો ઉપહાસ તથા માનભંગ શ્રીઠાકોરજી કદીપણ સહન કરી શકતા નથી.

## વાર્તા ૨૫૦ મી, વૈષ્ણવ ૨૫૦ મા.

### श्रीगुसांइजीना सेवक मथुरांदासनो वार्ता.

આ વૈષ્ણવ ગોપાલપૂરમાં રહેતા હતા. એક દિવસ મથુરાદાસજીએ શ્રી ગુસાંઇજીને પૂછ્યું કે આપની સૃષ્ટિ અને શ્રીમહાપ્રભુજીની સૃષ્ટિમાં કેટલો ફેર છે ! ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી તું આવો પ્રશ્ન પૂછે છે માટે આ-જથી તારો ત્યાગ કર્યો છે. તે સમયે દશ પંદર વૈષ્ણવો બેઠા હતા. એમણે આ વાત સત્ય માની અને મથુરાદાસને ભગવતસ્મરણ કહેવાનું પણ છોડી દીધું. આખા ગામમાં લોકોને કહ્યું કે એમને ભગવત્સ્મરણ કરવા નહિ. આથી કોઇ તેમની પાસે બેસતા નહોતા. ત્યારે મથુરાદાસે એવો વિચાર ક-ર્યો. કે જંગલમાં જઇને કોઇને ખબર ન પડે તેવી જગ્યાએ દેહ છોડી દેવી. પછી તેમણે અન્ન જળનો ત્યાગ કર્યો. આ પ્રમાણે ત્રણ દિવસ પસાર થયા. ચોથે દિવસે એ મથુરાંદાસ ત્યાંથી જંગલમાં દેહ છોડવાને માટે ચાલ્યા તે સમયે રસ્તામાં બે કોશ ઉપર એક ગામ હતું. ત્યાં શ્રીમહાપ્રભુજીના સેવક એક ડોકરી રહેતી હતી. તેનું નામ જમનાબાઈ હતું. તે સમયે મથુરદાસે વિચાર્યું કે જમનાબાઇને મારો બહિષ્કાર થયાની ખબર નહિ હોય. માટે તેમને ભગવત્સ્મરણ કહેતો જાઉં. પછી મથુરદાસ જમનાબાઇને ઘેર ગયા. અને ત્યાં તેમને ભગવત્સ્મરણ કર્યા પછી જમનાબાઇએ કહ્યું તમે અહિંઆં પ્રસાદ લઇને જાવ. મથુરદાસે કહ્યું મારો શ્રીગુસાંઇજીએ ત્યાગ કર્યો છે, વૈષ્ણવે પણ મારો ત્યાગ કર્યો છે તેથી દેહ છોડવાને હું જાઉં છું. ત્યારે જમનાબાઇએ જવાબઆપ્યો કે તમે આ શું બાવરી વાત કરોછો! શ્રીગુસાં-ઇજી તો કોઇનો પણ ત્યાગ કરતા નથી.શ્રીઠાકોરજીએ શ્રીમહાપ્રભુજીને એવું વચન આપ્યું છે કે જેની સાથે તમે બ્રહ્મસંબંધ કરાવશો તેનો અમે ત્યાગ કરીશું નહિ. તેમનામાં દોષ રહેશે નહિ. સિદ્ધાન્તરહસ્ય ગ્રંથમાં લખ્યું છે.

१ ब्रह्मसंबंध करणात्सर्वेषां देहजीवयोः ।
सर्वे दोष निवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ।

અંતઃકરણ પ્રબોધ ગ્રંથમાં પણ લખ્યું છે,

२ सत्यसंकल्पतो विष्णुर्नान्यथातु करिष्यति ।

વળી. ૩

लौकिकमप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कदाचन ।

નિબંધમાં પણ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે.

૪ अत्रापि वेदनिंदायामधर्मकरणात्तथा ।
नरकेन भवेत्पातः किंतु हीनेषु जायते ॥

શ્રીમદ્દભગવદ્દગીતામાં પણ શ્રીઠાકોરજીએ કહ્યું છે.

૫ सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥

આ પ્રમાણે દરેક સ્થળે કહ્યું છે કે આ માર્ગમાં એક વખત બ્રહ્મસંબંધ થયું હોય તો પછી તેનો શ્રીઠાકોરજી કદી પણ ત્યાગ કરતા નથી. તો પછી તમારા કહેવા પ્રમાણે શ્રીગુસાંઇજી તમારો ત્યાગ કરેજ નહિ, હું તમારી હકિકત સાચી માનતી નથી. તમે અહિંઆં બેસો, શ્રીઠાકોરજીનાં દર્શન કરો, મહાપ્રસાદ લ્યો. હું પણ પ્રસાદ લઇને તમારી સાથે શ્રીગુસાંઇજીની પાસે જઇશ. પછી મથુરાંદાસજીએ સ્નાન કર્યું અને મહાપ્રસાદ લીધો. પછી જમનાબાઇ મથુરાદાસને સાથે લઇને શ્રીગુસાંઇજીની પાસે આવ્યાં.આ મથુરાંદાસને જોઇને શ્રીગુસાંઇજીએ કહ્યું,હે વૈષ્ણવ ! તું ચાર દિવસથી કયાં ગયો હતો. પછી જમનાબાઇની વાત સત્ય કરવાને માટે તથા માર્ગની સ્થિરતા રાખવાને માટે અથવા સૃષ્ટિનું તારતમ્ય જણાવવાને માટે શ્રીગુસાંઇજીએ મથુરાંદાસને એવી લીલા દેખાડી.એ મથુરાંદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ, ૨૫૦ મા.

(સાર) શ્રીગુસાંઇજી અને શ્રીમહાપ્રભુજીનું એકજ સ્વરૂપ છે તેમાં કોઈપણ ભિન્નતા જોવી નહિ. માધવદાસજી એ પદમાં ગાયું છે કે.

શ્રી વલ્લભ વિઠ્ઠલ હાર ન જાણ્યા, તેણે સર્વસ્વ ખોયુંરે
શું લાવ્યા શું લઇને જાશો, વારંવાર વહેવાયારે,

જીવનો ગમે તેવો અપરાધ થયો હોય પણ જો તેને બ્રહ્મસંબંધ થઇ ચુકયો હોય તો પછી તેનો કદી પણ ત્યાગ કરતા નથી. માટે પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખવો.

જે જીવ શરણ આયે તેહિ તારે;
દીન દયાલ પ્રકટ પુરૂષોત્તમ શ્રી વિઠ્ઠલરાજ દુલારે. ૧
જીતની રવિ છાયાકી કણિકા તિતને દોષ હમારે,
તુમારે ચરણ પ્રતાપ તેજ તેં તે હું તત્ક્ષણ ટાળે. ૨
માલા કંઠ તિલક માથે ધરી શંખ ચક્ર વપુ ધારે,
માણેકચંદ પ્રભુ કે ગુણ ઐસે મહાપતિત નિસ્તારે. ૩

૧ બ્રહ્મ સંબંધ કરવાથી દરેકના દેહ અને જીવના સર્વ દોષની નિવૃત્તિ થાય છે સંયોગ, સ્પર્શ ઈત્યાદિ પાંચ પ્રકારના જે દોષો છે તે સર્વ દૂર થઈ જાય છે.

૨ સત્ય સંકલ્પથી વિષ્ણુ કંઇ પણ વિપરીત કરશે નહિ.

૩ લૌકિક રાજાની માફક પ્રભુને કદાપી ગણવા નહિ.

૪ અહિંઆં જો કોઈ એ વેદની નિંદા કરી હોય,તથા અધર્માચરણ કર્યું હોય તો પણ તેનો નરકમાં પાત થતો નથી. ફક્ત અધમ યોનિમાં ઉત્પન્ન થાય છે.

૫ સર્વ ધર્મોનો ત્યાગ કરીને મારા એકલાને શરણે આવ્ય હું તેથી તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. તું શોક કર નહિ.

---

## વાર્તા ૨૫૧ મી, વૈષ્ણવ ૨૫૧ મા.

---

### શ્રીગુસાંઇજીના સેવક માધવેંદ્રપૂરીની વાર્તા.

માધવેંદ્રપૂરી ગર્ગ્વ સંપ્રદાયના સંન્યાસી હતા. તે અડેલમાં રહેતા હતા. તેમની પાસે શ્રીગુસાંઇજી ભણવાને માટે જતા. હમેશાં શ્રીગુસાંઇજી તેમની પાસે પુસ્તક રાખી મૂકતા, ઘરમાં આવીને ભગવત્સેવા કરતા, એક વખત માધવેંદ્રપૂરીએ શ્રીગુસાંઇજીને કહ્યું તમે પુસ્તકો અહિંઆં રાખો છો અને કશું ગોખતા તો નથી. ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું તમારે જે પૂછવું હોય તે પૂછો, હું તે બધાનો ઉત્તર દઇશ, પછી માધવેંદ્રપૂરીએ જે જે પ્રશ્નો પૂછયા તે બધાના ઉત્તર શ્રીગુસાંઇજીએ આપ્યા, માધવેંદ્રપૂરી ઉત્તર દે તેના કરતાં દશગણા સરસરીતે શ્રીગુસાંઇજી ઉત્તર આપતા.ત્યારે માધવેંદ્રપૂરીનેમોટું વિસ્મય થયું. કે આનું કારણ શું હશે. આટલું એ કયાંથી શીખ્યા હશે. આ રીતે અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યા. આ પ્રમાણે ઘણું આશ્ચર્ય થયું. વિચાર કરતા કરતા તે નિદ્રાને આધીન થયા ત્યારે સ્વપ્નામાં શ્રીઠાકોરજીએ તેમને દર્શન દીધાં અને કહ્યું "હું શ્રીગિરિરાજજીમાં પ્રકટ થયો છું મારી સેવા મારા વિના કોઈ પણ બીજું જાણતું નથી. મારી સેવા શીખાવવાને માટે મેં બીજુસ્વરૂપ લીધું છે,અને શ્રીવિઠ્ઠલનાથજી તરિકે પ્રકટ થયો છું,જો તમારે મારી પ્રાપ્તિ કરવી હોય તો શ્રીવિઠ્ઠલનાથજીને શરણે જાવ. આથી માધવેંદ્રપૂરીની નિંદ્રા ઉડી ગઈ, બીજે દિવસ સવાર થયું એટલે તે શય્યામાંથી ઉઠયા અને શ્રીગુસાંઇજીની વાટ જોવા લાગ્યા. શ્રીગુસાંઇજી પછી દરરોજના વખતે ભણવા માટે પધાર્યા ત્યારે માધવેંદ્રપૂરીએ શ્રીગુસાંઇજીને કહ્યું

આપ તો પૂર્ણ પુરૂષોત્તમછો અને અમારા જેવાને મોહ કરવાને માટેજભણો છો. માટે આજ મને ગુરૂ દક્ષિણા આપો અને મને ભણાવવાના કાર્યમાંથી મુક્ત કરો. આપને માથે શ્રીનાથજી બિરાજે છે. માટે મને થોડા દિવસ સેવા કરવાની આજ્ઞા આપો. તથા મને સેવક બનાવો. ત્યારે શ્રીગુસાંઇજીએ માવેંદ્રપૂરીને કહ્યું અમે તમારી પાસે વિદ્યા ભણ્યા છીએ માટે અમે તમને સેવક બનાવીશું નહિ. અમે તમને શી રીતે ઉપદેશ આપીએ. આથી માધવેંદ્રપૂરી ઘણાજ ઉદાસ થયા. એક વખત શ્રીગુસાંઇજીના ઉત્થાપન વખતે શ્રીનવનીતપ્રિયાજીએ આજ્ઞા કરી કે માધવેંદ્રપૂરીને આપ સેવક બનાવો ત્યારે શ્રીગુસાંઇજીએ માધવેંદ્રપૂરીને નામ નિવેદન કરાવ્યું. વળી વ્રજમાં સંગ લઇને પધાર્યા અને તેમને શ્રીનાથજીની સેવામાં રાખ્યા. કેટલાક બંગાળીલોકોને પણ માધવેંદ્રપૂરી પાસે રાખ્યા. પછી માધવેંદ્રપૂરી શ્રીનાથજીની સેવા કરવા લાગ્યા. પણ માધવેંદ્રપૂરી સંન્યાસી હતા જે કંઇ શ્રીનાથજીની ભેટ આવતી તે બધી બંગાળી બ્રાહ્મણોને સોંપી દેતા. કંઇ પણ પોતાની પાસે રાખતા નહિ. શ્રીગુસાંઇજી પણ તેમને કશું કહેતા નહિ. આ પ્રમાણે ઘણા દિવસો વીતીગયા.એકવખતે શ્રીનાથજીની ઇચ્છા પોતાનો વૈભવ વધારવાની થઇ. માધવેંદ્રપૂરીને તેમણે કહ્યું "તમે દક્ષિણમાં જઇ મલયાગર પર્વતમાંથી ચંદન લઇ આવો. ત્યારે માધવેંદ્રપૂરી ચંદન લેવાને માટે ગયા. તેમની પછી કૃષ્ણદાસજી હતા. તેમણે બંગાળીઓને કાઢી મૂકયા. આ હકિકત શ્રીનાથજીના પ્રાકટયમાં લખી છે.માધવેંદ્રપૂરી મલયાગર ચંદન લેવા ગયા,ત્યાં શ્રીહિમગોપાલજીનાં દર્શન કર્યાં.હિમગોપાલજીએ આજ્ઞા કરી કે તમે અમને ચંદન લગાવો. વ્રજમાં જશો નહિ.આથી ત્યાં ચંદન સમર્પ્યું. અને ત્યાંજ ભગવલ્લીલામાં પ્રવેશ કર્યો. એ માધવેંદ્રપૂરી શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ, વૈ. ૨૫૧ મા.

(સાર) શ્રી ગુસાંઇજી તે સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમનું સ્વરૂપ છે, તે બરાબર ધ્યાનમાં રાખવું. દૈવી જીવનો ઉદ્ધાર કરવા તથા તેમને સેવાનો પ્રકાર શીખવાડવા પોતે શ્રી વિઠ્ઠલેશજી તરિકે પ્રકટ થયા છે. ગોપાળદાસજીએ પણ ગાયું છે.

આપ સેવા કરી શીખવે શ્રી હરિ, ભક્તિ પક્ષ વૈભવ સુદૃઢ કીધો;<br>
આપની લીલાતે વદન પોતે કહી, ઉચ્ચાર આનંદ આધક દાધો.<br>
વેદ દધિ મધ્ય નવનીત જે ભજન રસ, મથિત માધુરી જીવે શ્રવણે પીધો;<br>
તક્રસમ કર્મ પથ સ્નેહ રસ હીન જે, શ્વેત જાણી વિમુખ તાણી લીધો.

# વાર્તા ૨૫૨ મી, વૈષ્ણવ ૨૫૨ મા.

## શ્રીગુસાંઇજીના સેવક જાડા કૃષ્ણદાસની વાર્તા.

* પ્રસંગ ૧ * બધા વ્રજવાસિઓ એમને ચાચા જાડા કહેતા. તે ઘણા ચતુર હતા, તે દરેક સંતમહંતની પરીક્ષા લેતા લેતા ફરતા હતા. એક દિવસ શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજીની પરીક્ષા લેવાને આવ્યા તે સમય શ્રીગુસાંઇજી શ્રીનવનીતપ્રિયાજીને પાલનામાં ઝુલાવતા હતા. તે સમયે તેમને દર્શન થયાં હતાં કોઇ વખત શ્રીગુસાંઇજી ઝુલાવતા અને શ્રીનવનીતપ્રિયાજી ઝુલતા. કોઇ વખત શ્રીગુસાંઇજી ઝુલે તો શ્રીનવનીતપ્રિયાજી ઝુલાવે. જાડા કૃષ્ણદાસ આ જોઇને ચકિત થઇ ગયા. તેમના મનમાં સંદેહ આવ્યો કે આ બે સ્વરૂપમાં શ્રીઠાકોરજીનું સ્વરૂપ કયું ! પછી જ્યારે શ્રીગુસાંઇજી રાજભોગ ધરીને બહાર પધાર્યા ત્યારે જાડા કૃષ્ણદાસને શ્રીગુસાંઇજીના રોમ રોમમાં શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન થયાં. પછી શ્રીગુસાંઇજીને દંડવત્ કરીને વિનતિ કરી કે હું ઘણોજ દુષ્ટ છું કે આપની પરીક્ષા લેવાને આવ્યો હતો પરંતુ આપે મારી પરીક્ષા લીધી અને કૃપા કરીને આપે મારો સંદેહ મટાડ્યો માટે આપ મને શરણે લો. આથી શ્રીગુસાંઇજીએ કૃપા કરીને એમને નામ નિવેદન કરાવ્યું.

* પ્રસંગ ૨ * થોડા દિવસ પછી ત્યાં રહીને તે શ્રીવૃંદાવનમાં આવ્યા. અને રૂપસનાતનજીને મળ્યા. અને પૂછ્યું શ્રીઠાકોરજી શું કરે છે. ત્યારે રૂપસનાતને કહ્યું શ્રીઠાકોરજી ભોજન કરે છે. ત્યારે જાડા કૃષ્ણદાસજીએ કહ્યું શ્રીઠાકોરજીની સઘળી લીલા નિત્ય છે. એક કાલાવચ્છિન્ન સઘળી લીલા કરે છે. પણ તમે એમ કહો છો કે ભોજન કરે છે. એમ કહેવાનું કારણ શું ? ત્યારે રૂપસનાતનજીએ કહ્યું તમે કહ્યું તે પ્રમાણે તો દર્શન શ્રીગોકુળમાં શ્રીગુસાંઇજીને ત્યાં થાય છે. શ્રીગુસાંઇજી કૃપા કરીને જેવાં દર્શન કરાવે તેવાં થાય છે. જાડા કૃષ્ણદાસ એ વાત સાંભળીને ઘણા પ્રસન્ન થયા જાડા કૃષ્ણદાસ વ્રજમાં ફરતા અને ભગવદ્ ગુણાનુવાદ ગાયા કરતા. એમણે ઇંદ્રકોપનું ચરિત્ર બનાવ્યું છે, તથા રાસપંચાધ્યાયી પણ બનાવી છે તથા માધવ રૂકિમણી કેલી પણ ગાયા છે. આ ઉપરાંત ભોજનનાં નવાં પદ ઘણાં સુંદર બનાવ્યાં છે.

* પ્રસંગ ૩ * એક દિવસ જાડા કૃષ્ણદાસ દ્વારકાની જાત્રા માટે ગયા હતા. રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં એક દેવીનું દેવળ હતું. તે દેવળમાં જઇને સૂતા. તે વખતે સવારના પહોરમાં એક માણસ બકરો લઇને દેવીને ચઢાવવા આવ્યો, ત્યારે જાડા કૃષ્ણદાસે કહ્યું બધા લોક બકરાને વધેરે છે પણ કોઇ સિંહને ચઢાવતું નથી. ત્યારે તે માણસે કહ્યું સિંહને શી રીતે પકડાય ? જાડા કૃષ્ણદાસે કહ્યું હું તને સિંહ પકડી આપું. તમે બકરાને છોડી દો. આથી તે માણસે બકરાને છોડી દીધો. પછી જાડા કૃષ્ણદાસ જંગલમાં ગયા અને એક સિંહને પકડી લાવ્યા. આ સિંહને દેખીને બધા માણસો નાસી ગયા. અને જાડા કૃષ્ણદાસને પગે લાગવા મંડયા, જાડા કૃષ્ણદાસે તેમને કહ્યું તમારે આજ પછીથી જીવની હિંસા નહિ કરવી. જાડા કૃષ્ણદાસ એવા પરાક્રમી હતા.

* પ્રસંગ ૪ * એક દિવસ જાડા કૃષ્ણદાસ ચાચાજીને મળ્યા, અને પૂછયું કે આ પુષ્ટિમાર્ગમાં કયાં કયાં શાસ્ત્રો પ્રમાણ ભૂત ગણવામાં આવ્યાં છે. ચાચાજીએ કહ્યું વેદ, શ્રીકૃષ્ણવાકય ( ભગવદ્‌ગીતા ) વ્યાસ સૂત્ર અને શ્રીમદ્ ભાગવત્‌ની સમાધિ ભાષા પ્રમાણ ગણાય છે. આ શાસ્ત્રોથી જે વિરૂદ્ધ છે તે પ્રમાણ તરિકે આ માર્ગમાં સ્વીકારાતાં નથી. આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં આજ્ઞા કરી છે. પછી જાડા કૃષ્ણદાસે પૂછયું કે અનેક પ્રકારના દેવપૂજન તથા વ્રત, શાસ્ત્ર ઇત્યાદિ ઘણા દિવસથી ચાલતા આવે છે તો તે સંબંધ શો વિચાર કરવો તે આપ જણાવો ? ત્યારે ચાચાજીએ કહ્યું કે આ શંકાનું નિવારણ પણ શ્રીમહાપ્રભુજીએ તત્ત્વદીપ નિબંધમાં કહ્યું છે. શ્રીઠાકોરજીએ જીવને મોહ કરવાને માટે તથા પોતાનું ભજન છોડાવવાને માટે વિચાર કર્યો તેથી બુદ્ધાવતાર લીધો. શ્રીઠાકોરજીની આવી વિપરીત ઇચ્છા જાણીને સર્વે દેવતા શ્રીઠાકોરજીને વશ રહે છે. બ્રાહ્મણને ઘેર જન્મ લઇને અનેક મત ચલાવવાને અનેક શાસ્ત્ર રચ્યાં, અને આ વાતનો કશો પણ વિચાર કર્યો નહિ. શ્રીઠાકોરજી મોહ કરવાને માટે આ પ્રમાણે કરે છે તે બુદ્ધિમાનો સમજ્યા નહિ. આથી બુદ્ધાવતારમાં જે જે ઉપદેશ લોકોને મળ્યો તે શ્રવણ કરીને તેમણે શ્રીઠાકોરજીની સેવાનો ત્યાગ કર્યો. પણ્ડિતો પણ કર્મને વશ થયા. આવા કર્મને વશ થનારાઓને સંસારજ ફળ મળ્યું. બીજું નહિ. આ સાંભળીને જાડા કૃષ્ણદાસ ઘણાજ પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા "તમારા વગર કોઈ પણ

બીજું મારો સંદેહ દૂર કરવાને સમર્થ નહોતું. પછી તેમણે બીજી શંકા પૂછી કે કેવા પ્રકારની શ્રદ્ધા શ્રીઠાકોરજીમાં રાખવી જોઇએ, તેના ઉત્તરમાં પણ ચાચાજીએ નિબંધમાંથી અવતરણ આપીને સમજાવ્યું કે જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા એમ બે પ્રકારની નિષ્ઠા છે. જ્ઞાનનિષ્ઠા સાચી ત્યારેજ કહે-વાય કે જ્યારે અનેક પ્રકારનાં કષ્ટ પડે તો પણ દુઃખ સહન કરે અને ચિ-ત્તની પ્રસન્નતાનો ત્યાગ કરે નહિ. જો ચિત્ત પ્રસન્ન ન હોય તો કરેલાં કર્મ નિષ્ફળ થાય છે. આ બે ઉપરાંત ભક્તિ નિષ્ઠા છે. તે કયારે સાચી માનવી કે તેથી શ્રીઠાકોરજી પ્રસન્ન થાય, આ નિષ્ઠા વિના ખરેખરૂં ફળ મળતું નથી. આ જાડા કૃષ્ણદાસ આ સાંભળીને ઘણો સંતોષ પામ્યા પછી તે ગોપાલપૂર-માં ગયા. જન્મપર્યંત શ્રીનાથજીની સેવા કરવા લાગ્યા. એ જાડા કૃષ્ણદાસ શ્રીગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. વાર્તા સંપૂર્ણ. વૈ. ૨૫૨ મા.

(સાર) (૧) વૈષ્ણવે સર્વ પ્રાણી ઉપર દયા રાખવી જોઇએ. (૨) કોઇપણ જી-વની હિંસા કરવી નહિ. ન્હાના મોટા દરેક જીવનાં તરફ સમવૃત્તિથી રહેવું. (૩) કોઇપણ દિવસ ગુરૂની પરીક્ષા કરવાને મનમાં વિચાર સરખો પણ કરવો નહિ.(૪) જીવનક્ષણિક છે એમ સમજી જેટલો સમય મળે તેટલો ભગવદ્‌ગુણાનુવાદમાં તથા ભક્તિમાં વ્યતીત કરવો. (૫) આ માર્ગમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણ ભગવ-ત્પ્રાપ્તિના ઉપાયોમાં ભક્તિજ મુખ્ય સાધન મનાય છે.

ભક્તિ નૌકા તારે સર્વને, જે કોઇ શરણે આવે શુચિપાપી;
અન્ય સાધન દારૂ તુંબિકા, ગ્રહે સંભવત તરે કો કદાપી.
તરે કદા બચે કામાદિ ગ્રહાથી, સામર્થ નહિ અણું તરવા સાથી;
વિબુધ વિચારી જુઓ નિજ મન, ભક્તિ ભલી કે સાધન અન્ય.
ભક્તિમણી જ્ઞાનદીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર;
મણિ અભય છૂતી અચળ છે, દીપકને ભય છે અપાર.
અપાર ભય વાયુથી વામે, તેલ પાત્ર બત્તી વણ લય પામે
જ્ઞાન સભયતો અન્ય કુણ માત્ર, નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર
ભક્તિ વિના કેવળ કૃતિ કરે, ફળ પરલોક ન થાય;
મણિધર પવન ભક્ષી રહે, જુઓ મત્સ્ય તીર્થજલ ન્હાય.
મીન તીર્થ ભોલ મૃગ વનવાસી, અંધગહે દંડ, કાસદ જાય કાશી.
સર્પ દંડવત્ નટ સિદ્ધવેશ, દરશ તપોધમ ભાવ ન લેશ. સેવો૦

મારે ભક્તિ વગરની કૃતિ નિષ્ફળ છે.

૧ वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयं ॥

उत्तरं पूर्वसंदेहवारकं परिकीर्तितं ।
अविरुद्धं तु यत्त्वस्य प्रमाणं तच्चनान्यथा ।
एतद्विरुद्धं यत्सर्वं न तन्मानं कथंचन ॥

२ बुद्धावतारे त्वधुना हरौ तद्वशगाः सुराः ।
नानामतानि विप्रेषु भूत्वा कुर्वन्ति मोहनं ॥
अयमेव महामोहो हीदमेव प्रतारणं ।
यत्कृष्णं न भजेत्प्राज्ञः शास्त्राभ्यासपरःकृती ।
तेषां कर्मवशानां हि भव एव फलिष्यति ॥

३ ज्ञाननिष्ठा तदा ज्ञेया सर्वज्ञो हि यदा भवेत् ।
कर्मनिष्ठा तदा ज्ञेया यदा चित्तं प्रसीदति ॥
भक्तिनिष्ठा तदा ज्ञेया यदा कृष्णः प्रसीदति ।
निष्ठाभावे फलं तस्मान्नास्त्येवेति विनिश्चियः ॥



